ચંદા અને ચાંદની

[ શ્રી રમેશ કોઠારી






તંત્રી : મનુભાઈ જોધાણી

અંક ૭ મો

મે, ૧૯૪૮

વૈશાખ ૨૦૦૪



સ્ત્રીઓ અને કન્યાઓમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું માસિક



वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ નવમું : વૈશાખ ૨૦૦૪ : મે ૧૯૪૮ : અંક ૭ મો

# તમારૂં ઘર*

ધૂમકેતુ

મહાલયો છે, હવેલીઓ છે, બંગલાઓ છે,
. . . . પણ ઘર, ઘરં ક્યાંય નથી.

**અ**ને પછી શિલ્પીઓ, કારીગરો, મજૂરો ત્યાં આવ્યા; અને નમ્રપણે એને કહ્યુંઃ 'ગુરૂદેવ ! આજ તો અમને ઘર વિષે કાંઈક કહો !'

અને એણે કહ્યું 'તમે શહેરમાં તમારૂં મકાન બાંધ્યું તે પહેલાં, કલ્પનામાં કોઈ દિવસ, કોઈક વેરાન જંગલમાં, નાની નિદ્રસ્થ નિર્દોષ બાલિકા હોય તેવી, 'લિયાદાદાની ઝુંપડી' ક્યારેય બાંધી છે ખરી ? કલ્પનામાં ! એ બાંધી હશે તો તમે આ સમજી શકશો.

* ખલિલ જિબ્રાન ઉપરથી. એક ભાઈ વળી આનો ઉચ્ચાર જુબ્રાન હોવાનું લખે છે આ ફકરામાં ફેરફાર ઘણા છે.

ત્યક્તામાંથી સ્વાવલંબી બનેલી



# મંજુલા

લેખક :
શ્રી. ગુણવંતરાય આચાર્ય

*

એની માતા કહેતી: 'મંજુને પંદર વર્ષ થયાં.' પાડોશીઓ કહેતાં : 'મંજુલાને સત્તર વર્ષ થયાં.' એની ખરી ઉંમર ગમે તે હો, પરંતુ પંદરથી ઓગણીસ વર્ષ સુધીમાં તમે એની જેટલી વય કલ્પો એના કરતાં એ તમને સહેજ મોટી લાગે એવી હતી.

એનું એકવડું ઉંચું શરીર ગુલછડી જેવું હતું. એનો ચહેરો ઘાટીલો અને ઘાટીલા ઉઠાવદાર હતો. એના બદનમાં જુવાનીની તાજી કુંપળો ફુટતી હતી. એ મનોહર હોય કે નહિ, એ કદરૂપી તો નહોતી

કોઈ દિવસ એણે ઘરની બહાર પગ નહોતો મૂક્યો. માત્ર સવારે સાત વાગે એ પોતાના જીર્ણ મકાનની ડેલીનું એક બારણું બંધ કરી એના ઉપર પોતાની કાયા ટેકવી ઉભતી. સાંજે ચાર વાગે પણ એવી જ રીતે એ ઉભતી. વિષાદભરી જાણે કે આશામૂર્તિ !

શા માટે એ એમ ઉભતી હશે ! ખાંચામાં પોલીસખાતાના એક રજપૂતભાઇ રહેતા. માતાના મંદિરનો પૂજારી રંગીલો બ્રાહ્મણ રહેતો; પરચુરણ માલની દુકાન ચલાવનો એક કેકડ વાણિયો વસતો હતો; ને બીજા અનેક વૃદ્ધો ને વૃદ્ધાઓ વસતાં હતાં. એ સહુને રોજરોજ એ સવાલ પેદા થતો: 'શા માટે એ સવાર સાંજ આમ ડેલીમાં આવીને છબી જેવી ઉભી રહે છે ?'

એ ઉભી રહે છે કોઈને માટે નહિ. એની આંખમાં ઘેરાયેલું વાદળ કોઇનાથી યે નથી વિખરાતું. એક માત્ર ટપાલી આવે ત્યારે જાણે કે એ વાદળમાં વીજ ઝબુકી જાય છે.

'ભાઈ, અમારો કંઇ કાગળ છે !'

'ના.' રોજ માઇલનો ધાંચીના બેલ જેવો પ્રવાસ ખેડનારો દૂબળો ને ચીડિયો ટપાલી બોલ્યો: 'હોય તો તારે ઘેર આવીને ન નાખી જઈએ ?'

મંજુલા એ ઉપેક્ષાભર્યા જવાબને ગળી જઇને ફરીથી કહે છે: 'ભાઇ, કાગળ આવે તો ધ્યાન રાખશોને ? જુઓ આ મારું ઘર.'

'આવડી નો સંઘરીને શું અમારે અથાણું કરવું છે !'

ચાર ચાર વર્ષથી રોજેરોજ આ સવાલ જવાબ થાય છે. વચમાં કંઈક ટપાલીઓ આવ્યા ને કંઈક ચાલ્યા ગયા. મંજુલા એની એ રહી. કાગળની આશા પણ એની એ રહી. જો કે ધીમે ધીમે મંજુલાની આંખ અને મંજુલાની આશાને ફરતી કાળી છાયા પડતી જતી હતી.

[૨]

ચાર વર્ષથી મંજુલાને ત્યાં કોઈ કાગળ નહોતો આવ્યો. મંજુલાને પરણ્યે સાતેક વર્ષ થયાં હતાં. બાર તેર વર્ષની વય થઈ ત્યારે એ સાસરે ગયેલી. સાસરે પતિની સાથે વરસ વરોળ રહી ને પછી એક દિવસ એ પોતાની વિધવા માતાને ત્યાં આવી. પરણ્યો પરદેશ ચાલ્યો ગયો.

' મંજુ, કહે તો ખરી, તું આમ ખબર-ખત વગર એકાએક કેમ આવી ? કેટલા દિવસ રહીશ ? ' માતાએ મંજુલા આવ્યા પછી ત્રીજે કે ચોથે દિવસે એક વાર પૂછ્યું.

જવાબમાં મંજુલા માતાને વળગી પડી ને ખૂબ રોઈ. માતા મંજુલાને વળગીને સામી રોઈ. મંજુલાના અકસ્મિત આગમન વિશે માતા અને પુત્રી વચ્ચે આટલો જ ખુલાસો થયેલો. ને ત્યાર પછીથી તો માતા ચોકીદાર બની: પુત્રી નજરકેદી બની.

પહેલો મહિનો માતાએ પાડોશમાં ખુલાસો કર્યો: ' છોકરી આવી છે સુવાણે. મહિનો માસ રહીને જશે. '

ત્રીજે મહિને માતાએ પાડોશમાં ખુલાસો કર્યો: ' આ છોકરીનો ધણી પરગામ નોકરીએ ગયો છે. ત્યાં રહેઠાણ વગેરે નક્કી કરશે પછી છોકરી જશે. '

ત્રણ મહિના સુધી પડોશીઓએ ખુલાસાઓ કબૂલ રાખવા માંડયા. છ મહિને પાડોશીઓ ઈરાદાપૂર્વક અજ્ઞાન બતાવવા લાગ્યા. પછી તો પાડોશીઓએ પૂછવાનું છોડી દીધું. માતાએ કહેવાનું છોડી દીધું. ને મંજુલાની સ્થિતિ સહુએ સાબિત અને સ્થાપિત થયેલી જોઈ. મંજુલાને એના ધણીએ કાઢી મૂકી હતી. મંજુલા છંડાયેલી હતી.

એક વાર લોકલાજના પડદા આમ તૂટી ગયા અને માતાનો અને જગતમાંથી પાડોશીઓના અભિપ્રાયનો ડર ઊડી ગયો પછી તો મંજુલાના કંથની, મંજુલાના સસરા ને મંજુલાના સાસરિયાંની નિત્ય નવી વાતો પાડોશીઓને જાણવા મળી. છંડાયેલી જુવાન છોકરીની વિધવા માતા દુખીયારી હતી. જગત માત્ર એના દુઃખથી, એની આપદાથી વાકેફ થાય એ એક માત્ર હકીકત એના મગજના, એના હૃદયના તારેતારમાં સીંચાઈ હતી.

પાડોશીઓએ જાણ્યું કે છેક ઘોડિયાંના સગપણ થયાં હતાં. મંજુલા ત્રણ વર્ષની ને રામલાલ સાત વર્ષના હતાં ત્યારના ચાંદલા થઈ ગયેલાં. મંજુલાનું સાસરું ખાનદાન લેખાતું, નાતમાં આગળપડતું લેખાતું ને એ વખતે તો મંજુલાને આવા કુટુંબમાં સ્થાન પામવા માટે બડભાગી ગણવામાં આવેલી.

## વેદના



ચિત્તે રમે છે મારા સૂર એ અનાદિ,
હૈયે ઝણે છે સિતાર;
રોમ રોમ ડોલે છે અંતરના સૂરમાં,
આવે નહીં વાણુમાં અપાર:
મારી આવે નહીં વાણુમાં અપાર.

જોઉં છું આકૃતિ અવ્યક્ત ચિત્તનેનથી,
કલ્પનામાં આવે આકાર;
જોઈ જોઈને નંદ જાગે રોમ રોમથી,
આંખમાં ન માય અંબાર:
મારી આવે નહીં વાણુમાં અપાર.

ઝીલું છું ચાંદની પીયૂષ તણી પ્રેમના,
માણું સ્નેહવર્ષાની ધાર;
મારો ભીંજાઈ તરબોળ દેહ થાય તોય
દૂર દૂર રહે કિરતાર:
મારી આવે નહીં વાણુમાં અપાર.

સરોદ

દશમે વર્ષે લગ્ન થયાં ને બારમે વર્ષે મંજુલા સાસરે ગઈ, ત્યારે રામલાલની વય હતી સત્તર વર્ષની. શરૂમાં ત્રણ ચાર માસ પતિપત્નીને સારૂં રહ્યું. એકબીજાથી જરા યે વિખુટાં પડવાનું ન ગમે એવું. પણ પછી તો મંજુલાની દેવમૂર્તિના પગમાંથી માટી ખરવા માંડી. રામલાલને માતા તો હતી નહિ. બાપ બેપરવા હતો ને રામલાલ રઝળતો હતો. હોટેલો ને બીડીઓ માટે ચોરી કરતો. ને એક રાત્રે ઘરમાંથી કાંઈક હાથ મારીને એ નાસી ગયો. બાપે એકાદ માસ પુત્રની રાહ જોઈ. અને પછી મંજુલાને પિયર વળાવી દીધી.

એ વાતને ચાર વર્ષ થઈ ગયાં. માતાએ સસરાને કહેવરાવ્યું: 'હું ગરીબ વિધવા. મહેરબાની કરીને તમારા માણસને લઈ જાઓ.' સસરાએ જવાબ આપ્યો: 'મારા ઘરમાં જગ્યા નથી. છોકરી ન સચવાતી હોય તો પાંજરાપોળમાં મૂકી આવો કે બીજે પરણાવી દો.' ખાનદાન કુટુંબની ખાનદાની એ જવાબમાં ઝળકતી હતી!

ચાર વર્ષ થઈ ગયાં. હજી મંજુલા રોજ રોજ સવાર સાંજ મકાનની ડેલીના એક બારણાને અઢેલીને પતિના કાંઈ સમાચારની, કાંઈ કાગળની, કાંઈ કાપલીની રાહ જુએ છે!

'ટપાલીભાઈ! અમારો કાંઈ કાગળ છે?'

ટપાલી જૂનો નથી, નવો છે. એક બુઝર્ગ મુસલમાન છે. એના જવાબમાં કંટાળાની બેપરવાઈ નથી: સ્હેજ ભીંજતી આંખે, સ્હેજ હસતે ચહેરે એ જવાબ દે છે: 'ના, દીકરી, આજ તો નથી. કાલ તો જરૂર આવશે.'

[ ૩ ]

એક દિવસે સવારે હજી તો મા દીકરી ઉઠ્યાં પણ નહોતાં, ત્યાં બુઢ્ઢા મિયાંએ ડેલીની સાંકળ ખખડાવી: 'બેટા, બારણું ઉઘાડ.'

મંજુલાએ ઝટપટ ઉઠીને કપડાં સરખાં કરી બારણું ઉઘાડ્યું. 'બેટા લે, આજ તારો કાગળ આવ્યો છે. ટપાલનો થેલો તોડતાં વેંત જ પહેલો દેખ્યો. માસ્તર સાહેબને કહીને છાપ્યો ન છાપ્યોને થેલો મૂકીને તને દેવા દોડતો આવ્યો. બેટા, લે આ કાગળ ને હું હવે જાઉં છું.'

એ બુઝર્ગ મિયાંના રૂક્ષ ને ફકીર ચહેરા ઉપર સાચી હમદર્દી ઝળકી રહી હતી. આવો દેદિપ્યમાન ચહેરો મા-દીકરીએ જીંદગીભર નહોતો જોયો: 'ભાઈ, જરા તો ઉભા રહો! જરા ચાહ તો પીતા જાઓ!' માતાએ આગ્રહ કર્યો.

'અરે મા, મારાથી મિનિટ પણ ન રોકાવાય. ટપાલ મૂકીને માસ્તરને માથે બેસારીને આવ્યો છું. હું તો જાઉં છું,' ને બુઢ્ઢો મિયાં ઉતાવળો ઉતાવળો ચાલ્યો ગયો: 'કેવો અશરાફ માણસ!'

માતાને લખવા વાંચવાનો મહાવરો નહોતો. મંજુલાએ કાગળ ફોડ્યો: વાંચ્યો. માથે વીજળી પડી હોય એમ એ છાપરાને તગતગતી આંખેથી ટીકતી ઉભી રહી—કોઈ મહારોગીનો રોગ શરીરમાં એકાએક થીજી ગયો હોય એવી:

માતા હેબતાઈ ગઈ. 'શું છે? મંજુ શું છે? કોનો કાગળ છે? શું કાગળ છે?'

લમણે હાથ મૂકીને બેસી ગયેલી મંજુલાએ જવાબ ન આપ્યો. એની આંખો જાણે કે આ અવનિ પાર કરી ગઈ હતી.

'મંજુ! મંજુ!' માતાએ રડતે અવાજે મંજુલાને બોલાવવા માંડી. કંપતે હાથે હલાવવા માંડી: 'મંજુ, મંજુ, આમ શું કરે છે? બોલ કે ને!'

એકાએક વિકરાળ હાસ્ય એ નાના મકાનમાં ભિનીષણ પડઘા પાડી ઉઠ્યું. 'હા—હા—હા—હા—હા—હા.'

માતા ચમકીને બે કદમ પાછી હટી ગઈ. 'કોણે આ ભયાનક ને ઘોર હાસ્ય કર્યું? આ છોકરીએ?'

મંજુલા ઉભી થઈ ગઈ. એની ફાટી ગયેલી આંખો કાગળ ઉપર જાણે કે ચોંટી ગઈ. એનો

ચહેરો તપેલા પીળા રંગનો અપાર્થિવ અને શબ જેવો બની ગયો. ને એના મુખમાંથી વીજળીના કડાકા જેવું અટ્ટહાસ્ય નીકળવા-ત્રાડવા માંડ્યું: 'હા-હા-હા-હા-હ......હા...આ...'

ને માતાએ ડેલીએ દોડીને ચીસ પાડી: 'દોડો રે દોડો! મારી મંજુને કાંઈક થઈ ગયું.' માતાની એકલીની ઘરના ઉંબરમાં પગ મૂકવાની છાતીયે નહોતી રહી.

ને પાડોશમાંથી પચીસ માણસ નીકળી આવ્યું. તેઓ જ્યારે ઘરમાં ગયા ત્યારે તો મંજુલા બેભાન બનીને ભોંય ઉપર ઢગલો થઈને પડી હતી.

તેઓએ મંજુલાને પથારી ઉપર સુવાડી ને કપાળે પાણી છાંટ્યું. મંજુલાની માવજત કરી ને માતાને આશ્વાસન આપ્યું. મંજુલાના હાથમાં કાગળ હજી પકડાયેલો હતો. માતાએ એ લઈ લીધો.

મંજુલા ભાનમાં આવી ને દીવાલ તરફ માથું નાંખી પડી રહી. નવખંડનો નવો બોજ જાણે એની કાયા ઉપર પડયો હતો. બધા ગયા. એક-આપ્તજન જેવો બની ગયેલો ક્રિશ્ચિયન માત્ર ત્યાં રહ્યો: 'આ કાગળ. જુઓ તો ખરા એમાં છે શું?' માતાએ એને કાગળ વાંચવા આપ્યો.

એ પત્ર હતો આફ્રિકાથી એક જણનો–મંજુલાની માતાના એક દૂરના સંબંધીનો. પત્રમાં લખ્યું હતું: 'રામલાલ રઝળતો આફ્રિકામાં આવી ચડયો છે. સીદીઓના સંગમાં પડ્યો રહે છે. એને ચાંદીનો રોગ થયો છે. ઓળખાય એવો રહ્યો નથી. હમણાં ચોરી કરવાના અપરાધ માટે એ ત્રણ વર્ષની સખ્ત જેલમાં ગયો છે. મંજુ મારી દૂર દૂરની તો પણ ભાણેજ થાય છે માટે તમને લખું છું. રામલાલ રઝળનો પાછો ત્રણ-ચાર વર્ષે ત્યાં આવે ત્યારે છોકરીનો એની સાથે પનારો પાડતાં વિચારજો.'

બધું પચે છે એમ આખરે આ દુઃખદ સમાચાર પણ માતાને ને દીકરીને પચી ગયા.

## ગીત



વન વન કે કુંજ કુંજ ભમતો હું શોધ મહીં,
એકાદો સૂર મળી જાય રે;
જેનો ઝંકાર ઝીલી જીવનનું બીન પછી,
મંદ મંદ ગીતડાં ગાય રે;
મને એકાદું ગીત મળી જાય રે.

ધબકંતા જીવનની ભીતરમાં ગુંજતો,
વાસ્તવનો સૂર મળી જાય રે;
વા, તો આકાશતણી મ્હોટી અટારી પરે,
કલ્પનના આભમાં ઉડાય રે;
મને એકાદું ગીત મળી જાય રે.

આકાશી તારકના તેજ મહિં નાનકડી
સીટી એકાદ મળી જાય રે,
આખા બ્રહ્માંડ તણું ગીતડું વિરાટ, મારા
નાનકડાં અંતરે સમાય રે;
મને એકાદું ગીત મળી જાય રે.

અંતરના ન્હાનકડાં સરવરિયે સ્વપ્નાં
પાણીડાં અનંત છલકાય રે,
આકાશે તેજભરી ચમકંતી ચાંદની,
મીઠું મીઠું તે ગીત ગાય રે;
મને એકાદું ગીત જડી જાય રે.

હરીન્દ્ર દવે.

માતા તો હતી તેવી રહી. પુત્રીમાં પરિવર્તન થઈ ગયું.

હવે એ કોઈ દિવસ પણ રામલાલને સંભારતી નથી. માતાને સંભારવા યે દેતી નથી. હવે એ ઘરકામમાં વધારે રસ લ્યે છે, રાંધે છે ને બજારમાં પણ ખરીદવા જાય છે.

પહેલે દિવસે માતાએ એને બજારમાં જતાં અટકાવી.

'શું હું કાયની કોડી છું?' મંજુલાએ માતાને જવાબ આપ્યો: 'કે હોરો વાગતાં મારામાં તડ પડી જશે? શું સમજે છે તું મને?'

તે દિવસથી માતાની ચોકી ઉઠી ગઈ. માતાની સત્તા આથમી ગઈ.

[૪]

'મા, હવે ઘરમાં તો દશ રૂપિઆ જ છે. એ થઈ રહેશે ત્યારે શું કરશું આપણે?'

માતાએ નિશ્વાસ મૂક્યો: 'હવે તો મારી પાસે દાગીનોય નથી રહ્યો. બે તોલાની હેલી બંગડી હતી એ તારા મંદવાડમાં વટાવી નાંખી.'

પુત્રીએ નિશ્વાસ મૂક્યો. એના ચહેરા ઉપર ચિન્તાનું વાદળ ઘેરાયું: 'ત્યારે આપણે શું કરશું?'

'હવે તો ઘરમાં કાંઈ વેચવા–સાટવાનું ય નથી રહ્યું.'

મંજુલાએ એ કંગાળ ઘરમાં નજર નાખી. ગાભા જેવી આઢીપાતળી મરચખરી ઉપર નજર નાખી, ઘોડીવાર એ ચૂપ રહી. એના ચહેરા ઉપરની રેખાઓ કાંઈક બદલાઈ ને પછી એ ત્યાંથી ઉઠી ગઈ.

બેચાર દિવસ વીતી ગયા. ભાવીની ચિંતા એ ઘરમાં જાણે કે વીંટળાવા લાગી હતી. એક દિવસે મંજુલાએ માતાને કહ્યું: 'મા, મારે ફરીને પરણવું છે. મારે પુનર્લગ્ન કરવું છે.'

માતા સફાળી બેઠી થઈ ગઈ. 'શું કહે છે છોકરી?' એના અવાજમાં ગુસ્સાનો કંપ હતો:

'વાણિયા બ્રાહ્મણમાં વળી ઘરઘરણાં થતાં હશે? નાત પીંખી નાંખે.'

'મારે ને નાતને શું?'

'કેમ? તારે ને નાતને કેમ કાંઈ નહિ?'

'જે નાત મારા એક ધણીને સાચવી શકે નહિ એ નાત મને શા માટે બીજો ધણી ગોતવતાં અટકાવે?'

'હવે ગાંડી થા મા ગાંડી. કુળમાં જઈને કુટુંબનું નામ બોળવું છે?' માતાનો રોષ માઝા મૂકતો જતો દેખાયો.

સ્વસ્થ ચિત્તે ને કાંઈક બેપરવા અવાજે મંજુલાએ જવાબ આપ્યો: 'લાખ વાતની એક વાત. તું ગમે તેમ કહે ને ગમે તેમ કર, હું ફરીને પરણવાની પરણવાની ને પરણવાની જ.'

લોકાપવાદ પ્રત્યે બેપરવા બનતી પુત્રી પ્રત્યે માતાને કાંઈક તિરસ્કાર આવ્યો. ચાર વર્ષ સુધી માતાએ પુત્રીને નહિ આપેલું ભરેલું તિરસ્કારના ઉભરા સાથે બહાર નીકળી આવ્યું: 'હવે તને છોડીલીને તે વળી કોણ નવરો સંઘરતો હતો?'

મંજુલા જરા હસી. 'એ પણ મેં શોધી લીધો છે.'

માતા હવે ખરેખર ચમકી: ચારચાર વર્ષથી સાચવેલો આ સાપનો ભારો શું સહંતર હાથથી ગયો? 'કોણ છે એ? મને એનું નામ તો કહે.'

'આપણા પાડોશમાં સુમનભાઈ–સુમનલાલ રહે છે તે.'

સુમનલાલ અલબેલો જુવાન હતો. એની દુકાન સરસ ચાલતી હતી. માતાએ મંજુલાને પૂછતાં ખબર પડી કે એ મંજુલાસાથે પુનર્લગ્ન કરવા તૈયાર હતો. જરૂર પડે તો આ ગામમાંથી દુકાન ઉપાડીને બીજા કોઈ ગામમાં પણ નાખવાને એ તૈયાર હતો.

માતા જ્યારે પુત્રીને મનાવી મનાવીને થાકી, અને જ્યારે પુત્રીના હઠાગ્રહને ચળાવવાનો કોઈએ

સંભવ એને ન દેખાયો, ત્યારે એણે સુમનલાલને પોતાની પાસે બોલાવ્યો. એ જુવાન હતો: ભોળો હતો: ગભરુ હતો. મંજુલાની માતા કહે એમ કરવાને તૈયાર હતો. બે ત્રણ દિવસના સહવાસે માતાને લાગ્યું કે છોકરીએ જો પરણવાનો નિશ્ચય જ કર્યો હોય તો બીજા કોઈને પનારે પડે એના કરતાં સુમનલાલ સાથે પરણે એ ઠીક છે. .

લગ્ન વહેલામાં વહેલાં સમેટવાં એ મંજુલાનો આગ્રહ હતો. ગામમાં ને ગામમાં તો આ વાત બને એમ નહોતું. મંજુલા, એની માતા ને સુમનલાલ બહારગામ જઈને ક્યાંક વિધિસર લગ્ન કરી લેવા માટે નીકળ્યાં.

સુમનલાલનો એક પરિચિત મિત્ર એક દૂરના શહેરમાં રહેતો હતો. એ શહેરમાં ત્રણે જણાં ગયાં. સુમનલાલે પોતાના મિત્રને વાત કરી. એ મિત્રે બીજાને વાત કરી. બીજાએ ત્રીજાને કરી. એમ કરતાં ગામમાં વાત ફેલાઈ. ત્યાંથી એ ત્રણ જણાં બીજા સ્થળે ઉપડયાં. બીજેથી ત્રીજે સ્થળે ગયાં. જ્યાં જાય ત્યાં લગ્નની વાત ચૂંથાતી હતી. ને એમ ને એમ ત્રણ-ચાર માસ નીકળી ગયા. માતા હવે પુત્રીને માટે અસ્વસ્થ બની હતી. પુત્રી હવે લગ્નને માટે આંધળી આતુર બની હતી ને સુમનલાલ મંજુલાની માતા કહે તેમ કરવા તૈયાર હતો.

[૫]

એક કસ્બામાં તેઓ આવી પડયાં હતાં. કોઈ કાંઈ માર્ગ બતાવતું ન હતું, ને એક બે ઓરતના વેપારી જેવાં ગીધડાં એમને વીંટળાતાં હતાં. એક દિવસે મંજુલા બિમાર પડી. ખૂબ તાવ આવ્યો. સુમનલાલ દાક્તરને તેડી લાવ્યો.

'દાદા'એ મંજુલાને તપાસી. સુમનલાલ સામે જોયું. માતા સામે જોયું : 'તમે મને પ્રતિજ્ઞાપૂર્વક કહો છો કે આમાં તમારો કાંઇ હાથ નથી?'

આ સવાલ કોઈનાથી સમજાયો હોય એવું ન દેખાતાં દાક્તરદાદા વધારે સ્પષ્ટતાથી બોલ્યા : 'તમે જાણો છો કે આ બાઇને ગર્ભ છે? આ બાઇની આ બિમારીમાં એનો ગર્ભ પડી જશે. એ ગર્ભપાત કરવાને તમે તો કાંઇ પ્રયોગ નથી કર્યો ને?'

માતા અને સુમનલાલ બંને એકબીજાની સામે જોઇ રહ્યાં. દાક્તરદાદાએ કહ્યું: 'તમે આ ગામમાં પરદેશીઓ છો; અજાણ્યા છો.

## રશ્મિઓ ઢળે



અવનીને ચોક ચંદ્ર-રશ્મિઓ ઢળે,
ચંદ્ર-રશ્મિઓ ઢળે.
આભની અટારીએથી રશ્મિઓ ઢળે.
જમુનાનાં નીર આ ઉછળે ઉલ્લાસમાં,
જળના તરંગ મારું મનડું હરે, આભની.
ઢોલકના તાલ આ વાગે વૃન્દાવને,
વેણુના સૂર કહાના મુખથી સરે, આભની.
નૂપુર ઝંકાર રાસઘેલી ગોપી તણા,
રશ્મિથી રસેલ રાસ રમણે ચઢે, આભની.
ભાનભૂલી ગોપીઓ ને પ્રેમઘેલો કાનુડો,
રસની તે છોળ આજ કેવી ઊડે!—આભની.
રાધા ને કૃષ્ણ આજ રસમાં તલ્લીન બની,
દિવ્ય સ્નેહ સંગીતની સૃષ્ટિ રચે, આભની.

દામોદર શાહ.

તમે નાહકના હેરાન ન થાઓ એ જોવાની મારી ફરજ છે.'

દાક્તરના હમદર્દ કાનમાં માતાએ પોતાની આખી વિતક કથા કેહી. દાક્તરે કહ્યું: 'જો મંજુલાને આ ગર્ભ સુમનલાલથી જ રહ્યો હોય અને જો આ ગર્ભપાતની પાછળ ઇરાદાપૂર્વકનો પ્રયાસ ન હોય તો હું તમને બરાબર મદદ કરું.'

દાક્તરને જ્યારે જોઈતી ખાતરી મળી ત્યારે એમણે કહ્યું: 'તમે આ દવા લ્યો. દવા મારે ત્યાંથી રોજ લઈ જજો. બાઈ સાજાં થાય ત્યારે મારે ઘેર એમને લઇને તમે આવજો.'

જ્યારે મંજુલા સાજી થઈ ત્યારે ત્રણે જણાં દાક્તર પાસે ગયાં.

દાક્તરે કહ્યું: 'તમારા પ્રવાસમાં તમને ઘણા મળ્યા હશે, પણ તમને કોઇએ સીધી સલાહ આપી નથી લાગતી. હું તમને–ખાસ કરીને બાઈની માતાને અને સુમનલાલને એ બોલ કહેવા માગું છું.'

માતા અને સુમનલાલે કાન માંડયા. મંજુલા ધરતીને અંગુઠા વતી ખણતી નીચે જોઇને બેસી રહી.

'તમે કહો છો કે પુનર્લગ્ન કરવાનો આ છોકરીને ઉધામો ચડયો છે. એ કોઇનું માનતી નથી: કોઇનું માનવાની નથી. એ કહે છે કે સુમનલાલને મેં પસંદ કર્યો છે. બીજા કોઇને હું નથી પરણવાની. એમણે શરીરને ભોગે સુમનલાલ પાસેથી કોલ લીધો છે, કે કોલને ભરોસે સુમનલાલને શરીર અર્પ્યું છે એ જે હોય તે. મારે એ તકરારમાં નથી ઉતરવું. સુમનલાલ એ કોલને વળગી રહે છે એ એમને માટે શોભાની વાત છે.'

દાક્તરની નજર મંજુલા ઉપર ઠરી. મંજુલાના ગાલ રાતા થતા એમણે જોયા. એમણે આગળ ચલાવ્યું:

'હવે મારે મંજુલાબહેનને કહેવું છે. બહેન, હું તને એમ પૂછું છું કે, બાર બાર વર્ષથી જોયેલો એક પતિ આવો નીકળ્યો તો ચાર માસનો જોયેલો પતિ સારો નીકળશે એની તને શી ખાતરી? સુમનલાલ સજ્જન હશે. હું એમને નથી ઓળખતો ને તુંય બહેન એને પૂરા નથી પિછાનતી. કદાચ બહેન, એમ ધાર કે સુમનલાલ પણ રામલાલ જેવા જ નીકળ્યા તો ત્યારેય તારે તો ફરીને આવા જ અજંપા કરવાના કે?'

મંજુલાએ નીચેથી ઉંચે ન જોયું.

'બહેન, તારી વાત આખી યે સાંભળી. મને એમાં એક તત્ત્વ સમજાયું છે. તને આર્થિક ચિન્તા પેઠી છે. જે ધણી ઉપર આશા રાખી હતી, એ આશા નિર્મૂળ થઈ. નવા લગ્નની એમની તાલાવેલી પાછળ રહેલી આર્થિક ચિન્તા પહેલાં નિર્મૂળ થવી જોઇએ. હું પોતે એમ માનું છું.. મારી સલાહ છે કે સૌથી પહેલાં મંજુલાબહેને પ્રમાણિક જાતમહેનતનો રોટલો રળવો જોઈએ. સૌથી પહેલાં એમણે એ આત્મશ્રદ્ધા કેળવવી જોઇએ કે એ લગ્ન કરે કે ન કરે તો પણ એમને રોટલાની ચિન્તા નથી.'

માતા એકાએક બોલી ઉઠી: 'હા દાદા, તમારી વાત સાચી છે. વારંવાર એ એમ જ કહે છે કે, મા, આપણી પાસે પૈસા થઇ રહેશે ત્યારે શું કરશું? આપણે ક્યાંથી શું ખાશું?'

'બરાબર છે, પહેલાં એમની એ ચિન્તા ટાળો: પહેલાં એમને આર્થિક નિર્ભયતા આપો. એમને લગ્ન કરવાં હોય તો કરે, વકીલની સલાહ લઇને કાયદાની સ્થિતિ બરાબર સમજીને ઉપાડી આપે હરે; પણ પહેલાં એમણે આ કરવું જોઇએ. મંજુલાને લગ્ન કરવાં હોય તો તમારે એને વારવી નહિ. એને સુમનલાલ સાથે જ કરવાં હોય તો બીજા કોઈ આપ બળ ન કરવાં. પણ હું માનું છું કે, એમણે સ્વાવલંબન શીખવું: રળતાં થવું. બીજા લગ્નમાંથી

આર્થિક તત્ત્વ બાદ રહ્યા પછી જ એમને લગ્નની જરૂર લાગે તો જ લગ્ન કરવું.

'પણ સુમનલાલ ?' મંજુલાએ પહેલી જ વાર સવાલ પૂછ્યો.

'સુમનલાલ જો સજ્જન હોય તો એ બાર માસ રાહ જોશે. જો એવી રાહ જોવાને એ ના પાડતા હોય તો તમારે લગ્ન કરવા યોગ્ય એ પુરુષ નથી એમ સમજજો.'

'હું તો મંજુલા કહે એમ કરવા તૈયાર છું.'

'આપ કાંઈ અમને માર્ગ—'માતા બોલી.

'હા. જરૂર. હું તમને ચિઠ્ઠી આપું. એ ચિઠ્ઠી લઇને......ગામની ઇસ્પીતાલમાં તમે જાઓ. મંજુલાને વીસ રૂપીઆની શિષ્યવૃત્તિથી નર્સીંગ ક્લાસમાં દાખલ કરશે. બાર માસનો અભ્યાસ પૂરો થયા પછી ચાલીસ પચાસની નોકરી મળશે. એ નોકરી મળી ગયા પછી જ મંજુલાની ઇચ્છા હોય તો ભલે પરણે. તે દિવસે મને લખે. હું આવીને ગમે તે રાહે એમનો માર્ગ સરળ કરી દઇશ.'

[૬]

બરાબર બાર માસ વહી ગયા ને...... ગામની મોટી સાર્વજનિક ઇસ્પીતાલમાં સુમનલાલ જઇને ઉભો.

'મારે નર્સ મંજુલાને મળવું છે' એણે એક પરિચારિકાને કહ્યું. પરિચારિકાએ એને નર્સ. મંજુલાનું નાનું ઘર બતાવ્યું. સફેદ પોષાકમાં સજ્જ થયેલી મંજુલા સામે આવી: 'આવો સુમનલાલ.' એણે એને ગૌરવથી આદર આપ્યો.

'હું બાર માસ રાહ જોઇને આવ્યો છું.'

મંજુલા કાંઇક ક્ષણભર અસ્વસ્થ બની. પછી સ્વસ્થ થઇને સુમનલાલનો હાથ પકડીને બોલી: 'સુમનલાલ, તમે અમારે માટે જે કર્યું તે માટે તમારો ઉપકાર હું કદિ ન ભૂલું. તમે મારે માટે આટલી રાહ જોઈ એ ઋણ ન ભૂલું. પણ તમે જાણો છો ને, કે હવે હું

## વસન્તના વધામણા



ઝીલજો ઝીલજો, રે,
વ્હાલી વસન્તના વધામણાં.
વનવગડે બોલે મોર, કોયલ મચાવે શોર,
ઉપવનમાં પુષ્પો સોહામણાં—ઝીલજો ઝીલજો રે.
મંદમંદ સમીર વાય, હૈડું હેતે ભરાય,
ખુલ્યાં છે જીવનનાં બારણાં—ઝીલજો ઝીલજો રે.
વનશ્રી ખીલી અમોલ, પંખી કરે કલ્લોલ,
સાંભરશે આજના સંભારણાં—ઝીલજો ઝીલજો રે.
ચાંદની ને ચંદ્રમા, રમતા આનંદમાં,
સંગે છે તારલા સોહામણા—ઝીલજો ઝીલજો રે.
દીપાવે જગ—અનંત, આવી નવલી વસંત,
શોભાવે આજે જગ આંગણાં—ઝીલજો ઝીલજો રે.

**મનસુખ મણીયાર**

સ્વતંત્ર ને પ્રમાણિક કમાણી કરી શકું છું.'

'એટલે ?'

'આપણા લગ્નમાંથી રોટલાની ચિન્તા ટળે પછી બાકી શું રહે છે એ હજી મને નથી સમજાયું. સુમનલાલ, એ સમજાશે ત્યારે જ હવે હું લગ્ન કરીશ. ને—ને તમે મારે માટે રાહ જોઈ છે એ માટે હું તમારો ઉપકાર નહિ ભૂલું. બીજું તમને હું શું કહું !'

'સુમનલાલ મંજુલા સામે જોઇ રહ્યો. એનું હૃદય આજે કોણ જાણે પણ એને સુખી ને સ્વસ્થ જોઇને સંતોષ પામ્યું: 'હું તો જીંદગીભર તમારી રાહ જોઇશ, મંજુ !'

મંજુએ માથું નમાવ્યું: 'જો અને જે દિવસે હું લગ્ન કરીશ, તો ને તે દિવસ તમારી સાથે જ કરીશ. બીજું હું તમને શું કહી શકું ?'

'બસ, મારે એટલું ય ઘણું છે.'

મશહુર અભિનેત્રી



# શ્રી. લીલા ચીટનીસ

*

ચિત્રપટ જગતની મશહૂર અભિનેત્રી શ્રી. લીલાનો જન્મ ધારવાડમાં થયો હતો. એમના પિતા પ્રો. બલવંતરાવ નગરકર ત્યાં આવેલ મિશન સ્કૂલના પ્રિન્સિપાલ હતા. લીલા માતા પિતાનું ચોથું બાળક અને ત્રીજી પુત્રી જન્મ્યાં હતાં.

લીલા આઠ વરસનાં હતાં તે વખતે એમનાં માતાપિતા પૂના આવ્યાં. ત્યાં તેઓ લશ્કરમાં રહેતાં હતાં. પ્રો. નગરકર બ્રહ્મસમાજી હોવાથી એમને ઘેર દેવ-મૂર્તિની પૂજા થતી નહિ; પણ એમના સામા ઘેર કેટલીક બ્રાહ્મણ કન્યાઓ રહેતી હતી તે લીલા સાથે રમવા આવતી અને તેમના દેખાદેખી-સહવાસથી લીલીને દેવપૂજા, ઉપવાસ, વ્રત નિયમો વગેરે કરવાનો શોખ લાગ્યો, પરંતુ તે જોઈ એમના પિતા ગીઝાઈ જતા. એકવાર તો તેમણે દેવને ફેંકી દઈ લીલાને ખૂબ જ ધમકાવ્યા હતાં.

ધારવાડ છોડી પૂના હરીઠામ થયા ત્યાં સુધીમાં નાગપુર, રાયપુર, નોઆખલી અને કાઠિઆવાડ વગેરે સ્થળે ગામેગામ કુટુંબસહ ફરતા રહેવાથી બાળકોનાં ભણતરનો ધબડકો રહ્યો. પૂનામાં લીલા પ્રેક્ટીસિંગ સ્કુલમાં ભણવા લાગ્યાં. પણ વરસ દોઢ વરસમાં જ પૂના છોડીને એમનું કુટુંબ મુંબઈ આવ્યું, કારણ કે લીલાના પિતાની એલ્ફિન્સ્ટન કોલેજમાં અંગ્રેજીના પ્રોફેસર તરીકે નીમણૂંક થઈ હતી.

મુંબઈમાં લીલા એમેન્યુઅલ સ્કૂલ નામે એક મિશન શાળામાં દાખલ થયાં, પરંતુ અભ્યાસમાં પૂરતું એમનું લક્ષ ન હતું. એ સતત મરાઠી વાર્તાઓ, નવલકથાઓ વાંચતાં. તે વખત હિ. ના. હરિ આપટે અને ગ. ભ. ? ... ...કરનાં લખાણ ખૂબ જ પ્રસિદ્ધ થતાં; પરંતુ છોકરાં તે વાંચે તે પ્રો. નાગરકરને ગમતું નહિ. વાર્તાઓ વાંચવાની પિતા તરફથી પરવાનગી ન હોવાથી લીલા રાત્રે અંધારી ઓરડીમાં બેસી બહારથી આવતા મંદ પ્રકાશમાં બાર વાગતાં સુધી વાંચતાં; એનું પરિણામ એ આવ્યું કે દશ વર્ષની ઉંમરે એમની આંખો બગડી. નિશાળમાં કાળા પાટીઆ પર એમને દેખાતું નથી-એવી શિક્ષિકા તરફથી ફરિઆદ આવી અને દશમે વરસે જ લીલાની આંખે ચશ્મા ચડ્યાં.

ગડકરીનાં નાટકો અને કવિતાનો પણ લીલાને મોહ લાગ્યો. એમણે કાંઈક લખવાની શરૂઆત કરી. અવારનવાર એ કવિતા પણ લખતાં. એમની એક કવિતાનું નામ ? ... ...-અર્થાત્ 'યાદ ન હોત-તો' હતું.

આ ઉંમરે લીલા બહુ રમતિયાળ અને ટીખળી હતાં. પાછળથી માથાના વાળ હોઠ પર લાવી તેની ગાંઠ બાંધીને દાઢી મૂછો બનાવતાં. છોકરાઓ જેવો પોશાક પહેરવાનું એમને ખૂબ જ ગમતું.

એમના ઘેર આવતા કોઈ માણસની એ આબાદ નકલ કરતાં. એમને ત્યાં એક બંગાળી સ્નેહી આવતા. તેમણે તો લીલાનું નામ 'ટોમ બોય' પાડ્યું હતું. બીજા એક મિત્ર એમની હસવાની ટેવનાં કારણે એમને

લાફિંગ ગેસ ( હાસ્યવાયુ ) કહી બોલાવતા.

શાળામાં લીલાનું સંસ્કૃત, મરાઠી અને અંગ્રેજી ઉત્તમ હતાં. પણ એ ભૂલ્યેચૂકયે પણ અંગ્રેજીમાં બોલતાં નહિ, કારણમાં એ માતૃભાષાનું અપમાન જ આગળ ધરતાં.

લીલા મેટ્રીક પાસ થયાં ત્યારે એમના પિતાને ઘણો આનંદ થયો, કેમ કે એમના ઘરમાં મેટ્રીક પાસ થનાર એ પહેલી જ કન્યા હતી. બી. એ. થયા પછી તત્ત્વજ્ઞાનમાં પી. એચ. ડી.ની ડીગ્રી લેવા માટે તેમને અમેરિકા મોકલવાનો એમના પિતાનો વિચાર હતો. પણ કમભાગ્યે તેમની એ આશા પૂરી થવા જેટલું તે જીવ્યા નહિ.

લીલા સેન્ટઝેવિયર કૉલેજમાં હતાં ત્યારે એમના પિતાની તબીયત ઘણી નાદુરસ્ત હતી. તેઓ બીમાર હતા તે વખતે તેમને મળવાને પ્રાર્થના સમાજમાં ઘણા માણસો આવતા; અને થોડા વખત પર ઓક્સફર્ડથી પી. એચ. ડી. થઈ આવેલા પ્રાર્થના સમાજના યુવાન મિશનરી ડૉ. ચિટનીસ પણ તેમને મળવા વારંવાર આવતા; કારણ કે તેઓ પણ બ્રાહ્મો સમાજના મિશનરી તરીકે શિકાગોની પહેલી ધાર્મિક પરિષદમાં સ્વામી વિવેકાનંદ સાથે જઈ આવ્યા હતા; અને આ અરસામાં જ લીલા અને ડૉ. ચીટનીસને પરસ્પર પરિચય થયો. તે જ વરસે ઓગસ્ટ માસમાં દરદનું જોર વધી જતાં પ્રો. નાગરકર અવસાન પામ્યા.

પાછળથી ડૉ. ચીટનીસ અને લીલાની મૈત્રીનું પ્રેમમાં પરિવર્તન થયેલું, એની માની નજરે પડયું. આ વખતે લીલાની ઉંમર લગભગ સોળેક વરસની હતી; એમનો અભ્યાસ હજી ચાલતો જ હતો, તેમ જ એમની મોટી બહેન પરણવાનાં બાકી હતાં, તેથી લીલાના લગ્નનો વિચાર માને પસંદ ન પડયો; અને આ લગ્ન માટે માની ખાસ સંમતિ ન હતી. એથી નિરાશામાં લીલાએ એક દિવસ કેમિસ્ટને ત્યાંથી આયોડિન લાવી પીધું. સદ્‌ભાગ્યે તાત્કાલિક ઉપાય લેવાથી એ બચી ગયાં.

તે પછી માંએ કંટાળીને લીલાને લગ્ન માટે રજા આપી, અને તે ઈન્ટર આર્ટસના વર્ગમાં હતાં તે વખતે તેમનું લગ્ન થયું. વાસ્તવિક રીતે માને આ લગ્ન ખરા હૃદયથી પસંદ ન હતું; તેના બીજાં પણ એક બે કારણ હતાં. ડૉ. ચીટનીસ ઉંમરમાં લીલા કરતાં ઘણા મોટા હતા. એ વિધુર હતા અને તે ઉપરાંત ધ્યેયવાદી હોવાના કારણે તેમણે પ્રાર્થનાસમાજમાં તદ્દન નજીવા પગારે નોકરી સ્વીકારી હતી. આ બધી બાબતો વ્યવહાર કુશળ, છતાં જૂના વિચારની માતાના મનને અનુકુળ ન હતી.

લગ્ન થયા પછી પણ લીલાએ કૉલેજમાં જવાનું ચાલું રાખ્યું. પણ લગ્ન પછીના અભ્યાસમાં કેવી કેવી મુશ્કેલીઓ નડે છે તેનો તેમને પહેલે જ વરસે અનુભવ થયો; અને એમની ઈન્ટરની પરીક્ષા રખડી. બીજી ટર્મમાં મુંબઈની વિલ્સન કૉલેજમાંથી એ ઈન્ટર પાસ થયાં.

પરીક્ષા પછી ચાર મહિને એમના જયેષ્ઠ પુત્ર અજિતનો જન્મ થયો. તે પછી એમના અભ્યાસમાં ઘણી અડચણો નડી. પોતાનાં ત્રણ બાળકો અને ઘરસંસાર તેમ જ બહારની આર્થિક જવાબદારી પણ તેમના માથે પડી. એમણે કાલબાદેવીના એક વિદ્યાલયમાં આસિસ્ટંટ પ્રિન્સિપાલની નોકરી સ્વીકારી. વચલા ગાળામાં એમના પતિએ રાજદ્વારી ક્ષેત્રમાં ઝુકાવતાં પ્રાર્થના સમાજ સાથે તેમને અણબનાવ થયો, અને ત્યાંના હોદ્દાનું તેમણે રાજીનામું આપી દીધું.

લીલા ઘરની તેમ જ બહારની જવાબદારી સંભાળી પોતાના પતિના રાજકીય કાર્યોમાં પણ તેમને મદદ કરતી. તેમને આટલું કષ્ટ અને ત્રાસ વેઠવો પડતો હોવા છતાં તે

પતિને એ ચળવળથી અળગા કરવાનો પ્રયત્ન કદી કરતાં નહિ. ઉલટું તેમના કાર્યમાં પ્રોત્સાહન આપતાં. આ જોઈ લીલાની બાને ઘણો ગુસ્સો ઉપજતો.

ડૉ. ચીટનીસ 'ઇન્ડીપેન્ડન્ટ ઈંડિયા' પત્રના સંપાદક હતા, તેમનું ઘણુંખરું કામ પણ લીલા કરી આપતાં. અને સ્વતંત્ર લેખ પણ લખતાં, એટલું જ નહિ, પણ ઇન્ડિપેન્ડંટ ઇન્ડિયાની નકલો કેટલાક દિવસ તો તે પોતે રસ્તા ઉપર ઉભાં રહીને વેચતાં. આ જોઈ છોકરીઓને ફાવે તેટલું ભણાવીએ છતાં દરેક બાબતમાં તે પોતાના પતિના પગલે જ ચાલે છે, એવો લીલાની બાબતમાં એમનાં માતાને પ્રત્યક્ષ અનુભવ થયો.

લીલાનાં લગ્ન થયાં ત્યારથી એમની માના ધ્યાનમાં એક વાત ચોક્કસ આવી ગઈ હતી કે તે સંપૂર્ણ રીતે પતિની મુઠ્ઠીમાં જ હતાં. ડૉક્ટર ઉંમરમાં અને બુદ્ધિમાં લીલા કરતાં ઘણા ચઢિયાતા હોવાથી તેઓ તેમની સાથે કોઈક અબુધ-નાનકડી બાલિકા માફકજ વર્તતા.

તેમને અગાઉ જે વાતની ધાસ્તી હતી તે સાચી પડતી હતી. 'બંને અતિશય લહેરી, બેપરવા, બેહદ ખર્ચાળ, વ્યવહારશૂન્ય અને કેવળ ધ્યેયવાદી હતા. એમનો સંસાર સારી રીતે કેમ ચાલી શકે?'

લીલાનું લગ્નજીવન સુખી થવાનું એના બાના મત પ્રમાણે તો એક જ કારણ હતું—અને તે એ કે પ્રથમ તે ઘણાં વરસ સુધી પતિના હાથનું રમકડું રાજીખુશીથી બન્યા હતાં.

પછીથી તેમનામાં આટલા વર્ષ સુધી દાબી રાખેલી સુષુપ્ત અવસ્થામાં રહેલી સ્વત્વ બુદ્ધિ-સ્વમાન અને સ્વતંત્રવૃત્તિ સહજ તક મળતાં એટલાં જોરથી ઉછળી આવ્યાં કે ઉભયને તે અસહ્ય થઇ પડયાં.

લીલાને પાંચ વરસ અભ્યાસમાં ભંગ પડયો હતો. ચાર બાળક હતાં. ઘરસંસારની તેમજ આર્થિક જવાબદારી તેમના માથા પર હતી. રાજદ્વારી ક્ષેત્રમાં ભાગ લેવાની ધમશ હતી; છતાં તેમને અભ્યાસ કરવાની હોંસ હતી. ઇ. સ. ૧૯૩૩ના ઓક્ટોબરમાં એમને સહજ જ વિચાર આવ્યો.

એમણે ક્યાંકથી સાંભળ્યું હતું કે નાગપુર યુનિવર્સિટીમાં સ્ત્રીઓને ખાનગી વિદ્યાર્થી તરીકે ટર્મ ભર્યા વિના પરીક્ષામાં બેસવાની છૂટ મળે છે. લીલાએ તે યુનિવર્સિટીમાં પત્ર લખી માહિતી મંગાવી; અને પરીક્ષાની તૈયારી માટે પુસ્તકો વગેરે ખરીદ કર્યાં. અભ્યાસ કરવાની શરૂઆત કરવાની તૈયારીમાં હતાં એટલામાં એમની એકની એક અઢી વરસની દીકરી સુધા ન્યુમોનીઆમાં પટકાઈ પડી. આ બીમારીમાંથી સુધા સાજી થઈ; પણ પછી થોડા જ દિવસે એને ડિપ્થેરિયા લાગુ પડયો અને ત્રણ જ દિવસમાં એ ચાલી ગઇ. આ દુ:ખથી લીલાની ધીરજ ખૂટી ગઇ. એ બિલકુલ હતાશ થઈ ગયાં. ઘરમાં સૌને લાગ્યું કે હવે લીલાના ભણતરનો પાર આવી ગયો; પરંતુ વાસ્તવિક રીતે તેમ ન થયું. એકાદ મહિના પછી લીલાએ ચિત્ત દઈ અભ્યાસ શરૂ કર્યો. એમણે પરીક્ષા માટે અર્થશાસ્ત્ર અને રાજકારણના વિષયો લીધા હતા. તે વખતે નાનો પુત્ર વિજયકુમાર ચારપાંચ માસનો હતો તેને ઉંઘાડીને રાત્રે એક દોઢ વાગ્યા સુધી લીલા અભ્યાસનું વાંચતાં અને માર્ગમાં આટલી મુશ્કેલીઓ નડવા છતાં તે જ વરસે બી.એ. થયાં.

એ જ અરસામાં ડૉક્ટરની તબીઅત પુરસીથી બગડી. તેમને આરામની જરૂર હતી. અને પોતાના લેખનકાર્યથી જે થોડી ઘણી કમાણી તેઓ કરતા તે પણ બંધ થઈ.

સદ્‌ભાગ્યે એ જ વરસે લીલા બી. એ. થયાં હતાં તેથી એમને નોકરી કરવાનો બમણો ઉત્સાહ આવ્યો: અને એમણે ડૉક્ટરને પૂરતો આરામ આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી.



બટવાથી બગલથેલી

પરંતુ આ જ વખતે કોણ જાણે કેમ પણ ઉભયના મગજમાં ફિલ્મ કંપનીના વિચાર ઘોળાવા માંડ્યા. ઘરમાં સૌને આ બાબત આશ્ચર્ય ઉપજ્યું. લીલાની માને આ વાત જરાએ પસંદ ન હતી. તેમણે અને બીજા માણસોએ પણ તેમને પોતાના વિચાર જણાવ્યા. આ તો કદાચ જૂના વિચારનાં હતાં તેથી તેમને આ વાત ન ગમે-પણ બીજા સૌની પણ ખાત્રી હતી કે લીલા આ ધંધા માટે બીલકુલ લાયક ન હતાં.

કારણકે તેઓ બહુ શરમાળ અને ડરકણ હતાં. વળી ચિત્રપટને માટે આવશ્યક સૌન્દર્ય અને શારીરિક બાંધો પણ ન હતાં-એમ સૌએ તેમને ચોકખું જણાવી દીધું. એ ઉપરાંત પણ ચિત્રપટ વિરુદ્ધ રૂઢ થયેલાં અનેક કારણો બતાવવામાં આવ્યાં; પણ એ સર્વની કાંઈ જ અસર થઈ નહિ.

રોયગ્રુપમાં રહેતાં શ્રી. મણીબેન કારાની મદદથી સાગર ફિલ્મ કંપનીના શ્રી. ચુનીલાલ દેસાઈની મુલાકાત લઈ લીલાએ ફિલ્મ કંપનીના વાતાવરણનો અભ્યાસ કરવા માટે પ્રથમ થોડુંક ઓફિસનું કામ માથે લીધું. કથાનક, સીનેરિયો વગેરે વાંચી તેના પર ચર્ચા કરવાનો એ કામમાં સમાવેશ થતો હતો.

શ્રી. દેસાઈ લીલા સાથે માનથી વર્તતા અને કામ માટે ભરપૂર પગાર આપતા. લીલા પણ

પોતે ભલાં ને પોતાનું કામ ભલું—એવી જ નીતિથી રહેતાં. એ પોતાના કામ વિના બીજી કોઈ પણ બાબતમાં ધ્યાન જ આપતાં નહિ. ખાસ આગ્રહ જ થાય તો કોઈ કોઈ વાર શુટિંગ જોવા સેટ પર જતાં.

એ જ વખતે એક પ્રસિદ્ધ નટીનું ચિત્રપટ ત્યાં ચાલતું હતું. તે નટીની મા હંમેશાં સેટ પર હાજર રહેતાં. તે લીલાને દરરોજ જોતાં અને તેમને તેમના વર્તન માટે આશ્ચર્ય ઉપજતું. આખરે તેમણે પોતે જ તેની સાથે વાતચીત કરવાની શરૂઆત કરી.

એક દિવસે તેમણે લીલાને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું: 'બહેન, તમારે સ્ટાર થવું હોય તો તદ્દન છૂટથી વર્તવું જોઈએ. તમે તો બહુ શાંત, શરમાળ અને બીકણ લાગો છો. આવી રીતે તમારાથી સ્ટાર કદિ થવાવાનું નથી.'

આજે લીલાની ખ્યાતી સાંભળીને એ બાઈને કેવું લાગે ! કારણ કે લીલાના વર્તનમાં અને સ્વભાવમાં જરા પણ ફેર પડ્યો ન હોવા છતાં તે ક્યારના સ્ટાર બની ચૂક્યાં છે. તે હંમેશાં કહે છે કે 'મારા જીવનમાં હું કેમ વર્તું છું તેના પર ઓછો જ મારા અભિનયની કુશળતા આધાર રાખે છે ! અભિનય પૂરતું તે મુજબ વર્તતાં આવડે એનું જ નામ સાચી કલા છે.'

સાગર ફિલ્મ કંપનીમાં લીલાએ એકાદ બે મહિના જ કામ કર્યું; પછી નાટ્યમન્વંતરમાં એમણે કેટલાક મહિના કામ કર્યું. તે બંધ પડ્યું તે અરસામાં જબલપુરના શેઠ ગોવિન્દદાસે ઘણાં સુશિક્ષિત માણસોને ભેગા કરી 'આદર્શ ચિત્રપટ લિમિટેડ.' નામે કંપની ચાલુ કરી.

તે લોકોએ ડૉક્ટરને વિનંતિ કરી કે આ કંપનીમાં બધા જ માણસો સુસંસ્કૃત હોવાથી લીલાને તેમાં જોડાવા દેવાં. ડૉક્ટરે તત્કાળ તેમાં સંમતિ આપી. તેમનો 'ધુંવાધાર' એ જ લીલાનું પહેલું ચિત્રપટ.

લોકોને 'છાયા'માં લીલાનું કામ ઘણું જ પસંદ પડ્યું. તે પછી જનસમાજને તેમજ ચિત્રપટ તૈયાર કરનારાઓને લીલાની કાર્યશક્તિ માટે ખાત્રી થઈ અને તેમનાં ભાવિ માટે સુંદર આશા ઉપજી.

પરંતુ ખરેખરૂં સ્ટાર પદ તો તેમને 'તુલસીદાસ' પછી જ મળ્યું. તે પછી 'કંગન'થી માંડીને તેમનો વૈભવ અને મહત્તા આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે.

લીલાની ચોમેર પ્રસરેલી કીર્તિ, તેમની કળાનાં આખા હિંદુસ્થાનમાં ગવાતા યશોગાન, તેમણે પ્રાપ્ત કરેલી પ્રસિદ્ધિ અને વૈભવ એ સર્વ માટે તેમનાં માતુશ્રીને ભારે ગર્વ ઉપજે છે.

લીલાના જયજયકારથી આકાશ ગાજી ઉઠતું જોઈ, તેમના પર પ્રશંસાની પુષ્પ વૃષ્ટિ થતી જોઈ, માતાનું હૃદય આનંદથી ઉભરાઈ જાય છે; પરંતુ એમનાં માતૃહૃદયને એક તદ્દન અસ્ફુટ આર્તસ્વર સંભળાય છે. એમની આંખે તેમના આનંદી, પ્રફુલિત, ગર્વિષ્ટ ચહેરા પર એક સહજ અસ્પષ્ટ લપાઈ રહેલી દુઃખની છાયા જણાય છે.

આજે લીલા વૈભવના અતિ ઉંચા શિખરે ચડેલા છે, પરંતુ તેમના લગ્નજીવનનું શોકભર્યું ભૈરવી સંગીતના કરૂણ આલાપ કાનમાં હંમેશાં ઘૂમતા રહે છે, એનું માતાને સંપૂર્ણ ભાન છે. પણ તે સાથે જ તેમની ધીરજ અને હીંમતની પણ તારીફ કર્યા વિના માતા રહેવાતું નથી.

લીલાએ આવો જ કઠિન માર્ગ બીલકુલ એકલા જ રહીને કોઈની પણ મદદ વિના પસંદ કર્યો છે; અને તેમાં આવતી આફતો અને મુશ્કેલીઓ સામે એકલાંએ જ ટક્કર ઝીલી છે. તેમના ઉત્સાહનો ભંગ કરવા લોકોની ટીકાઓને નહિ ગણકારતાં પોતાનાં ચાર બાળકોની જવાબદારી સાચવીને તેમણે આજે જે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે, તે જોઈ માને તેમની માતા થવા માટે ભારે ગૌરવ ઉપજે છે.

ચિત્રપટ સૃષ્ટિમાં કોઈના પણ આધાર વિના

નામના મેળવવી સ્ત્રીઓ માટે મુશ્કેલ જ હોય છે–કોઇક ભાઇ, કોઇક હિતચિંતક અગર ચોવીસ કલાક તેની સાથે રહેતી કોઇક માતા વિના સ્ત્રીને આ ધંધામાં પોતાની કાર્યશક્તિ અને પ્રતિભા બતાવવાની તક મળતી નથી.

લીલાને આમાથી કોઇની જ મદદની જરૂર પડી નથી; પરંતુ તેમના ગૌરવ પ્રસંગે તેમના માતુશ્રી અને ભાઇભાંડુ હાજર હોય એવી તેમને હંમેશાં ઇચ્છા રહે છે.

તેમનાં દરેક ચિત્રપટના પડેલા શોમાં તે માને પોતાની સાથે હાથ પકડીને લઇ જઈ પોતાની તદ્દન નજીક બેસાડી ફિલ્મ જુએ છે.

લીલાને પાંચ માણસોમાં જવાનું બહુધા પસંદ નથી. તદ્દન નિકટના પરિચયના માણસો વિના તેમનાથી કોઇની સાથે ખુલ્લા દિલથી વાતચીત જ થઈ શકતી નથી.

ભાઈભાંડુ અને પોતાના બાળકો ભેગાં બેસી કલાકના કલાક સુધી લીલા વાર્તાલાપ કરે છે. રજાના દિવસે સૌ મળી આખો દિવસ સાથે સહેલ કરવા જવાની તેમને ઇચ્છા થાય છે. ત્યાં તે ખુલ્લાં દિલથી હસે છે, રમે છે, આનંદ વિનોદ કરે છે–તે વખતે તે પોતાનું મોટાપણું તદ્દન વીસરી જાય છે. ભાઇભાંડુમાં એકસંપી હોય–અરસપરસ દૃઢ પ્રેમ હોય એ બાબતને લીલા ખાસ મહત્વ આપે છે, અને તે માટે તેઓ નિરંતર પ્રયત્ન કરે છે.

હજીપણ લીલાનો સ્વભાવ અગાઉના જેવો જ ડરકણ અને શરમાળ છે; અને તે માટે તેઓ અભિમાન લે છે, એવો ઘણા લોકોનો ભ્રમ છે. લીલાને પુષ્કળ પૈસા મળે છે; પણ તેમનો સ્વભાવ પણ બહુ લહેરી અને ખર્ચાળ છે. ફુરસદ મળતાં જ તેઓ કાંઈને કાંઇ ખરીદી કર્યા જ કરે છે. તદ્દન બીનજરૂરી વસ્તુઓ પણ ગમે તે કિંમત આપી તે ખરીદે છે. એમનાં માતુશ્રી એક મંત્ર એમને હંમેશાં કહ્યા કરે છે: 'ખર્ચનું પ્રમાણ ઘટાડી છોકરાં માટે પૈસાની બચત કરો.' પણ એ ઉપદેશનું લીલા કોઇ દિવસ પાલન કરી શકતાં નથી.

માતાને પોતાનાં બાળકોના દોષ વસતા નથી એમ કહે છે, પણ લીલાની માતુશ્રીની બાબતમાં એ કહેવત ખોટી ઠરે છે. એમની લીલાની ભાવનાશીલ વૃત્તિ, તેમની વ્યવહાર શૂન્યતા, બેદરકારી અને ઉતાવળીઓ સ્વભાવ એ દોષો માનવ સ્વભાવ મુજબ તેમનામાં પણ છે એમ માતા કબૂલ કરે છે; અને કહે છે કે 'તેમ ન હોત તો મારી લીલા મનુષ્ય નહિ પણ દેવ જ બની હોત.'

---

( પાછલે પાનેથી ચાલુ )

દક્ષિણ એજ્યુકેશન સોસાયટીમાંથી પ્રો. કર્વે ૧૯૧૫ માં નિવૃત્ત થયા, બાદ ૧૯૧૬ થી ૧૯૨૮ સુધીનાં વરસો દરમીઆન શ્રી કેળવણી અંગેના પોતાના કાર્ય અંગે દેશ ભરમાં ફરીને ફાળો ઉઘરાવવાનું કામ કર્યું. તે પછી ૧૯૨૯ માં જીનીવામાં ભરાએલી એક કેળવણી પરિષદમાં તેઓ ગયા ને એ યુરોપની સફર દરમીઆન પણ તેમણે ફાળો ઉઘરાવ્યો. ત્યાંથી તેઓ અમેરિકા ગયા અને જપાન થઇને પછી હિંદ પાછા ફર્યા હતા. ચીન અને મલાયાનાં કેટલાક નગરોની પણ તેમણે મુલાકાત લીધી હતી. ૧૯૩૦ માં તેમણે પૂર્વ ને દક્ષિણ આફ્રિકાની પણ સફર કરી હતી, ને એ મુસાફરી કરીને મહિલા વિદ્યાપીઠ માટે રૂા. ૫૦ હજારનું ફંડ એકત્ર કરી લાવ્યા હતા.

શ્રી. કર્વેએ ગ્રામ કેળવણી માટે પણ એક નાની સંસ્થાની સ્થાપના કરી છે ને તે દ્વારા ગામડાની પ્રજાને શિક્ષણ આપવાની કોશીષ થઈ રહેલી છે. બનારસની હિંદુ યુનિવર્સિટી તરફથી મહાત્મા ગાંધીજીને હસ્તે પ્રો. કર્વેને ડોક્ટર ઓફ લીટરેચરની અને અલાહાબાદ યુનિવર્સિટી તરફથી એલ. એલ. ડી.ની ડીગ્રી આપવામાં આવી છે.

## સ્ત્રી-કેળવણીના મશાલચી.



# પ્રો. કર્વે

*

**શ્રી.** ધોંડો કેશવ કર્વેનો જન્મ સન ૧૮૫૮માં કોંકણમાં શેરોલી નામના ગામડામાં થયો હતો. તેમણે પ્રાથમિક શિક્ષણ મુરૂદ નામના ગામમાં લીધું હતું અને પંદર વર્ષની નાની વયે તેમનું લગ્ન થયું હતું. સન ૧૮૮૧ની સાલમાં તેમણે મેટ્રીકની પરીક્ષા પસાર કરી અને બી. એ. માં ગણિતનો ખાસ વિષય લઈને તેઓ પાસ થયા. તેમની સાથે ભણનારાઓમાં શ્રી. ગોપાળકૃષ્ણ ગોખલે પણ હતા.

૧૮૯૧ માં તેઓનાં પત્ની અવસાન પામ્યાં ત્યારે તેઓ કોંકણમાં પોતાનાં સગાંસંબંધીઓની સાથે રહીને શિક્ષક તરીકેનું કાર્ય કરી ગુજરનનિર્વાહ કરતા હતા. પરંતુ પત્નીના અવસાન પછી તુરત જ શ્રી. ગોપાળકૃષ્ણ ગોખલેના નિમંત્રણથી પ્રો. કર્વે ૧૮૯૧ ના નવેમ્બરમાં પુનાની ફરગ્યુસન કોલેજમાં ગણિતશાસ્ત્રના અધ્યાપક તરીકે જોડાયા. ૧૮૯૨ના એપ્રીલમાં તેઓ દક્ષિણ એજ્યુકેશન સોસાયટીના આજીવન સભ્ય બન્યા. ત્યાર પછી તેમણે એક વિધવા બહેન સાથે પુનર્લગ્ન કર્યું. આવા લગ્નથી તેમને નાત બહાર મૂકવામાં આવ્યા ને ગામમાં બધાએ તેમનો બહિષ્કાર કર્યો. પોતે વિધવા સાથે લગ્ન કર્યું ત્યારે તેમને વિધવાઓ ઉપર પડી રહેલાં દુઃખોનો ખ્યાલ આવ્યો. એટલે તેમણે વિધવાઓને કેળવણી આપવાનો નિર્ધાર કરી, તેઓના ઉત્કર્ષ માટે ૧૮૯૬માં એક સંસ્થા શરૂ કરી. આરંભમાં તો તેઓ આ સંસ્થાદ્વારા વિધવાઓને ભણવા માટે માત્ર આર્થિક સહાય કરતા, પરંતુ ૧૮૯૯માં તેઓએ વિધવાઓને રહેવા માટેની વ્યવસ્થા પણ કરી.

૧૯૦૭માં પ્રો. કર્વેએ મહિલા વિદ્યાલય નામની સંસ્થાનો આરંભ કર્યો ને તેમાં તમામ સ્ત્રીઓને શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો. આ સંસ્થાદ્વારા કાર્ય કરતાં કરતાં તેમને લાગ્યું કે સ્ત્રીઓ માટે એક અલગ વિદ્યાપીઠ હોવી જરૂરી છે, એટલે ૧૯૧૬ ના જુનમાં સર રામકૃષ્ણ ભાંડારકરના પ્રમુખપદે જાપાનમાં ચાલે છે એવા જ પ્રકારની એક મહિલા વિદ્યાપીઠની સ્થાપના કરી. આ મહિલા વિદ્યાપીઠના કાર્યથી સંતોષ પામીને મુંબઈના ધનિક શેઠ શ્રી. વિઠ્ઠલદાસ ઠાકરશીએ મહિલા વિદ્યાપીઠને રૂા. પંદર લાખનું દાન આપ્યું છે. દાતાના માતુશ્રીનું નામ જોડીને એ સંસ્થાનું નામ શ્રી. નાથીબાઈ દામોદર ઠાકરશી મહિલા વિદ્યાલય પડ્યું. આ મહિલા વિદ્યાલયમાંથી આજ સુધીમાં ૯૮૭ બહેનો ઉત્તીર્ણ થઇ છે.

શ્રી. કર્વેએ પોતાની આત્મકથા લખેલી છે. તે વાંચતાં એક ખાસ હકીકત એ જાણવા મળે છે કે, ઘણી મુશ્કેલીઓ વચ્ચે પણ તેમણે પોતાની ધ્યેયનિષ્ઠા સાચવી રાખી હતી. તેથી તેઓને કાર્યમાં છેવટે સફળતા જ મળતી હતી. તેઓએ આરંભેલું સ્ત્રીશિક્ષણનું કાર્ય આજે એટલી સફળતા પામ્યું છે કે તેમની મહિલા વિદ્યાપીઠને સરકારે પણ હવે માન્ય કરી છે.

# અપહૃત મહિલાઓ



લેખિકા

**શ્રી. મૃદુલાબહેન સારાભાઇ**

*

"મારી મા ક્યાં હશે ? કોઈ શોધી આપશો એને ?" એક નાનકડા બાળકે આશ્રીના નિર્વાસિતોની છાવણીના સંચાલક પાસે આવીને પ્રશ્ન પૂછ્યો.

"તારી બાને અમે શોધી આપીશું, તું અહીં જ રહેજે." હિંદી સરહદ ઉપર આવેલા એ સ્ટેશન ઉપર એ બાળકને સમજાવીને પાકીસ્તાન તરફ આગળ જતાં રોકી લેવામાં આવ્યું ને બાળકોના ગૃહમાં તેને રાખ્યું. એ બાળક ખૂબ ઉત્સુકતાપૂર્વક માતાની રાહ જોઈ રહેલું છે, ને તેનાં સગાઓની સાથે ચાલી જવાનો પણ તેણે ઈન્કાર કર્યો છે.

એક મુસ્લીમ માતા પોતાની એકનીએક પુત્રીને પૂર્વપંજાબમાંથી પાછી મેળવવા માટે ઘેર ઘેર ફરીને મદદ માગી રહેલી છે. બીજી એક માતા ચર્ચા કરે છે, આજીજી કરે છે, દલીલો કરે છે કે મારી પુત્રી મૃત્યુ પામે એમ હું માનતી જ નથી. એ માતા કહે છે: 'મારી પુત્રી એટલી તો લાવણ્યમયી હતી કે પથ્થરના દિલવાળો માનવી તેને મારી નાંખવા જાય તો તેને પણ પીગળાવી નાંખે.' એક હિંદુ યુવતીએ પોતાની અપહૃત હાલતમાં છૂપો પત્ર લખીને જણાવ્યું છે: 'અમારે પાછા આવવું છે, પરંતુ તમે સફળ થવાનાં છો એની પૂરી ખાત્રી કરી લીધા વગર અમારી વહારે ન ચઢશો; નહિતર જો તમારો પ્રયાસ નિષ્ફળ જશે તો અમારી જિંદગી બરબાદ થઈ જશે. એટલે અમને છીએ ત્યાં જ રહેવા દો.' પૂર્વ પંજાબ અને ત્યાંના રાજ્યોમાંથી મુસ્લીમ સ્ત્રીઓએ અને પાકીસ્તાનમાંથી હિંદુ તથા શીખોએ ગાંધીજી ઉપર સંદેશાઓ મોકલીને સહાય માગી હતી. સામુદાયિક સ્થળાંતર આરંભના દિવસોમાં બિનમુસ્લિમો તથા મુસ્લિમોના લાંબા કાફલાઓ ચાલી નીકળતા હતા ત્યારે તેઓની સાથે બાળાઓ અને યુવાન સ્ત્રીઓ જોવામાં આવતી ન હતી. અને સર્વત્ર એવી ફરીઆદો આવતી કે 'કાફલાઓ ઉપર માર્ગમાં હુમલા થાય છે તે વખતે માર્ગમાં જ યુવાન સ્ત્રીઓ, ઢોર અને બીજી ચીજોને લૂંટી જવામાં આવે છે.'

મુસલમાનો હિંદુઓ અને શીખો—એ બધાયની વ્યથાનું કારણ એક જ છે. તેઓની માગણી પણ એક સરખી જ છે. બન્ને પ્રદેશોમાં સમાન પરિસ્થિતિ પ્રવર્તે છે. નાનાં બાળકો, માતાઓ, પુત્રીઓ, બહેનો, પત્નીઓ પિતાઓ, ભાઈઓ, પુત્રો ને પતિઓ પોતપોતાનાં વહાલાંજનોની શોધમાં ભટકી રહેલાં છે. તેઓની અધીરાઈ અને વ્યથાએ તેઓને કેટલીકવાર ઉતાવળાં બનાવી મૂકેલાં દેખાય છે. તેમને સમજાવવામાં મુશ્કેલી પડે છે, કારણકે તેઓ ખૂબ જ લાગણીપ્રધાન બની ગએલાં છે. અને જેઓ આ ક્ષેત્રમાં કામ કરી રહેલાં છે તેઓ પણ જો દાક્તરની કે નર્સના જેવી દૃષ્ટિ ન કેળવે તો આ કાર્યમાં રહેલી કોમળતાના ભાર નીચે એ પણ હારી જવાનો ભય રહે છે.

જે હિંદુ, મુસ્લીમ કે શીખ સ્ત્રીઓને પાછી

મેળવવામાં આવે છે તેઓની વિતક કથા લગભગ એક સરખી જ હોય છે. એક વખતે આ પાછી મળી આવેલી ત્રણેય કોમની બહેનોને એક જ છાવણીમાં એક સાથે રાખવામાં આવી હતી. એ બધી બહેનો જ્યારે પોતપોતાની વિતકકથા પરસ્પરને કહી સંભળાવતી હતી તે વાતો હૃદયદ્રાવક હતી. તેઓ હિંદુ, મુસ્લીમ કે શીખ હતી તે પ્રશ્ન ગૌણ હતો. તેઓ સ્ત્રી જાતિના ઘવાએલા ને અપમાનિત થએલા ગૌરવ વિષે એક સ્ત્રી તરીકે મુંઝાએલી ને છેક હારી ગએલી સ્થિતિમાં પોતાના ભવિષ્ય વિષે ચિંતા કરી રહેલી હતી. તેઓ શા માટે પિશાચ વૃત્તિવાળાઓની ભોગ બની હતી તેનો વિચાર જ તેમને મુંઝવી રહેલો હતો. તેઓ સમુદાયમાં પોતાનાં એકસરખાં દુઃખને પિછાની લઈ બધાં એકબીજાની વધુ ને વધુ નિકટ આવતાં હતાં.

અપહૃત સ્ત્રીઓનાં વેચાણ થતાં હોવાની અફવાઓ ફેલાયા જ કરે છે. આ અંગે તપાસ કરતાં પૂરતી માહિતી નથી મળી શકતી; પરંતુ બન્ને પક્ષે આવા કિસ્સા બને છે એ શંકા વગરની વાત છે. આ દુષ્કૃત્ય કેટલા મોટા પાયા ઉપર ફેલાએલું છે તેની કલ્પના કરવી પણ કઠિન છે.

કેટલાંક એવાં તોફાની તત્ત્વો પણ છે, જેઓ લોકોને શાંતિ મળે તેમ નથી ઇચ્છતા, કારણ કે તેઓ માનવ યાતનાઓનો ઉપયોગ પોતાનો સ્વાર્થ સાધવામાં કરવા માગે છે. જાતજાતની અફવાઓ ફેલાવીને અને લોકોની વેરવૃત્તિને જગાડીને આ આખાય પ્રશ્નના ઉકેલમાં અંતરાયો ઉભા કરી રહેલ છે. જો અપહૃત સ્ત્રીઓને સામસામી પાછી સોંપી દઈ શકાય તો બન્ને સંસ્થાનો વચ્ચેના સંઘર્ષનો અંત આવી જાય. તેથી યુદ્ધની શક્યતા પણ ઓછી થઈ જશે. એટલે, તેઓ આ કાર્યનો ખૂબ જ અવરોધ કરી રહેલા છે. આ બદલો લેવાની ને વિનાશ કરવાની વૃત્તિને કશાંય મર્યાદા નથી રહી, તેથી આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે માત્ર બે સંસ્થાનો વચ્ચેના મુદ્દા તરીકે નહિ, પરંતુ એક સ્વતંત્ર પ્રશ્ન તરીકે જ તેનો ઉકેલ શોધાવો જોઈએ.

બન્ને સંસ્થાનોમાં અપહૃત સ્ત્રીઓને પાછી મેળવવા માટેની ખૂબ જ ઘૃતેજારી પ્રવર્તે છે. છતાં પ્રશ્ન તો એ ઉપસ્થિત થાય છે કેઃ 'તો પછી આટલી બધી ઢીલ શાને?' આના ઉત્તરમાં સામસામા પક્ષ ઉપર દોષારોપણ કરવામાં આવે છે એક સામાન્ય માન્યતા એવી પ્રવર્તે છે કે, અપહૃત સ્ત્રીઓને પાછી મેળવવી એ તો એક સામાન્ય કાર્ય છે. 'રાજ્ય પોલીસ અને લશ્કરની મદદથી અપહૃત સ્ત્રીઓને પાછી મેળવી શકે છે તો પછી તે એ પ્રમાણે કેમ નથી કરતું?' એવો પ્રશ્ન પૂછાઈ રહ્યો છે.

બળ વાપરીને થોડી સ્ત્રીઓ મેળવી શકાય ખરી, પરંતુ બહુ મોટી સંખ્યામાં તો તેઓને ખતમ જ કરી નાંખવામાં આવે. એટલે જાહેર પ્રજામત આ દિશામાં જાગ્રત કરીને તેઓને સમજાવીને સહકાર મેળવીને જ સારાં પરિણામો લાવી શકીએ. કેટલાક ઘણા સારા ગણાય તેવા માણસો કેવળ ધર્મને નામે અપહૃત સ્ત્રીઓને રાખી રહ્યા છે. તેઓને તો આપણે માનવતાને નામે જ સમજાવીને આ પ્રશ્ન ઉકેલી શકીએ.

કેટલાક લોકો અપહૃત સ્ત્રીઓને બાન તરીકે રાખે છે, જ્યારે કેટલાક વળી એવી દલીલ કરે છે કે "હવે એ સ્ત્રીઓ નવા વાતાવરણમાં સ્થિર થઈ ગઈ છે. તેના જીવનમાં વળી નવા પ્રશ્નો ઉભા કરવાનો શો અર્થ છે?" બીજાઓ વળી કહે છેઃ "અમે એ સ્ત્રીઓને પૂછી જોયું છે ને તેઓ હવે પાછી ફરવા તૈયાર નથી. એ વિચાર જ તેઓને હવે રુચતો નથી."

જેઓ બંધનમાં પડેલા માનવીનું માનસ સમજે છે તેઓ જાણે છે કે, આ પ્રશ્નમાં

આવી રીતે વિચાર કરી જ ન શકાય. હવે તો સ્ત્રીઓનાં હરણ કરવાનાં કાળાં કૃત્યોને લગભગ પાંચેક માસ થવા આવ્યા છે. અપહૃત સ્ત્રીઓએ વિરોધ કરવાનું હજુ યે જારી રાખ્યું છે અને ચાતકની માફક વરસાદની રાહ જોઈ રહેલી છે. બીજી તરફ ઉપરાઉપરી નિરાશાઓ સાંપડવાથી જીજીવિષાની માનવવૃત્તિથી પ્રેરાઈને કેટલીય સ્ત્રીઓ હતાશ થઈને નવી સ્થિતિ બરદાસ્ત કરી રહી છે. પરંતુ તેનો અર્થ એવો તો નથી જ કે તેઓએ એ સ્થિતિ આવકારી લીધી છે. જેઓએ રાજકીય ક્ષેત્રમાં કામ કરેલું છે તેઓ અપહૃત સ્ત્રીઓની મનોદશાને બરોબર સમજી શકશે. બ્રિટીશ રાજઅમલ દરમ્યાન પ્રજા રાહ જોતી બેસતી ન હતી ? અંગ્રેજો એમ નહોતા કહેતા કે આ બધી ચળવળ તો ધાંધલ કરનારા થોડા માણસોની જ છે ને પ્રજા તો તેમની સાથે જ છે ! પરંતુ એ હકીકત કેટલી જૂઠી હતી ! એવી સ્થિતિ અપહૃત સ્ત્રીઓની છે.

એક વાત સાચી છે કે, અપહૃત સ્ત્રીઓ પોતાના ભાવિ વિષે સાશંક અને નિરાશ રહે છે. પરંતુ તેઓને ખબર નથી કે તેઓના પ્રિયજનો તેમની કેટલી ઉત્સુકતાથી રાહ જોઈ રહેલાં છે. માતૃભૂમિનો અવાજ તેઓને તેમની બંધનની સ્થિતિમાં હજુ પહોંચ્યો નથી. વેર અને ધિક્કારની આ વેરાન ભૂમિ ઉપર માનવતા અને બંધુતાની ભાવના વ્યક્ત કરે એવાં ઉદાહરણો પણ છે. અમૃતસર અને નજીકનાં ગુામોમાં હિંદુ અને શીખ ભાઈઓએ સ્વપ્રયત્નથી અપહૃત સ્ત્રીઓને તથા બાળકોને પોતાના પ્રદેશમાંથી શોધીને પાછી સોંપવામાં સાથ આપેલો છે ને એવા જ વિરલ દાખલા પાકિસ્તાનમાં પણ બનેલા છે. થોડા મહિના પહેલાં જ અમને ગુજરાનવાલા જીલ્લાની અમીનાબાદ મુસ્લીમ લીગ તરફથી એક સંદેશો મોકલવામાં આવ્યો હતો કે, 'તેઓએ કેટલીક

## શ્રદ્ધાંજલી

સ્વર્ગ ગયો નરવીર હુલારો,
જગતનો મહા જ્વલંત તારો,
આત્મપ્રકાશે રહ્યો પ્રકાશી,
અભ્ર રહ્યો ચમકી (૨)
તારી અમર ભાવના અમર રહી.

સત્ય, અહિંસા, દયાની મૂર્તિ,
જગત તણી તું મહાન વિભૂતિ,
પ્રેમ ત્યાગની પૂનીત મૂર્તિ,
અમર રહી કીર્તિ (૨)–તારી.

જગતવંદ્ય તું પૂજ્ય ગાંધીજી,
ભારતનો નરવીર ગાંધીજી,
માનવનો તું પૂજ્ય બાપુજી,
વિરમી ગયો ચીર કાળ,
ધન્ય જગત જોગી (૨)–તારી.

સૌ. ચંદ્રિકા બક્ષી

અપહૃત સ્ત્રીઓને એકત્ર કરી છે, તેમને અમે અમારી છાવણીમાં લઈ જવાની વ્યવસ્થા કરીશું કે કેમ ?' ભાવલપુરથી પણ એક મુસ્લીમનો પત્ર હતો કે 'તેણે પોતાના એક હિંદુ મિત્રની પુત્રીને સાચવી રાખી છે તો તેને છાવણીમાં લાવી શકાશે ?' બીજા એક મુસ્લીમભાઈ પાસે ત્રણ શીખ બાળકો હતાં તેમને પણ તેઓ અમને સોંપવા ઈચ્છતા હતા. કેટલીક અપહૃત હિંદુ બહેનોને અમે અમારી છાવણીમાં લાવ્યા પછી તેમણે સ્પષ્ટ એકરાર કર્યો હતો કે, તેઓને પુત્રીઓ તરીકે સાં રક્ષણ આપવામાં આવેલું હતું. એવો જ એકરાર પૂર્વ પંજાબમાંથી આવેલી મુસ્લીમ બહેનોએ પણ અમારી સમક્ષ કર્યો છે.

આમ બંને પ્રદેશોમાં જો પ્રજામત જાગ્રત કરવામાં આવે તો અપહૃત સ્ત્રીઓને સ્વેચ્છાથી પાછી સોંપનારા ઘણા મળી આવે. પરંતુ આમાં સૌથી મહત્વની બાબત સમયની છે.

# મેળામાં

શ્રી. ગજરાબેન મ. નાયક

*

ગામડા ગામની એક અતિ સુન્દર કન્યા મેળામાં આવી. તેના વદનમાં કમળ અને ગુલાબ હતાં, તેના કેશમાં સૂર્યાસ્ત હતો અને તેના ઓષ્ઠ પર સૂર્યોદય હતો.

આ સુંદરીને જોતાં જ યુવાનો તેની પ્રશંસા કરતા તેની ફરતા ભમવા લાગ્યા. કોઈ તેની સાથે નાચે, તો બીજો મિઠાઈ ખાય. દરેક યુવાન તેને ચુંબન આપવા માગતો હતો, કારણકે તે અતિ ખુબસુરત હતી.

પણ સુંદરી આથી ડરી ગઈ, ચમકી અને દરેક યુવાનો તેને અસભ્ય લાગ્યા. તેણે તેમને ઠપકો આપ્યો; એક બેને તો તેણે તમાચા પણ ચોડી કાઢયા. અને પછી તે ઉતાવળે ત્યાંથી ચાલી ગઈ.

રસ્તે જતાં તેને વિચારો આવ્યાઃ 'હું તો કંટાળી ગઈ. કેવા અસભ્ય અને જંગલી લોકો ! મારી તો ધીરજ ખૂટી ગઈ.'

એક વરસ પસાર થયું. તે દરમ્યાન તે છોકરીને મેળો અને યુવકો વારંવાર યાદ આવ્યા. વદનમાં કમળ અને ગુલાબવાળી, કેશમાં સૂર્યાસ્ત અને ઓષ્ઠ પર સૂર્યોદય વાળી તે છોકરી પાછી ફરી મેળામાં આવી.

પણ હવે તો યુવાનો તેને જોઇને ખસી જતા. આખા દિવસમાં કોઈ પણ યુવક તેની પાસે ન આવ્યો.

સાંજે ઘેર પાછી વળતાં તે રડી પડીઃ "હું તો કંટાળી ગઈ; યુવકો કેવા જંગલી અને અસભ્ય છે ! મારી તો ધીરજ ખૂટી ગઈ.'

[ખલીલ જીબ્રાનની રૂપકથામાંથી]

ન્સીલના પહેલા સ્ત્રી સભ્ય થવાનું માન પણ તેમને જ મળ્યું હતું. ૧૯૦૩માં તેઓ સમરસેટમાં જન્મ્યાં છે ને તેર વર્ષની વયથી તેમણે આજીવિકા રળવા માંડી છે. તાજેતરમાં જ જાહેર સેવાઓ માટે તેમને ચેમ્પીયન ઓફ ઓનર નીમવામાં આવ્યાં છે.

*

પશ્ચિમ બંગાળની શીવપુર એન્જીનીયરીંગ કોલેજમાં બે સ્ત્રીઓને દાખલ કરવામાં આવી છે. મુંબઈમાં પણ આ ક્ષેત્રમાં થોડીક સ્ત્રીઓએ પ્રવેશ કર્યો છે એમ જાણવા મળે છે. વધારામાં, જાણવા મળે છે કે, કલકત્તા યુનિવર્સિટીમાં હવેથી મહિલાઓ માટે એન્જીનીરીંગના જુદા જુદા અભ્યાસક્રમો નિયત થશે. આ બે યુવતીઓના નામ કુ. ઈલા મઝમુદાર અને કુ. અંજના ગુહા છે. તેમને તો આ ક્ષેત્રમાં પ્રવેશ કરવાની તક મળી ચૂકી છે અને બન્ને જણીઓ સીવીલ એંજીનીયરીંગના અભ્યાસક્રમોમાં પ્રથમ વર્ષની વિદ્યાર્થીનીઓ તરીકે દાખલ થઈ ચૂકી છે.

કુ. ઈલા મઝમુદાર મીદનાપુર જીલ્લાના પેટા વિભાગી ઓફીસર થી. જતીન્દ્રકુમાર મઝમુદારનાં સુપુત્રી છે. એમણે કલકત્તાની આસુતોષ કોલેજમાં ઇન્ટરની પરીક્ષા પસાર કરી છે. એ યુનિવર્સિટીમાં તેઓ છઠ્ઠે નંબરે પાસ થયેલાં. એમને મોટર હાંકતાં, ઘોડેસ્વારી કરતાં, સાયકલ ચલાવતાં અને બરફ ઉપર રોઈંગ આવડે છે. નૃત્ય અને સંગીતમાં પણ તેઓ પ્રવીણ છે.

શ્રી. સુબોધચંદ્ર ગુહાના સૌથી નાનાં પુત્રી અંજનાના આગળ પડતાં વિચારો અને સતત પ્રયત્નોએ અન્ય બાળાઓને કલકત્તાની બીજી સંસ્થાઓમાં એન્જીનીયરીંગની તાલીમ લેવાની પ્રેરણા આપી છે. તેઓ માત્ર સોળ વર્ષની ઉમરનાં જ છે. તેમણે રોઝીરી યર્થ કોલેજમાં અભ્યાસ કર્યો છે. તેઓ કસરતબાજ છે અને તરવાનું, સાયકલ ચલાવવાનું અને ઘોડેસ્વારી કરવાનું એમને ગમે છે, એટલું જ નહિ, પણ એ ત્રણેમાં પારંગત છે.

# સૂતેલા પથ્થર



મૂળ વાર્તાલેખક
**શ્રી. ધૂમકેતુ**

નાટિકા લેખક
**શ્રી. શંકરલાલ જોષી**

( ગતાંકથી ચાલુ )

• દ્રશ્ય ત્રીજું

( સ્થળ : રસ્તો. રસ્તા પર પડતું એક ઘરનું બારણું. ઉગતા પ્રભાતનો સૂર્ય પોતાના કોમળ કિરણો ફેલાવી રહ્યો છે. આ એક ગરીબ લત્તો છે. રસ્તાને એક ખૂણે એક ઘરનું બારણું છે, બારણું બંધ છે. કાશિક પ્રવેશે છે. તેના એક હાથમાં લાંબી પાતળી ડાંગ છે. તેના ખભા પર બગલથેલો છે. તેમાં તેના કપડાં વિગેરે હશે.)

કૌશિક :

ઓહ ! ખૂબ ફર્યો, પણ રેવતીના ઘરનો પત્તો જ નથી. જ્યાં જ્યાં ગયો ત્યાંથી નકાર જ સાંપડયો.—અહિં રેવતી કોઇ નથી. ચાલ જોઉં કદાચ અહિં હોય તો— ( બારણાની સાંકળ ખખડાવે છે. થોડીવારે બારણું ઉઘડે છે અને રેવતીનો ગરીબ લેબાસમાં પણ લાલિત્યભર્યો મોહક દેહ દેખાય છે.)

રેવતી :

ઓહો ! કૌશિક ! તમે કયાંથી ભૂલા પડ્યા ?

કૌશિક :

ભૂલો નથી પડયો! માંડમાંડ તારૂં ઘર જડયું ( રેવતીના મુખ ઉપર સ્મિત ફરકી ઉઠે છે )

રેવતી :

( કૌશિકના સમસ્ત દેહ ઉપર અને ખાસ કરીને તેના હાથમાં રહેલી ડાંગ અને ખભા પર ભેરવેલા બગલથેલા પર નજર નાખી ) આ સવારી કયાં ઉપડે છે કૌશિક ?

કૌશિક :

રેવતી, મેં બધું સાંભળ્યું છે. તું તારા દુઃખને છૂપાવવા મથે છે . વીંટીની વાત પ્રગટ થઇ—અથવા કહે કે તેં પ્રગટ કરી, ને તારા પિતાએ તને રજા આપી. કેમ બોલ, સાચું કે નહિ ?

રેવતી :

( કંઇક ક્ષોભથી ) હા પણ એનું આજે શું છે ? ત્યારૂં પછી હવે તો આ મારા ગરીબ ઘરમાં હું સુખી છું. તમે કયાં જાઓ છો એ વાત તો કરો.

કૌશિક :

હું તને એક વાત કહું, લે સાંભળ. જો મારી ગરીબી ઇચ્છિક છે. તું એક કામ કરીશ?

રેવતી :

શું...!

કૌશિક :

(પોતાના હાથપરની વીંટી કાઢી) આ પાછી લે. તારા પિતાનું મન મનાવી લે. તું ઘેર જા અને સુખી થા.

રેવતી :

આખી દુનિયા તમને ગરીબ માને ત્યારે હું તમને શ્રીમંત માનું છું. આમ જુઓ, મારી પાસે તમારા તપને યોગ્ય બીજું શું છે ?

કૌશિક :

રેવતી ! તું સુખી થવા પ્રયત્ન કર. તારા પિતા પાસે પાછી જા.

રેવતી :

હવે મારી પાસે એક જ અમૂલ્ય ચીજ હતી અને તે આજ તમને સોંપું છું. જગત

બધું વિચારે ત્યારે તમે આંહિ ખૂલ્લે બારણે ચાલ્યા આવજો. જ્યારે જ્યારે તમને આશ્વાસનની–આરામની જરૂર લાગે ત્યારે આંહીં આવજો. પણ તમે ક્યાં ઉપડો છો?

કૌશિક :

કોણ જાણે છે ક્યાં ! હું એવી પ્રતિમા શોધવા જાઉં છું કે જેના કરતાં વધારે ઉત્તમ કલ્પના પણ ક્યાંય ન હોય.

રેવતી :

એવી પ્રતિમા કોણ જાણે ક્યારે તમને મળે ને તમારી મુસાફરીનો અંત પણ કોણ જાણે ક્યારે આવે ! કેટલી–

કૌશિક

(વચ્ચે) રેવતી ! હું તો કોણ જાણે ક્યારેય આવું ? એ કેમ કહેવાય ! પણ આ શોધ કેટલી સુંદર ? (રેવતી ક્ષણભર કંઈક અર્થભરી રીતે કૌશિક સામે જોઈ રહે છે.) રેવતી ! તું નહિ માને !

રેવતિ :

(એ સ્થિર ઉભી છે. એની આંખો પણ સ્થિર છે. એની નજર દૂર દૂર ક્ષિતિજ ઉપર છે.) દૂર દૂરના પ્રદેશમાંથી તમે આ ઘર તરફ એક વખત નજર તો ફેરવજો. આંહિ કોઈ નહિ હોય તો પણ હું તો તમારી હોઈશ જ. (સહસા તે કૌશિક તરફ ફરે છે. એની ઊર્મિ ઉછળવા માંડે છે) કૌશિક ! તારાથી વધુ મારામાં કંઈ નથી. પણ લે જો દો, આ ગરીબ ઘરનું તારું નિશાન તો ચોક્કસ રાખજે.

## દ્રશ્ય ચોથું

(રંગભૂમિનો પડદો હજી ઉંચકાયો નથી. વાતાવરણ તદ્દન શાન્ત છે. એક પશ્ચાદભૂમાંથી અવાજ આવે છે.)

અવાજ :

કૌશિક અને રેવતી તે દિવસે મળ્યા... એ વાતને આજે સાત વર્ષ થઈ ગયા. સાત સાત શિયાળાઓ આવ્યા અને ગયા. આજે સાતમો શિયાળો પણ જઈ રહ્યો છે. કૌશિકે પોતાની મજલ પૂરી કરી છે. કડકડતી ઠંડી પડી રહી છે અને......

(રંગભૂમિનો પડદો ઉંચકાય છે. એજ ત્રીજા પ્રવેશનું દ્રશ્ય. એ જ ગરીબ લત્તો એ જ, રેવતીનું ગરીબ ઘર, એ જ રસ્તા પર પડતું બારણું. વાતાવરણ તદ્દન શાંત છે. એક ભીખારી જેવો માણસ પ્રવેશ કરે છે. એ કૌશિક છે. તે પોતાનો લાંબો ઓવરકોટ શરીરને વધારે ને વધારે લપેટતો જાય છે. તેની દાઢી વધી ગઈ છે. તેના વાળ વધી ગયા છે. તેના પગલામાં કોઈને મળવાની ઉત્સુકતા છે.)

કૌશિક :

(દરવાજા આગળ આવીને) રેવતી... ! (થોડીવાર પછી) રેવતી...! રેવતી...!(બારણું ઉઘડે છે. એક પુરુષ બહાર નીકળે છે.

પુરૂષ :

રેવતી ! અરે પણ તું કોણ છે !

કૌશિક :

હું ! હું, કૌશિક. રેવતી !

સાત સાત વર્ષ પહેલાના અને અત્યારના મુનીમજીમાં ઘણો ફેર પડી ગયો છે. તેનો એકે એક વાળ તદ્દન સફેદ થઈ ગયો છે. તેમની ચાલ કંઈક મંદ પડી ગઈ છે. ચહેરા ઉપર પેલી ત્રણ કરચલીઓ પણ આછી આછી દેખાય છે.

કૌશિક :

(મુનીમજી તરફ જોઈ) કોણ મુનીમજી...!

મુનીમજી : -

(કૌશિક તરફ ધારી ધારીને જોઈને) કોણ ભાઈ...!

કૌશિક :

ઓહો! મને ન ઓળખ્યો મુનીમજી? હું કૌશિક, રેવતી ક્યાં છે?

મુનીમજી :

(એમના ચહેરાપરની રેખાઓ સખ્ત થઈ જાય છે.) રેવતી મરી ગઈ. જા એની પાછળ નફ્ફટ! (અને ગુસ્સામાંને ગુસ્સામાં મુનીમજી ચાલ્યા જાય છે. કૌશિક આવાક્ શો બની ઉભો રહે છે.)

કૌશિક :

રેવતી મરી ગઈ...! ના ના. એ બને જ નહિ. એ તો કહેતી હતીઃ 'જ્યારે જ્યારે તમને આશ્વાસનની, આરામની જરૂર લાગે ત્યારે આંહી ખૂલ્લે બારણે ચાલ્યા આવજો અને... અને...આંહી કોઈ નહિ હોય તો પણ હું તો તમારી જ હોઈશ.' ઓહ! રેવતી તું ક્યાં છે...! (અને લથડતે પગે એ રેવતીની શોધમાં ચાલ્યો જાય છે.) (પડદો પડે છે.)

*

## દ્રશ્ય પાંચમું

(પડદો ઉઘડે છે. એ જ ખંડિએર. એ જ જીર્ણ બની ગએલો ખંડ. ખંડને ઝાંખુ અજવાળું આવરી રહ્યું છે. એ જ સ્તંભિકાઓ એ જ પ્રતિમાઓ, માત્ર બે નવી સ્તંભિકાઓ વધારે ધ્યાન ખેંચે તેવી રીતે નજીક નજીક પોતાની તવારિખને વ્યથાના સૂર ભર્યો છે તે પોતાના જુના આસન ઉપર આવી ને બેસે છે. ઓવરકોટના ખીસામાંથી એક અર્ધી બળેલી મીણબત્તી કાઢી તે પ્રગટાવે છે. અને તેની નજર પેલી સ્થંભિકાઓ પર પડે છે. કંઈક નોંધ લખી છે. "જન્મ...મરણ..." એવું છેલ્લે નીચે લખવામાં આવ્યું.)

કૌશિક :

(સ્થંભ પરનો લેખ વાંચી) ઓહ! ગુરુદેવ! તમે...તમે...મારી રાહ જોઈ ન શક્યા? મારી–તમારી આ શિષ્યની–પુત્રની–પ્રવાસકથા સાંભળવાને તમે ન રોકાયા...! સાત સાત વર્ષ ગુરૂદેવ, સાત વર્ષ હું ભટક્યો. ખોરાસાન, સમરકંદ–ટિબેટ–જાવા, પણ...(અને અચાનક તેની નજર નજીકમાં જ ખોડાએલી નવી નાની સ્થંભિકા પર પડે છે. કૌશિક તેના પર લખેલો લેખ વાંચે છે. તેનાથી એક ધીમી ચીસ પડાઈ જાય છે.) રેવતી...! રેવતી તું પણ ગઈ...! તેં જ ગુરૂદેવની સંભાળ લીધી હશે. અને... અને... પણ તને આ શું સુઝ્યું? મારી રાહ તો જોવી હતી ગાંડી! રેવતી! રેવતી...! તું તો ત્યાં પણ મારી સાથે જ હતી. ખોરાસન-ટિબેટ-જાવામાં-પણ. રેવતી, તેં આ શું કર્યું? (કૌશિક ઉભો થઈ જાય છે. મીણબત્તીનું ઝાંખુ અજવાળું પેલી નાની અવશેષ સ્તંભિકા પર પોતાનું તેજ પાથરી રહ્યું છે.) હું તો તને કહેવા આવ્યો હતો રેવતી! કે જેના કરતાં ઉત્કૃષ્ટ કલ્પનાની મૂર્તિ પણ ક્યાંય ન હોય એવી પ્રતિમાની શોધમાં હું નિકળ્યો હતો અને દૂર દૂરના અનેક ખડેરો ખૂંદ્યા પછી મને ખબર પડી કે એવી સર્વોત્તમ કલ્પાનિક મૂર્તિ તો છેક મારી પાસે જ હતી–તું જ એ હતી. એ તું નહિ કે જે તું હતી, પણ એ તું કે જે મારા અંતરમાં વસી રહી હતી. સૌથી સુંદર તું હતી અને તું મારામાં હતી અને

## શરીરને ભાંગી નાખનાર મહાવ્યાધિ

# દમ

: લેખક :

વૈદરાજ શ્રી. બાપાલાલ ગ. શાહ

*

મહર્ષિ ચરક કહે છે કે, જ્વરોનું તો પણ ઘણાય રોગો છે, પરંતુ શ્વાસ (દમ) અને હિક્કા (હેડકી) જેવાં આશુ પ્રાણહર દરદો બીજાં નથી. અર્થાત્ શ્વાસ અને દમ—બંને દુશ્ચિકિત્સ્ય છે; પરમ દુર્જય રોગો છે.

દમ જેવું દુઃખદાયક દરદ બીજું એકેય નથી. આ એક 'મહાવ્યાધિ' છે. એ મુશ્કેલીથી મટે એવો અતિ ત્રાસદાયક રોગ છે. દમવાળાનું આયુષ્ય લંબાય છે, એવી માન્યતા સમાજમાં છે તે તદ્દન પાયા વગરની છે. જે રોગમાં હૃદયને અનહદ શ્રમ પડે છે તે રોગમાં આયુષ્ય શી રીતે વધુ ટકે! દમનું દરદ જોઈને તો ભલભલાને દયા છૂટે છે.

દમની બે જાતો છે. (૧) ફેફસાં અથવા શ્વાસમાર્ગની વિકૃતિથી ઉત્પન્ન થએલ. (૨) અમુક ખાસિયતોથી ઉત્પન્ન થયેલો દમ વારસામાં ઉતરે છે એમ મનાય છે, પરંતુ તે બીજી માન્યતા વિષે સાચું છે. ન્યુમોનિઆ, પ્લુરસી, વરાધ, કે સસણીનો પૂર્વ ઇતિહાસ હોય તો બહુધા એ ફેફસાના દમની જાત સૂચવે છે; જ્યારે અતિસાર, મરડો કે શીળવાનો પૂર્વ ઇતિહાસ હોય છે તો બહુધા બીજા પ્રકારનો હોય છે. ત્રીસ વર્ષ પછી દમ થયો હોય અને ચોમાસામાં કે શિયાળામાં જ જો દમના હુમલા આવતા હોય તો તે પહેલા પ્રકારનો જ હોવાનો સંભવ છે. બીજા પ્રકારના કેસો બહુધા નાની ઉંમરમાં જોવામાં આવે છે. ઋતુ વિપર્યય સાથે એને કંઈ સંબંધ હોતો નથી અને અમૂક જગો કે અમૂક ખોરાક સાથે દરદનો સંબંધ જાણી શકાય એવો હોય છે.

બજારમાં 'ઈફેડ્રીન હાયડ્રોક્લોરાઈડ' નામની ગોળીઓ અને પાઉડર વેચાતાં મળે છે અને દમના દરદીઓ મોટે ભાગે આ વાપરતા પણ હોય છે. પરંતુ બહુ વખત લાગલાગટ એનો ઉપયોગ હિતાવહ નથી. લાંબો વખત લેવું હોય તો ઈફેડ્રાના છોડનું ચૂર્ણ જ વાપરવું હિતાવહ છે. ઇફેડ્રાના છોડો હવે બજારોમાં મળે છે અને આનું ચૂર્ણ જ ૧ થી ૨ વાલ દમના હુમલા વખતે મધમાં ચાટવાથી ઠીક રાહત મળે છે. ગોળીઓનો ઉપયોગ ફક્ત હુમલા વખતે જ કરવો, અન્યથા નહિ જ. દમ માટે ઘણી જાતના પાવડરો અને બીડીઓ પણ આવે છે, પરંતુ આ બધાનો ઉપયોગ વિવેકી માણસે જ કરવો–બધાએ નહિ. ન છૂટકે જ આવી દમ દબાવનાર દવાઓ લેવી જોઈએ, નહિ તો હૃદય બગડશે; અશક્તિ વધુ આવશે.

દમના દરદીઓએ ખાવામાં બહુ જ સાવધ રહેવું જોઈએ. પોતાને શું માફક આવે છે એ દરદી જાતે જ નક્કી કરી લે એ જ ઈષ્ટ છે. કોઈને બાજરી, તો કોઈને જુવાર, તો કોઈને ભાત માફક આવે છે. ખોરાકમાં દરદી જાતે નિર્ણય કરી લે, પરંતુ ખોરાક એવો લેવો જોઈએ જે જલદીથી પચી જાય અને પેટમાં જરાપણ ભાર ન લાગે. બહુ તેલ, મસાલા,

મિષ્ટાન્ન, મધુરરસ ત્યજવાં જ જોઈએ. આઈસક્રીમ, પીપરમિન્ટ વગેરે ન જ ખવાય. બજારનું ખાવાની ટેવ છોડવી જોઈએ. ફરસાણુ ન ખાવું અને ખાવું હોય તો ઘેરે બનાવડાવીને જ ટૂંકે ખાવું. હું દમના દરદીને ખાવા માટે એક જ સલાહ આપું છું કે પેટ જેટલું હલકું અને સાફ રહેશે તેટલે અંશે દમના હુમલા નરમ અને કમી આવશે. રાત્રે પેટ સાફ લાવવા માટે હરડેની ફાકી મારવી હિતાવહ છે. બીજી રેચક દવાઓ ન લેવાય તો ઠીક. દમના હુમલા વખતે દરદીએ ફક્ત ગરમ પાણી જ પીવું. ગરમ પાણીમાં થોડા સોડા બાઈ કાર્બ નાખીને થોડે થોડે તે પીધા કરવું, અથવા સાજીખારના ગાંગડાઓને અંગારા ઉપર તપાવી પાણીમાં છમકારી પાણી ઝામીને પાવાથી પણ ઘણી રાહત મળે છે. ઠુંડું પાણી તો ન જ પીવું.

ભોંયરિંગણી અથવા ભોરિંગડી કન્ટકારી નામના છોડવા સર્વત્ર થાય છે. ઘણાખરા આ છોડને ઓળખે છે. એના ગોળ ફુલો કાચાં હોય છે ત્યારે લીલાં અને સફેદ રેખાઓવાળાં હોય છે, અને પાકે છે ત્યારે પીળાં થઈ જાય જાય છે. આખા છોડ ઉપર કાંટા હોય છે. આ છોડ સર્વત્ર જોવામાં આવે છે. એમાં કફઘ્ન શક્તિ છે. શ્વાસ અને ખાંસીમાં આનો અવલેહ (ચાટણ) 'કંટકારી અવલેહ'ના નામથી ફાર્મસીવાળાઓ વેચે છે. આ છોડને મૂળ, પાન, ફુલફળ સહિત લાવવો, બરાબર ધોઈ કાઢવો, અને પછી કુહાડી વડે નાના નાના ટુકડા કરી નાખવા. આના પંચાંગને ઘરમાં એક કથરોટમાં પહોળું કરી રાખવું. આમાંથી રોજ ચારથી પાંચ રૂપિયાભારને આસરે પંચાંગ લેવું અને એક સ્વચ્છ વસ્ત્રના કકડામાં તેને પોટલીમાં બાંધવું. મગ બાફવા મૂકતી વખતે આ પોટલી અંદર નાખી દેવી. મગમાં પાણી જરા વધારે રાખવું અને બેત્રણ કલાક સુધી ઉકળવા દેવું. મગ જ્યારે ફાટી જાય ત્યારે પોટલી બહાર કાઢી નાખી દેવી. અને મગમાં આદુ લસણ; નાખવાં તથા હિંગ વગેરેનો વઘાર મૂકીને સ્વાદિષ્ટ બનાવવા. પાણી વિશેષ બાકી રહે એમ કરવું અને એ પાણી પી જવું અથવા ભાત સાથે ખાવું. ભોંયરિંગણીનો સ્વાદ મગમાં નથી ઉતરતો એથી કંટાળો ચઢે એવો મગના પાણીનો સ્વાદ થતો નથી. દમ વાળાને મારી સલાહ છે કે, આપણા આંગણામાં ઊગતી આવી અમૂલ્ય વનસ્પતિઓનો રોજ ચીવટ રાખી ઉપયોગ કરવો. એ મૂત્રલ છે, શ્વાસહર છે, કાસઘ્ન છે. જૂની ખાંસીમાં પણ આ પ્રયોગ અજમાવી જોવા સૌને મારી ભલામણ છે. થોડા જ વખતમાં આનો પરચો જણાશે. મગમાં ન ઉકાળવી હોય તેમણે કંટકારીનો ક્વાથ કરી પીવો પણ હિતાવહ છે.

મૂળાની સુકવણીનો ક્વાથ, ચૂર્ણ, હંમેશાં ખાવાથી શ્વાસમાં લાભકર્તા થઈ પડે છે. આ માટે વળી બીજી દવા પણ છે.

સેકટો (સરગવો. શિગ્રુ સંસ્કૃત) સૌ ઓળખે છે. એની લાંબી શીંગોનું શાક તો બધા જ ખાય છે. આનાં પાનની ભાજી ખાવી હિતાવહ છે. આનાં પાનમાં વિટામીન 'એ' પુષ્કળ છે. સેકટાના મૂળમાં 'મોરીંગીન' છે, આ સેકટાની ભાજી રોજ ખાવી, એ દમવાળા માટે ખૂબ જ લાભદાયી છે. હું પોતે તો મૂળનો તોલા ૨ નો ઉકાળો જ દરદીને લેવા કહું છું. સેકટાનાં મૂળ કાળજા (લીવર)ના સોજાને, લીવરની વૃદ્ધિને ઓછાં કરે છે. લીવરના દરદો ઉપર સેકટો એક રામબાણ દવા છે એમ કહીએ તો ચાલે. સેકટો શોથઘ્ન છે. અંદરના ભાગમાં સોજો હોય તો તે હણે છે અને પિત્તને છૂટું કરે છે. આ મૂત્રલ છે, શોથઘ્ન છે, શ્વાસહર છે, પથરીને હરનાર છે, વાતઘ્ન છે. દમવાળાઓનું લીવર, મોટે ભાગે, ખરાબ હોય છે. ઘણા દમના રોગીઓમાં દમની દવાઓ કરવા કરતાં લીવરની દવાઓ કરવાથી વધુ

લાભ થાય છે એમ મને તો લાગે છે. એટલે મારી તો દમના દરદીઓને ભલામણ છે કે તેમણે સેકટાની ભાજીનો સૂપ રોજ ખાવો કે મૂળની છાલનો ઉકાળો પીવો. છોડ જો નાનો હોય તો સરસ કંદમૂળ નીકળે છે. મોટા ઝાડ ઉપરથી છાલ જ લેવી. સેકટો ગરમ છે. એનું લાકડું ઘસીને બહાર સોજા ઉપર લગાવવામાં ઘણા લોકો ગામડામાં વાપરે છે. છાતીમાં ચસક કે ચક મારી આવે છે ત્યારે ગામડાનાં લોકો સેકટાનું મૂળ અને સાબરસીંગું ઘસીને બહાર લગાવે છે, અને એથી ચસક બેસી જાય છે. અને ખરેખર આ ઘરગથ્થુ ઈલાજ શાસ્ત્રીય છે. સરગવાની સીંગો આપણે ખાઈએ છીએ, પરંતુ સીંગોને સારી રીતે ચાવીને ખાઈ જવી જોઈએ. કેવળ મસાલો ચાટી જઈએ છીએ એમ નહિ. સરગવો આપણાં, કેટલાક ઉપયોગી વૃક્ષો પૈકીમાંનું અગત્યનું ઝાડ છે. એનો વપરાશ વ્યાપક બનાવવો જોઈએ. દમવાળા માટે સૂકા મૂળાનો યૂષ અને કાસુંદી (કાસમર્દ-નં)ના પાનનો યૂષ અત્યંત હિતાવહ છે એમ મારા અનુભવમાં આવ્યું છે. દમના દરદીઓ માટે અત્યંત સસ્તી અને છતાં અમૂલ્ય એવી આ ભાજીઓ છે.

આ માટે ત્રીજો ઉપાય પણ છે.

કાશ્મીરમાં કુટ કુઠ (ગુજરાતીમાં એને કઠ અથવા ઉપલેટ કહે છે) નામની વનસ્પતિ થાય છે. એ ખૂબ સુગંધીદાર હોય છે. એની મોટી આવક કાશ્મીર સ્ટેટને છે. એના સુગંધી મૂળીઆ ગાંધીઓને ત્યાં વેચાય છે. આ લાવી, સૂક્ષ્મ ચૂર્ણ બનાવી દમવાળા દરદીએ સવાર બપોર રાત્રે બબ્બે આની ભાર મધમાં ચાટવાથી દમમાં ખૂબ સારો ફાયદો થાય છે. લાંબો વખત સેવન કરવાથી જ લાભ થાય છે. હું પોતે કુષ્ઠનું ચૂર્ણ તો. ૦।, સોમ (ઈફેડ્રા)નું ચૂર્ણ વાલ ૨, સાબરસીંગાની ભસ્મ વાલ ૨, આ મિશ્રણનાં ત્રણ પડીકાં બનાવી દમના દરદીને દિવસમાં ત્રણવાર મધમાં ચાટવા આપું છું અને યોગ્ય આહાર વિહાર સાથે નિષ્ઠાપૂર્વક આ દવાઓ સેવે છે તો દરદીને ફાયદો પણ સારો જણાય છે.

દશમૂળ (દશ વૃક્ષોનાં મૂળીયાં)નો કવાથ દમમાં ખૂબ જ હિતાવહ જણાયો છે. અંદર પુષ્કરમૂળ, ભારંગમૂળ, ભોરિંગણીનાં મૂળ, કાયફળ વગેરે નાખીને રોજ તાજો કવાથ પીવાથી ઠીક રાહત મળે છે.

આ લેખને પોતાની મર્યાદા છે અને દમના વ્યાધિ ઉપર જેટલું લખીએ તેટલું ઓછું છે. પરંતુ આટલા ઉપરથી દમના દરદીઓને કંઈક માર્ગદર્શન થશે. (પ્રતાપ)

## આશ્ચર્ય

કોઈ એક આશા ભર્યું વહાણ સંચારવાની તૈયારીમાં હતું. વહાણ કિનારેથી થોડે અંતરે જ દૂર હતું. ત્યાં એક નજીવું તોફાન થયું. એને બચાવી લેવા માટે કુશળ ખલાસી હતા; પણ એક આશ્ચર્ય! કુશળ ખલાસી ન તો વહાણને ઉગારી લેવાની કોશીશ કરે છે, ન તો તોફાનની શાંતિની રાહ જુવે છે. ઉલટો એ તો વહાણને ડુબાવી દેવાની સલાહ આપે છે.

કુમાર વયમાં લગ્ન ગ્રંથીથી જોડાઈ ગયેલી બાળકીનું જીવન ધીરે ધીરે યુવાવસ્થામાં પ્રવેશ કરે છે. એક નજીવું તોફાન તેના જીવનમાં થાય છે—અને તે વૈધવ્ય. એને બચાવી લેવા ઘણા આદર્શ યુવાનોમાં પ્રાણ છે, જ્યાં એને બચાવી લેવામાં તેઓ સમર્થ થતા નથી. ઉલટા એને એના સ્થાન પરથી ભ્રષ્ટ કરવાના યત્નો કરે છે. કેટલું આશ્ચર્ય!

‘કુણાલ’

( અતાંકથી ચાલુ )

આ સંસારના સમગ્ર સુખોનો સાર શું? પ્રશ્નનો ઉત્તર મુશ્કેલ છે અને અવસ્થા ભેદે કરીને અને સંયોગોના ભેદે કરીને વ્યક્તિઓ એના જુદા જુદા જવાબ આપવા પ્રેરાય એવો પૂરેપૂરો સંભવ છે. છતાં વિશ્વમાન્ય ઉત્તર તો એક જ છે કે, સંતતિ. સંતાન માટે અગાઉના રાજર્ષિઓએ ઉગ્ર તપ કર્યાનું, સંતાન માટે નારીઓએ કઠિન વ્રતો આચર્યાનું સાંભળીએ છીએ. આમ બાળક માટેની પ્રબળ વાસના માનવહૃદયમાં પ્રકૃતિએ મૂકી છે. દરેક મનુષ્યને એવી ઝંખના રહે છે કે, અનિવાર્ય એવા મૃત્યુના કાળા પડદા પાછળ પોતાને સમય થતાં ભલે ધકેલાઈ જવું પડે, છતાં જગતની આ મજાની રંગભૂમિ ઉપર સુપુત્રરૂપે પોતાની ખ્યાતિ અખંડ રહે તો સારૂં. પોતાનામાંથી પ્રગટેલા સંતાનમાં માનવી પોતાની અમરતાની તૃપ્તિ અનુભવે છે. ઘડીયે ઘડીયે ઘસાતું જતું શરીર રૂપાન્તરે સૃષ્ટિમાં શાશ્વતરૂપે રમશે એનો જ માત્ર એમાં સંતોષ નથી, એ તુષ્ટિ છે–પોતાની ભાવનાઓના અમરપણાના ભાનમાંથી જાગ્રત થતા સમુલ્લાસની. પિતાનાં આદરેલાં અધુરાં રહેલાં પૂરાં કરે એ પુત્ર. એ કથન અનુસાર સંતાનવંતાં દંપતી સાર્થક ખુમારીમાં રહે છે કે, પોતે સંસારમાં આદરેલું કોઈ કલ્યાણકારી કામ પોતાના મૃત્યુથીયે વિચ્છેદ નહિ પામે, કેમકે એ પરંપરા જાળવી રાખનારી સંતતિ જીવતી જાગતી હશે. માતાપિતાના શ્રદ્ધાના વિશ્વાસોને પુષ્ટ કરીને પુત્ર એમનું પ્રતિસંવત્સરે શ્રાદ્ધ કર્યા કરતો હશે. પશુઓને પણ પોતાનાં બચ્ચાંઓ ઉપર સ્નેહ દેખાય છે. એમને ઉછેરવામાં તેઓને પણ તત્પરતા દેખાડતાં જોઈએ છીએ, પરંતુ એમની એ ક્રિયા કોઈ અજ્ઞાત પ્રેરણાને બળે થાય છે; જ્ઞાનયુક્ત સ્નેહથી શિશુને ઉછેરવાનો લ્હાવો તો માનવીને જ મળેલો છે.

ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

લેખક :
શ્રી. સંવાઈલાલ ઈ. પંડ્યા

*

શિશુને ઉછેરવું એ લ્હાવો તો છે જ, પણ સાથોસાથ એ કસોટી પણ છે. એના જન્મસિદ્ધ પ્રાણીપણામાંથી એને માનવતા તરફ લઈ જવું એ ક્રિયા તપ માગી લે છે. બાળઉછેર એ બચ્ચાંના કાલાકાલા વાત્સલ્ય ખેંચનારા શબ્દો સાંભળવાનો લ્હાવો માત્ર નથી, એના ઉઘડતા મનોરથ શત પૂરવાનો ધન્ય હક્ક કેવળ નથી. એની જિજ્ઞાસુ ઇંદ્રિયોને વૈવિધ્યભરી સુંદર સૃષ્ટિના સદંશોનો પરિચય કરાવીને એના મનને પ્રકાશિત કરવાનો એકલ પરવાનો નથી, એ તો છે એક ઘણા મોટા આપખુદ સત્તાધીશને રીઝવીને એની પાસે ઉચિત કાર્ય કરાવવાની જવાબદારી. જાણીતી વાર્તામાં બિરબલે બાદશાહને એથી જ કહ્યું લાગે છે કે, સૌથી મુશ્કેલ કામ, નામદાર, બાળકને રીઝવવું એ છે. અને છતાંયે એ કષ્ટકર વ્યવસાય જીવનનો લ્હાવો છે ને એ લ્હાવો લેવાની પહેલી અધિકારિણી છે જનની. આડે ચઢી ગએલા લાડકવાયાના ચિત્તતંત્રને વસુંધરાના નાના મોટા વૈભવોનાં, સૃષ્ટિની અનન્ત સામગ્રીનાં પ્રલોભનો આપીને તે ઠેકાણે લાવી દે છે.

અગાઉ આપણે જોઈ ગએલા સૂરદાસના નામાચરણવાળા આરો નામના હાલરડાના અનુસંધાનમાં આ હાલરડું ગવાય છે.

## આડો

પ્રભુ સાઠી ચોખાનો ભાત રંધાવીને ગાવડીઓ દોવરાવું;
ઓબલિયે તમને ખાંડ પિરસાવીને મોહન મનાવું રે,
બાળા આડો ન લીજે રે, કાનડ આડો ન લીજે.

પ્રભુ કાચા ચણાનો છોડ મગાવીને ઓળો પડાવું,
તેની કાનાને ખોઈ ભરાવીને મોહન મનાવું રે બાળા—
પ્રભુ ગુંજગળીનો સાંઠો મગાવીને છોઈ છોલાવું,
એવી કાનાને ઢોળી ભરાવીને મોહન મનાવું રે; બાળા—

( રાગ બદલાયો )

આડો લીધો રે અતિ ઘણો, મા મને હાઉ દેખાડ,
હાઉ છે રાવણ લંકેશરી, હાઉ છે મથુરાનો ભૂપ;
આપણ માણસ રે માનવી.
રાડય ન કરીયે રે, પુત્ર રાડયે રાવણ રોળિયો;
કાળંદરીને રે કાંઠડે ઊભલા વાયે છે વેણ્ય,
જાદવ જોવા રે નીસરી.
મીઠડાં મીઠડાં છે વેણુ, નાના સરખા શ્રી નાથજી.

માતા મનાવી રહી છે કે કાનડ ! બાળા ! આડો ન લેવાય હો ! લ્યો પ્રભુ, તમારે સારુ સાઠી ચોખાનો ભાત રંધાવું. હાથ ઘડીએ ગાવડીઓ દોવરાવીને શેડકઢું દૂધ આપું અને ઉપર પીરસાવું ઓબલિયા ભરીને ખાંડ. આડો છોડી દો.

વળી પ્રભુ, કાચા ચણાનો છોડ વાડીએથી મંગાવીને તમારે માટે ઓળો પડાવું. એની તમને ભરાવું ખોઈ ને જાઓ રમવા. આડો છોડી દો.

અથવા તો મંગાવીએ પ્રભુ શેરડીનો સાંઠો. મજાની છોલ ઉતારી પતીકાં બનાવીને મારા કાનને ઝોળી ભરાવું. આડો છોડી દો.

બાળક શેનું વેન લેશે એનું કાંઈ ઠેકાણું છે ! એક વખત પકડ્યો આડો લીધો. કે મા મને હાઉ દેખાડ. આપણા, હાઉ તો લંકેશરી રાવણ કહેવાય કે મથુરાનો ભૂપ કંસ કહેવાય. આપણે તો રહ્યાં માનવી માણસ.

બેટા, રાડય ન કરીએ. રાડય કરતાં તો રાવણ રોળાઈ ગયો. મનાઈને પ્રસન્ન થઈને ગયેલા પ્રભુ કાલિંદરી યમુનાને કાંઠે ઊભા વેણુ વાતા હતા. પછી જનની તેવા જાદવજીને હેતથી જોવા નીકળી છે. અને મીઠાં વેણુવાળા નાનકા શ્રીનાથજી ત્યાં શોભી રહ્યા હોય છે.

માતાનો કેવો મોટો અધિકાર અને કેવી મોટી જવાબદારી અહીંમાં આલેખાઈ છે ! રૂદનના પૂરમાં જ મગ્ન થઈ જવા માગતા શિશુને વત્સલના અણથાક્યા પ્રયત્ને રીઝવીને, જમાડીને રમાડીને કાલિંદીને તીરે વેણુ વગાડતાં કરવાનો એનો જે સ્વાભાવિક ધર્મ છે એમાં મોકળી આપે છે. આ સુકુમાર ગીતમાં બાળકની મનોવૃત્તિ પેઠે રાગ પણ પલટો લે છે. પહેલા ભાગમાં "બાળા"ના મનને એક ભાવમાંથી બીજામાં બળપૂર્વક ખેંચે છે; બીજામાં એના ખિન્ન ચિત્ત પર પીંછ ફરવાથી જાણે શાંતિ રેલાવે છે.

આપણા જીવનમાં

# સંસ્કાર ને ચારિત્ર



લેખક

શ્રી. કનુભાઈ જે. ચિનાઈ

*

**આ**પણે જીવનમાં પરીક્ષા પાસ કરીને મોટી મોટી ઉપાધીઓ પ્રાપ્ત કરીએ, એટલે આપણે સંસ્કારી ને ચારિત્રશીલ થઈ શક્તા નથી. ચારિત્રશીલ ને સંસ્કારી બનવા માટે સંયમની ખાસ જરૂર છે. ચારિત્ર ને સંસ્કારી મનુષ્ય સામા મનુષ્યનાં જીવન ઉપર અનોખી ભાત પાડી શકે છે. ઘણીવાર આપણા સામાન્ય જીવનમાં જોવામાં આવે છે કે, ભણેલા ગણેલા મનુષ્ય કરતાં અભણ ને ગરીબ મનુષ્યમાં સંસ્કાર, ચારિત્ર ને ભાવના વધારે જોવામાં આવે છે. ભણેલા મનુષ્યમાં સંસ્કારની ઉણપ જ હોય છે તેવું કહેવાની મ્હારી લેશ માત્ર ઈચ્છા નથી.

સંસ્કાર ને ચારિત્રનું ઘડતર નાનપણથી, એટલે કે બાળક જ્યારે માતાના ઉદરમાં હોય છે ત્યારથી જ થાય છે. શિવાજી મહારાજનાં જીવનનું ઘડતર જીજીબાઈએ નાનપણથી જ કર્યું હતું. જીજીબાઈએ તેમનામાં સંસ્કાર ને ચારિત્રનું સિંચન કરી તેમને સંસ્કારી બનાવ્યા ને તે જ સંસ્કારનાં બળે તેમણે યુગમાં સારા હિન્દુસ્તાનને ખળભળાવી મૂક્યું હતું. એ તો વાત થઈ ભૂતકાળની. હવે આપણે વર્તમાનકાળ ઉપર દૃષ્ટિ નાંખીએ. આજે આપણી સમક્ષ અસંખ્ય દાખલાઓ છે. સારા હિન્દુસ્તાન નહિ બલ્કે જગતને ધ્રુજાવનાર મહાત્મા ગાંધી જુવો, પંડીત નહેરૂ જુવો.

ગાંધીજી બાલ્યાવસ્થામાં સંસ્કારી તો હતા, પણ તે ચોરી કરતા, જુઠુ બોલતા, પણ તેમના જીવનમાં તેમની માતાએ સંસ્કારનાં જે બી રોપ્યાં, વખત જતાં તે વૃક્ષ ફુલ્યું ફાલ્યું. ગાંધીજીને પોતાની ભૂલ જણાઈ આવી ને તેમના જીવનમાં મહાન પલટો આવ્યો. ગાંધી બન્યા સંસ્કારી. આજે સારૂં જગત તેમના એક શબ્દ પાછળ પડાપડી કરે છે. તે શાને આભારી છે? ગાંધી સ્વચ્છંદી ને ચારીત્રહીન હોત તો આજે જગત તેમના સામે જોત ખરૂં? ગાંધીજી કયા ખુણામાં જન્મ્યા ને મરણ પામ્યા તેની કોઈને ખબર પણ ન પડત.

પંડિત નહેરૂને નાનપણથી સારા સંસ્કાર ને ચારિત્રથી નવાજવામાં આવ્યા હતા. તેમના જીવનના ઉષઃકાળ વખતે તેમણે વૈભવ ને મોજ શોખને ઠોકર મારી, હાથમાં આવેલી વસ્તુનો ઉપભોગ ન કરતાં તિલાંજલી આપી, ત્યાગ દીક્ષા લીધી. તે નાની સુની વાત નથી. આજે પંડિત નહેરૂએ સંસ્કારના બળે તેમના જીવનને કિર્તિનાં શિખરે મુક્યું છે, ને સારૂં જગત તેમને પૂજે છે.

સંસ્કાર અને ચારિત્ર વિકસાવવાનાં ત્રણ અંગ છે (૧) માતા–પિતા (૨) શાળા (૩) મૈત્રી.

આજની શાળામાં શિક્ષક ભક્તિ શીક્ષણ આપતો નથી. શિક્ષક શિક્ષણ આપે છે એ તેના પેટને ખાતર—નહિ કે બાળકનું માનસ ઘડવા. શિક્ષક તો સારા રાષ્ટ્રનો ઘડવૈયો છે. શિક્ષક ટ્યુશન જારી રાખવા ચોરી કરાવીને બાળક નાપાસ થાય ત્યારે વધુ માર્કસ મુકાવી ઉપલા વર્ગમાં ધકેલી દે છે, ત્યારે તે ભૂલે છે કે બાળકના કુમળા મગજ ઉપર કેવા પ્રત્યાઘાત પડશે! જ્યાં શિક્ષણ આપનાર જ ચારિત્ર-

ભ્રષ્ટ હોય ત્યાં ચારિત્ર ક્યાંથી આવે ?

માતા પિતા બાળકને જન્મ આપે છે ત્યારથી તેમની જવાબદારી વધે છે. તેમણે બાળક પાછળ સુમધુર વાતાવરણ ઉત્પન્ન કરવું જોઇએ. બાળક ગંદી ભાષા ન બોલે, ગંદા કપડાં ન પહેરે, ગંદુ ખાવાનું ન ખાય, તેમજ ઘરમાં સારો વિવેક વિનય ને સભ્યતા કરી શીખવે છે ! ભાગ્યે જ થોડા માતાપિતા તેમના બાળકના જીવનમાં અત્યંત રસ લે છે. જો બાળકને સારા વાતાવરણમાં રાખશો તો જરૂર તે કુમળા મગજ ઉપર ન ભુંસાય તેવી સારી છાપ પડશે.

સંસ્કાર ને ચારીત્ર એ તો જીવનનાં તાણાવાણા છે, જેમ કાપડમાં તાણોવાણો થઈ કાપડ વણાય છે તેમ જીવન વણાય છે. સંસ્કાર ને ચારિત્રમાં કળા પણ સમાઈ જાય છે. જેને સારા નરસાનો ખ્યાલ છે તે જરૂર કળાને મહત્ત્વ કરશે. કળાથી જીવન રંગાઈને તે જીવન એક સુંદર રંગોળી થઈ જાય છે ને તે દેદિપ્યમાન લાગે છે. ચારિત્ર ને સંસ્કાર એ તો જીવનની મહાન ઇમારતના પાયા છે. તેના ઉપર ભવ્ય ને મજબૂત ઇમારત રચાશે. પણ જો તે ઇમારતના પાયા મજબુત નહિ હોય તો તે કડડભુસ થઈ નીચે પડશે. તેવી રીતે મનુષ્યે તેમના ચારિ જીવનની મહાન ઇમારતો રેતીમાં ન બાંધવી જોઇએ.

સંસ્કાર ને ચારિત્ર એ તો સિક્કાની બે બાજુઓ છે. સંસ્કાર ખેંચી લાવે છે ચારિત્રને. મનુષ્ય ઘરડો થાય છે, જીવનની સંધ્યાએ તે પહોંચે છે, પણ તેના આત્મા માટે તો જીવનનો ઉષ:કાળ તેના જીવનની પ્રત્યેક પળે ને શ્વાસોશ્વાસમાં હોય છે. સંસ્કાર જીવન મહેકાવે છે. યૌવન સંયમ વડે શોભે છે તેમ જીવન પણ સંસ્કારોથી શોભે છે.

ચારિત્ર પ્રત્યેનો અણગમો ને સુગનું કારણ એ હોય છે કે, ચારિત્રશૂન્ય માણસ ઘણી વખત દુનિયામાં સફળ થતો દેખાય છે. એ ધન પ્રાપ્ત કરે છે, દુનિયાની મોજમજાહ માણી શકે છે. ચારિત્રનું બળ જ્યારે મોટાં યુદ્ધો થાય છે ત્યારે ઘટી જતું લાગે છે. જૂની કહેવત છે કે Fair in love and war પણ આ વાત ખોટી છે. જુના જમાનામાં ધર્મયુદ્ધો લડાવતાં મહાભારતકાર કહે છે કે, મહારાજ યુધિષ્ઠિરે ચારિત્રને ખાતર બધે સહનકર્યું, પણ છેવટે વિજય તો તેમનો જ થયો, મુઠી જેટલા પાન્ડવો કૌરવોના મહાન બળ સામે વિજય પામ્યા. એટલે ચારિત્રબળ હરહંમેશ લાંબે ગાળે વધારે યશસ્વિ ને ચિરંજીવ બને છે. ગાંધીજીની સત્યાગ્રહની ચળવળ પણ સત્યના પાયા ઉપર આ રીતે જ ચણાયેલી હતી. આમ જ્યારે આપણે યુદ્ધમાં પ્રેમ અને ચારિત્રને મહત્વ આપવાનું ભુલતીએ છીએ એ જ આપણી હિંદી સંસ્કૃતિની મહાન ફતેહ છે. આપણે જીવીએ છીએ અંધકાર યુગમાં. એનું કારણ એ છે કે, આપણા ઋષિ મુનીઓએ આપણી સંસ્કૃતિ ચારિત્ર ને સંસ્કાર ઉપર જ ઘડી છે. તમે કહેશો કે ચારિત્ર એટલે શું ? તેનો સ્પષ્ટ જવાબ એ છે કે, શુદ્ધ સારી ટેવોનો સમુદ્ર. ચારિત્ર વિષે મંગળ પ્રભાતમાં ગાંધીજી આ ટેવોને સુંદર રીતે સમજાવે છે, એટલે આપણે જેમ કર્યું તેમ ધન મળતું નથી. તેથી લોકો આકર્ષાય છે, પણ ધન ક્ષણીક છે ત્યારે સંસ્કાર ને ચારિત્ર ચિરંજીવ છે.

## આમંત્રણ...

સૂના આ ઉપવને આવો વસંતરાજ!
સૂના આ ઉપવને આ...વો.
આજ સુક્ક કંઈ જગને સજાવો વસંતરાજ!
સૂના આ ઉપવને આ...વો.
પુષ્પે પરાગ નથી, દિલડામાં રંગ નથી,
આત્મ ફૂલડાંને પ્રેમે પરાગો હો રાજ!
આજ સૂના આ...
નવસૃજન સંદેશ વિણુ–બ્રહ્મકુંજ કરમાય,
પુષ્પ પોચા નહિ પાંગરે, તરુવર વન સુકાય,
ભવ્ય સૃજન સંદેશ કંઇ લાવો હો રાજ!
આજ સૂના આ...
કોયલ સ્વર કુંજે નથી, નથી મયૂર લલકાર,
જગવનમાં કલરવ નથી, નથી નુપૂર ઝંકાર.
સૂના સૂના આ ગીતને ગજાવો હો રાજ!
આજ સૂના આ...
અધઘેરી છે આંખડી, અધખોલ્યા છે બોલ,
વનદેવી જુએ વાટડી, તલસે વસંત કલ્લોલ:
આછા આછા કંઈ સ્મિતને વહાવો હો રાજ!
આજ સૂના આ...
સરવર સૂના તરંગ વિણુ, તરંગ સૂના અરવિંદ,
અરવિંદ ભ્રમર વિણુ સૂના, ભ્રમર અમીરસ વિણુ:
એના ભ્રમણમાં બ્રહ્મરસ લાવો હો રાજ!
આજ સૂના આ...
યૌવન પનઘટ તટ પરે, અમીજળ ભરવા કાજ,
ઉભી સૂની કાંઠડે રે, જોતી વસંતની વાટ:
આત્મ ગાગરને છલછલ છલકાવો હો રાજ!
આજ સૂના આ...
પચરંગી પાલવ નથી, નથી કુસુમ કળી કેશ,
મૂખ–વદને શોભા નથી, ઝાંખી નયનની જ્યોત:
ઝીણી ઝીણી એ જ્યોતને જગાવો હો રાજ!
આજ સૂના આ...
ઉભી સખિયો એકલી, રિક્ત છાબ ધરી હાથ,
મન–મૂખડાં મલકે નહિ, નહિ ઠેશ ઠમકાર:
એની છાબોમાં મ્હેક મ્હેક મ્હેકે હો રાજ!
આજ સૂના આ...

ભભૂતિ.

એકને કોઈ લુંટી જશે ત્યારે બીજામાં લુંટવાનો પ્રયત્ન કરનાર જરા ધનવાન બનતો નથી ને ચારિત્રશીલ તો જ્યારે તે લુંટ થતી જુવે છે ત્યારે જેમ ફુલોનો પરિમલ પવન લુંટી જાય છે ને અસંખ્યોના મનને બહેલાવે છે તેમ આ ચારિત્રની લુંટ ચારિત્રશીલને ગરીબ બનાવતી નથી, પણ બીજાના જીવનને ઉત્તેજીત કરી શકે છે.

ગાંધીજી આ એટમ યુગના જમાનામાં અહિંસક જીવનની હીમાયત કરતા તે જરાય હાંસીપાત્ર નથી, પણ આપણે મન તો ખુશી થવા જેવી વાત છે, કે યુગો જુની આપણી આ ભાવના આપણી પાસે પડી છે. એટલે ધનનો શોખ કે સત્તાનો શોખ આપણે ન કેળવીએ પણ ચારિત્રનો શોખ કેળવીએ. ચારિત્ર આપોઆપ એની પાછળ એક મહાન સંસ્કારિક બળ લઈ આવશે, ને એમાં વિખવાદો નહિ હોય. આપણે મન આ વસ્તુ નવી નથી. અશોકે સામ્રાજ્ય સ્થાપીને પણ છેવટે સત્ય લાધ્યું કે બુદ્ધનો મંત્ર જે ચારિત્ર ને સંસ્કારની પરાકાષ્ટા છે, તે સ્વીકારીને પ્રજાનું ભલું કરી શકશે.

ખરું રાજવી હૃદય તો તે કહેવાય જે કરૂણા અહિંસા ને મોદથી ભર્યું હોય, અને તે ચારિત્ર સિવાય ક્યાંથી આવી શકે? આપણા રાષ્ટ્રધ્વજમાં પણ જે અશોકના જમાનાનું ચિહ્ન છે તે શું આપણને ફરીથી સંસ્કાર તરફ દોરી જતું નથી? હિંદને અત્યારે પશ્ચિમની ચારિત્રહીન નાગચુડમાંથી–કે જે નાગચુડે જગતને અસંસ્કારી અને ઢોંગી બનાવ્યું છે તેમાંથી –નિકળવાનો મજબુત પ્રયત્ન છે

ચારિત્ર ને સંસ્કાર પુસ્તકિયા જ્ઞાનના ભાષણો ન બનવાં જોઈએ; પણ તેને જીવનમાં વણી લેવા જોઈએ.



# હુન્નર ઉધોગ



સંપાદિકા :—અ. સૌ. લેડી રતનબાઈ મથુરાદાસ

( ગતાંકથી ચાલુ )

## નમુનો ૩જો

આ નમુના વાસ્તે ૪ ટાંકા માંડો. ધારી માટે ૪ ટાંકા વધારે માંડો.

**૧લી તથા પાંચમી લાઈન**—૧ ટાંકો સેરવો. ૧ સાદો, * ૨ સાદા, ૨ ભખીયાના પાછું * આ નીશાનીથી ગુંથો. છેલા બે સાદા.

**૨જી તથા ૮મી લાઈન**—૧ ટાંકો સેરવો. ૧ સાદો * ૧ સાદો ૨ ભખીઆના ૧ સાદો. પાછું * આ નીશાનીથી ગુંથો. છેલા ૨ સાદા.

**૩જી તથા ૭મી લાઈન**—૧ ટાંકો સેરવો. ૧ સાદો * ૨ ભખીઆના ૨ સાદા. પાછું * આ નીશાનીથી ગુંથો. છેલા ૨ સાદા.

**૪થી તથા ૬ઠ્ઠી લાઈન**—૧ ટાંકો સેરવો. ૧ સાદો * ૧ ભખીયાનો, ૨ સાદા, ૧ ભખીઆનો. પાછું * આ નીશાનીથી ગુંથો. છેલા ૨ સાદા.

પાછું પહેલી લાઈનથી ઉપર પ્રમાણે શરૂ કરો.

## નમુનો ૪થો

આ નમુના માટે ૪ ટાંકા માંડો. ૫ ટાંકા ધારી માટે વધારે માંડો.

**૧લી લાઈન**—૧ ટાંકો સેરવો. ૧ સાદો * ૧ સાદો. ૩ ભખીઆના. પાછું * આ નીશાનીથી ગુંથો. છેલા ત્રણ સાદા.

**બીજી લાઈન**—૧ ટાંકો સેરવો. ૧ સાદો * ૨ ભખીઆના, ૨ સાદા, પાછું * આ નીશાનીથી ગુંથો. * છેલ્લો ૧ ભખીઆનો. ૨ સાદા.

**ત્રીજી લાઈન**—૧ ટાંકો સેરવો, ૧ સાદો * ૧ સાદો. ૧ ભખીઆનો. ૨ સાદા. પાછું * આ નીશાનીથી ગુંથો. છેલા ૭ સાદા.

**ચોથી લાઈન**—૧ ટાંકો સેરવો. ૧ સાદો. બધા ભખીઆના, છેલા ૨ સાદા ગુંથો.

પાછું પહેલી લાઈનથી ઉપર પ્રમાણે શરૂ કરો.

## નમુનો પાંચમો

આ નમુના માટે અગીઆર ટાંકા માંડો. પાંચ ટાંકા વધારે ધારી માટે માંડો

**પહેલી લાઈન**—૧ ટાંકો સેરવો. ૧ સાદો. * ૩ સાદા, ૨ ભખીઆના સાદા ૨ ભખીઆના ૨ સાદા, પાછું * આ નીશાનીથી ગુંથો. છેલા ૩ સાદા.

**બીજી લાઈન**—૧ ટાંકો સેરવો. ૧ સાદો, * ૩ ભખીઆના, ૨ સાદા, ૨ ભખીઆના, ૨ સાદા, ૨ ભખીઆના, પાછું * આ નીશાનીથી ગુંથો, છેલ્લે ૧ ભખીઆનો, ૨ સાદા.

**ત્રીજી લાઈન**—૧ ટાંકો સેરવો, ૧ સાદો, * ૫ સાદા, ૨ ભખીઆના, ૪ સાદા, પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લા ત્રણ સાદા.

**ચોથી લાઈન**—૧ ટાંકો સેરવો, ૧ સાદો, * ૫ ભખીઆના, ૨ સાદા, ૪ ભખીઆના. પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લે ૧ ભખીઆનો ૨ સાદા. પાછું પહેલી લાઈનથી શરૂ કરો.

## મહાત્મા ગાંધીજી



## અને

# નારીજાગૃતિ

લેખક
શ્રી. ઊર્મિલ

-

સ્ત્રીના ગુણો છે, એ પ્રકારે સાહસ, શૌર્ય, વિવેક, દૂરદર્શિતા તેમ પરિશ્રમશીલતા એ પુરુષનો વિશેષ ગુણો છે. જોકે આથી એમ સમજવાનું નથી કે, પરસ્પરના એ ગુણોનો પરસ્પરમાં બિલકુલ અભાવ છે, યા અભાવ હોવો જોઈએ. માત્ર નિત્યજીવનમાં બજાવવાની ફરજોના ભેદોથી એ ગુણો સ્ત્રી-પુરુષમાં યથા યોગ્ય વિકસે છે.

પ્રાચીન ભારતવર્ષ સ્ત્રીઓ પ્રત્યે ખૂબ શ્રદ્ધાવાન હતું. તેનું તો મન્તવ્ય છે કે જ્યાં સ્ત્રીઓનો આદર થાય છે ત્યાં દેવતા નિવાસે છે. હિંદુધર્મે તો સ્ત્રી-પુરુષ બન્નેના સામાજિક અધિકાર સમાન જ માન્યા છે. બન્ને સમાજનાં સરખાં મહત્વનાં અને પ્રતિષ્ઠાપાત્ર અંગો છે. આધુનિક સ્ત્રી-સન્માનવૃત્તિના કરતાં આપણા પૂર્વજોની સ્ત્રી-સન્માનવૃત્તિ અનેક રીતે ચઢી-યાતી હતી.

પ્રાચીન આર્યોએ સ્ત્રી-પુરુષની સ્નેહમૂલક સંબંદ્ધતા પર જ ભારતીય સમાજની રચના કરી હતી. સ્ત્રી એ પુરુષની અર્ધાંગિની મનાતી. કોઈ પણ યજ્ઞ બંનેના સહયોગ વિના સંપાદન ન થતો. ભગવાન રામચંદ્રજીએ નિજ ધર્મપત્ની સીતાના અભાવમાં તેમની જ સુવર્ણ પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી અને ત્યારે જ તેમનો અશ્વમેધ યજ્ઞ પૂરો થઈ શક્યો હતો. પ્રાચીન ભારતમાં પુરુષો પ્રત્યે સ્ત્રીઓની આત્મસમર્પણ ભાવના પણ અંતિમ સીમા સુધી પહોંચી ચૂકી હતી. પ્રેમની પવિત્રતામાં જ ભારતીય નારી પોતાના નારીજન્મની સાર્થકતા માનતી. ભારતીય સ્ત્રીના અંતસ્તલમાં ઉજ્જ્વલ આદર્શની જ પવિત્રતાનો વિચાર સદૈવ વિદ્યમાન રહ્યો છે. ભારતમાં સ્ત્રીપુરુષનું પરિણય બંધન એ કેવળ શારીરિક-શરીર સંબંધ જ નહિ, પણ તેને ચિરસ્થાયી આત્મબંધન માનવામાં આવતું. ટૂંકામાં ભારતીય સંસ્કૃતિમાં સ્ત્રી એ પુરુષની

પ્રતિસ્પર્ધા યા પ્રતિદ્વન્દ્વિતા નહિ, પણ બંનેના કર્તવ્યમૂલક સહયોગ પર જ વધુ ધ્યાન આપ્યું છે. બંનેની વચ્ચે એવા આદર્શ સંબંધની યોજના આજ સુધી બીજી કોઈ માનવજાતિએ કરી નથી.

પરંતુ સમયની જટિલ ગતિના કારણે ભારતના ભાગ્યે પણ પલટો ખાધો અને હિંદુ સમાજની સમ્બદ્ધતા કાલાન્તરમાં શિથિલ બની રહી. ભારતવર્ષ પતનના પંથે વળ્યું અને એ અધોગામિની ક્રિયા સદીઓ સુધી ચાલુ રહેતાં ભારતની સામાજીક વ્યવસ્થામાં સડો પેઠો. છેલ્લા સૈકાઓમાં સ્ત્રીજાતિ પ્રત્યે પોષાયેલો તુચ્છ ભાવ એ હિંદુ સમાજનો મોટો સડો જ છે. એ તુચ્છભાવ હિંદુ ધર્મનું અંગ નથી જ. ધાર્મિક પુરૂષો પણ એવા તુચ્છ ભાવથી મૂક્ત નથી, એ તે સડાનાં મૂળ કેટલાં ઊંડાં ગયાં છે એ જ બતાવે છે. નિર્બળતા, કુસંપ આદિના કારણે આવેલી પરાધીનતા, તેમ પરદેશી સંસ્કૃતિનાં અનિષ્ટ તત્ત્વોના સહયોગે સ્ત્રીપુરૂષ વચ્ચેની ભારતવર્ષીય સ્નેહમૂલક સંબદ્ધતાના સંક્ષમ સ્નાયુ ઢીલા પડી જતાં ક્રમશઃ પરિણામ એ આવ્યું કે, બળ-પુરૂષ પોતાને ઉચ્ચ માની નમ્ર સ્ત્રીની ચિરપોષિત આત્મ-સમર્પણ બુદ્ધિનો દુરૂપયોગ કરવા લાગ્યો. ગાંધીજીના શબ્દોમાં કહીએ તો 'પુરૂષ સ્ત્રીજાતિને એક બાજુથી દબાવે છે, અજ્ઞાન રાખે છે, અવગણે છે અને નિંદે છે અને બીજી બાજુથી એને પોતાના ભોગોને તૃપ્ત કરનારૂં કેવલ સાધન ગણે છે અને તે હેતુથી એને ઢીંગલીની જેમ પોતાની ઇચ્છા મુજબ સજે છે તથા તેની ખુશામત કરે છે અને એ રીતે એની ભોગવૃત્તિને ઉશ્કેરવાનો જ પ્રયત્ન કરે છે.' આ બેઉ પ્રકારોથી કેવળ સ્ત્રીજાતિનો જ નહિ, પરંતુ પોતાનો અને આખા સમાજનો ભારે અધઃપાત થયો છે. બાળકોના લાલનપાલનમાં આવશ્યક શિક્ષણના અભાવે ભાવી સુયોગ્ય નાગરિકો નિપજાવવાના પોતાના પ્રધાન કર્તવ્યમાં પણ સ્ત્રીજાતિ વિફલ બની રહેતાં એનું પરિણામ સમાજ અને રાષ્ટ્રને માટે મહાન ઘાતક જ બની રહે એમાં પણ નવાઈ નથી. ગાર્હસ્થ્યજીવન એ જ કેવલ એક એવું સ્થાન છે, જ્યાં સ્ત્રીપુરૂષ સમાન રૂપે રહી શકે છે, તેમ ત્યાંની ઉભયની શક્તિઓનું સામંજસ્ય સંભવિત હોવાથી ઉભયના હૃદયમાં સમાન અનુરાગ ઉદ્ભવી શકે છે. પરંતુ અસમાનતાના કારણે ઉભયનો પારસ્પરિક વ્યવહારનો આનંદ સૂકાતાં ગૃહજીવનમાં કલુષિતા પ્રવેશી અને ગૃહકાર્યમાં ગુલામીનું એક બુંદ પણ ન અનુભવતી અને પરિણામે એક પ્રકારનું સૌંદર્ય ઉપજાવતી નારી, હૃદયશૂન્ય તથા અતિવિલાસપ્રિય પુરૂષ રૂચિના અનુભવે ક્રમશઃ દુઃખી બની રહેતાં, તેના દ્વારા જાણે અજાણે ઉપજેલું ગૃહકલાસૌંદર્ય પણ નષ્ટ બની રહ્યું અને પરિણામે જીવન એક દુઃખાન્ત નાટકના રૂપમાં પરિણિત થવા લાગ્યું. આજકાલ આપણા આર્ય સંસારમાં એવા નાટકોની ગજબની વિપુલતા છે.

આટલું છતાં પણ, પોતાની હીનાવસ્થામાંય ભારતીય નારી આદરણીય છે. પોતાની બુદ્ધિનો તે પુરૂષોના પક્ષપાતના કારણે યથાર્થ વિકાસ સાધી શકી નથી, છતાંય તેનું હૃદય હજુય સ્વચ્છ સુંદર છે. હજુય સદ્‌ભાવના પરિપૂર્ણ છે. તેની આત્મસમર્પણ ભાવનાના કારણે હજુય તે નૈતિક બળમાં પુરૂષથી ઉચ્ચતર છે. સ્ત્રીમાં રહેલી તીવ્ર ધર્મશ્રદ્ધા, ભાવનાનો વેગ તેમ અત્યંત ત્યાગ, શક્તિના કારણે જટિલ જીવનમાં પણ તે ઝડપથી અબળાની સબળા બની શકે એમ હોઈ, પૂજ્ય ગાંધીજીએ તેમના જીવનમાં પ્રવેશી તેમની એ ભાવનાને ઉત્તેજતાં ભારતનું સ્ત્રીત્વ અધુના ખીલી ઊઠ્યું છે. ગાંધીજીના રાજકીય ક્ષેત્રમાં પદાર્પણ કરતા પહેલાં સ્વરાજ્ય આંદોલનમાં યા સામાજીક પ્રધાન કાર્યોમાં સ્ત્રીઓનો કશો જ યોગ ન હતો.

સ્વરાજ્ય એટલે શું અને તે પ્રાપ્ત થતાં શું લાભ થશે એનો ખ્યાલ સરખો અધિકાંશ સ્ત્રીઓને ન હતો. પરંતુ રાજનૈતિક ક્ષેત્રમાં ગાંધીજીના નેતૃત્વ હેઠળ શાબ્દિક વિતંડાવાદ નષ્ટ બની રહેતાં, કર્મશીલતા જ જ્યાં યોગ્યતા પ્રદર્શક મનાવા લાગી ત્યાં સહૃદય તેમ સહનશીલ માનવીઓ જ યથાર્થ દેશભક્ત બની રહ્યા. સહૃદયતા તેમ સહનશીલતા એ તો ભારતીય સ્ત્રીઓનો જન્મગત ગુણ હોઈ ગાંધીજીનો સંદેશ તેમના હૃદયને વધુ ઝડપથી સ્પર્શી ગયો અને અજબ રીતે નારી જાગૃતિ જ્વલંત બની રહી. છેલ્લા બે સત્યાગ્રહ યુદ્ધમાં ભારતીય નારીઓએ પોતાના નિષ્ક્રિય તેમ ક્રિયાત્મક સત્યાગ્રહદ્વારા જે સ્વાભિમાન વૃત્તિનો પરિચય આપ્યો છે, તેમ જ જે યથોચિત દૃઢતા દર્શાવી છે તે જગતભરમાં અદ્વિતીય છે. અનેક પ્રકારના અત્યાચારોની ઝડીઓ વચ્ચે ભારત વર્ષની અધિકાંશે અભણ પરંતુ ધર્મપ્રાણ નારીઓએ બતાવેલી દૃઢતા અને હિંમતે તો જગતને ચકિત બનાવી મૂક્યું હતું. માતાપિતાને તેમ પતિપુત્રને ત્યજીને હસતા મુખે હજારોની સંખ્યામાં કૃષ્ણ-જન્મ-સદનમાં ગયેલી એ સ્ત્રીઓની જાગૃતિ ભારતની લલનાના હૃદયમાં જાદુનું કામ કરી ગઈ હતી. આમ તો સમસ્ત ભારતવર્ષ ધર્મપ્રાણ દેશ છે, પરંતુ ભારતીય સ્ત્રીઓ તો ધર્મના જ નામ પર જીવી રહી છે. ભારતીય સ્ત્રીઓની સમક્ષ તો સીતા અને સાવિત્રીનો આદર્શ ખડો હોય, અનેક વખતે ધર્મના નામ પર કષ્ટ પરંપરાઓ સહન કરીને ધર્મતરક્ષા કરવાની અપ્રતિમ ક્ષમતા તેમણે દર્શાવી છે. સ્વાર્થ મૂલક નહિ, પરંતુ પરમાર્થ મૂલક જેનું ધ્યેય વિલાસિતા નહિ, પણ સેવા હોય તેમજ જેથી સહાનુભૂતિ સંકીર્ણ નહિ, પણ વિસ્તીર્ણ થઈ શકે એવી હૃદયપૂર્વકની આવશ્યકતા જણાતાં ભારતીય નારી ઘર અને કુટુંબની બહાર પડી જ છે. પ્રેમ અને ધર્મ એ ભારતીય સ્ત્રીનો આદર્શ હોઈ, એના માટે તે સદૈવ યાતના સહન કરવાને તત્પર રહે છે. અન્ય દેશની સ્ત્રીઓ પણ યાતના સહે છે, પરંતુ તેમની યાતના અને ભારતીય સ્ત્રીની યાતનામાં મહદંતર છે. ભારતેતર દેશોની સ્ત્રીઓ શક્તિને માટે યાતના સહે છે જ્યારે ભારતીય લલના આદર્શને માટે યાતના સહે છે—અને ખાસ કરીને એથી જ એનામાં યાતના સહન કરવાની ક્ષમતા રહેલી છે. સાત-

આ કોટ લગભગ એકથી દોઢ વર્ષના બાળકને ફીટ થશે.

જોઈતી ચીજો–૩ ઔંસ ઉન, નં. ૧૨ ના સુયા, જોડ ૧ તથા નં. ૧૦ ના સુયા અને જોડ ૧ ત્રણ નાના છીપનાં બટન.

### કોટનો પાછળનો ભાગ

નં. ૧૨ ના સુયા પર ૮૮ ટાંકાં માંડો.

૧લી લાઈન–× ૧ સાદો, ૧ ઉંધો × આ નીશાનીથી આખી લાઇન ગુંથી જાવ.

૨જી લાઈન–× ૧ સાદો, ૧ ઉંધો ×આ નીશાનીથી આખી લાઇન ગુંથી જાવ.

આ જ પ્રમાણે ૧ લી તથા ૨ જી લાઈન મળીને કુલ શરૂઆતથી ૮ લાઇનો થાય ત્યાં સુધી ગુંથો.

હવે નં. ૧૦ ના સુયાથી નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઈન–સાદી; ૨જી લાઇન–ઉંધી. આ પ્રમાણે એક વખત સાદી તથા બીજી વખત ઉંધી તેમ બન્ને મળીને ૫૦ લાઇનો થાય ત્યાં સુધી ગુંથો.

હવે બાંયના કટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથો.

૧લી લાઈન–પાંચ ટાંકાં બંધ કરો તથા આખી લાઇન સાદી ગુંથો.

૨જી લાઇન–પાંચ ટાંકા બંધ કરો તથા આખી લાઇન ઉંધી ગુંથી જાવ.

પછી જ્યાં સુધી સુયા પર ૬૪ ટાંકાં રહે ત્યાં સુધી દરેક લાઈનની શરૂઆતમાં એક એક ટાંકો ઘટાડવો. પછી ૬૪ ટાંકાં પર બીજી ૨૬ લાઇનો ગુંથો.

હવે ખભાનાં કટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથો.

૧લી લાઈન–૧૦ ટાંકાં બંધ કરો તથા આખી લાઇન સાદી ગુંથી જાવ.

૨જી લાઈન–૧૦ ટાંકાં બંધ કરો અને આખી લાઈન ઉંધી ગુંથી જાવ.

હવે ફરીથી ૧લી તથા બીજી લાઈન, એક વખત ગુંથી જાવ પછી સુયા પર જે બાકીનાં ૨૪ ટાંકાં રહ્યા છે ને બંધ કરી દો.

## નાના બાળકો માટે
# કોટ
[ ગૂંથણકળા ]

કુ. પુષ્પાદેવી

*

### કોટનો આગળનો જમણી બાજુનો ભાગ

નં. ૧૨નાં સુયા પર ૪૪ ટાંકાં માંડો.

૧ લી લાઈન–× ૧ સાદો, ૧ ઉંધો, × આ નીશાનીથી ગુંથો.

૨જી લાઇન × ૧ સાદો, ૧ ઉંધો × આ નીશાનીથી ગુંથો.

આ પ્રમાણે ૧લી તથા ૨જી લાઇન મળીને શરૂઆતથી કુલ ૮ લાઈનો થાય ત્યાં સુધી ગુંથો. હવે નં. ૧૦ના સુયાથી નીચે પ્રમાણે ગુંથો. ૧લી લાઈન સાદી; ૨જી લાઈન ઉંધી; આ પ્રમાણે એક લાઈન સાદી અને એક લાઇન ઉંધી–બન્ને મળીને ૩૪ લાઇનો થાય ત્યાં સુધી ગુંથો. હવે ગળાના કટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથો. હવે જ્યાં સુધી સુયા પર ૩૬ ટાંકાં રહે ત્યાં સુધી ગળાની બાજુએથી દરેક સાદી ચાર લાઇનનાં અંતરે એકએક ટાંકો ઘટાડવો. પછી બાંયનાં કટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઈન–૫ ટાંકા બંધ કરો તથા આખી લાઈન ઉંધી ગુંથી જાવ.

હવે બાંયનાં કટ તરફથી દરેક સાત લાઇનની શરૂઆતમાં એક એક ટાંકો ઘટાડવો તથા ગળાની બાજુએથી પણ દરેક ચાર લાઈનના અંતરે એક એક ઘટાડતું જવું જેથી કરીને સુયા પર ૨૦ ટાંકા રહેશે.

હવે ૨૨ લાઇનો ૨૦ ટાંકાં ઉપર ઘટાડયા વગર ગુંથો.

પછી ખભાનાં કટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથવું

૧ લી લાઇન–૧૦ ટાંકાં બંધ કરો તથા આખી લાઈન સાદી ગુંથો.

હવે જે ૧૦ ટાંકાં બાકી રહ્યા છે તે બંધ કરી દો.

કોટનો આગળનો ડાબી બાજુનો ભાગ

નં. ૧૨ ના સુયા પર ૪૪ ટાંકા માંડો.

૧ લી લાઈન-× ૧ સાદો ૧ ઉંધો × આ નીશાનીથી ગુંથો.

૨ જી લાઈન-× ૧ સાદો, ૧ ઉંધો, × આ નીશાનીથી ગુંથો.

આ પ્રમાણે ૧ લી તથા ૨ જી લાઈન મળીને શરૂઆતથી કુલ ૮ લાઈનો થાય ત્યાં સુધી ગુંથો.

હવે નં. ૧૦ સુયાથી નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન-સાદી, ૨ જી લાઈન-ઉંધી. આ પ્રમાણે ૧ લાઈન સાદી તથા ૧ લાઈન ઉંધી બન્ને મળીને ૩૪ લાઇનો થાય ત્યાં સુધી ગુંથો.

હવે ગળાનાં કટ માટે નીચે પ્રમાણે ગુંથો.

. હવે જ્યાં સુધી ગળાની બાજુએથી દરેક ઉંધી ચાર લાઈનનાં અંદરે એક-એક ટાંકો ઘટાડવો. પછી બાંયનાં કટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઈન-૫ ટાંકા બંધ કરો તથા આખી લાઇન સાદી ગુંથો.

પછી બાંયનાં કટ તરફથી દરેક સાત લાઈનની શરૂઆતમાં એક એક ટાંકો ઘટાડવો. તથા ગળાની બાજુએથી પણ દરેક ચાર લાઈનનાં અંતરે એક એક ટાંકો ઘટાડતું જવું જેથી કરીને સુયા પર ૨૦ ટાંકા બાકી રહેશે.

હવે ૨૧ લાઇનો ૨૦ ટાંકા પર ઘટાડયા વગર જ ગુંથવી.

પછી ખભાનાં કટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઈન-૧૦ ટાંકા બંધ કરો તથા બાકીનાં ઉંધાં ગુંથો.

પછી જે સુયા પર ૧૦ ટાંકા બાકી રહ્યા છે તે બંધ કરી દેવા.

કોટની બાંય (બન્ને સરખી)

નં. ૧૨ ના સુયા પર ૪૫ ટાંકા માંડો.

૧ લી લાઇન-× સાદો, ૧ ઉંધો × આ નીશાનીથી ગુંથો.

૨ જી લાઈન-× ૧ સાદો, ૧ ઉંધો × આ નીશાનીથી ગુંથો. આ જ પ્રમાણે શરૂઆતથી ૧ લી તથા ૨ જી લાઈન મળીને કુલ ૮ લાઇનો થાય ત્યાં સુધી ગુંથો.

હવે નં. ૧૦ નાં સુયા પર નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઈન-સાદી, ૨ જી લાઈન-ઉંધી. આ પ્રમાણે સાદી તથા ઉંધી બન્ને મળીને ૮ લાઇનો થાય ત્યાં સુધી ગુંથો.

હવે દરેક ૭ લાઈનનાં અંતરે બન્ને બાજુએથી એક એક ટાંકો વધારવો જેથી કરીને સુયા પર ૬૨ ટાંકા થશે.

પછી ટાંકા વધાર્યા વગર ૧૭ લાઇનો ગુંથો. હવે ઉપરનાં ઘાટ વાસ્તે દરેક લાઈનની શરૂઆતમાં જ્યાં સુધી સુયા પર ૩૪ ટાંકા બાકી રહે ત્યાં સુધી ઘટાડતું જવું. પછી જે સુયા પર ૩૪ ટાંકા રહ્યા છે તે બંધ કરી દેવા.

ગળાની તથા બટનની પટી સાથે નં. ૧૨ ના સુયા પર ૧૦ ટાંકા માંડો.

૧ લી લાઇન-× ૧ સાદો, ૧ ઉંધો × આ નીશાનીથી ગુંથો. આ પ્રમાણે હજી બીજી ત્રણ લાઇનો ગુંથો. ૫ મી લાઈન-૨ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો. ૨ ટાંકા બંધ કરો. તથા છેલ્લા ચાર ટાંકા ૧ સાદો, ૧ ઉંધો, ૧ ૧ સાદો, ૧ ઉંધો. ૬ ઠી લાઈન-૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો. ૨ ટાંકા વધારો તથા છેલ્લા ચાર ટાંકા ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો, ૧ ઉંધો. હજી ૧૬ વખત ૧ લી લાઇન પ્રમાણે ગુંથો. તથા છેલ્લી અઢાર લાઇનો ફરીથી બે વખત ગુંથો. તથા પટી ગળાને તથા જમણી બાજુનાં આગળનાં ભાગને પુરી થાય ત્યાં સુધી ગુંથો પછી ટાંકા બંધ કરી દો.

×

## શીવવાની રીત

પહેલાં સ્વચ્છ વસ્ત્રને પખાળવું તથા જે બધાય ભાગો ગુંથેલા છે તેના પર પખાળેલા વસ્ત્રને મુકવું તથા પછી ઈસ્ત્રી કરવી પછી ખભાને સીવવા તથા બાંયને ટાંકવી. પછી બન્ને બાજુનાં પડખાં સીવવાં તથા જે પટી ગુંથી છે તેના કાજ ડાબી બાજુએ આવે તેમ સીવવી તથા જમણી બાજુએ પટી સીવ્યા પછી કાજની બરાબર સામેના ભાગમાં બટન ટાંકવાં.

કોટ તૈયાર

# પુછપરછ

મારા દેર જેઠ છે અને તે બધા કમાય છે, પણ મારા પતિ એશઆરામ કરે છે ને કમાતા નથી. એને પરિણામે મારે દેરાણી જેઠાણીનાં મહેણાં ટોણાં ખાવાં પડે છે ને નોકર પેઠે એમની ચાકરી કરવી પડે છે. ઘણી મુંઝાઉં છું, પણ શું કરું ? તમે કોઈ માર્ગ સૂચવશો ?

—કમળા

તમારે બાળબચ્ચાં છે કે નહિ તે તમે લખ્યું નથી. બાળબચ્ચાં હોય તો તે કાલ સવારે મોટાં થઇ જશે, એટલે તમારી મૂંઝવણ ટળી જશે. ત્યાં સુધી સહન કરી લેવું. દરમ્યાન જો તમારા પતિ ધંધે વળગી જશે તો એ મુશીબતનો વહેલો અંત આવશે. જો બાળબચ્ચાં ન હોય તો તમારા પતિને સમજાવો કે બેઠા બેઠા ખાઇને તાગડધિન્ના કરવી એ ગૌરવની વાત નથીઃ શરમની વાત છે. જો પતિ કમાય જ નહિ, તો પછી તમે જુદા રહો ને તમે કોઈ સ્ત્રીસંસ્થામાં જોડાઈ, કમાતાં શીખો. જીંદગીભર કોઇને માથે પડી ગુજરાન કાઢવું તે ઇચ્છનીય નથી.

*

મારા ઘરમાં કોઈ વાતની કમીના નથી. પરંતુ ગાંધીજીના આદેશ મુજબ સેવાનું કાંઇ ને કાંઈ કામ કરીને, હું મારા પગ ઉપર ઉભી રહેવા માગું છું. પણ એવું કોઈ કામ કરવું છે કે ઘરમાં એથી કોઈ મુશ્કેલી ઉભી ન થાય. એ માટે તમે માર્ગદર્શન કરાવશો ?

—વિનોદિનીબહેન

તમારે બાળબચ્ચાં છે, ઘર કુટુંબ છે. એની જ સેવા કરો ને ! ઘર મૂકીને બહાર સેવા કરવા જવાનું તમને મન કેમ થાય છે ! તેમની સેવા કરો, નોકરો સાથેનો ઉચ્ચનીચનો ભેદભાવ દૂર કરો. એથીએ વધુ સમય આપી શકો તો નોકર ચાકરનાં બૈરાં છોકરાંને આજુબાજુથી ભેગાં કરી એમને ભણાવો. એમની પાસે સારી સારી વાતો વાંચી, એમને જ્ઞાન આપો. એમને ન્હાઈ ધોઇ સાફ રહેવા, સાચું બોલવા, ચોરીચાડી ન કરવા શીખવો, નવરાશમાં કાંતો, અથવા ભરતગૂંથણ કરી એની કમાણી કોઇ સંસ્થામાં આપો. આ રીતે ઘરમાં જ રહી તમે ઘણું કરી શકશો. એ બધી દેશસેવા જ છે.

*

મારા મોટાભાઇએ આંતરજ્ઞાતિય લગ્ન કર્યું ત્યારે મારા ઘરમાં સહુ રાજી હતું. કોઇએ એ લગ્ન તરફ ઈતરાજી બતાવી ન હતી. પણ જ્યારે મેં બીજી જ્ઞાતિના યુવક સાથે લગ્ન કરવાની ઇચ્છા બતાવી ત્યારે પિતાજીના ક્રોધનો પાર ન રહ્યો. લગ્નની નોટીસ કોર્ટમાં રજીસ્ટર કરાવી છે ને મિત્રો સંબંધીઓને આ લગ્નની ખબર પડી છે, પણ મારા પિતા એ લગ્ન રદ કરી અમારી જ્ઞાતિમાં જ લગ્ન કરવા આગ્રહ કરે છે ને એ માટે તેમણે એક યુવકને શોધી કાઢયો છે. મારે કયો માર્ગ લેવો તે બતાવશો ?

—જ્યોત્સ્ના

તમારા કુટુંબને અંધારામાં રાખી તમે જે લગ્ન કરવા તૈયાર થયા છો એ અનુચિત છે. તે સંબંધી તમારે તમારા ઘરમાં ચર્ચા કરવી જરૂરી હતી ને વડિલોની સંમતિ મેળવવી જરૂરી હતી. એમ કર્યું હોત તો આ પ્રસંગ ન આવત. હવે જો તમે લગ્ન માટે તૈયાર હો અને જેની સાથે લગ્ન કરવા તૈયાર થયાં છો એનો સંપૂર્ણ પ્રેમ પામ્યા હો તો તમારે બીજા લગ્નની સાફ ના કહેવી, અને જેને તમે હૃદય આપી ચૂકયા છો તેની સાથેનું લગ્ન પણ મુલતવી રાખી એ સંબંધ બંધ રાખજો. એથી તમારા લગ્નમાં જે ઉતાવળને કારણે કોઈ પણ ભૂલ થતી હશે તે સમજાશે. ઘરમાં

સ્વચ્છ વાતાવરણ થશે અને તમે બીજા સાથે લગ્ન કરવા તૈયાર નહિ હો, અને તમારા બંને વચ્ચે ત્યાગ અને તપશ્ચર્યાની તૈયારી જોતાં ઘરમાં તમારી છાપ પડશે અને એ જ લગ્ન વડિલો કરાવી આપશે.

*

હું એક નિર્વાસિત કન્યા છું. માબાપ–ભાઈબહેન બધાંને ગૂમાવીને આવી છું. મન ઉપર દુઃખનો બોજો છે. એવી સ્થિતિમાં લગ્ન કરવાનો ઉમંગ ક્યાંથી હોય ? મિત્રો અને ઓળખીતાં બધાં કહે છે કે હું લગ્ન કરી લઉં તો આ બધું દુઃખ ભૂલી જવાય. આપ શું રસ્તો બતાવો છો ? —યમુના

જો તમે સ્વતંત્ર રીતે તમારો જીવનનિર્વાહ ચલાવી શકતા હો તો ઉતાવળે લગ્ન કરવાની સલાહ કોઈ પણ ન આપે. લગ્ન માટે તો ચિત્તની સ્વસ્થતા જોઈએ. પણ જો કોઈ જ સાધન ન હોય તો લગ્ન કરી લેવાં હિતાવહ છે. પણ એથી એમ ન માનવું કે લગ્ન સિવાય બીજો કોઈ રસ્તો જ નથી. નિર્વાસિતો માટે સરકાર તરફથી બધા પ્રબંધો થાય છે. જીવન-નિર્વાહ માટે ખાનપાન અને નોકરીઓ પણ અપાય છે. સરકારને આજે માણસોની જરૂર છે તેમાં નર્સોની ઘણી જરૂર છે. તમે નર્સીંગ-ક્લાસમાં જોડાયા છો એ તજી દેવું નહિ. એથી તમે આજીવિકા અને સેવા બન્ને પામશો. ૭ મહિનામાં તો તમે તમારા પગ ઉપર ઉભા રહી સ્વતંત્ર રીતે જીવી શકશો. લગ્નનો પ્રશ્ન તો તમે પછીથી પણ વિચારી શકશો ને યોગ્ય સાથી મળી જતાં લગ્ન કરવા માટે તૈયાર થશો તો એ મોડું નહિ ગણાય.

*

મારા પત્નીને સુવાવડ આવી ગયાને ૭ માસ વીતી ગયા. તે પછી તેને ,પેડુનો ભાગ ફૂલેલો જણાય છે અને પાંચ ૭ માસનો ગર્ભ હોય એવું દેખાય છે. દાક્તરોને પૂછતાં સોજો હોવાનું અને હવા ભરાઈ ગયાનું કહે છે. દવાઓ કરી પણ ફાયદો જણાતો નથી શરીર પણ રોજ ફૂલતું જાય છે. બહોળું કુટુંબ હોવાથી ઘરકામનો બોજો ખેંચવો પડે છે. અશક્તિ ખૂબ લાગે છે ને માથાનો દુઃખાવો રહ્યા કરે છે. આ માટે ઘરગથ્થુ ઉપાય હોય તો સૂચવશો. —કાન્તી.

સામાન્ય રીતે સુવાવડ વખતે જો સારી સંભાળ અને સારવાર ન થઈ શકી હોય તો આમ થઈ આવે. આને સુવાવડની નબળાઈ કહેવાય. અને આવા વખતે અનુભવી લેડી દાક્તર કે હોંશીઆર નર્સની સલાહ લેવી જરૂરી છે. આવા દર્દીને સામાન્ય રીતે નબળાઈ, પેડુમાં દુઃખાવો, પેટ ભારે લાગવું, બંધકોશ અને અશક્તિ હોય છે. તમે લખો છો તેમ હવા ભરાઈ ગયાનું કહેવાય નહિ, પણ નબળાઈને કારણે સોજો હોય છે..

આવા દર્દીને પૂરતા આરામની જરૂર છે. તેથી બને તેટલું ઓછું કામ કરવા દેવું, ને પેટ–પેડું ઉપર ગરમ પાણીનો શેક કરવો, અને પેટ સાફ રહે એટલા માટે એરંડીયાનો જુલાબ આપવો.

આવા દર્દીને શક્તિ માટે વીટામીન-સત્વાળા પદાર્થો-એટલે પાકાં ટમેટાં, અને રાતે પલાળી રાખવાથી કોળામાં ફણગા ફૂટેલાં ધાન્ય આપવાં. એ બહુ પૌષ્ટિક ગણાય છે.

દવામાં ખાસ કરીને લોહ, લીવર અને અને વીટામીન-સત્વાળી દવાઓ આપવી જોઈએ. તીખાં તમતમતાં અને તળેલ પદાર્થો ખાવા નહિ.

આ માટે જનેતાના દર્દોમાં સુવાવડમાંથી થતા દર્દો સંબંધી જે ચર્ચા કરવામાં આવી છે ને તેમાં જે દવાઓ સૂચવી છે તે પ્રમાણે કરવાથી ફાયદો થશે. —પંડયા.

*

## ન્યાયની



# અદાલતમાં

*

હરદોઈ જીલ્લામાં દયોરાના રાજા શ્યામકુંવરસિંહે કાશીપુરના રાજાના કુંવરી શ્રી. સુભદ્રાદેવી સાથે ૨૧-૪-૨૭ના રોજ પોતાની એક રાણી હયાત છતાં બીજું લગ્ન કર્યું હતું. લગ્ન પહેલાં બન્ને પક્ષ વચ્ચે લેખીત કરાર થયેલા કે રાજાએ રાણી સુભદ્રાદેવીને માસિક એક હજાર રૂપીઆની જીવાઈ આપવી અને ઓછામાં ઓછા દશ વર્ષ સુધી તેમણે બીજું લગ્ન કરવું નહિ.

આ લગ્ન થયા પછી સુભદ્રાદેવીના નાના બહેન સીતાદેવી આવતા જતાં એક દિવસ રાજા શ્યામકુંવરસિંહની નજરે પડયાં. તેમનું રૂપ ને યૌવન જોઈ તેમની સાથે લગ્ન કરવાની રાજા સ્યામકુંવરને ઇચ્છા થઈ આવી. સુભદ્રાદેવી આ સાંભળીને મુંઝાયાં, પણ ધીરજથી એમણે એ વાતનો વિરોધ કર્યો અને એ વાત ઉપર ઢાંક પીછોડો કરવા પ્રયત્નો કર્યો અને એ લગ્ન ન થાય એટલા માટે છાનાછાના પ્રયત્નો કરવા માંડયા-અંતે સીતાદેવીનું લગ્ન માલાજાનીના રાજા સાથે થઈ ગયું.

આ લગ્નથી રાજા સ્યામકુંવરની માતાએ સુભદ્રાદેવી વિરૂદ્ધ રાજાસાહેબના હૃદયમાં વિષ-સિંચન કરવા માંડયું. એથી તેમની વચ્ચે જાહેર રીતે અણબનાવ શરૂ થયો, અને તેમના તરફનું વર્તન એટલું ખરાબ બન્યું કે રાણી સુભદ્રાદેવીએ પોતાની જાતે જે નોંધ કરી તે ઉપરથી સમજાય છે.

૨૦ મી માર્ચ ૧૯૨૯ 'જ્યારથી રાજા સાહેબે મારી બહેન સીતાદેવીને જોયાં છે ત્યારથી મારાં સાસુ ઇચ્છે છે કે રાજાસાહેબ અને સીતાદેવીનું લગ્ન હું જાતે મહેનત કરીને કરાવી આપું. તેઓ કહે છે કે, લગ્ન થઈ ગયા પછી અમારી બન્ને વચ્ચે જાગીર અડધો અડધ વહેંચી આપશે. કોઈ કોઇ વાર મને ધમકી પણ આપે છે કે જો આ લગ્ન હું કરાવી આપું નહિ તો મારો ત્યાગ કરશે.'

**૨૫ મી જાન્યુઆરી :** 'નાની બહેન સીતાના લગ્ન દયોરાને બદલે કપુરથલામાં થયાં. એને કારણે હું એમની નજરમાંથી ઉતરી ગઈ છું. વૃદ્ધ સાસુજી એનો બદલો લેવા ઇંતેજાર બન્યાં છે. રાજાસાહેબ પણ કોઇ કોઈ વાર ગુસ્સો ઠાલવે છે.'

**૨૮મી માર્ચ ૧૯૨૯ :** 'રાજમાતા કહે છે કે તે મારી સાથે દાસી જેવું વર્તન રાખશે. રાજાસાહેબને તે કહે છે કે બહાર મોજમજાહ કરવી, ને ઈચ્છામાં આવે એટલી રખાતો રાખે પણ મારો ત્યાગ કરે !

**૨૭મી માર્ચ ૧૯૩૦:** 'રાજાસાહેબ અને તેમના માતા વારંવાર કહે છે કે, હું મરી જાઉં. મારે સ્થાને એક વેશ્યાને આણીને બેસારો છે ને મારાં કપડાં ઘરેણાં એને પહેરવા આપવા મારી ઉપર જોરજુલમ કરે છે.'

**૧૮ મી ઓકટોબર ૧૯૩૦ :** 'મારા લગ્ન વખતે માસિક એક હજાર રૂપિઆ જીવાઈ આપવાનો કરાર થયો છે તે મુજબ મેં જીવાઈની માગણી કરી. પૈસા માટે મારે મુંઝવણનો પાર નથી એમ પણ જણાવ્યું. તેના બદલામાં તેમણે પીસ્તોલ બતાવીને કહ્યું કે: હજાર રૂપીઆને બદલે હજાર ગોળી ખાવી છે ? જો ફરી પૈસાની માગણી કરી તો ગોળીએ દઈશ.'

**૧૬ મી જૂન ૧૯૩૧ :** 'મારા જીવનના હવે બહુ દિવસો નથી. ખબર નથી ક્યારે મને

ગોળીએ દેવામાં આવે.'

૬ ડીસેમ્બર ૧૯૩૧: તેમણે પોતાની માતાને એક પત્ર લખ્યો હતો: 'માતા, મને એ લોકો મારી નાખે એવું તું ઇચ્છતી ન હો તો એક ઉપાય છે. મને તારી પાસે તેડાવી લે. મરતા પહેલાં માતાપિતાના દર્શનની મારી અંતિમ ઇચ્છા છે.'

વાત ધીમે ધીમે આગળ વધી ને બન્ને વચ્ચેનો અણબનાવ ઉગ્ર રૂપે ભભૂકી ઉઠયો. ૧૯૩૩ના સપ્ટેમ્બરમાં સુભદ્રાદેવીએ રાજા સામે ભરણપોષણ માટે દાવો માંડયો. રાજાએ સુભદ્રાદેવી સામે પતિ તરીકેના અધિકાર માટે કેસ દાખલ કર્યો.

૧૯૩૪ના જૂનમાં બન્ને દાવાઓનું સમાધાન થયું અને અંદરો અંદર સમજુતી થઇ કે રાજા સાહેબે સુભદ્રાદેવીને ચાળીસ હજાર રૂપીઆ રોકડા અને વાર્ષિક રૂ. નવ હજાર જીવાઇના આપવા.

પછી સુભદ્રાદેવી ઉનાળામાં નૈનિતાલ કે દહેરાદૂન અને શીયાળામાં પોતાની નાની બહેન માલાજનીના રાણી સાહેબ સીતાદેવી સાથે રહેવા લાગ્યાં.

૧૯૩૪ માં રાજા સાહેબે ત્રીજું લગ્ન કર્યું. પણ એ નવાં રાણી એકાદ વર્ષ પછી અવસાન પામ્યાં. એટલે ૧૯૩૭ માં રાજાસાહેબે ચોથું લગ્ન કર્યું.

૧૯૩૮ માં સુભદ્રાદેવી નૈનિતાલમાં રહેતાં હતાં ત્યારે માર્ચ મહિનાના છેલ્લા દિવસોમાં અફાક નામના માણસ દ્વારા ચાર માણસોને તેમનું ખૂન કરવા માટે તૈયાર કરવામાં આવ્યા પણ તેઓ તેમના બહેન સાથે રહેતા હોવાથી એમાં ફાવ્યા નહિ.

તે પછી અફાકે નાનુ પાસેથી એક પીસ્તોલ ખરીદી. આ અરસામાં સુભદ્રાદેવી ૧૩૧ મોડલ હાઉસ, લખનૌમાં રહેતા હતાં. ૧૧ મી જાન્યુઆરી ૧૯૩૬ ના રોજ ન્હાનુ અને પુન્નૂને સુભદ્રાદેવીનું ખૂન કરવા અફાકે મોકલ્યા. લાગ જોઈ તેમણે રાણી સુભદ્રાદેવી ઉપર પીસ્તોલ ચલાવી. રાણી મર્યાં તો નહિ, પણ ઘાયલ થયાં. તેથી ઓપરેશન અને સારવાર માટે તેમને હોસ્પીટલમાં દાખલ કરવામાં આવ્યાં. ડાબી બાજુ તરફથી ગોળી કાઢી લેવામાં આવી ને સુભદ્રાદેવી બચી ગયાં.

૧૨ મી ફેબ્રુઆરી ૧૯૩૯ ના રોજ સવારમાં પુન્નૂની ધરપકડ થઈ, અને તે સાંજે અફાકને પણ પકડી લીધો. ન્હાનુ પણ પકડાઈ ગયો. નન્નુએ અપરાધ કબુલ કર્યો ને માજીસ્ટ્રેટ સમક્ષ કબુલાત આપી. તે પછી નન્નુ એપ્રુવર બન્યો અને સરકારે એનો ગુન્હો માફ કરવાની કબુલત આપી. નન્નુની જુબાની ઉપરથી રાજા શ્યામમકુંવરસિંહ અને તેની વૃદ્ધ રાજમાતાને પકડવામાં આવ્યાં, અને લખનૌની સેસન કોર્ટમાં તેમના ઉપર ખૂનનો આરોપ સાબીત થતાં તેમને ચૌદ ચૌદ વર્ષની સજા થઈ. પુન્નૂ અને અફાકને કાળા પાણી મળ્યાં. આ સામે અપીલ થતાં અયોધ્યાની ચીફ કોર્ટે થયેલી સજા કાયમ રાખીને અપીલ કાઢી નાખી.

*

મુંબઈમાં લલીતા ઉર્ફે શાલીની નામની ૨૨ વર્ષની કોલેજમાં ભણતી કન્યા સાથે લગ્ન કરનાર કાશીનાથ માંજરેકર સામે એ કન્યાનું અપહરણ કર્યાની ફરીયાદ છોકરીના બાપ ખંડેરાવ તરફથી થઈ હતી ને કેસ કોર્ટમાં ચાલતો, જરી કીનારની લીલી સાડી,' ટોંકા ઉપર રીસ્ટ વોચ અને દક્ષિણીઓના રિવાજ મુજબ નવવધુના સૌભાગ્ય ચિહ્નરૂપ લીલા રંગની બાર બાર બંગડીઓ બન્ને હાથમાં પહેરીને એ કન્યા કોર્ટમાં હાજર થઈ હતી.

શ્રી. માંજરેકર આ પહેલાં જેલ ભોગવી આવેલ હોવાથી અને રસ્તે જતી છોકરીઓનાં અડપલાં કરનાર તરીકે જાણીતો હોવાથી મેજી-

સ્ટ્રેટ-કન્યાને આ બધું ભૂલી જવાની શીખા-મણ આપી હતી.

પણ કન્યાએ કહ્યું કે 'એ જેલમાં જઇ આવ્યો છે તે હું જાણું છું, તે મારે ત્યાં મને ભણાવવા માટે કાયમ આવતો જતો ને હું એની સાથે પ્રેમમાં પડી છું. હું તેને ખરા દીલથી ચાહું છું ને તેની સાથે મેં લગ્ન કર્યાં છે તેથી તેની સાથે રહેવા ખુશી છું.'

પણ મેજીસ્ટ્રેટે એને ઉત્તેજીત કામવાસનાનું સ્વરૂપ માની છોકરીને તેનાથી જુદી રાખવા ૧૪ દિવસ માટે શ્રદ્ધાનંદ હોલમાં રાખવા અને માંજરેકરને પાંચ હજારના જામીન ઉપર છોડવા હુકમ કર્યો, પણ તેનો કોઈ જામીન ન થવાથી તેને જેલમાં મોકલ્યો છે.

*

મુંબઈના મીસીસ કુસુમ મડગાંવકરે તેમના પતિની અશક્તિને કારણે છુટાછેડા માટે અરજી કરેલી તે ઉપરથી ન્યાયમૂર્તિ શ્રી. કોયાજીએ એમને છુટાછેડાનું હુકમનામું કરી આપેલું.

પછી મીસીસ કુસુમ મડગાંવકરે પોતાના ભરણપોષણ માટે તેના પતિ સામે જીવાઇનો દાવો કર્યો હતો. તેના બચાવમાં તેમના પતિ તરફથી એવું કહેવામા આવ્યું હતું કે, લગ્ન રદ થયા પછી પત્નીને કાયમ ભરણ પોષણ આપવા પતિને ફરજ પાડવાની હાઈકોર્ટને સત્તા નથી. પણ ન્યાયમૂર્તિ શ્રી. કોયાજીએ ઇન્ડીયન ડાઈ-વોર્સ એક્ટની રૂએ તેના કેસોમાં ધણીઆણીને કાયમનું ભરણપોષણ આપવાનો કોર્ટને હક્ક છે એમ જણાવી હુકમનામુ કરી આપ્યું હતું.

તે સામે અપીલ થતાં હાઈકોર્ટના નામ-દાર જજોના. ચીફ જજ, ના. તેન્ડોલકર અને સરૈયાએ ઠરાવ્યું કે ઇન્ડીયન ડાઈવોર્સ એક્ટ (હિંદી છૂટાછેડાનો કાયદો)ની ૭ મી કલમ મુજબ આ હાઇકોર્ટ લગ્ન રદ થાય તેવા કેસોમાં ભરણ પોષણ અપાવી શકે છે. એમ જણાવી અપીલ ખર્ચ સાથે કાઢી નાખી હતી.

*

નાની નાની ચોરીઓ કરવાના ગુન્હા માટે પકડાયેલી ૧૬ વર્ષની એક મારવાડણ યુવતી પકડાઈ હતી, તે ત્યાંથી સત્તાવાળાઓને થાપ આપી નાસી જતી હોવાથી તેને સરકારે સજા કરી સુધારવા માટે ચાર વર્ષ સુધી વિકાસગૃહ (અમદાવાદમાં) રાખવા હુકમ કર્યો અને તેને વિકાસગૃહમાં ૧૯-૧૦-૪૬ ના રોજ સોંપી.

બારેક મહિના ત્યાં રહ્યા પછી આ યુવતી ૧૯-૧૦-૪૭ ના અરસામાં વિકાસગૃહમાંથી નાસી છૂટી. તપાસ કરતાં જાન્યુઆરી મહિ-નામાં તે બાઈ કાળુપુરમાં એક મુસ્લીમના ઘરમાં રહેતી હોવાનું જણાયું. ત્યાંથી તેનો કબજો પોલીસે મેળવ્યો.

વધુ તપાસ કરતાં પોલીસને ખબર પડી કે આ યુવતી સાથે સિંધ હૈદ્રાબાદ તરફથી ૧૮ વર્ષની રતન ઉર્ફે લક્ષ્મી નામની બીજી યુવતી પણ વિકાસગૃહમાંથી ચાલી ગઈ છે એટલે તેને પણ મીરઝાપુરમાંથી એક મુસ્લીમ કન્ડકટરને ત્યાંથી પાછી મેળવી.

આ બન્ને છોકરીઓ વિકાસગૃહમાંથી નીકળી મણીનગરમાં તેમની એક ઓળખીતી ગંગા નામની બાઈને ઘેર જઈને રહી હતી. ને ત્યાંથી મુંબઈ ચાલી જવાની ગોઠવણ કરી તેઓ જમા-લપુરમાં પસાર થતી બસમાં બેસી સ્ટેશન જતી હતી ત્યારે તેમની વાતચીત ઉપરથી તેઓ અજાણ હોવાનું જાણી પોપટીઆવાડમાં રહેતા અબ્દુલ સતાર અને જમાલપુર માછાવાડમાં રહેતા એહમદ અવદ તેમની પાછળ પડયા ને સ્ટેશન ઉપર ઇશારા કરી તેમને ભોળવી, આશ્રય આપી સુખી કરવાનું કહી, ગોમતીપુર સુખીઆ મહાદેવની ચાલીમાં લઈ ગયા. અને પછી રોજ તેમને ઠેકઠેકાણે ફેરવી છૂપાવવાનો પ્રયત્ન કરતા.

આ ઉપરથી પોલીસે બધાંની સામે ફરી-આદ કરી ધરપકડ કરી હતી.

*

## કેટલાક

# કિસ્સાઓ

•

ગુજરાત મેલના બીજા વર્ગના ડબ્બામાં બે બહેનો અને એક અઢી વર્ષની બાળકી મુસાફરી કરી રહ્યા હતાં. તેમાંની શારદા શાન્તિલાલ નામની એક બહેન સગર્ભા હતી. તેનો પતિ શાંતિલાલ ત્રીજા વર્ગમાં હતો. તે દરેક સ્ટેશને તેમની સંભાળ લેવા આવતો હતો.

બીજી બ્હેન પન્ના નટવરલાલ ચીનાઈવાળા મુંબઈથી મેટ્રીકની પરીક્ષા આપીને અમદાવાદ આવતી હતી.

સચીન છોડયા પછી તેમના ડબ્બામાં બે બુકાનીધારી બદમાસો ઘૂસ્યા ત્યારે આ બહેનો ઉંઘતી હતી. બદમાસો સામાન ફેંકતા હતા તેવામાં બાળકી જાગી ઉઠી અને રડવા લાગી તેથી બદમાસોએ તેને ચાલતી ટ્રેને બારીમાંથી બહાર ફેંકી દીધી.

બાળકીની ચીસો સાંભળી શારદા જાગી ઉઠી. બદમાસોએ તેને પણ નિર્દયપણે બહાર ધોલી દીધી. તે પછી કુ. પન્ના જાગી ઉઠી ને બદમાસોનો સામનો કર્યો. પણ છેવટે એ બહાર ધોલાઈ ગઈ. આમ છતાં એણે બહારના સળિયા પકડી રાખ્યા પણ હુમલાખોરોએ માર મારી એના હાથ છોડાવ્યા ને પન્ના પુરપાટ દોડતી ગાડીએ નિર્જન રસ્તા પર પછડાઈ પડી. સદ્‌ભાગ્યે એ બચી જવા પામી. લોહીલુહાણ હાલતમાં એ ઉઠી ને ચાલતી ચાલતી અડધો એક માઈલ દૂર આવેલી ઝુંપડીએ પહોંચી. એમાં રહેના માણસોમાંથી એક માણસ એને પાસેના સચીન સ્ટેશને પહોંચાડી આવ્યો.

તે બાદ દિલ્હી એક્સપ્રેસ આવી અને એમાં પન્નાને સુરત લાવવામાં આવી અને સુરતની હોસ્પીટલમાં દાખલ કરવામાં આવી. ત્યાંથી પોલીસ અમલદારે ટેલિફોનદ્વારા મુંબઈમાં પન્નાના સંબંધીઓને બનાવની જાણ કરી હતી.

સગર્ભાબ્હેન શારદા આમ ફેંકાતા તત્કાળ જ મરણ પામ્યાં હતાં. અને કુ. પન્ના તથા બાળકીને કેટલીક ઈજા થઈ હતી.

ગુજરાત મેલને ભરુચ સ્ટેશને અટકાવી તપાસ કરવામાં આવી હતી. લુંટાએલી પેટીઓ ડબ્બામાંથી મળી આવી હતી ને થોડો સામાન વેરાએલો પડયો હતો. બે એક હજારની કિંમતના દાગીના અને રોકડ લઈ બદમાસો નાસી ગયા હતા.

ટ્રેનના ગાર્ડ કે ડ્રાઇવરને આ બનાવની ખબર પડી ન હતી. ભરુચ સ્ટેશન પર શારદાના પતિ શાંતિલાલને આ બનાવની ખબર થઈ હતી.

બહેન શારદાનો અગ્નિસંસ્કાર સુરતમાં અશ્વિનીકુમાર ઓવારે કરવામાં આવ્યો હતો.

•

થોડા દિવસ અગાઉ નાની નામની એક હિંદુ યુવતી ધંધુકા મેઈલમાંથી એલીસબ્રીજ સ્ટેશને ઉતરી એક ઘોડાગાડી ભાડે કરી રખીયાલ જતી હતી.

રખીયાલ જતાં રસ્તામાં ઘોડાગાડી હાંકનાર કાળીદાસ કુબેરદાસની દાનત બગડી હતી અને આ અજાણી યુવતીની લાજ લુંટવાના ઇરાદાથી ઘોડાગાડીને બોરડી મીલના પાછલા ભાગમાં ઉભી રાખી તેણે બાઈની છેડતી કરવા માંડતાં બાઈએ બુમાબુમ કરતાં આજુબાજુના લોકો ભેગા થઈ ગયા હતા. તેમજ કાગડાપીઠ પોલીસ પણ જઈ પહોંચી હતી અને ગાડીવાળાની ધરપકડ કરી હતી.

•

મુંબઈમાં પોતાના મકાનમાં ખાલી પડેલ ઓરડીઓ ભાડે આપવા માટે ભાડૂત પાસે રૂપીઆ દશ હજારની પાઘડી લેવાના આરોપસર જાણીના કાર્યકર અને મુંબઈ કોર્પોરેશનના સભ્ય શ્રીમતી ડૉ. માલતીબ્હેન સુખતનકરને ૨ માસની સાદી કેદ અને રૂા. ૧૦૦૦ નો દંડ કરવામાં આવ્યો છે. શ્રીમતી સુખતાનકરે આ પાઘડી એક ડૉક્ટર પાસેથી લીધી હતી.

માંડવીની પોળમાં આવેલી કંસારાની પોળમાં રહેતો મનહરલાલ નામનો યુવાન બાળાઓની મશ્કરી કરતો હોવાનું કહેવાતું હોવાથી દેવની શહેરીમાં રહેતા સુરેશચંદ્ર, બીપીનચંદ્ર અને કુંજવિહારી નામના ત્રણ શખ્સોએ એને ઠપકો આપ્યો હતો આથી ઉશ્કેરાઈને મનહરલાલે એ ત્રણ જણા પર ચાકુ વડે હુમલો કર્યો હતો અને તેમને ઈજા પહોંચાડી હતી. પોલીસે મનહરલાલની ધરપકડ કરી હતી.

*

હીરા ભગા નામનો શખ્સ એની પત્ની લક્ષ્મી સાથે શાકભાજી લેવા બોરડી ભીલના પાછળના વિસ્તાર આગળથી જતો હતો ત્યારે તેના એક અદાવતીયા ચમન નામના શખ્સે તેની સાથે ઝઘડો કરી તેના પર હુમલો કર્યો હતો. હુમલાનો ભોગ થઈ પડેલ પતિને બચાવવા તેની પત્ની લક્ષ્મીએ વચ્ચે પડવાનો પ્રયાસ કરતાં હુમલાખોરે બાઇના હાથ પર તેમજ કેડમાં ચપ્પાના ઘા કર્યાં હતા. પોલીસે હુમલાખોરની ધરપકડ કરી ઈજા પામેલા પતિ–પત્નીને હોસ્પીટલમાં મોકલી આપ્યાં હતાં.

*

પુરુષો અત્યારે ત્રીજા વિશ્વયુદ્ધની ઘોષણાઓ ગજાવી રહ્યા છે ત્યારે મહિલાઓએ પરિસ્થિતિને બચાવવા મેદાને પડવાની શુભ શરૂઆત કરી દીધી છે. થોડા રોજ પર સર જ્હોન એન્ડરસન બ્રિટિશ પાર્લામેન્ટમાં અણુબોંબ સામે બચાવની તૈયારી અંગે ચર્ચા કરતા હતા ત્યારે લી મેનીંગ નામની બાનુ સભ્ય પોકારી ઉઠી હતી કે, પુરૂષો દિવાના થઈ ગયા છે. તેણે દુનીયાભરની મહિલાઓ જોગ એક મેનીફેસ્ટો બહાર પાડી, સ્ત્રીઓ પુરૂષો કરતાં સારી રીતે કામ કરી શકે તેમ છે એમ બતાવી આપવા હાકલ કરી છે. બીજી બાજુ અમેરીકામાં શ્રીમતી કેરોલાઈન ઉડીએ જાહેર કર્યું છે કે તે પોતાની ૧૯૩૭ની આવક પરના વેરાના

# સૌરભ



૬૫.૪ ટકા જ ભરશે, કેમકે બાકીની રકમ યુદ્ધ માટે છે અને અણુબોંબના આવા વાહિયાત યુદ્ધ સાથે તેને કંઈ લેવાદેવા નથી. પુરુષો સ્ત્રીઓ જેટલા જ યુદ્ધથી ભડકે છે છતાં તેને તેઓ અનીવાર્ય લેખી રહ્યા છે ત્યારે સ્ત્રીઓએ કરેલી આ પહેલ પ્રશંસનીય છે.

મિસિસ લી મેનીંગ રડીને બેસી નથી રહ્યાં. તેમણે સમસ્ત જગતની સ્ત્રીઓને યુદ્ધવિરોધી સંગઠન કરવા આહવાન આપ્યું છે. તેમજ ૧૦૦ સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન રશિયા અને વિવિધ દેશોમાં લઈ જશે. તેમણે પોતાના નિવેદનમાં જણાવ્યું છે કે, "આપણે સ્ત્રીઓએ ગમે તેમ કરી બતાવી આપવું જોઈએ કે આપણે દુનિયા વધારે સારી ચલાવી શકીએ છીએ. સર્જનકાળથી પુરુષો દુનિયા ચલાવે છે અને પરિણામ શું આવ્યું છે? યુદ્ધ ઉપર યુદ્ધ! પુરૂષો સ્થૂળ સિદ્ધાંતો પાછળ દોડે છે ત્યારે સ્ત્રી પ્રત્યક્ષ હકીકતો ધ્યાનમાં લે છે. એ જ બે વચ્ચે ફરક છે."

મિસીસ મેનીંગે પુરૂષો ન સમજે તો આખી દુનિયાની સ્ત્રીઓને અસહકાર કરવાની વિનંતી કરી છે. યુદ્ધ અટકાવવાનો આ જ રસ્તો છે. પશ્ચિમમાં પુરૂષો રણાંગણે ગયા ત્યારે સ્ત્રીઓએ જ સમાજરચના ટકાવી રાખી હતી અને

અનેક પ્રયત્નોથી યુદ્ધને સહાયતા કરી હતી. એટલે સ્ત્રીઓ અસહકાર કરવાનું જાહેર કરે તો યુદ્ધ ખેલાય જ નહિ. ન કોઈ ઘાયલોની સારવાર કરે, ન કોઈ યુદ્ધસરંજામનાં કારખાનાંમાં કામ કરે. સ્ત્રીઓ વગર પુરુષોને બદલે ટ્રેનો અને ટ્રામ બસો દોડાવવાનું કે સરકારી ઓફિસો, બેંકો કે પ્રચાર સમિતિઓનું કામ કોણ કરશે! યુદ્ધ જાહેર થાય તો પુરુષો સાથે કુટુંબવ્યવહાર પણ રાખવા સ્ત્રી ઈનકાર કરે. અને આવા અસહકારનું પરિણામ વિશ્વશાંતિ જ આવે.

*

ઇંગ્લાંડમાં ત્યજાએલાં, અનાથ, બુદ્ધિની ખામીવાળા બાળકો કે જેઓ ગૃહજીવનના લાભથી વંચિત રહેતાં હોય તેમને સરકારી સંભાળ નીચે રાખી બાળઉછેર માટે સરકારે એક ખાતું ખોલ્યું છે તે ગૃહમંત્રીની દેખરેખ નીચે કામ કરે છે ને સરકાર અડધી મદદ પોતાની તીજોરીમાંથી કરે છે.

આવાં બાળકોની સંભાળ રાખવા સ્ત્રીઓની પસંદગી કરવામાં આવે છે અને તે સ્ત્રીઓની નીમણૂંક ગૃહખાતું અને સ્થાનીક સત્તાવાળા કરે છે. એવા બાળકોના કેન્દ્રોના મુલાકાતી અમલદારો તરીકે કામ કરવા માટે હાલ ૬૦ સ્ત્રીઓ તાલીમ લે છે. તેમને એક વર્ષ સુધી વિખ્યાત બ્રિટિશ વિદ્યાલયોમાં શિક્ષણ આપવામાં આવેલ છે અને બાળકોની સંભાળના ક્ષેત્રમાં પણ યોગ્ય શિક્ષણ અપાયું છે. તેમના ચારિત્ર્ય તથા સ્વભાવ વિશેની યોગ્યતાને લીધે જ તેમને આ જગ્યાઓ માટે સ્ત્રી ઉમેદવારોની ઘણી મોટી સંખ્યામાંથી વીણીવીણીને પસંદ કરવામાં આવેલ છે અને પછી ગૃહખાતાએ બાળસંભાળમાટે 'મધ્યવર્તિ શિક્ષણ સમિતિ' નીમી છે તેમની રૂબરૂ બોલાવી યોગ્ય તપાસ કરીને પસંદગી અપાઈ છે. આવી સ્ત્રીઓની બીજી ટુકડી બાળગૃહોમાં 'માતા' તરીકેનું કામ કરવા માટે શિક્ષણ લઈ રહી છે.

આવાં બાળકોને દત્તક લેવાનો કાયદો પણ સરકાર વિચારે છે.

*

વડી ધારાસભામાં તેના એક સભ્ય શ્રી. શિવરાવે નાણાં સંબંધી ફરીયાદ કરી હતી કે પરદેશ જતા સરકારના પ્રતિનિધિઓ ખુબજ ઉડાઉ ખર્ચો કરે છે. આ અંગે દાખલો આપતાં તેમણે જણાવ્યું હતું કે એક અફસરે લંડન જઈને હિંદી હાઈ કમીશ્નરની કચેરી પાસે એક સ્ટેનોગ્રાફર (શોર્ટહેન્ડ ટાઈપીસ્ટની) માંગણી કરી હતી. ત્યારે તેમને એક ૪૫ વર્ષની ઉંમરની સ્ત્રી સ્ટેનોગ્રાફર તરીકે આપવામાં આવી હતી. એક અઠવાડિયા બાદ તે અફસરે તે સ્ત્રીની વય ઘણી મોટી છે એવા બહાના હેઠળ તેને લંડન પાછી મોકલી. અને જીનીવાથી એક યુવતિ પસંદ કરી અને સરકારને ખર્ચે હવાઈમાર્ગે તેને વોશિંગ્ટન મોકલી આપી.

*

મુંબઈ સરકારે ૧૯૪૬માં પસાર કરેલા એક ધારામાં હિંદુ કોમમાં એક સ્ત્રી કરતાં વધુ સ્ત્રી કરનારને અથવા એક પુરૂષ કરતાં વધુ પુરૂષ કરનારને ગુન્હો ગણવામાં આવ્યો હતો અને એવા ગુન્હેગાર સામે કેસ માંડવામાં હિંદી પીનલ ધારાની ૪૯૪ કલમ પ્રમાણે કામ લેવાનું નક્કી થયું હતું. આ કલમ પ્રમાણે, પત્ની અથવા પતિએ પોલીસમાં ફરિયાદ કરવાની રહેતી હતી. એ પછી જ પોલીસ પગલાં લઈ શકતી. અનુભવમાં એ જણાયું કે આવો દ્વિન ધરાવતો પક્ષ ફરિયાદ કરતો નહિ અને પોલીસના લીધેલાં પગલાં અદાલતમાં નકામાં જતાં. આથી આ ફોજદારી ધારાની કલમ હેઠળ જ ગુન્હો ગણવાનો સુધારો મુંબઈ ધારાસભાએ તાજેતરની બેઠકમાં મલાસ રાખ્યો હતો અને આ ધારામાં રહેલી કેટલીક ખામીઓને દૂર કરી હતી.

જગતની ગર્લ્સ સ્કાઉટ અને ગર્લ ગાઈડ એસોસીએસનની અમેરીકન ગર્લ્સ સ્કાઉટસ સંસ્થા સભ્ય છે. તેણે તેની છત્રીસમી જયંતિ હમણાં જ ઉજવી. આ સંસ્થામાં દશ લાખ કન્યાઓ અને ૨૫૯૦૦૦ મોટી ઉંમરની સ્ત્રીઓ દાખલ થએલી છે. આ સંસ્થા કન્યાઓને આદર્શ નાગરિક અને ઉત્તમ ગૃહિણી થવાની તાલીમ આપે છે.

ઉપરાંત આ સંસ્થા પરદેશોમાં પર્યટનો ગોઠવે છે, અને એવી તેત્રીશ ટુકડીઓ આજે દુનિયાભરમાં મુસાફરીમાં છે.

આ વર્ષે આ સંસ્થાએ મિત્રો માટે કાપડ એકઠું કરી ૪ થી ૧૪ વર્ષની જરુરિયાતવાળી કન્યાઓને આપવા માટે એક લાખ ગાંસડી કાપડ ભેગી કરવાનો નિર્ણય કર્યો છે.

*

કેલીફોર્નિયા યુનિવર્સિટીની સંગીત શાખાની સભ્ય મીસીસ લોરાસી બોલ્ટન હમણાં જ આફ્રિકાનાં જંગલોમાં બાર હજાર માઈલની મુસાફરી કરીને પાછા આવ્યાં છે, અને ત્યાં પોતાના નાનકડા મશીન ઉપર લગભગ બાર જાતના દેશી હબસીઓ મારફત જુનાં ગીતો મેળવીને પાંચસો રેકર્ડો ઉતારી છે. મીસીસ બોલ્ટનની છેલ્લા ઓગણીસ વર્ષમાં આ ચૌદમી મુસફરી હતી. તેના ઘણાં ખરાં ગીતો સંસ્થાઓ મારફત અને ખાનગી પેઢીઓ મારફત રેકર્ડોમાં સંગ્રહેલ છે. આ વર્ષને અંતે તેના આ છેલ્લાં નવાં ગીતો જગતને સાંભળવા મળશે.

*

દુનિયામાં મોટામાં મોટી અને ખૂબ લાગવગવાળી સ્ત્રીઓની પ્રચાર સભા અમેરિકામાં 'જનરલ ફેડરેશન ઓફ વીમેન્સ કલબ' નામે જાણીતી છે. તેની સાથે બીજી સત્તર હજાર કલબો જોડાયેલી છે, અને ત્રીસ લાખ સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ ધરાવે છે. યુનાઈટેડ સ્ટેટસના દરેક રાજ્યમાં અને બીજા એકત્રીસ દેશોમાં તેની શાખાઓ છે. રાજકીય કે કોઈ પણ પક્ષના વાદવાળી સ્ત્રીને તેમાં સભાસદ તરીકે દાખલ કરવામાં આવતી નથી. આ સંસ્થાનો હેતુ કેળવણી અને તેના પ્રચાર માટે જ છે. આ ઉપરાંત નાગરિક હક્કો, ગૃહ કેળવણી, ચિત્રકળા, પરદેશના સંબંધો, જાહેર સુખાકારી, અને કાયદાનું જ્ઞાન આપવામાં આવે છે. આ સભાની લાયબ્રેરીમાં ૭ હજાર પુસ્તકો છે, અને દેશ પરદેશના તમામ સામયિકો મંગાવવામાં આવે છે. પરદેશની કલબો સાથે પત્રવ્યવહારથી સંબંધ કેળવાય છે, અને જરૂરિયાતવાળાને મદદ આપવામાં આવે છે, એટલું જ નહિ, પણ પરદેશથી અમેરિકા ભણવા આવેલી ૯૦ કન્યાને સ્કોલરશીપ આપવામાં આવે છે. અત્યારે આ સંસ્થા યુનાઈટેડ પ્રજાના ઘડતરમાં કેળવણી અને કાયદાનો અને જ્ઞાનનો પ્રચાર કરે છે.

*

અમેરિકાની મતદાર સ્ત્રીઓની લીગનો હેતુ બદલીને સરકારમાં નાગરિક તરીકે ભાગ લેવા અને રાજકીય જવાબદારીઓનો પ્રચાર કરવા તરફ આગળ વધે છે. યુનાઈટેડ સ્ટેટસની ૫૫૦ જાતોની બોતેર હજાર સભાસદોવાળી આ સભા ૧૯૨૦ માં નેશનલ અમેરિકન વીમેન સફરેજ એસોસીએશનના આશ્રયે ચીકાગોમાં શરૂ કરવામાં આવી હતી, અને તેણે આજ સુધીમાં ઘણી સારી પ્રગતિ કરી છે. આંતરિક સહકાર એ એનો મુખ્ય હેતુ છે. એણે લેન્ડલીઝમાં સારો ફાળો આપ્યો છે. ઉદ્યોગોમાં સ્ત્રીઓને નોકરી આપવા માટે અને બાળ-મજુરોના કાયદામાં તેણે સરકાર પાસે સુધારા કરાવ્યા છે. દરેક સ્ત્રીને આ સંસ્થાના મેમ્બર થવાની હાકલ કરી છે, અને રાજકીય ક્ષેત્રમાં કામ કરવા માટે દરેક સભાસદને ચાલુ પ્રવાહની તરફેણ અને વિરુદ્ધ દલીલો સાથે સંપૂર્ણ જાણકાર કરવા માટે એક પત્ર પણ ચલાવે છે ને વહેંચે છે.

*

શરીરના બંધારણનો આધાર ખોરાક પર છે. ખોરાકમાંથી શરીરને ગરમી મળે છે. માણસની ઉમર પ્રમાણે ગરમી કેલેરીઝના માપમાં નીચે પ્રમાણે જોઈએ છે.

| ઉમર વરસ | કેલેરીઝ |
|---|---|
| ૪ થી ૫ | ૧૦૦૦ |
| ૬ થી ૭ | ૧૩૦૦ |
| ૮ થી ૯ | ૧૬૦૦ |
| ૧૦ થી ૧૧ | ૧૮૦૦ |
| ૧૨ થી ૧૩ | ૨૧૦૦ |
| ૧૪ થી ઉપર | ૨૬૦૦ પુરુષને માટે |
| ૧૪ થી ઉપર | ૨૧૦૦ સ્ત્રી વર્ગ માટે |

ધવરાવતી માતાને માટે ૩૦૦૦ અને હલકુ કામ કરનારને દર કલાકે ૭૫ વધારે જોઈએ.

મધ્યમ કામ કરનારને દર કલાકે ૧૦૦થી ૧૫૦ વધારે.

સખત કામ કરનાર દર કલાકે ૩૦૦થી વધારે.

એક માણસને દર રોજ ૬૦ થી ૮૦ ગ્રામ પ્રોટીન, અને દરરોજ દોઢ ઔંસ ચરબીની જરૂર છે. ભાજીમાંથી લોહ, ફોસ્ફરસ અને કેલસીયમ મળે છે. —ચંદુલાલ વ્યાસ

*

કોઈને વિના કારણ અને વારે વારે લાંબા લાંબા અને કંટાળો ઉપજાવે એવા કાગળો લખવા, વગર કારણે વારે વારે મળવા જવું. મોઢામોઢ કોઈનાં ગુણગાન ગાવાં અગર ખુશામત કરવી, સામા માણસના પ્રતિસ્પર્ધી, વિરોધી કે શત્રુની વિના કારણ નિંદા કરવી; પોતાના અભિપ્રાયોની જોરશોરથી અને આગ્રહપૂર્વક જ્યાંત્યાં રજૂઆત કરવી; બીજાનો મત કે વિચાર શાંતિથી સાંભળવાને બદલે તેને તોડી પાડવો કે બોલવાનો અવકાશ ન આપવો; સ્ત્રીઓની વિના કારણ નિન્દા કરવી; કોઈ જ્ઞાતિ કે કોમ માટે પૂર્વગ્રહવાળી અને સર્વસામાન્ય ટીકા કરવી; બીજાને અડચણ થાય તેવી રીતે મોટેથી વાંચવું; બીજાની સાથે વાતચીત કરતી વખતે તેના ટેબલ પર કે તેની પાસે પડેલી ચીજો ઉપાડીને તેની સાથે રમત કર્યા કરવો; પોતાનાં કપડાં કે શણગારની ચીજોની કિંમત કહી બતાવવી; પોતાના ઘરના બડેળા ખર્ચ વિશે ગર્વથી વાતો કરવી; પોતાની ગરીબ સ્થિતિ અને ખર્ચમાં પડતી તૂટ વિશે ફરિયાદ કર્યા કરવી; પોતાની તંદુરસ્તી અથવા બળનું અભિમાન કરવું અથવા અશક્તિ, રોગ કે મંદવાડનાં રોદણાં રડવાં; પોતાનાં વડીલ અગર સગાંવહાલાંની મોટાઈ વર્ણવવી અગર તેમની ખોડો રજૂ કરવી; કોઈના ખાનગી દેવાલેણાની - વાત જાહેર કરવી; રસ્તે ચાલવાના નિયમોનો જાણી જોઈને ભંગ કરવો; ઘરમાં, રસ્તામાં, મેળાવડામાં, હરતાં ફરતાં, અથવા કામકાજ કરતાં ધાંધલ, ઘોંઘાટ કે ધમાલ કરવી; મળવા આવેલ માણસ સમક્ષ અગર તેનાથી આડું જોઈને અથવા તેના ગયા પછી તરત જ તેની મશ્કરી કરવી; કોઈની લાગણી દુખાય તેટલી હદ સુધી તેની મશ્કરી કરવી; વારેવારે વાદવિવાદ કે દલીલોમાં ઉતરી પડવું; કુટુંબમાં કે સમાજમાં જે વૃદ્ધ અને પ્રતિષ્ઠા પામેલું હોય તેની સાથે ઉદ્ધતાઈ કે બેપરવાઈથી વાતચીત કરવી; પોતાની આવડત કે ભણતર અથવા વિદ્વત્તાની પ્રત્યક્ષ કે આડકતરી રીતે જાણ કરવી એ અને આવી અનેક પ્રકારની રીતભાતને અસભ્ય ગણાવી શકાય.

*

પરણેલી બેવફા નીવડેલી પત્નીઓની ઉપયોગિતા ધંધાદારી રીતે રૂપિઆ આનાપાઈમાં કીંમત આકારીને જેની સાથે તેણે સંબંધ બાંધ્યો હોય તે પુરુષ પાસેથી તે વસુલ લઈ તેના કાયદેસર પતિને તે અપાવવાની અદાલતી પદ્ધતિની વિરુદ્ધ બ્રિટનમાં પરણેલી સ્ત્રીઓના મંડળના ૨૦૦ સભ્યોએ મોટું આંદોલન જમાવ્યું છે. હજી પણ સ્ત્રી કાયદાની નજરે પુરુષની ખાનગી મિલકત છે એવું પુરવાર કરનારી આ પદ્ધતિ સામે સ્ત્રીઓનો

તિરસ્કાર તો વ્યક્ત થતો રહ્યો જ છે, પરંતુ ગયાં થોડાંક અઠવાડિયાં દરમ્યાન એક પ્રસંગમાં અદાલતે એક એવફા નીવડેલી પત્નીના પતિને ૧૦૦૦ પાઉન્ડ અને બીજા એક પ્રસંગમાં ૭૫૦ પાઉન્ડ વળતરના અપાવ્યા તેથી તે તિરસ્કારે સંગઠિત આંદોલનનું રૂપ ધારણ કર્યું છે. છૂટાછેડા પામ્યા વિનાની સ્ત્રીઓની દંડ કરીને રૂપિઆ આના પાઈમાં કીંમત આંકવાની ન્યાયદાનની આ રીત સ્ત્રીઓને ભારે અપમાનકારક લાગે છે.

પોતાની અત્યંત રૂપાળી પત્ની, જે બહુ સારું રાંધી જાણતી હતી અને ઘર સંભાળવામાં પણ કુશળ હતી તેને ગુમાવવા માટે તેના પતિને ૧૦૦૦ પાઉંડનું વળતર છૂટાછેડા માટેની ખાસ અદાલતે અપાવ્યું હતું. ઉપર ગણાવેલા પત્નીના ગુણો ધંધાની દૃષ્ટિએ ઊંચા મૂલ્યવાળો થાપણો છે, એમ પણ એ પ્રસંગે ન્યાયાધીશે ટકોર કરી હતી.

પોતે જ્યારે લશ્કરમાં કામ કામ કરતો હતો ત્યારે પાડોશીના પ્રેમમાં પડી ગએલી પોતાની પત્નીને ખોવા બદલ એક કડિયાને અદાલતે ૨૦૦૦ પાઉંડ અપાવ્યા હતા, કેમકે એ બાઈ કરકસરિયણ અને કુશળ ગૃહિણી હોવા ઉપરાંત માયાળુ સોબતણ પણ હતી.

૨૬ વર્ષના એક જુવાનની ૨૩ વર્ષની સ્ત્રી ૫૦ વર્ષના એક ખાનસામા સાથે ભાગી ગઇ હતી તે બદલ અદાલતે જુવાનને એ ડોસા પાસેથી ૭૫૦ પાઉંડ અપાવ્યા હતા, કેમકે એ જુવાનની પત્ની 'છિનવાઈ' ગઈ હતી !

જે લોકો સ્ત્રી—પુરુષ સંબંધમાં કેવળ પ્રણયને જ મહત્વ આપવાના મતના છે તેમને વળતરની વાતથી સૂગ આવે એ સ્વાભાવિક છે. જે સંબંધમાં પ્રણયનું તત્ત્વ જ નથી તે સંબંધ જ નથી. પ્રણય પહેલાં હોય ને હવે ન રહ્યો હોય તો પણ પ્રણય પરવારે કે સંબંધ પણ પૂરો થયો ગણાય. આ દૃષ્ટિએ જોતાં સ્ત્રી કે પુરુષનું એકબીજા પરથી મન ઉઠે કે તરત તેમને નિર્વિઘ્ને એકબીજાથી મુક્ત થવાની વ્યવસ્થા થવી ઘટે.

સ્ત્રીની દૃષ્ટિએ આ પ્રશ્નનો વિચાર કરીએ તો વળતરની પ્રથાનો કોઈ બચાવ થઇ શકે એમ નથી. પોતાને રુચે ત્યાં સંબંધ બાંધવાનું સ્ત્રીનું સ્વાતંત્ર્ય સ્વીકારવાનું હોય ત્યાં વળતરનો પ્રશ્ન જ શી રીતે ઉપસ્થિત થઈ શકે ? પણ પશ્ચિમના દેશોએ સ્ત્રીનું વૈયક્તિક સ્વાતંત્ર્ય એક સિદ્ધાંત તરીકે માન્ય રાખ્યું હોવા છતાં વ્યવહારમાં એનો પૂરેપૂરો અનુવાદ થતાં થોડોક વખત વીતે એ સ્વાભાવિક છે. મિલે 'સબ્જેક્શન ઓફ વીમેન' લખ્યાંને કંઇ બહુ વર્ષો વીત્યાં ન ગણાય, અને વર્તમાનમાં ભૂતની થોડીક દંભલગીરી તો રહેવાની જ.

સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર અને દામ્પત્યનો દ્રાઢ એ બે વસ્તુઓ અલગ છે અને અલગપણે વિચારવી જોઈએ એમ જો કોઈ કહે તો એની યથાર્થતા સ્વીકારવા છતાં જ્યાં એ બે અલગ ન હોય ત્યાં એમનો ભેગો વિચાર કરવો જોઈએ. સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર એટલે મનુષ્ય તરીકેની તેની અપૂર્ણતામાંથી—દુર્મતિ, મોહ, અસંયમ, સ્વૈરવૃત્તિ, વગેરેમાંથી પરિણમતાં અનિષ્ટોનો પણ સ્વીકાર. આદર નહીં પણ સ્વીકાર. સ્વતંત્રતામાં ભૂલો કરવાની સ્વતંત્રતા પણ આવી જાય છે. આ વસ્તુ દામ્પત્યની સ્થિરતાની ઘાતક નીવડશે એ ભય સકારણ છે.

છતાં એ ભયનો સામનો કરીને પણ દંભને વિદાય આપવી જોઈએ. પ્રણયને વિશુદ્ધ રાખવા માટે પણ પ્રણયને મુક્ત રાખવો જોઈએ. કાળે કરીને મુક્ત પ્રણય જ દામ્પત્યની સ્થિરતા સાધી આપશે. એટલું થતાં 'બેવફા' શબ્દનો ઉપયોગ કરવાની પણ જરૂર નહીં રહે.

'ફોટો ન્યુઝ' અને દક્ષિણ આફ્રિકાના બુલબોર્ડ તરફથી યોજવામાં આવેલી સૌંદર્ય હરિફાઈમાં રંગભેદના પ્રશ્ન અંગે રસદાયક બીના જાણવામાં આવી છે. આ હરિફાઈમાં ફ્રી સ્ટેટ તરફથી ભાગ લેવા આવેલી એક રૂપવતી રમણી પર દક્ષિણ આફ્રિકાના વડા પ્રધાને 'મીસ સાઉથ આફ્રિકા' નો તાજ ઓઢાડયો હતો. જે ન્યાયાધીશો હરિફાઈમાં ન્યાય તોળવા બેઠા હતા તેઓ સમક્ષ ૪૮ રૂપગર્વિતાઓએ એક પછી એક આવીને તેમનું સૌન્દર્ય દેખાડયું હતું, જેમાં મીસ અમેરિકા, મીસ ફ્રાન્સ, મીસ ઇંગ્લાંડ વગેરેએ ભાગ લીધો હતો. તેઓ આ પ્રસંગે ખાસ દક્ષિણ આફ્રિકામાં આવી હતી. ભાગ લેવા આવેલી બધી રૂપસુંદરીઓ હતી અને અજબ પ્રતિભા પાડતી હતી, એટલે ન્યાય આપનારાઓએ પણ દંગ બનીને દરેકની છટા, પ્રતિભા બુદ્ધિ, અને દેહની બાંધણીની પરીક્ષા કરવાનો નિર્ણય કર્યો. 'મીસ સાઉથ આફ્રિકા'નો તાજ લઈ ગયેલી રમણી મીસ એવલીન મેકરફીલની બુદ્ધિ પરીક્ષા કરતાં એક ન્યાયાધીશે પ્રશ્ન પૂછયો: 'જો તને હિંદના વડા પ્રધાનના સ્થાને બેસાડવામાં આવે તો વર્તમાન હિંદના પ્રશ્નનો ઉકેલ તું કેવી રીતે લાવે?' રમણીએ એ પ્રશ્ન અંગે પાંચ મિનીટ સુધી પોતાનું મંતવ્ય દર્શાવ્યા પછી પેલા ન્યાયાધીશને લાગ્યું કે હિંદ અંગે પોતે ભારે અજ્ઞાન ધરાવે છે! ઠેર ઠેરથી સૌન્દર્યની રાણીઓની આવી હરિફાઇઓ સામે સુગ બતાવાય છે, તેમ આ સુગ દક્ષિણ આફ્રિકાના કેટલાક વિસ્તારોમાં ઘણાં વખતથી પ્રસરી ચૂકી છે. એ ધ્યાનમાં લઈને દક્ષિણ આફ્રિકાના કવિ રોટીઅસ—જેણે બાઈબલનું ભાષાંતર કરેલું છે તેણે—મહાત્મા ગાંધીજીના નીતિનાશ સામેના મોરચા અંગેનો ઉલ્લેખ કરીને કહ્યું કે, 'અત્યારે જ્યારે આટલી બધી નગ્ન સ્ત્રીઓ આપણી સમક્ષ આવી રહી છે અને આપણે મીસ સાઉથ આફ્રિકા હોય, અને મીસ અમેરિકા શોધી કાઢવાના પ્રલોભનમાં પડયાં છીએ ત્યારે આપણે ક્યાં આવીને ઉભા છીએ!

*

ગાંધીજીનું સ્ત્રી–પુરુષ સહચાર સંબંધીનું વલણ આપણને ઘણાને ચોખલીયું લાગે છે. ગાંધીજી સ્ત્રી–પુરુષ સહચારના વિરોધી કે દુશ્મન નથી. એમના આશ્રમજીવનમાં સૈદ-જીવન એટલે કુટુંબજીવન એ એનો મૂળભૂત પાયો હતો અને છે. એમની શિક્ષણ સંસ્થાઓમાં સહશિક્ષણ વગર સંકોચે અપાયું. માત્ર ગાંધીજી સ્ત્રીપુરુષ સહચારમાંથી નિષ્પન્ન થતાં અનિષ્ટોથી સજાગ રહેવાની આપણને ચેતવણી આપે છે, અને એમની ચેતવણી એમના Human attitude નું કારણ છે. સ્ત્રીને સમાજને સર્વ રીતે સબળ એવા પુરુષે હરેક રીતે અબળા બનાવી છે. પુરુષે પોતાની શારીરિક સર્વોપરિતાને કારણે સ્ત્રીને એના જાતીય જીવનમાં Sexual life માં અબળા જ બનાવી દીધી છે. તેણે તેના જાતીય જીવનમાં પણ તેની ઇચ્છા અનિચ્છાની અવગણના કરી છે, એટલું જ નહિ, પણ તેની જાતીય વાસનાની હંમેશાં લૂંટ ચલાવી છે. દલિતોના સહાયક ગાંધીજીએ આ સામે 'રૂકજાવ'નો પોકાર કર્યો છે. આપણા પ્રાચીન મતવાદીઓની જેમ ગાંધીજીએ સ્ત્રીઓનો જુદો હરિજનવાસ (ભંગીવાસ!) સ્વપ્ને પણ કલ્પ્યો નથી. સ્ત્રી—પુરુષની પરસ્પરની ભાવનામાં તેમનું સમગ્ર જીવન ઉચ્ચમાં ઉચ્ચ દૃષ્ટાંત પૂરૂં પાડે છે. કસ્તુરબાનું એક બાલ્યમાંથી માતૃભાવની સર્વોત્તમ ઉચ્ચ ભૂમિકાનું તેમનું વલણ, Sublimation જાતીય ભાવનાના સંસ્કરણનું સર્વશ્રેષ્ઠ દૃષ્ટાંત છે. સહશિક્ષણમાં જાતીય વૃત્તિઓનું સંસ્કરણ Sublimation થાય એ ગાંધીદૃષ્ટિ છે, માત્ર

સમાન શિક્ષક એ પરિસ્થિતિ-પ્રયત્ન કરે તો-ન નિર્માં શકે એવું કાંઈ નથી.
( શિક્ષણમાં દષ્ટિ ) —અનુભાઈ

*

અમેરિકામાં ૮૦ વર્ષ પહેલાં મજુરીના ધંધામાં જે સ્ત્રીઓ કામ કરતી તેના કરતાં પાંચગણું પ્રમાણ સ્ત્રીઓનું મજુરીના ધંધામાં આજે વધ્યું છે એવું સ્ત્રીઓના પ્રચાર વિભાગના પ્રમુખ શ્રીમતી ફ્રેડા એસ. મીલરે જાહેર કર્યું છે. ૧૯૦૦ ની સાલમાં ૫૦ લાખ સ્ત્રીઓ અમેરિકામાં મજુરી કરતી અને તેનું પ્રમાણ તે વખતે ૧૮ ટકા હતું. આજે સ્ત્રીપુરૂષની મજુર સંખ્યામાં બમણો આંકડો થયો છે જ્યારે સ્ત્રીમજુરની સંખ્યા ત્રણ ગણી થઇ છે. ૧૯૩૬માં માત્ર કેળવણી, દરજીકામ, ધંટીઓમાં, ડ્રેસમેકર, ઘરમજુરી અને કારખાના એમ સાત જ ધંધામાં કામ કરતી. આજે અમેરિકામાં ૪૫૧ ધંધા છે તેમાંથી માત્ર નવ સિવાય ૪૪૨ ધંધામાં સ્ત્રીઓ કામ કરતી થઈ ગઈ છે. ૧૯૪૭માં તો વિમાનોમાં, રેડીઓમાં અને માનસવિજ્ઞાનમાં પણ કામ કરતી થઈ છે અને પાંચ ટકા સ્ત્રીઓ દાક્તર, એન્જીનીયર, કેમીસ્ટ, શિલ્પશાસ્ત્રી, વકીલાત, અને જાહેર હિસાબી ખાતામાં પણ કામ કરવા મંડી છે.

*

સુરતના નાણાવટના રહીશ ડીકુભાઈ ઠાકોરદાસ અને તેમના પત્ની સ્નેહલતા સામે એ જ લત્તામાં હનુમાન પોળમાં રહેતા ભાઉ તુકારામની ઔરત બાઈ તુળશીએ કોર્ટમાં ફરિયાદ નોંધાવી છે કે પોતાની પરણાવેલી પુત્રી બાઈ શાન્તાનો ધણી બાબાજી બહારગામ રહે છે. તે શાન્તાને સદરહુ ડીકુભાઈ ઠાકોરદાસ અને સ્નેહલતા એ બન્ને પતિપત્ની તેને બદકર્મ કરવા તેમ જ કરાવવાના નીચ હેતુથી રણોલા તરફ ભગાડી ગયા હતા. આ બાઇ આરોપીઓને ત્યાં ઘરકામ કરવા જતી હતી એ દરમ્યાન આ બનાવ બનવા પામ્યો હતો. અને જણાય છે કે હાલ શાન્તાને ગર્ભ રહ્યો છે અને તેને પાંચમો કે છઠ્ઠો મહિનો જાય છે.

*

કેનેડાના ઓન્ટેરીઓમાં આવેલા બ્રેન્ટફોર્ડની એક સ્ત્રીનું શરીર મહેનત મજુરીથી છેક ઘસાઈ ગયું હતું અને તેને આવી તબીયતે કામ નહિ કરવાની સલાહ આપવામાં આવતી હતી ત્યારે તે જવાબ દેતી કે, મારી પાસે પૈસા ભેગા થશે પછી હું કામ કરવાનું છોડીશ. એ સ્ત્રી થોડો વખત રહીને મૃત્યુ પામી ત્યારે તેની પથારીમાંથી ૨૦૦૦ પૌંડ નીકળ્યા હતા. તે પૈસા એના બાપે બચાવીને પથારી નીચે રાખી મૂકયા હતા. એનો બાપ મૃત્યુ પામ્યો ત્યારથી એ પથારીમાં ૨૦૦૦ પૌંડની નોટો ભરી છે તે જાણ્યા વગર એ સ્ત્રી એ પથારી પર વીશ વરસથી સુતી હતી.

*

ચીનમાં સામુદાયિક લગ્નોની પ્રથા વધતી જાય છે. આવાં લગ્નો પ્રતિવર્ષે એક દિવસે મોટાં શહેરોમાં ગોઠવાય છે. પ્રત્યેક પરણનાર વ્યક્તિને લગ્નનું પ્રમાણપત્ર મેળવવા માટે ૨૫૦,૦૦૦ ચીની ડોલરો આપવાના હોય છે. આ ડોલરની કિંમત આશરે પાંચ રૂપિયા જેટલી થવા જાય છે. યુદ્ધને લઈને શરૂ થયેલો આ રિવાજ હવે ચીનમાં કાયમી થઈ પડયો છે.

આપણા હિંદમાં ખોજા જ્ઞાતિમાં આવો રિવાજ ચાલુ છે. તેમાં ફી આપવાની હોતી નથી, પરંતુ જ્ઞાતિમેળો કે એવા મોટા પ્રસંગે પરણનાર વરકન્યા ભેગાં થાય અને બધાનાં લગ્નો ઓછામાં ઓછા ખર્ચે ત્યાં કરી આપવામાં આવે છે.

*

યુનાઇટેડ સ્ટેટનાં બાળકો માટે ન્યુયોર્કમાં એક બીનધંધાદારી 'ગ્રેર ટ્રી મેજર થીએટર' ૨૫ વર્ષથી નાટકો ભજવે છે. તેને માટે મીસીસ

# આપણી
# સ્ત્રી-સંસ્થાઓ

*

અમદાવાદની ગર્લ્સ ઓન હાઈસ્કુલના પારિતોષક પ્રદાનના મેળાવડા પ્રસંગે આચાર્ય શ્રી. દવેએ કહ્યું હતું કે—

સ્ત્રી—કેળવણીના ઉદ્દેશની ચર્ચાઓ દરેક જમાનામાં થઈ છે. 'આદર્શ ગૃહિણી' એ ઉદ્દેશ આ શાળાએ સ્વીકાર્યો છે. નારી જીવનના વિકાસની સર્વોચ્ચ સ્થિતિ તે આદર્શ ગૃહિણીની છે. માન્યવર કેળવણી પ્રધાન ખેર સાહેબે આજ ઉદ્દેશ ધારાસભાની ગઈ બેઠકમાં જણાવ્યો હતો. અને હજી ગયે જ અઠવાડિયે દિલ્હીની લેડી ઈરવીન કોલેજની સ્નાતક યુવતીઓ સમક્ષ, આપણા હિન્દના રાજવંશી ગવર્નર જનરલ લોર્ડ માઉન્ટબેટને આ ઉદ્દેશ રજુ કર્યો હતો. તેમણે યોજેલા આ બે શબ્દો છે-Domestic science and mothercraft–ગૃહવિજ્ઞાન અને ગૃહિણીની ભાવના. આ હકીકતના અનુસંધાનમાં એક અમેરિકન ગૃહિણીની વાત જાણવા જેવી છે. મીસીસ કોમ્પટને પોતાનાં બાળકોને સંસ્કારી કેળવણી આપીને તેમના વિકાસ માટે બધી તકો આપી; અને તેને યોગ્ય કુટુંબનું વાતાવરણ તેણે જાળવી રાખ્યું. પરિણામે તેના એક પુત્રે નોબેલ પ્રાઈઝ મેળવ્યું, અને બીજા પુત્ર પુત્રીઓ પણ ઉત્કૃષ્ટ કાર્યોમાં જોડાયાં છે. આ કારણે મેસેચ્યુસેટ્સની યુનિવર્સિટીએ મીસસ કોમ્પટનને એલ. એલ. ડી ની માનદ પદવી બક્ષી અને તેણે બજાવેલી સમાજ સેવા અને દેશસેવા માટે યુ. સ્ટેટના પ્રમુખે પત્ર લખીને તેનું બહુમાન કર્યું. સ્ત્રી કેળવણીનો ઉદ્દેશ "આદર્શ ગૃહિણી"નો જ હોવો જોઈએ. આ ઉદ્દેશને પહોંચવા કેટલીક પ્રવૃત્તિઓ આ શાળા યોજતી આવે છે–જેને (Extra curricular) અભ્યાસક્રમ બહારની પ્રવૃત્તિઓ કહીને ગૌણસ્થાન કેટલાકો આપે છે, તેને આ શાળાએ અભ્યાસની જ પ્રવૃત્તિઓ તરીકે અપનાવી છે.

આ મેળાવડાના પ્રમુખ માનનીય ખેર સાહેબે કન્યાઓને સંબોધી કહ્યું હતું કે—

"આપણા સ્વતંત્ર ભારતમાં અમે પુરુષો જે ભાગ ભજવી શકીએ તેનાથી વધુ સારો ભાગ સ્ત્રીઓ ભજવી શકે એમ છે એમ મારું માનવું છે.

આ સાથે, સ્વાતંત્ર મળ્યા પછી જે દુઃખદ બનાવો બન્યા છે તે આપણે ન ભૂલવા જોઈએ. દુઃખીઓનું દુઃખ આપણું બનવું જોઈએ. ગાંધીજીની પ્રાર્થનાના એક શ્લોકમાં એમ કહ્યું છે કે 'મારે સ્વર્ગ કે મોક્ષ–કંઈ જ જોતું નથી, પણ આ દુનિયાના દુઃખી માણસોની સેવામાંથી મને દુઃખ મળતું હોય તો પ તે મારે માટે સ્વર્ગરૂપ છે.' આમ ગાંધીજીએ તો દરિદ્રનારાયણની સેવા ઈચ્છી અને એમાં જ એ મર્યા. આજે તો 'ગુડ ફ્રાઈડે'ને લીધે તમારી શાળામાં રજા છે. પણ શા માટે?—એનો તમે વિચાર કર્યો? જાન્યુઆરીની ૩૦મી આપણે માટે જેમ અગત્યની છે એવું જ આ ફ્રાઈડેનું છે. એ દિવસે ક્રાઈસ્ટને ક્રોસ ઉપર ચડાવવામાં આવ્યા હતા.

દરિદ્રમાં દરિદ્ર માણસને પણ સુખ અને શાંતિ મળે, એ ગાંધીના સર્વોદયનો આદર્શ હતો. માણસે માણસની સાથે કેવું વર્તન રાખવું તે સ્ત્રીઓ બહુ સારી રીતે શીખવી શકે તેમ છે."

---

મેજર એક તાલીમ સ્કુલ ચલાવે છે અને કરોડો બાળકોને માટે લગભગ હજાર નાટકો ભજવે છે. શીકાગોમાં ૧૫ વર્ષથી 'ગુડમેન બાળથીએટર' નાટકો ભજવે છે તેના ડીરેક્ટર મીસીસ ચારલોટ ચેરપેનીંગ છે.

•

# સ્ત્રીં-જગત  સમાચાર

મલાયામાં કજાંગ ગામમાં ૩૭ વર્ષની એક હિંદી વિધવા બ્હેન ગાંધી ભક્ત છે. ગાંધીજીના ખૂનના સમાચારથી તેને આઘાત થયેલો, તેથી તેણે ઉપવાસ શરૂ કરેલા. ૪૮ દિવસના ઉપવાસ પછી ગાંધીજીની ભસ્મ મલાયામાં લઇ ગયા હતા તેનાં દર્શન કર્યા પછી તેણે પારણું કર્યું. પોતાની હવે પછીની જીંદગી તેઓ ગાંધી-સન્યાસિની બની વિતાવવા ઇચ્છે છે.

*

પ્રોળ પાસે ચાલી આવતી ટ્રેનના એન્જીન આગળ પડતું મૂકીને ગૃહક્લેશથી કંટાળેલ સવિતા નામની બ્રાહ્મણ-બાળાએ આપઘાત કર્યો,

*

પાટણ લીંબાચીઆ વાળંદ યુવક પ્રગતિમંડળના અધિવેશન પ્રસંગે બાળિકાઓના સંગીતનો કાર્યક્રમ યોજાયો હતો અને બાળાઓને ઇનામો અપાયાં હતાં.

*

દીલ્હીમાં બનાવટી સોનું વેચતી બે ગુજરાતી ઓઓ પકડાઇ છે.

ન્યુયોર્ક પાસે સાયરેકયુઝ ગામમાં ૪૦ વર્ષની ઉંમરની માઇકેલ વોકર નામની સ્ત્રીએ ૧૯૪૩ માં એકી સાથે ત્રણ બાળકોને જન્મ આપેલો અને ફરી આ વર્ષે પણ તેણે એકી સાથે ત્રણ બાળકોને જન્મ આપ્યો છે.

*

અમેરિકાની સુયોજિત માતૃત્વ સંઘના પ્રમુખ મીસીસ જેમ્સ એક્ફસને એકી સાથે ત્રણ બાળકો અવતર્યાં.

*

અમદાવાદમાં શાહપુર ભવાનપુરામાં રહેતા ચંદુલાલ મફતલાલની યુવાન પત્ની બ્હેન સરસ્વતીને તેનો અભણ પતિ નહિ ગમવાથી પોતાના શરીર પર ગ્યાસતેલ છાંટી બળી મરી.

*

અમદાવાદ માંડવીની પોળમાં શોની પોળમાં રહેનાર કાન્તીલાલ રણછોડલાલની પત્ની કપીલા સ્ટવ પર દુધ ગરમ કરતાં દાઝી મરી ગઇ.

*

જૂનાગઢના નવાબની એક બેગમ દીવમાં આવીને વસેલ હોવાનું કહેવાય છે.

મુંબઇમાં ચોપાટી ઉપર થયેલ આગને કારણે રાધાબાઇ શાહ નામના બહેને મકાનમાંથી પડતું મૂકવાથી તેને ઇજા થઇ હતી અને ઇન્સ્પેક્ટર સ્વામીનારાયણના પત્ની દાઝી ગયાં હતાં.

*

વડોદરા રાજ્યના સરકારી નોકરો હડતાળ ઉપર ગયા હતા ત્યારે કેટલીક સ્ત્રીઓએ પણ તેમાં ભાગ લીધો હતો. તેમાંની કેટલીક સ્ત્રીઓને પકડવામાં આવી હતી પરંતુ થોડે દૂર લઇ જઇ છોડી મૂકવામાં આવી હતી.

*

પૂર્વ આફ્રિકાથી શ્રી. શારદાબેન રાજગોરના જણાવવા મુજબ મોમ્બાસા (વીમેન્સ એસોસીએશન) સ્ત્રીમંડળ તરફથી બાપુના અવસાન નીમિત્તે શોકસભા મળેલી. એ રીતે કંપાલા મહિલામંડળ, થીકા, નૈરોબી, જીન્જા વગેરેના મહિલા મંડળોએ શોક ઠરાવો પસાર કર્યાં હતા, ને બાર દિવસ સુધી શોક પળાયો હતો.

*

અમદાવાદમાં ગોમતીપુરમાં ખાંડની શેરીમાં રહેતી શાન્તા નામની હિંદુ યુવતીએ જીંદગીથી કંટાળી ઘાસલેટ છાંટી અગ્નિસ્નાન કર્યું.

*

શેનાન પાસે વિમાન તૂટી પડતાં લાહોરના જાણીતા પારસીરતાની નેતા, લોકસભાના સભ્ય અને પંજાબ ધારાસભાના સભાસદ બેગમ શાહનવાઝનાં પુત્રી કુ. મુમતાજ શાહનવાઝનું અવસાન થયું. કુ. મુમતાજ કવયિત્રી અને અખબારનવેશ હતાં.

*

મુંબઈમાં પી. ઈ. એન સંસ્થા તરફથી થયેલ સભામાં મીસીસ કુસુમ સયાનીએ ગાંધીજીની સેવાનો ખ્યાલ આપ્યો હતો અને શ્રી. સોફીઆ વાડીઆએ 'જગતની સંસ્કૃતિમાં ગાંધીજીનો ફાળો' એ નામનો નિબંધ વાંચ્યો હતો.

*

સુરતમાંથી એક પારસી યુવતીને નસાડવાની બાઈ જરબાઈ પીરોજશા દરબારીની ફરીઆદથી પોલીસે પાલ ગામના હાજીખાન મહમદખાનની ધરપકડ કરી છે.

*

કુ. ફાતમા ઝીણાએ દાદાની મુલાકાત લીધી હતી ત્યારે રેશમી વગેરે રંજન કાર્યક્રમ ગોઠવાયા હતા.

હૈદ્રાબાદ (નિઝામ)માં રાજ્યમાં અશાન્તી અને અસહ્ય વાતાવરણ સામે પોકાર ઉઠાવી એક હજાર બહેનોએ ૨૪ કલાકનો ઉપવાસ કર્યો હતો.

*

સુરતમાં મુંબઈના ગવર્નરના પત્ની લેડી રાણીથી ગુજરાતી મહારાજ્ઞીઓનું સ્ત્રીસંસ્થાઓ તરફથી સ્વાગત કરવામાં આવ્યું હતું.

*

૧૯૪૨ની લડતમાં બાઈ કારીબાઈને અસહ્ય માર મારી ગર્ભપાત કરાવી નાખનાર પોલીસ ઇન્સ્પેક્ટર શ્રી. છમાવલેને હાઇકોર્ટે પાંચ માસની સજા ને આ ઠ સો રૂ પી આ દંડ કર્યો.

*

બોટાદમાં શેઠ જેઠાલાલ સંઘવીએ તેમના માતાનું નામ જોડીને પ્રસુતિગૃહ ઉઘાડવા માટે રૂા. અગીઆર હજાર સૌરાષ્ટ્ર સરકારને સોંપ્યા.

*

રાજકોટની જી. ટી. ગર્લ્સ હાઇસ્કુલ સૌરાષ્ટ્ર એકમની ખુશાલીમાં બધી બાળાઓને ઉપલા વર્ગમાં ચડાવી દેશે.

*

રાજકોટમાં શ્રી. નાનાભાઈ ભટના પાર્લામેન્ટરી સેક્રેટરી તરીકે કાંગ્રેસથી આવેલ શ્રી ઉર્મિલાબહેન ભટ્ટ નીમાયાં છે.

ધોળા અને ઉજળાવાર વચ્ચે ચાલતી ગાડીએ એક છોકરી પડી જતાં તેની માએ સાંકળ ખેંચી, પણ સાંકળ તૂટી જતાં માતા જાતે જ નીચે કુદી પડી. મા-દીકરીને દવાખાનામાં રાખેલ છે.

*

*

મુંબઈ રેડીઓ ઉપર 'મહિલા મંડળ' રજુ થયું. અને 'દત્તકપુત્ર' નાટીકા ભજવાઈ હતી.

*

ન સોં ની ઇન્ટરનેશનલ કાઉન્સીલના કાર્યકર મંત્રી તરીકે બ્રીટીશ નર્સ આગેવાન કુ. ડેઝી કેરોલીન બ્રીજસની નીમણુંક થઈ. બાવીશ દેશોના સહકારવાળી આ સંસ્થામાં ૩ લાખ સભ્યો છે.

*

હિંદના પ્રધાન શ્રી. ગાડગીલનાં પત્ની શ્રી આનંદીબાઈ ગાડગીલનું અવસાન થયું.

*

અમેરિકામાં લેવીસ્ટોનમાં શ્રીમતી લ્યુસીન ડોબરેબ નામની ૨૧ વર્ષની બાઈએ મજબુત બાળકને જન્મ આપ્યો છે. બાળક પાંચ દિવસનું થયું ત્યારથી તે તેની આંગળી ઝાલી જમીન ઉપર નાના ડગલે ચાલે છે અને જન્મ્યા પછી કદી રડ્યું નથી.

*

કાશ્મીરમાં ૫૫ વર્ષની એક ડોસી બંદુકની તાલીમ લે છે. તેમને પૂછતાં તે કહે છે કે 'હું આ રીતે મારા દેશની સેવા કરું છું.'

*

અઠવા(જી સુરત)માં સીંધી પ્રાથમિક શાળા ખુલ્લી મૂકાઇ તેમાં એક સીંધી શિક્ષિકાબહેન કામ કરે છે.

*

હિંદી સરકારના કાયદા-ખાતાના પ્રધાન ડૉ. ભીમરાવ આંબેડકરે મુંબઇના ડૉક્ટર કુમારી લક્ષ્મી કબીર જોડે લગ્ન કર્યાં છે. કુમારી લક્ષ્મી કબીરની ઉમ્મર ૪૦ વરસની છે, તેઓ એમ. બી. બી. એસ. પાસ થયાં છે અને મુંબઇના નર્સીંગ હોમમાં કામ કરે છે. ડૉ. આંબેડકર પોતાની સારવાર માટે તે નર્સીંગ હોમમાં રહેલા ત્યાંથી તેમને ઓળખાણ થયું હતું. અત્યારે ડૉ. આંબેડકરની ઉમ્મર ૫૬ વરસની છે અને તેઓ ૧૫ વરસ પહેલાં વિધુર થયા હતા. કુમારી લક્ષ્મી સારસ્વત બ્રાહ્મણ છે અને ડૉ. આંબેડકર હરિજન છે.

*

અંકલેશ્વરની બાઈ રેવાએ તેના પુત્ર નગીનદાસ સાથે પોતાની અસહાય પરિસ્થિતિને કારણે ધર્માંતર કરેલું, પણ પાછળથી પસ્તાઇ એણે સુરત આર્ય સમાજ મંદિરમાં શુદ્ધિ કરાવી હિંદુ ધર્મ સ્વીકાર્યો.

ઇંગ્લાંડના રાજકુમારી એલીઝાબેથ પોતાના લગ્ન પછી પહેલી વખત ફ્રાંસની મુસાફરીએ ઉપડયાં છે.

*



મોરક્કોની સાતથી અઢાર વર્ષની કન્યાઓ માટેની અંગ્રેજી શીખવતી કન્યાશાળાની શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતે હિંદી એલચી ખાતામાં કામ કરતી પોતાની પુત્રીઓ ચંદ્રલેખા અને તારા સાથે મુલાકાત લીધી હતી.

*

ન્યુ દિલ્હી મધ્યસ્થ ધારાસભામાં એક પ્રશ્નનો ઉત્તર આપતાં સરકારે જાહેર કર્યું કે હિંદુસ્તાન અને પાકીસ્તાનની સરહદ ઉપર આવતાં જતાં સ્ત્રી મુસાફરો ઉપર પાશવિ અત્યાચારો ગુજર્યા હતા.

*

રાજકુમારી શ્રી અમૃતકુંવર મદ્રાસના ગવર્નર નીમાય એમ સંભળાય છે.

*

બ્રીટીશ પાર્લામેન્ટે પરણેલાં કુટુંબોને વાર્ષિક ૧૦૦ થી ૧૮૦ પૌંડ સુધીની આવકને વેરામુક્ત ઠરાવી છે.

*

સુરતની બાઇ સવિતાએ તેના ધણી મોહનલાલ નરોતમદાસ સામે ભરણપોષણનો દાવો માંડયો છે.

*

આગ્રાની અદાલતમાં એક પુત્ર સામે તેની સાવકી માતાનું અપહરણ કરવાના આરોપ માટે ફરીઆદ નોંધાઈ છે. પુત્ર એ પિતાની પહેલી પત્નીનો પુત્ર છે ને માતા એ પિતાની ત્રીજી વારની પરણેતર ઓરત છે.

*

ચીખલી તાલુકાના એક ગામમાં એક સગીર બાળા સામે તેના પતિના ખોરાકમાં ઝેર આપવા માટેની ફરીઆદ અદાલતમાં ચાલી ગઈ, તેમાં કોર્ટે આરોપી સગીર બાળાને છોડી મૂકેલ છે.

*

જાપાનમાં પરદેશીઓ વસ્યા હોવાથી હલકી જાતનાં બાળકોનો જન્મ થતો અટકાવવા તથા સગર્ભા સ્ત્રીઓનું રક્ષણ કરવાના ઇરાદે જાપાની પાર્લામેન્ટે તેના ઇતિહાસમાં પહેલી જ વખત ગર્ભપાતને કાયદેસર ઠરાવતું બીલ પસાર કર્યું.

*

સીનોર મુસોલીનીની વિધવા પત્ની ડોના રીચેલ હાલમાં નેપલ્સ પાસે ઇશ્ચાના ટાપુ ઉપર રહે છે. તેણે હવે પોતાના પુત્ર અને પુત્રી સાથે અમેરિકામાં જઈને રહેવા દેવાની માગણી કરી છે.

*

દિલ્હી પ્રાંતમાં અપહૃત તેમજ નિર્વાસિત સ્ત્રીઓમાં અનીતિનો વેપાર ચાલતો હોવા સંબંધે ધારાસભામાં પૂછાયેલ પ્રશ્નના જવાબમાં સરકારે જાહેર કર્યું કે તેવાઓને પકડી લેવામાં આવેલ છે.

*

મુંબઇ કોરપોરેશનના મેયર પદ માટે ઉમેદવારી કરનાર શ્રીમતી એલીસ આલ્વારીઝને માત્ર ૨૮ મત મળવાથી તેઓ હારી ગયાં.

*

અમદાવાદમાં ગુજરાત લેડીઝ કલબના ઉપપ્રમુખ સ્વ. દીનબાઈ સોરાબજી લાલકાકાનું તૈલચિત્ર લેડીઝ કલબમાં લેડી વિદ્યાગૌરી નીલકંઠના હાથે ખુલ્લુ મુકાયું.

*

એલીસબ્રીજમાં રહેતા શ્રી બચુભાઈ અચરતલાલે તેમનાં પત્ની શ્રી. ઉર્મિલા ગોરધનદાસ ચિનાઈ સામે અને અસારવામાં રહેતી શ્રી. કમળાએ તેના પતિ શ્રી.મંગળદાસ છગનલાલ સામે છુટાછેડા માટે કરેલી અરજીઓ અદાલતે માન્ય રાખી છે.

અમદાવાદ મર્ચન્ટ્સ ઓન હાઇસ્કુલનો વાર્ષિક મેળાવડો પ્રેમાભાઇ હોલમાં શ્રી. ખેર સાહેબના પ્રમુખપદે ઉજવાયો.

*

દીલ્હીના પોલીસ ખાતાએ સ્ત્રી-પોલીસ વિભાગની રચના કરી છે. અને એક સબઇન્સ્પેક્ટરના હાથ નીચે ૧૮ સ્ત્રી કોન્સ્ટેબલો રાખી તેમને બંદુકની અને બ્રેનગનની ગોળી છોડવાની તાલીમ અપાય છે.

*

હિંદી પાર્લામેન્ટમાં ફેરફાર અને સુધારા કરતું બીલ શ્રી. આંબેડકરે રજુ કર્યું છે તે સીલેક્ટ કમીટીને સુપ્રત થયું છે. આ નવા સુધારામાં પુત્રીને અર્ધો હિસ્સો વારસામાં મળવો જોઇએ, ને તેના ઉપર તેનો સંપૂર્ણ હક્ક રહેવો જોઈએ, તે ઉપરાંત એક પત્નીત્વ અને છૂટાછેડાના સિદ્ધાંતનો સ્વીકાર કરવાનું શ્રી. આંબેડકરે જણાવ્યું છે.

*

અમદાવાદમાં કુસુમા નામની બાઇએ પોતાના ભાડુઆત પાસે ભાડુ માગતા ભાડુઆતે ઠોંસો મારી બે દાંત તોડી નાખ્યાની ફરીઆદ થઇ છે.

*

અખિલ હિંદ મહિલા પરિષદના મધ્ય શાખાના પ્રમુખ તરીકે ડૉ. ગંગાબહેન અને ઉપપ્રમુખ તરીકે ડૉ. સુરેશાબાનુ પદમજી ચુંટાયાં છે.

વડોદરાના રાજકુમારી શ્રી. મૃણાલિનીદેવી પ્રતાપસિંહરાવ ગાયકવાડનું સગપણ ધારના મહારાજા લેફ. કર્નલ શ્રી. આનંદરાવ પવાર સાથે થયાની સત્તાવાર જાહેરાત થઈ છે.

*

હિંદની મહિલાઓને શિક્ષણનો જ્યોતિ પ્રકાશ આપનાર શ્રી. ધોંડો કેશવ કર્વેની ૯૨મી જન્મ તીથી તા. ૨૬મી એપ્રીલે ઉજવાઈ.

*

જીન્જા (આફ્રીકા) માં આર્ય સમાજ બીલ્ડીંગનો પાયો કુ. સવિતાબેન નાનજીભાઇ કાળીદાસનાં હાથે નંખાયો.

*

જીન્જા મહિલા મંડળનું ખાતમુહૂર્ત શ્રી. સવિતાબેન નાનજીભાઇને હાથે થયું.

*

કાકીરામાં રાણાવાવના રહીશ શેઠ મૂળજીભાઈ પ્રભુદાસ માધવાણીનું સાકરનું કારખાનું છે તેમાં હિંદના સેંકડો કુટુંબો કુટુંબ સહિત રહે છે. એમનાં બાળકો માટે પ્રાથમીક શિક્ષણ આપતી શાળા છે. આ સેંકડો કુટુંબોની સ્ત્રીઓમાં હિંદની તમામ પ્રાંતની બહેનો વસે છે. તેઓ એક મહિલા મંડળ સ્થાપી સ્ત્રીપ્રવૃત્તિ ચાલુ કરે એ ઇચ્છવા યોગ્ય છે.

*

અમરેલીમાં સેવાસમાજમાં કેટલીક બહેનોએ તાલીમ લેવાનું શરૂ કર્યું છે.

ઇંગ્લાંડના રાજા છઠ્ઠા જ્યોર્જના બીજા કુંવરી પ્રિન્સેસ માર્ગારેટ ૧૭ વર્ષનાં છે. તેમનું સગપણ ડેન્માર્કના ૨૭ વર્ષના પ્રિન્સ જ્યોર્જ સાથે થવાની અફવા ખોટી હોવાનું કહેવાય છે.

* .

શ્રીમતી સુબ્બાલક્ષ્મી અમ્મલના પુત્ર મેજર એ. કે. રામસ્વામીનું કાશ્મીર મોરચે અવસાન થયું. શ્રીમતી અમ્મલે પોતાના પુત્રના અવસાનથી આંસુ સારવાને બદલે દેશ માટે સેવા કરતાં પોતાના પુત્રનું મૃત્યુ થવા બદલ અહોભાગ્ય માન્યાનો સંરક્ષણ પ્રધાનને પત્ર લખ્યો છે.

*

પલસાણા તાલુકાના પીસાદ ગામે એક હળપતી યુવતીનું ખૂન થયું. તેની બાજુમાં એક હળપતી યુવક ઘાયલ થઇને પડયો હતો. તે યુવક આ યુવતી સાથે પ્રેમમાં હતો. પણ યુવતીને તેના પિતા બીજે પરણાવી દેવાના હોવાથી યુવતીનું ખૂન કરી પોતે પણ આપઘાત કર્યો હતો પણ નિષ્ફળ ગયો. તેને દવાખાનામાં ખસેડયો છે.

*

સીંધમાંથી આવેલ નિર્વાસિત વિધવાઓ અને બાળકો માટે કુતીઆણામાં આશ્રમ ખોલવાની યોજના વિચારાય છે.

*

નવસારીમાંથી એક હિંદુ યુવાન ભાઈ ગૂમ થયાની પોલીસમાં ફરિયાદ નોંધાઇ છે.

*

સુરતમાં વરીઆવી ભાગોળે રહેતા મોહનલાલ અને તેની સ્ત્રીએ પોતાને ત્યાં તેમની ભત્રીજીને ઉછેરવા રાખેલી, તેને કામ બરાબર ન કરવા માટે ઉના તાવેથાના ડામ દેવાની ફરીઆદ થઇ છે.

*

કતારગામ કન્યાશાળાનું મકાન શ્રી કનૈયાલાલ દેસાઇને હાથે ખુલ્લું મુકાશે.

*

ભામલપુરના જાણીતા વેપારી શ્રી કૃષ્ણપ્રસાદ સહાનીના પત્નીનું કોઈ અજાણ્યા બદમાસે ખૂન કરી દાગીના વગેરે ઉઠાવી ગયો.

*

હિંદી સરકારના ખોરાકખાતાની કચેરીમાં એક દક્ષિણી યુવતીએ એક મદ્રાસી કારકુન ઉપર ગોળીબાર કરવાની કોશીશ કરતાં પકડાઇ ગઇ. તે ગોળી છોડે તે પહેલાં જ તેને પકડી લેવામાં આવી હતી. તેને સેસન કમીટ કરી છે.

*

જામનગરમાં શ્રી કસ્તુરબા ગ્રામ વૈદકિય રાહત માટે સેવિકાઓ તૈયાર કરવાનો વર્ગ શ્રી. સરલાબહેનની મુલાકાત પછી શરૂ થવાનો છે.

રાજા છઠ્ઠા જ્યોર્જનો લગ્ન રોપ્ય મહોત્સવ ૨૬ મી તારીખે ઉજવાયો.

*

મુંબઇની મહીલામંડળની સભામાં રાજકુમારી શ્રી. અમૃતકુંવરે કહ્યું કે સ્ત્રીઓ યુદ્ધને કદી ટેકો નહિ આપે, કેમકે સ્ત્રી એ સર્જક છે, સંહારક નથી.

*

દિલ્હીમાં માજી નોકરીઆત મહિલાઓના મધ્યસ્થ તાલીમ કેન્દ્રમાં ૫૩ જેટલી હીન્દુ સ્ત્રીઓ ટાઇપીંગ, સ્ટેનોગ્રાફી અને શીવણની તાલીમ લે છે. અને કાંતણ, પીંજણ અને ડેરીકો પ્રીંટીંગ માટે વ્યવસ્થા થવાની છે.

*

સને ૧૯૩૧ માં લશ્કરી સત્તાવાળાએ જમીન જપ્ત કરી હતી એવા ઝાંસીના લશ્કરી કેન્દ્ર બાબીનાના ખેડૂતો અને ખેડૂત સ્ત્રીઓએ જમીન પાછી સોંપવા માગણી કરી દેખાવો કર્યો હતા.

*

નાગપુર પ્રાંતમાં દવનત ખેડામાં એક સ્ત્રી થોડા દિવસથી સાતેક મોટા સાપો પોતાની સાથે લઇને ફરે છે ને દૂધ પાઇ સાપને ઉછેરે છે. તેને ઘણી વખત સાપે ડંશ દીધા છે પણ તેના ઉપર કંઇજ અસર થઇ નથી.

મોરબી ગર્લ્સ હાઇસ્કૂલનો પાયો નંખાયો.

*

સુરતમાંથી મણીબાઇ નામની એક સ્ત્રી ૧૪–૧૫ વર્ષની એક છોકરીને નસાડી મુંબઇ લઇ ગઇ હતી અને ત્યાં કુટણખાનામાં વેચી દીધી હતી તે સંબંધમાં સુંદરબાઇ અને તાનબાઇ નામની સ્ત્રીઓની પોલીસે ઝડતી કરી છે.

*

હિંદી સરકારે નિરાશ્રીત વિધવાઓ અને અનાથ સ્ત્રીઓ માટે કુરલા કેમ્પ બરાકોમાં નારી સેવાસદન શરૂ કર્યું છે. ત્યાં ત્રણ હજાર બહેનોનો સમાવેશ થશે અને શ્રી કીકીબેન લાલવાણી એના સુપ્રીન્ટેન્ડન્ટ નીમાયાં છે.

*

સિંધ રજપૂતાના મેલમાં સ્ત્રીઓના ડબ્બામાં બેસીને પ્રવાસ કરતી લક્ષ્મીબાઇ નામની એક નિરાશ્રિત બાઇની પાસેની નોટો તેમજ ઘરેણાંની ચોરી કરવા માટે ગંગા નામની એક બાઇને મુદ્દામાલ સાથે સુરતની રેલ્વે પોલીસે ધરપકડ કરી છે.

*

મુંબઇમાં રામતીર્થ યોગાશ્રમ તરફથી મફત ચાલતા યોગાભ્યાસ વર્ગનો ગયા મહિને ૧૧૫ માણસોએ લાભ લીધો હતો.

સુરતના મુગલીસરા સત્તાની દુબળા કોમની એક બાળાને આ અઠવાડિયે વાસણ માંજવાને બહાને પોતાને ત્યાં બોલાવી તેની સાથે બદકાર્ય કરવાના ઇરાદે બીજા ઓરડામાં ઉંચકી જવાના આરોપસર શહેર સુધરાઇના બંબાવાળા રામદુલારા સરજુની ધરપકડ થઇ હતી.

*

હિંદી મહિલા વિદ્યાપીઠના સ્થાપક પ્રો. કર્વેની ૯૨મી વર્ષગાંઠ પ્રસંગે પૂનાની સભામાં મહારાષ્ટ્રની ૭૫ સંસ્થાઓ તરફથી માનપત્ર અપાયું. મુંબઇની મહિલાઓ તેમને એક લાખ રૂપિયાની થેલી અર્પણ કરશે.

*

જાણીતા ચિત્રકાર શ્રી. વિશ્વનાથ નાગરકરે જર્મન બાઇ શ્રીમતી એડના સાથે લગ્ન કર્યું છે તેમના ચિત્રોનું પ્રદર્શન વિલાયતમાં યોજાયું હતું.

*

બનારસમાં (નવાબગંજ) શ્રીમતી સુમિત્રાદેવી શાસ્ત્રીણીએ આઝાદ હિંદ પત્ર સીંડીકેટ શરૂ કરી જાણીતા લેખકોના લેખો વર્તમાનપત્રોને યોગ્ય વેતનથી પરીચાવવાનું શરૂ કર્યું છે.

*

મહારાણી વિક્ટોરીઆનાં પૌત્રી કુ. હેલેનાનું લંડનમાં અવસાન થયું.

દિલ્હી નજીક બીકાનેરનાં રાજકુમારીએ આપઘાત કર્યાના સમાચાર મળે છે. ૧૯ વર્ષનાં આ રાજકુમારીએ પોતાના હાથે ગોળી મારીને આપઘાત કર્યો હતો. આપઘાતનું કારણ જણાયું નથી.

*

અલ્હાબાદની વરિષ્ઠ અદાલતે જનરલ કે. એમ. કરીઅપ્પાની પોતાની પત્ની સાથે છૂટાછેડા મેળવવા માટે કરેલી અરજી માન્ય રાખી છે. શ્રીમતી મુથામ્મા કરીઅપ્પા તેના સાથીદાર મેજર એલન સાથે કહેવાતો આડો વ્યવહાર રાખતી હોવાથી તેમણે આ પગલું લીધું છે.

*

અપહૃત થએલી મુસ્લીમ સ્ત્રીઓ પુનઃ મેળવવા અંગે કપુરથલા ને ફરીદકોટ રાજ્યોએ પાકિસ્તાન સાથે મળીને કામ કરવા એક સંયુક્ત સંસ્થા રચવા નક્કી કર્યું છે.

*

પશ્ચિમ પંજાબની ધારાસભામાં મૌલાના અબ્દુલ સતારખાન નિઆઝીએ પડદો વિના ફરતી મુસ્લીમ સ્ત્રીઓને એક વરસની સજા અને દસ હજાર રૂપીઆ દંડ કરવાની ભલામણ કરતો ખરડો રજુ કર્યો, પણ સ્પીકરે તે રજુ કરવાની પરવાનગી જ આપી નહિ.

ગાડીઓમાં સ્ત્રીઓના ડબ્બામાં પુરૂષો મુસાફરી કરતા હોવાથી મુંબઈ ઇલાકાની બે મોટી ગાડીવાળાઓએ આવા મુસાફરોને પકડી સજા કરવાનું નક્કી કર્યું છે. કાયદામાં આવા મુસાફરોનો રૂા. સો દંડ કરવાની જોગવાઇ છે.

*

ઘેલાશાના બરવાળામાંથી એક રાજપુત યુવતી પોતાનો પાંચ વર્ષનો પુત્ર મૂકીને ઘેરથી ગુમ થયાનું કહેવાય છે.

*

દીલ્હીની લેડી ઇરવીન કોલેજમાં લોર્ડ માઉન્ટબેટને કન્યાઓ સમક્ષ ભાષણ કરતાં કહ્યું કે, દરેક યુવતીએ લગ્ન કરતા પહેલાં શિક્ષિકા અથવા નર્સ તરીકે સેવાભાવથી કાર્ય કરવું જોઇએ અને લગ્ન પછી તેમના પતિ રજા આપે તો પોતાનો ફાળો દેશસેવામાં નોંધાવવો જોઇએ.

*

કાલોલમાં (પંચમહાલ) બહેનોને કપડા ધોવાની અગવડ દૂર કરવા નાગરિકો તરફથી વોટર વર્કસ થયું, તેની ઉદ્‌ઘાટન ક્રિયા રાણી લેડી મહારાજશ્રીએ કરી. તેમણે કાલોલના ભગિની સેવામંડળની અને તેમના હસ્તક ચાલતા બાળમંદિરની મુલાકાત લઈ સંતોષ દર્શાવ્યો હતો.

*

મુંબઇમાં શ્રી હંસાબેન મહેતાના પ્રમુખપદે ભરાયેલ બહેનોની સભામાં પં. નહેરૂ અને મૌલાના આઝાદે બહેનોને દેશનાં રાજકીય અને સામાજીક કાર્યોમાં એકદીલી અને સંપ માટે કામ કરવા હાકલ કરી હતી, તેને સહકાર આપવાની પ્રમુખ સ્થાનેથી શ્રી. હંસાબહેને ખાત્રી આપી હતી.

*

નવી દૃષ્ટિ સાથે જૂની વાતોને ગૂંથી લઈ શ્રી. ધૂમકેતુએ થોડામાં ઘણું આપવાની દૃષ્ટિ રાખી છે. એટલે આ પુસ્તક શિખનાર અને શીખનારને ખૂબ જ ઉપયોગી બની રહેશે. આ પુસ્તક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે પ્રગટ કર્યું છે.

શ્રી નવજીવન કાર્યાલય તરફથી **મહાવીર સ્વામીનો આચાર ધર્મ** (લેખકઃ શ્રી. ગોપાળદાસ જીવાભાઈ પટેલ પૃ. ૧૮૦ કિ. પોણાબે) ની બીજી આવૃત્તિ શ્રી. પૂજાભાઈ જૈન ગ્રંથમાળાના ૧૧ મા પુસ્તક તરીકે પ્રગટ થઇ છે. આચારંગસૂત્ર ઉપરથી તૈયાર કરેલ આ પુસ્તક સામાન્ય જનતા પણ સહેલાઈથી સમજી શકે તે રીતે અહીં રજુઆત કરવામાં આવેલ છે. પહેલા ખંડમાં પં. બેચરદાસે કરેલ શબ્દશઃ અનુવાદનો આ પુસ્તકમાં ઉપયોગ કરવામાં આવેલ હોવાથી સાધુજનતા માટે આ પુસ્તક માર્ગદર્શક જેવું બન્યું છે.

એ જ સંસ્થા તરફથી **સમૂળી ક્રાંતિ** (લેખકઃ શ્રી. કિશોરલાલ મશરૂવાળા, પૃ. ૧૬૪ કિં. દોઢ રૂપિઓ) નામનું પુસ્તક પ્રગટ થયું છે. દેશના અનેક રાજકીય, સામાજીક વગેરે પ્રશ્નોની છણાવટ કરતું આ પુસ્તક સ્વરાજ્યપ્રાપ્તિ પછી દેશમાં જે રીતે ફેરફાર કરવા જરૂરી છે તે ઉપર ચર્ચાત્મક મુદ્દાઓ ઉપર વિચારકની દૃષ્ટિએ લેખકે ભાષા, લીપી, અર્થશુદ્ધિ, ચારિત્રનિર્માણ, વાદ, રાજકીય ચળવળો અને જાહેર નોકરી અને દેશીઓ ઉપર તેમનાં મંતવ્યો રજુ કર્યાં છે, તે નવા રાજકીય વાતાવરણમાં માર્ગદર્શક થઈ પડે તેવાં છે.

આફ્રીકામાંથી સંસ્થાનવાસી **પાટીદાર** નામનું નવું ત્રૈમાસિક શરૂ થયું છે જેનો પહેલો અંક મળ્યો છે. વાર્ષિક લવાજમ શીલીંગ પાંચ. (પો. બો. નં. ૩૮૦ મોમ્બાસા) આફ્રિકામાં પાટીદાર બંધુઓની મોટી વસ્તી વચ્ચે ભ્રાતૃભાવ કેળવાય અને જ્ઞાનનો પ્રચાર થાય એ દૃષ્ટિએ સામાજીક પ્રશ્નો ચર્ચતું આ ત્રિમાસિક આદરણીય બની રહેશે એમ લાગે છે.

આપણા જાણીતા સાક્ષર શ્રી. ગુણવંતરાય આચાર્યના તંત્રીપદે જામનગરથી **સૌરાષ્ટ્ર સમાચાર** નામનું દૈનિક થોડા વખતથી શરૂ થયું છે. આ પત્રે સારાય કાઠિયાવાડમાં ગણ્યાગાંઠ્યા દિવસોમાં સારી લોકપ્રિયતા મેળવ્યાનું જાણી શકાયું છે. આજે સૌરાષ્ટ્રનું એકમ થયું છે ત્યારે સૌરાષ્ટ્રની રાજનીતિ સંબંધે ચર્ચા કરતું આ પત્ર પત્રકારધર્મ પ્રમાણે પ્રજા અને વહીવટ કરનારાઓને સાચી દૃષ્ટિ માટે માર્ગદર્શન આપશે. અમે એ પત્રની સફળતા ઇચ્છીએ છીએ.

મુંબઈથી શ્રી. નંદલાલ મોહનલાલ ઠક્કરના તંત્રીપણા નીચે '**મનોરંજન**' નામનું એક માસિક આ માસથી શરૂ થયું છે. તેનું વાર્ષિક લવાજમ ૬-૧૨-૦ છે. નાના બાળકોથી માંડી વૃદ્ધો સુધી બધા એક સરખી રીતે વાંચીને હસી શકે તે રીતે ટુચકા, રમુજ અને પ્રસંગો રજુ કરવામાં આવ્યાં છે. એટલે શિષ્ટ સંસ્કારી માસિકોમાં એની ગણના નહિ થાય, છતાં સામાન્ય જનગણમાં એ રસપૂર્વક વંચાશે

સૌરાષ્ટ્રનાં નરનારીઓની યશગાથા



કિંમત રૂા. સવા બે ( પોસ્ટેજ સાત આના જુદું )

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ



વટ સાવિત્રી વ્રત

ચિત્રકાર : રાનિશ્વ

મું, અંક ૮ મો

: સંપાદક :

અનુભાઈ જોધાણી

જેઠ, ૨૦૦૪ : જૂન, ૧૯૪૮

# સ્ત્રી-જીવન




*Keeps the Flag Flying*




The uniform good quality of its products have won for CIPLA a high place in the esteem of the medical profession. The scrupulous choice of ingredients, careful processing, strict control and constant research have helped CIPLA to gain EQUAL WORLD STATUS in the production of pharmaceuticals.

*Use*




REMEDIES

*and be proud*

**REMEDIES OF SUPREME QUALITY**


ડોક્ટરો વાપરવા ભલામણ કરે છે
પ્રવીણ ગ્રાઇપસીરપ
બાળકને તંદુરસ્ત રાખે છે
દરેક દવાવાળા પાસેથી મળશે
પ્રવીણ લેબોરેટરી

સ્ત્રીઓ અને કન્યાઓમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું માસિક



वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ નવમું : જેઠ ૨૦૦૪ : જુન ૧૯૪૮ : અંક ૮ મો

# નારી

સ્વ. મહર્ષિ રવીન્દ્રનાથ ટાગોર

*

તે (પ્રકૃતિ) એકલી, અખંડ, સંપૂર્ણ, નિશ્ચિન્ત અને ઉદ્વેગ રહિત છે. તેના અસીમ નીલ લલાટ ઉપર બુદ્ધિની રેખા સુદ્ધાં નથી; કેવળ પ્રતિભાનું તેજ સદા ઝળહળતું હોય છે. જેટલી સહેલાઈથી કોઈ સર્વાંગસુન્દર પુષ્પ-મંજરી ખીલી ઊઠે છે તેટલી જ બેપરવાઈથી એકાદ તોફાની વાવાઝોડું આવીને સુખસ્વપ્નની પેઠે બધું ભાંગીતોડીને ચાલ્યું જાય છે. બધું જાણે ઈચ્છા માત્રથી થતું હોય, કેમ જાણે પ્રયત્નની જરૂર જ ન પડતી હોય એમ લાગે છે. તે ઈચ્છા કોઈ વાર હેત વરસાવે છે, કોઈ વાર આઘાત કરે છે, કોઈ વાર પ્રિય અપ્સરાની પેઠે ગીત ગાય છે, કોઈ વાર ભૂખી રાક્ષસીની પેઠે ગર્જના કરે છે.

ચિન્તાપીડિત સંશયગ્રસ્ત મનુષ્યને એ દ્વિધાશૂન્ય અવ્યવસ્થિત ઈચ્છાં-શક્તિ પ્રત્યે એક જબરું આકર્ષણ છે. રાજભક્તિ, પ્રભુભક્તિ તેનું એક ઉદાહરણ છે. જે રાજા ઈચ્છા થતાં વેંત પ્રાણ દઈ કે લઈ શકે છે, તેને માટે જેટલા માણસોએ પોતાની ઈચ્છાથી પ્રાણ આપ્યા છે, તેટલા માણસો આજના જમાનાના નિયમપાશબદ્ધ રાજાને માટે સ્વેચ્છાએ પ્રાણત્યાગ કરવા તૈયાર થતા નથી.

જેઓ માનવજાતના નેતા થઈને જન્મ્યા છે, તેમને મન હોય એમ લાગતું નથી. તેઓ શા માટે, શો વિચાર કરીને, કઈ દલીલ પ્રમાણે, કયું કામ કરે છે, તેની તે વખતે કશી જ સમજ પડતી નથી, અને માણસો સંશયરૂપી

નિશ્ચળ સ્થિતિને પામે છે. એટલા માટે તેનામાં આવી સહજ બુદ્ધિ, સહજ શોભા અને અશિક્ષિત પટુતા જોવામાં આવે છે. મનુષ્ય સમાજમાં સ્ત્રી બહુ લાંબા વખતથી સરજાયેલી છે; એટલા માટે તેના સંસ્કારો આટલા દૃઢ અને પુરાતન હોય છે. તેનું બધું કામ તે લાંબા વખતથી ટેવાયેલી હોય તેમ સહેલાઈથી કર્યે જાય છે. પુરૂષ આ ક્ષણની જરૂરિયાતની શોધમાં સમયના પ્રવાહમાં ક્ષણે ક્ષણે પલટાતો જાય છે; પરંતુ એ બધા ચંચળ પ્રાચીન પરિવર્તનનો ઇતિહાસ સ્ત્રીમાં જઈને થરે થરે કાયમને માટે એકઠો થયા કરે છે.

પુરુષ આંશિક વિચ્છિન્ન અને સામંજસ્ય વગરનો છે, અને સ્ત્રી એક એવું સંગીત છે જે સમ ઉપર આવીને સુંદર સુગોળ ભાવે સંપૂર્ણ બને છે. તેમાં ઉત્તરોત્તર ગમે તેટલાં ચરણ જોડો અને નવી નવી તાન ઉમેરો તો યે પેલો સમ આવીને બધાંને એક સુગોળ સંપૂર્ણ કૂંડાળામાં ઘેરી લે છે. વચમાં એક સ્થિર કેન્દ્રને આધારે વર્તુલ પોતાનો પરિઘ વિસ્તારે છે, તેથી જે કંઈ હાથવગું હોય તેને તે આટલી સુનિપુણ અને સુંદર રીતે ખેંચી લઈને પોતાનું કરી લઈ શકે છે.

કવિ જે રીતે કાવ્ય રચે છે, તાનસેન જે રીતે તાન લય છંદમાંથી એક એક ગીત સર્જતો હતો, તે જ રીતે સ્ત્રી પોતાનું જીવન રચીને ખડું કરે છે, તેવા જ અચેતન ભાવે અને તેવા જ માયાતંત્રના બળથી પિતા-પુત્ર, ભાઈ-બહેન, અતિથિ અભ્યાગતને સુંદર બંધનથી બાંધીને તે પોતાની આસપાસ ગોઠવીને શોભાયમાન બનાવી દે છે. ભાતભાતની સામગ્રી લઈને ભારે નિપુણતાથી એક ઘર નિર્માણ કરે છે. માત્ર ઘરમાં જ નહિ, સ્ત્રી જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં પોતાની આસપાસની બધી વસ્તુઓને એક પ્રકારના સૌંદર્ય અને સંયમથી બાંધી દે છે. પોતાના હલન ચલન, વસ્ત્ર આભૂષણ, વાતચીત, હાવભાવ બધાંને એક પ્રકારનો અનિર્વચનીય ઘાટ આપે છે. તે શ્રી કહેવાય છે. એ કંઈ બુદ્ધિનું કામ નથી, અનિર્દેશ્ય પ્રતિભાનું કામ છે; એ કંઈ મનની શક્તિ નથી, આત્માની અભ્રાંત ગૂઢ શક્તિ છે. આ જે ખરો સૂર ખરી જગ્યાએ જઇને ગોઠવાઈ જાય છે, ખરો શબ્દ ખરી જગ્યાએ આવીને બેસી જાય છે, ખરૂં કામ ખરે વખતે સધાઈ જાય છે, એ આખા જગતના મહા રહસ્યમય કેન્દ્રમાંથી સ્વાભાવિક સ્ફટિક ધારાની પેઠે વહી નીકળતા એક ઝરણા જેવું છે. તે કેન્દ્રસ્થાનને અચેતન ન કહેતાં અતિચેતન કહેવું જોઈએ.

પ્રકૃતિમાં જે સૌંદર્યરૂપે વસે છે તે જ મહાન અને ગુણી પુરુષોમાં પ્રતિભારૂપે વસે છે અને સ્ત્રીઓમાં તે જ શ્રીરૂપે સ્ત્રીત્વરૂપે વસે છે.*

* 'પંચભૂત' માંથી. અનુવાદક: શ્રી. નગીનદાસ પારેખ.

વાળ હોળ્યા છે ને આ લટ ફરફરે છે. ને પગમાં જોડા પહેર્યા છે ને કટકટ અંગ્રેજી બોલે છે. ગણિકા જેવી લાગતી હતી.'

'હા..બા. આપણે ક્યાં કમાવા જવું છે. નાનાં હોઇએ ત્યારે બાપ, ને પરણીએ ત્યારે ધણી કમાનાર છે આપણે માટે.'

'ને રાંડીયે ત્યારે!' એક છોકરીએ સવાલ પૂછ્યો. અણગમતા સવાલ પૂછનાર સદાકાળ સમુદાયના રોષના ભોગ બને છે. અણગમતા સવાલના જવાબો ઉડાડી દેવાનાં કંઇ કંઈ અર્થહીન સૂત્રો પણ ગોઠવાઇ ચૂક્યાં છે. 'લે હવે રાખ' પહેલી પ્રૌઢાએ આંખો કાઢીને કહ્યું: 'એવું અપશુકનિયાળ શું કામ બોલે છે?'

'સસરાના ઘરમાં સમાતા રહીએ ને?'

'કોઈ નથી સસરાના ઘરમાં સંઘરતું. ને પિયેરમાં યે કોઈ નથી પોષતાં.' છોકરીએ પોતાનો મત પકડી રાખ્યો.

'કામ કરીયે તો પોસાઇએ શું કામ નહિ? પણ હરામનાં હાડકાં કરીએ તો ન પોષાઇએ.'

'બસ કામ કરો ને કામ કરો. તમારે ડોસીઓને અમારા જેવડી પાસે ઘરકામ કરાવીને અમારાં હાડમાંસ ચૂસી જવાં છે, પણ જો કામ કરીને જ પેટીયું મેળવીને પરવશ રંડાપો કાઢવાનો હોય તો શું કામ જાતકમાણી કરીને ઘરનું ઘર બાંધીને ન રહેવું?'

'લ્યો, આ તમારૂં સરસતી મંદિર!' પ્રૌઢાએ આંખો કાઢીને એ છોકરીને દબાવવાનો નિષ્ફળ પ્રયાસ કરતાં કહ્યું: 'ભણાવીને પછી તો છોકરીને ફટાવવી જ કે બીજું કાંઇ?'

[૨]

સરસ્વતી મંદિરના જલસાએ જેમ સ્ત્રી વર્ગને ક્ષુબ્ધ કર્યો હતો તેમ પુરૂષવર્ગને સૈદ્ધાન્તિક સંતોષ આપ્યો હતો. તમાશબીનની અદાથી પુરૂષોએ બાળાઓના કાર્યક્રમને નિહાળ્યો હતો. અને બધું પૂરૂં થયા પછી 'એકંદર કામ સારૂં છે.' એવો અભિપ્રાય જાહેર કર્યો હતો.

પરંતુ એક તમાશબીનના હૃદયમાં આ ઉત્સવે ઓછો જેટલો જ ક્ષોભ જન્મ્યો હતો. એનું નામ હતું સારાભાઇ. એમની પુત્રી નિર્દૂષણાને એમણે સરસ્વતી મંદિરમાં મોકલવા માંડી હતી. સારાભાઇને જૂની માન્યતાઓ સામે ખાસ વિરોધ ન હતો. સુધારા તરફ ખાસ પક્ષપાત પણ નહોતો. કન્યાકેળવણી પરત્વેના એમના ખ્યાલો ખાસ મુકરર સ્વરૂપના ન હતા. આજની લગ્નની બજારમાં કેળવાયેલી કન્યાની માંગ વધારે છે અને આજના જુવાનો કેળવાયેલી પત્ની પાસે જ સીધા નેતર જેવા રહે છે એમ જ્યારે એમણે જોયું ત્યારે એમણે નિર્દૂષણાને નિશાળે મોકલવા માંડી હતી. ત્યાં શું શીખવાય છે, શા માટે શીખવાય છે અને શા હેતુથી શીખવાય છે એની એમને ખાસ માહિતી નહોતી, અને એવી માહિતી પોતે રાખવી જોઇએ એમ પણ એમને સૂઝ્યું ન હતું. એમની નજરમાં તો એક વાત હતી કે નિર્દૂષણા શાળાની શેરીમાંથી લગ્નબજારના રાહ ઉપર પગ ભરતી હતી. નિર્દૂષણાના અભ્યાસ—કાળની મુદત એમણે એના લગ્ન નક્કી થયાની તિથિ સુધીની પહેલેથી જ ઠરાવી હતી. અને એમાં કશો ફેરફાર કરવાની કે એ વિચાર કરવાની એમણે જરૂરત નહોતી જોઇ. એવા એ સારાભાઈ હતા.

મહેફિલમાંથી પાછા ફરતાં સારાભાઇને એમ થયું કે પોતે એ જલસામાં ગયા એ એમણે ઘણું સારૂં કર્યું હતું. પોતે આજ દિવસ સુધી નિર્દૂષણાના શિક્ષણનો પ્રકાર ન જાણવામાં ચોકખી અક્કલ બતાવી હતી, એનો એમને પશ્ચિમબુદ્ધિનો ખેદ થયો. એ ખેદને કારણે એમને શિક્ષણ ઉપર વધારે રોષ ઉપજ્યો. 'આવી તે વળી કેળવણી હોતી હશે! આ માંદાની માવજત ને આ બાલ–શિક્ષણ, આ

## આવોજી

આવોજી.......આવોજી.......આવોજી
મમ મનમંદિર બિરાજો જી.......આવોજી....આવોજી.
તમ વત્સલ પ્રભુ પ્રેમ પિપાસુ પ્રિતથી નેહ લગાયોજી,
તન, મન, એક કરી અન્તરમાં ગાન અહર્નિશ ગાયોજી;
આવોજી....આવોજી.
મમ અન્તરનાં દરદ, દુઃખો, તમ કૃપાનિધિ પ્રભુ કાપોજી,
પતિત હૃદયના ચલિત ચિત્તને સ્થિર કરો, ઉદ્ધારોજી;
આવોજી...આવોજી.
દીન દયાળુ દયાનિધિ ભગવાન્ ભવ ભવ બંધન ટાળોજી,
શિતલ શરણે ચરણ કમલમાં દાસ પડ્યો પ્રભુ, તારોજી;
આવોજી....આવોજી.
મમ મનમંદિર બિરાજોજી....આવોજી.

પ્રતાપરાય દવે.

ચિત્રકામ ને આ ગાવા બજાવવાનાં, આ હિસાબ-કિતાબ એ તે કાંઈ કેળવણી કહેવાય? એમને તો ઘરકામ આવડે, બાલ-ઉછેર આવડે, રસોઈ આવડે ને શીવણ ગુંથણ આવડે ને કાંઈક વાંચતાંલખતાં આવડે એટલે ઘણું થયું. એને વળી કસરત ને લાઠી ને એવું તોફાન શા સારૂં જોઈએ?'

સારાભાઈને નિર્દૂપણાને આપવામાં આવતી શારીરિક ને માનસિક તાલિમની પોતાને મળેલી માહિતીનો આઘાત લાગ્યો હતો.

'સારૂં થયું કે હું ગયો.'

[૩]

નિર્દૂપણા આવી. તરવરતા હાથે લહેરાતા વાળ સમારતી, આનંદે ચમકતી ને સંતોષથી મનમનતી. પહેલી જુવાની પોતાનો ગોરો પાલવ ધીમે ધીમે ઉચકતી ક્યાંક ક્યાંક નીચેનાં તેજ બતાવતી હતી. એને સ્વરૂપવાન કહેવાય એમ ન હતું. એને કોઈ કદરૂપી પણ કહે એમ ન હતું. જમબાગમાં પોકબંધ ખીલતાં ફૂલોની જેમ એ પણ એક વિકસતું ફૂલ હતું. ને પવનમાં જેમ ફૂલ ડોલે એમ આનંદ વાયુથી ડોલતી એ આવી.

એણે લીધેલી કેળવણી સારાભાઈએ જોઈ હતી. પોતાની પુત્રીને એના સાચા કન્યા સ્વરૂપમાં સારાભાઈએ પહેલી જ વાર જોઈ. એને રોષ આવ્યો એકાએક વધી ગયેલી આ છોકરી ઉપર. છોકરીની કેળવણીની બાબતમાં પોતાની બેદરકારીનો. બાપ ઉઠ્યો. નિર્દૂપણાના ગાલ ઉપર એણે એક રાઠોડી તમાચો લગાવી દીધો. ગાલ ઉપર પાંચે આંગળાં ઉઠી રહ્યાં.

કેળનાઈ ગયેલી પુત્રી સામે ડોળા કાઢીને સારાભાઈ તડૂક્યા: 'શરમ ન આવી છોકરાના કપડાં પહેરીને નાટકમાં નાચતાં? શું હું તને આટલા માટે ભણાવું છું?'

પોતે પોતાની પુત્રીને શા માટે ભણાવે છે એ વાત સારાભાઈ બરાબર સમજતા હતા. પરંતુ એમની માન્યતા અને શાળાના સંચા-

લોકોની માન્યતામાં એકરાગ ન નીકળ્યો. પોતાની પુત્રી પોતાની માન્યતા સમજતી નથી એ જોઇને સારાભાઇને પોતાની પોતાની પુત્રી કુળદ્રોહી દેખાઈ.

નિર્દૂષણા ત્રાસી ગયેલી આંખે પિતાને જોઇ રહી. પિતાના કોપને એમના ચહેરામાં લાલ કાળા રંગ પૂરતો જોયો. હોઠ પીસીને સારાભાઇએ ફરમાન કર્યું: 'કાલથી ભણવા નથી જવું, સમજી ને? ખબરદાર જો હવેથી બહાર પગ મૂક્યો છે તો. આમ નાટકમાં નાચે છે તે માબાપની હાલતનો કાંઇ વિચાર આવે છે કે નહિ?'

લગ્નની બજારમાં લાયક બનવાને સારાભાઇએ મૂળ તો નિર્દૂષણાને મોકલેલી. આજ એને દેખાયું કે આવી રીતે કેળવાયેલી છોકરીનો કોઈ કરતા કોઈ હાથ ઝાલશે નહિ.

સારાભાઇએ નિર્દૂષણાને તમાચો માર્યાની વાત ઘરમાં પ્રસરી રહી. છ સાત બાળકો ટપાલીનું કામ કરનારાં હોય ત્યાં આવો અભૂતપૂર્વ પ્રસંગ એની માતાથી જરાયે અછતો રહે એ ન બને એવી વાત હતી. માતા રસોડામાંથી દોડી આવી: 'શું છે? શું છે?'

'કાંઈ નથી. પછી વાત કરીશ.' સારાભાઇએ ટુંકામાં પતાવ્યું: 'હું તો તને કહેતો હતો કે છોકરીને આ મંદિર ફંદિરમાં મોકલવામાં સાર નથી, પણ તું જ મને વળગી હતી. લ્યો કાઢો સાર.'

પોતે કોઈ દિવસ સારાભાઇને નિર્દૂષણાને ભણવા મોકલવાનો આગ્રહ તો શું પણ વાત સરખીયે કર્યાનું સારાભાઈની પત્નીને યાદ ન હતું. પણ સારાભાઇના વર્તમાન રુદ્રસ્વરૂપમાં એવી ચર્ચા કરવામાં કશો લાભ નથી એમ એને સમજાયું ને પછી વ્યાજ સાથે ક્યાં આ ઉતાવળા રોષનો બદલો નથી લેવાતો? સારાભાઈનાં પત્ની ગમ ખાઇ ગયાં.

થોડાએક દિવસ પછી નિર્દૂષણાને અકસ્માત ખબર પડી ગઈ કે એનાં લગ્ન કરી નાખવાની માતાપિતા ખૂબખૂબ ઉતાવળ ને તજવીજો આચરી રહ્યાં છે. તે દિવસે નિર્દૂષણાને પિતાના હાથનો જૂનો તમાચો નવેસરથી વેદના કરતો લાગ્યો. પોતાની બધી હિમ્મત એકઠી કરીને એ છોકરીએ પોતાની માતાને કહ્યું: 'મારે પરણવું નથી.'

ક્ષણભર તો માતા ચમકી ગઈ. પોતે સાંભળ્યું તે ખરું છે કે પોતાને કોઇ ભ્રમ થયો છે એની એને ખાતરી ન રહી. આવડી અંગુઠા જેવડી છોકરી અને આટલી બેમરજાદ!

'મુંગી મર હવે બહુ ફાટી છો તે. નથી પરણવું તે શું મારે મારા ઘરમાં કાંઇ ઘોડા કુદાવવા છે?'

'પણ મારે હમણાં નથી પરણવું.'

'એમ?' માતાએ હોઠ પીસીને ચોપાસ નજર નાખી. વેલણ નજરે જડ્યું. ઉપાડીને નિર્દૂષણાના માથામાં માર્યું. એણે નિર્દૂષણાને ઓરડામાં પૂરી દીધી. એને લાગ્યું કે છોકરી સાયેસાચ હાથથી ગઇ. આટલી બેમરજાદ! લગ્ન જેવી બાબતમાં એને સમજ શું પડે? શું કાંઇ પછી નાક કપાવવા છે?

[૬]

નિર્દૂષણાને પૂરી હતી એ ઓરડાની બારી શેરીમાં પડતી ને એની બરાબર સામેના મકાનમાં એક જુવાન રહેતો હતો. પોતે પરણ્યો નહોતો. ફક્કડ થઇને રહેતો ને પોતાની ખુબસુરતી વિષે એને ઘણો જ ઉંચો ખ્યાલ હતો. વાળ હોળતો ને કાંડે ઘડિયાળ બાંધતો. રોજ નવાં કપડાં પહેરતો ને ધોબીને રળાવતો. એનું નામ હતું મદનમાઇ. એણે નિર્દૂષણાને વ્હીલે મ્હોંએ બારીમાં બેઠેલી જોઈ. પાડોશનો પરિચય હતો ને સાધારણ રીતે નિર્દૂષણા બીજી છોકરીઓ જેટલી શરમાળ નહોતી એટલે કાંઇક બોલવાનો વહેવાર પણ હતો. તેણે પૂછ્યું: 'કેમ કાંઈ આજે ઉદાસ છો?'

'ઉદાસ તો શું? મને મારી માએ પૂરી મૂકી છે.'

'પૂરી મૂકયાં છે? તમને? કેમ શું બન્યું છે?'

'બન્યું તો શું હોય બીજું? મારી મા મને પરણાવવા માગે છે ને મારે નથી પરણવું. જુઓ આ મારું માથું.'

મદનભાઇ જરા નજીક આવ્યો. માથાની ફૂટ જોઇ.

'અરર! તમને તો બહુ વાગ્યું છે. લોહી પણ નીકળ્યું છે ને શું?'

'લોહી તો ઠીક. મને એની ચિન્તા નથી. મને ચિન્તા તો એ છે કે એ લોકો અહીં મને પૂરી રાખીને, મારો જીભ બંધ કરીને, મને કયાંય પરણાવી દેશે તો? તે અમારે છોકરીઓને તો આમ કમજો જ રહેવાનું!'

મદનભાઈ થોડીવાર વિચારમાં પડયો. એ બોલ્યો. 'એમ કરશો? તમે આ ઘરમાંથી ચાલ્યાં જાઓને! કયાંક બીજે જઇને રહો. રહેવાય એવું છે કે નહિ?'

'હા, શું કામ નહિ? પણ એકલું કેમ જવાય?'

'એકલું ન જવાય તો હું આવું મૂકવા તમે કહો ત્યાં.'

'તો તો મજાનું.'

નિર્દૂષણા મનમાં હસી. મદનભાઈ મનમાં હરખ્યો. અને મોડી રાતે નાસવાનું નક્કી થયું.

મદનભાઈ તો મોડી રાતે તૈયાર થયા, અને નિર્દૂષણા પણ મોડી રાતે બહાર નીકળી. માતાએ રાત થતાં એને બહાર કાઢી હતી. ને ફરીવાર જો એ કાંઈ બોલશે તો એના બાપને કહી દેવાની ધમકી આપી હતી. માના સમજી કે નિર્દૂષણાને માતાપિતાના હક્કોના બોધપાઠનું પ્રકરણ પૂરું થયું છે-નિર્દૂષણા સમજી કે હવે જ એનો આરંભ થાય છે.

મોડી રાતે આ છોકરી પોતાના માતાપિતાના ઘરમાંથી નાઠી. રાત આખી એ અને મદનભાઈ ચાલ્યાં. વળતે દિવસે સવારથી એમની શોધખોળ શરૂ થશે એમ એ બન્ને જાણતાં હતાં. એમણે સવારથી મોટર ભાડે કરી. ત્યાંથી દૂરદૂરનું જંકશન સર કર્યું. ત્યાંથી ટ્રેન પકડી, ને ટ્રેન દ્વારા તેઓ એક મોટા શહેરમાં આવ્યાં.

વિશાળ એવા એ ધીકતા શહેરમાં તેઓ ધર્મશાળામાં દાખલ થયાં. એમને મળેલી ઓરડીમાં પ્રવેશ કરતાં વેંત જ નિર્દૂષણાએ કહ્યું: 'મદનભાઈ, હવે પ્રણામ. તમે મારા માટે ખૂબ તકલીફ લીધી.'

મદનભાઇ તાજુબ થયો. આ સાહસનો અંત એણે આવો નહોતો કલ્પ્યો.

'પણ આ એકલા શહેરમાં—તમે—મેં આમ નહોતું ધાર્યું.'

નિર્દૂષણાએ જવાબ આપ્યો: 'ભાઇ, તમે તો મારા ભાઈ જ. મારા બાપાપના જાળામાંથી નાસી જનાર હું મારા પગ ઉપર ઉભવાને સમર્થ છું. આ ધીકતા શહેરમાં હું મારા માટે કોઈ રોજગારી શોધી લઇશ, ને મારા સ્વતંત્ર જીવન દરમિયાન હું તમારી સહાયને નહિ ભૂલું.'

મદનભાઇને શું કહેવું એ ન સૂઝયું. નિર્દૂષણા તો ધાર્યા કરતાં વધારે સ્વાયત્ત દેખાઇ. એ નીચે મુખે ચાલતો થયો. અહીં વધારે વખત રોકાવામાં એને કશો લાભ ન દેખાયો.

'ભાઈ, જાઓ. હું આજે સ્વતંત્ર બની છું ને સ્વતંત્ર જ રહેવા માગું છું. તમારી સહાય માટે ઉપકાર.'

ઉપકાર બતાવવાની આ રીત મદનભાઇને પસંદ ન આવી. પરંતુ એનો કશો ઉપા

રંગભૂમિની સફળ અદાકાર

# શ્રીમતી



# દીના સંઘવી

સંપાદક :

**શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા**

*

દસ-બાર વર્ષ પહેલાંની વાત હશે. ઓલ ઇન્ડિયા રેડિયોનું મથક તે વેળા ક્વીન્સ રોડ પર નહોતું, પણ બેલાર્ડ એસ્ટેટમાં ધરવિન હાઉસમાં હતું. હમણાંના જેટલું અમલદારી અને લાલપટ્ટીનાં બંધનોથી બંધાયલું ન હતું, તે વેળા દીના ગાંધી નામની નાની યુવતી ઘણીવાર રેડિયો ઉપર પોતાના કંઠથી કાવ્યો અને ગીતો ગુંજતી, એટલું જ નહિ, પણ બંગાળી કાવ્યો —ગીતો પણ મીઠા હલકથી ગાતી. 'મીરાં' અને રવીન્દ્રનાથનાં એક કરતાં વધુ નાટકોમાં માઇક આગળ તે વખતની દીના ગાંધીએ કામ કરેલું અને તે ખૂબ વખણાયેલું.

આ દીનાનો જન્મ કાઠિયાવાડમાં અમરેલી મુકામે તા. ૨૪ મી માર્ચ ૧૯૨૨ ને દિને કાળીદાસ જાદવજી ગાંધીને ત્યાં થયેલો. માતાનું નામ શિવલક્ષ્મી. પિતાને નાટકોનો શોખ પણ ભારે અને શાસ્ત્રીય સંગીતની ધૂન પણ જબરી. તેઓ મુંબઇ સરકારના જાહેર બાંધકામ ખાતામાં એન્જીનીયર પદે હતા, ને પેન્શન મેળવ્યું છે. મોટી બહેન શાંતા ઉદયશંકરના નૃત્યકેન્દ્ર અલમોડામાં એક ઉનાળાની મોસમના વર્ગમાં તાલીમ લેવા ગએલી. અત્યારે તે 'સંસ્કાર' માસિકના તંત્રીમંડળમાં કાર્યકર છે. નાની બહેન તરલા ગાંધી શાસ્ત્રીય સંગીત શીખે છે, રેડિયોમાં અનેક વાર ભાગ લે છે અને રંગમંચ ઉપર પણ કામ કરીને તેણે સારી જેવી ખ્યાતિ પ્રાપ્ત કરેલી છે, ગયા જાન્યુઆરીમાં જ સુન્દરબાઇ હોલમાં 'ધુમસેર'ના લાંબા નાટકમાં નાયિકાની ભૂમિકા લઇ તરલાએ સારો અભિનય કર્યો હતો. આ પ્રમાણે ત્રણે બહેનો શાંતા, દીના અને તરલાને રંગમંચનું અદ્‌ભૂત આકર્ષણ છે અને એ ક્ષેત્રમાં કીર્તિ મેળવવા જેટલી નૈસર્ગિક શક્તિઓ પણ છે. પિતાને નોકરી અંગે વારંવાર બહાર ફરવું પડતું હોવાથી તેમની પ્રાથમીક કેળવણી જૂનાગઢમાં પૂરી થઇ. તે પછી રાજકોટ અને કોલેજજીવન મુંબઇમાં ગાળેલું. તેઓ સેન્ટઝેવીઅર કોલેજના વિદ્યાર્થિની હતાં. તેમનાં લગ્ન રાજકોટના શ્રી. રમેશ સંઘવી સાથે ૧૯૪૦ માં થયાં છે. શ્રી. સંઘવી અમેરિકા જઇ પત્રકારિત્વ શીખી આવ્યા છે.

આજે દસબાર વર્ષ પછી, જે કંઠે બંગાળી ગીતો અને અર્વાચીન ગુજરાતી કવિઓનાં કાવ્યોના ગુંજારવથી સારી જેવી લોકપ્રિયતા પ્રાપ્ત કરેલી તે કંઠ આજે જાહેરમાં ગાતો નથી, પણ ઉચ્ચારણ વડે અનેક ભાવોનું કલામય પ્રદર્શન કરીને પ્રેક્ષક અને શ્રોતાઓ પાસે વાહવાહ કહેવડાવે છે. દીના ગાંધી–હવે દીના સંઘવીના પોતાના જ શબ્દોમાં કહીએ તો

'સતત નૃત્યકાર્યક્રમોમાં ભાગ લેવાથી હું ગળું ગુમાવી બેઠી હતી.' પરંતુ ગુજરાતને એથી એકદમ ખોટ ગઈ નથી. ગાયક કલાકાર જતાં અભિનયકાર–અને તે પણ ઊંચી કક્ષાની–ગુજરાતને સાંપડી છે.

દીના સંઘવી મુંબઈ યુનિવર્સિટીમાં ઇતિહાસ–અર્થશાસ્ત્ર લઈને બી. એ થયેલ છે. સમાજશાસ્ત્ર લઈને થીસીસ લખીને એમ. એ. થવાની તૈયારીમાં હતી એટલામાં એ યુવાન કલાકાર અમદાવાદ ગઈ અને એની પોતાની વાણીમાં કહીએ તો 'રંગભૂમિના પ્રિય આકર્ષણથી હું આડે રવાડે ચડી ગઈ અને એમ. એ.ની થીસીસ અધૂરી જ રહી ગઈ.'

નાનાં નાનાં નાટકો બાદ કરીએ તો એમની ખરી પ્રગતિ લોકનાટ્ય સંઘના આરંભથી શરૂ ગણાય. એ સંઘના પહેલા હિંદી નાટક ये किसका खून है (નાટક જાપાનીઓની વિરુદ્ધ પ્રચારાર્થે રચવામાં આવ્યું હતું) તેમાં સકીનાની મુખ્ય ભૂમિકા દીના સંઘવીએ ભજવેલી.

ત્યાર પછી લોકનાટ્ય-સંઘે ગુજરાતી વિભાગ શરૂ કર્યો જેમાં દીના સંઘવીએ ખૂબ ઉત્સાહથી ભાગ લીધો. ચન્દ્રવદન મહેતા કૃત "નર્મદ" "આગગાડી" અને ભટ્ટાચાર્ય કૃત "અંતિમ અભિલાષા" એ ત્રણ નાટકો આ ગુજરાતી નાટ્યવિભાગે ૧૯૩૪ માં ભજવ્યાં અને તેમાં 'નર્મદ',માં અંબારીકાણી, 'આગગાડી'માં રૂખી અને ત્રીજાં નાટકમાં બુઢી માની મહત્ત્વની ભૂમિકાઓ આ કલાકારે સફળતાથી ભજવી.

લોકનાટ્યસંઘ પોતાની પ્રવૃત્તિઓ ચોમેર વધાર્યે જતો હતો અને તેમની મધ્યસ્થ નૃત્ય ટોળીએ ત્રણ નૃત્યનાટિકાઓ તૈયાર કરી આખા હિંદુસ્તાનમાં પર્યટન કર્યું. આ ત્રણ નૃત્યનાટિકાઓ તે "જંગલનો સાદ", "ભારતનો આત્મા" અને "અમર હિન્દ" આ ત્રણેમાં આ કલાકારે [illegible] ભાગ ભજવ્યો [illegible].

તે પછી એમણે પોતાની પ્રવૃત્તિઓનું ક્ષેત્ર મુંબઈ હતું તે બદલી અમદાવાદ રાખ્યું અને ત્યાં તરત જ તેમણે જનતાનું લક્ષ ખેંચ્યું. ઇબ્સનનાં બે નાટકો "હંસી" અને "ઢીંગલીઘર" અને ગુણવંતરાય આચાર્યનું "અલ્લાબેલી" એમ ત્રણ નાટકો જનતા સમક્ષ લોકનાટ્ય સંઘે રજૂ કર્યાં અને તેમાં ત્રણેમાં દીના સંઘવીએ નાયિકાની ભૂમિકા પોતાની વિશિષ્ટ શક્તિઓનો સુંદર ઉપયોગ કરી દીપાવી. 'હંસી'માં મેનાની ભૂમિકા, 'અલ્લાબેલી'માં દેવબાઈની અને "ઢીંગલી"માં નીરાની ભૂમિકા દીનાએ ભજવી. આ ત્રણે ભૂમિકા અમદાવાદમાં ખૂબ ખૂબ પ્રશંસા પામી. પણ તે ત્રણમાંથી પણ "ઢીંગલી"ની નીરાએ પ્રેક્ષક જનતાને ગાંડી બનાવી દીધી. જેમણે એ નાટકમાં દીનાને કામ કરતાં જોઈ છે તેઓ મુક્ત કંઠે કહે છે કે 'ગુજરાતી અવેતન નટીઓમાં દીના જેવી અભિનેત્રી બહુ થોડી છે.'

પણ કલાકાર દીનાનો આત્મા આટલેથી તૃપ્ત થાય એમ ન હતું. એને તો દિનપ્રતિદિન નવાં ક્ષેત્રોમાં ઘૂમવું હતું અને એમાં યશ મેળવવો હતો. 'પીપલ્સ થીએટર'ની ફિલ્મ "ધરતી કે લાલ"માં એક નૃત્યમાં દીના ઊતરી હતી, તે પછી ત્રણ ચાર હિંદી ચિત્રોને ગુજરાતીમાં ઉતારવામાં પણ એણે ભાગ લીધો હતો એમ જાણવામાં છે. ત્યાર બાદ હમણાં જ એણે 'શેણી–વિજાણંદ'"માં શેણી તરીકે કામ કર્યું છે.

અવેતન રંગભૂમિ ઉપર કામ કરનારાંના કાર્યક્ષેત્ર વિષે, તેમની જવાબદારી વિષે, તેમની લાયકાત વિષે આ કલાકારે ઘણું ચિંતન કર્યું છે. માત્ર ક્ષણિક આનંદ ખાતર એ કલાકાર રંગમંચ ઉપર ઊતરી નથી. અમુક સેવાભાવ, અમુક ઉચ્ચ આદર્શથી પ્રેરાઈને એમણે પોતાની શક્તિઓ રંગભૂમિના ઉત્કર્ષ માટે અર્પી છે.

કેટલીકવાર બહારથી સારાં દેખાતાં કુટુંબોમાં અંદર ખાંને બીજાં કજીયાખોર કુટુંબો જેવા જ કજીયા ચાલતા હોય છે. એટલે કોઈપણ કુટુંબ કે વ્યક્તિ માટે માત્ર ઉપરછલ્લા પરિચયથી જ અભિપ્રાય બાંધવો વ્યાજબી નથી. કેમ કે સો એ એંશી ટકા દાખલાઓમાં તો એ ઉપલકીઆ અભિપ્રાય ફેરવવા જ પડે છે. ઘણા દાખલાઓમાં તો એવું જોવાનું મળે છે કે, બહારથી શાંતિપ્રિય લાગતા કુટુંબોનું આંતરિક જીવન હળાહળ વેરઝેર અને કજીયા કંકાસથી ભરેલું હોય છે, અને કુટુંબમાં રહેતા પ્રત્યેક સભ્યની રહેણી-કરણી, બોલચાલ, વર્તન અને વિચાર એવાં હોય છે કે જેથી હંમેશાં કજીયાનાં મૂળમાં પાણી સીંચાયા જ કરે. વળી કજીઆવૃક્ષ ખૂબ ઝડપથી ફૂલે ફાલે અને સમાજને વધારે જલદી ઉપયોગી થઇ પડે તે માટે કુટુંબની પ્રતિસ્પર્ધી વ્યક્તિઓની સ્પર્ધા પણ અજબની હોય છે. વળી તેમનો ત્યાગ પણ એવો કે તેમની આ અવેતન કાર્ય પ્રવૃત્તિ પાછળ સર્વસ્વનો ભોગ આપીને તેને તેઓ આગળ ધપાવે છે, એમાં કેટલાંક તો આજીવન એક-લક્ષી રહીને મરતાં સુધી પોતાનું કાર્ય કર્યે જાય છે અને તેમાંએ જે વધારે દીર્ઘદૃષ્ટિ વાળા હોય છે તે તો મરતાં મરતાં પણ કુટુંબના નાનેરાઓને એમના કાર્યની સમજ અને સમય મળે તો તાલીમ પણ બરાબર આપતા જાય છે. જો કે તેવા માણસો જીવન-ભર પોતાના વર્તનથી—"Example is better then precept—"ના ન્યાયે નાનેરાઓને તાલીમ આપતા જ રહ્યા હોય છે. પણ આતો જતાં જતાં કંઇક મોટો ગુરુમંત્ર આપવાની ઉદારતા કેટલાંકમાં હોય છે તેની વાત.

હવે. પ્રતિસ્પર્ધીઓની વાત કરીએ તો

ઘરના ગવર્નર-જનરલ જેવો



# સાસુનો હોદ્દો

: લેખક :

પ્રોફે. એ. ટી. ગાંધી

*

સામાન્ય રીતે તે લોકોને જોડકાંમાં વહેંચી નંખાય; દાખલા તરીકે સાસુ-વહુ, નણંદ-ભોજાઈ, દીએર-ભોજાઇ, દેરાણી-જેઠાણી વગેરે. આનો અર્થ એમ નથી કે આમ એ એના વિભાગો પડી જવાથી તેમની કાર્ય પ્રવૃત્તિ પણ તે જોડકાંમાં જ મર્યાદિત થતી હોય છે. સમય અનુસાર ઉપરના ગમે તે વિભાગો અને વ્યક્તિઓ એકબીજાની સાથે જોડાઈ શકે છે. પણ તેમાં યે અમુક છુટછાટ તો ભાગ્યે જ લેવાય. દાખલા તરીકે સાસુ અને વહુ મળીને નણંદ સામે ઝઘડો જમાવે અગર નણંદ-ભોજાઈ સાસુ સામે. પણ એવું બને ખરૂં કે નણંદ અને સાસુનું જોડાણ વહુ સામે થાય, સાસુ અને દેરાણીનું જેઠાણી સામે અગર સાસુ અને જેઠાણીનું દેરાણી સામે વગેરે. આના વધારે દાખલા વાંચકો પોતાના અવલોકનમાંથી મેળવી લે.

આ પક્ષો અને પ્રતિપક્ષો તો જોયા, પણ એવું થવાનું કારણ શું ? તેને. માટે તેનું મૂળ

મૂળ કારણ જાણવું જોઈએ. હું તો સામો જ પ્રશ્ન પૂછું કે હીટલરને બીજું વિશ્વયુદ્ધ શરૂ કરવાનું કારણ શું? અને હીટલરે તો યુદ્ધ કર્યું પણ તેમાં ચર્ચીલ અને રૂઝવેલ્ટને જોડાવાનું કારણ શું? મુસોલિનીએ એમાં ન ઝંપલાવ્યું હોત તો? કોઈને આ પ્રશ્ન અપ્રસ્તુત લાગશે, પણ તેવું નથી, આ બધા જ પ્રશ્નોનો એક જ વાક્યમાં જવાબ મળે છે અને તે બીજું કંઈ નહિ, પણ સત્તાનો લોભ અને શોખ. અને આપણા બધા કૌટુંબિક કલહોનું મૂળ પણ સત્તાના શોખ અને લોભમાં જ સમાયેલું હોય છે.

હવે આપણે મૂળ વિષય ઉપર આવીએ. સાસુ શબ્દ સમાજમાં એટલો બધો પ્રચલિત છે કે તેની વ્યાખ્યા આપવી જરૂરી નથી. વળી કોઈ આદિવાસીઓમાંથી કે ઉત્તરધ્રુવના રહેવાસીઓમાંથી એવી વ્યક્તિઓ મળી આવે કે જેણે તેમની આજુબાજુના પ્રદેશમાં ચાલતો સિક્કો ન જોયો હોય, પણ એવી કોઈ વ્યક્તિ નહિ મળે કે જેણે પોતાની નહિ તો બીજાની પણ સાસુ ન જોઈ હોય, અને તેને વિષે કંઈક ખાસ માહિતિ ન હોય. આ ઉપરથી જ સાસુની વ્યાપકતાનો ખ્યાલ આવશે.

સાસુઓ ખાસ કરીને જન્મતી નથી, પણ તેમનું તો પરતંત્ર કુટુંબની એરણ ઉપર સામાજિક માન્યતા અને રૂઢિઓના હથોડાથી થાય છે. હજી સુધી કોઈ સાસુ જન્મી સાંભળી નથી. જન્મે છે તો બાળકી જ, પણ પછીથી જેનું જેવું ભાગ્ય તે પ્રમાણે મોડા વહેલાં સાસુ થઈ જવાય. કોઈ વધારે ભાગ્યશાળી હોય તો નાની ઉંમરમાં સાસુ થાય, તો કોઈ કમભાગ્ય જીંદગીભર સાસુ થઈ શકતી નથી.

સાસુ જાતના પ્રાણીને બીજાઓ ઉપર હુકમ ચલાવવાનો વિચાર હંમેશાં હાજર રહ્યો છે. ઘણાં સામ્રાજ્યો દુનિયામાં અસ્ત પામ્યાં અને પામતાં જાય છે પણ આ એક એવું સામ્રાજ્ય છે કે જે યાવચ્ચંદ્ર દિવાકરો હોય તેવું લાગે છે. સાસુ એટલે ઘરના મહિલા-મંડળના ઉપરી. અને ઉપરી તરીકેની જોખમદારી અદા કરતાં કરતાં તેને શરૂઆતથી કે થોડા સમય પછીથી બધાં ઉપર સત્તા ભોગવવાનો મોહ ઉત્પન્ન થાય છે. અને એક વાર મોહ ઉત્પન્ન થયો એટલે ગીતાજીમાં કહ્યું છે કે 'મોહથી સ્મૃતિમાં ભ્રમ થાય છે, સ્મૃતિ ભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનાશથી અધોગતિ થાય છે.' તે પ્રમાણે તેનામાં જાત જાતના લક્ષણો પેસતાં જાય છે અને જે ગઈ કાલ સુધી સાસુ નહોતી અગર ઘરમાં વહુ તરીકે જ સંબોધાતી હતી તે સાસુ થતાં જ પોતાનું વર્તન, સંબોધન, રહેણીકરણી, અને ભાષા એટલી ઝડપથી ફેરવી નાખે છે કે જાણે તેનો કાયાકલ્પ જ થઈ ગયો સમજો. એવાં ઘણાં કુટુંબો જોવાને મળશે કે જ્યાં સાસુ-વહુ હોય અને પડોશી કે સગાને ત્યાં કોઈ દિવસ સાસુ-વહુનો ઝઘડો થયો હોય તેની ચર્ચા સ્વાભાવિક રીતે જ તેમનામાં નીકળી હોય, પણ જોતજોતામાં એ ચર્ચા એવે તબક્કે પહોંચવાની કે તટસ્થ રીતે ઝગડાનું કારણ વગેરે જાણવાની તસ્દી લીધા સિવાય વહુ એમ જ કહેવાની કે 'પાડોશીની વહુ તો બિચારી ગરીબ ગાય જેવી છે પણ એની સાસુ ઘણી ભૂંડી છે. તે બિચારીને ખૂબ હેરાન કરે છે અને હર હંમેશ ઝગડો કરે છે.' ત્યારે સાસુ હંમેશાં એમ જ કહેવાની કે: 'તેમના ઘરમાં વહુ આવી છે ત્યારથી આવું જ ચાલ્યા કરે છે. બાકી સાસુ તો સવારના પહોરનું નામ છે, પણ કોણ જાણે આ કેવા કુટુંબમાંથી આવી છે તે બિચારી ડોશીને નિરાંતે ભગવાનનું નામ જ લેવા દેતી નથી અને હેરાન કર્યા કરે છે. છોકરો પણ અત્યારસુધી મા, મા, કરતો હતો ને હવે પરણ્યો એટલે વહુનો થઈ ગયો. શું કળિજુગ આવ્યો છે:

## પ્રવાસી

[રાગ-તીલકકામોદ. તાલ-ધુમાળી, કહેરવા]

પુષ્પ પરિમળ પ્રવાસી પમરે....
પરિમળ પૂર પમરે.

કુસુમ કુસુમ કળી કળીની કોમળ પરાગ પાંદડી પમરે,
વાટે જાતાં શુષ્ક હૃદય સર સૌરભ ભીનાં કરે,
પરિમળ પૂર પમરે—પુષ્પ૦

મધુકર મધુ કુંજે ગુંજે મધુપ મધુરી મંજરી મ્હોરે,
માનવ મન મીઠડી હરે મૃદુ મલયાનિલ મંદ લહરે;
પરિમળ પૂર પમરે—પુષ્પ૦

વસંત વન ઉપવન વિહરતો વેણુ વાજતી વગડે,
કુહુ કુહુ ટહુકે ચિત્તડાં હરે, કોકિલા આમ્રે કલ્લોલ કરે,
પરિમળ પૂર પ્રમરે—પુષ્પ૦

રાસ રસિક રસેશ રસિલા રસ રાતલડી પ્રસરે,
પૂર્ણેન્દુ 'જ્વલંત જ્યોતિ' ધરે રાસ રમઝટ રસ ભરે;
ધીરે....ધીરે સમીર સરિત્ તીર સરે, પરિમળ પૂર પમરે,
પુષ્પ પરિમળ પ્રવાસી પમરે, પરિમળ પૂર પમરે.

સૌ. હસુમતિ ધી. દેસાઈ

અમે તો નાનાં હતાં ત્યારે નીચેથી ઉંચું જોતાં નહોતાં અને સવારના ચાર વાગ્યામાં દળવા વગેરે કામમાં લાગી જઈએ તે રાતના અગીયાર વાગે પરવારીએ અને છતાંયે ઉંચે સાદે કોઇ દિવસ બોલ્યાં નથી. અને હવે તો આ આજકાલનીઓ આવે છે તે વાત જ જવા દે ને !'

આ પ્રમાણે ઘણીવાર તો પાડોશીની ચર્ચા કરતાં કરતાં આ બેઉ જણ પોતપોતાની બંધ બેસતી ટોપી પહેરી લઇને પારકો ઝગડો ઘરમાં પેસાડી દઇને પાડોશીઓને તમાશો પુરો પાડે છે.

પણ આમળ ચાલતાં ઉપરની રૂઢિચુસ્ત (Orthodoxe) વહુ જો સાસુ થઇ કે તરત જ તેના વર્તન અને વિચારોમાં ફેરફાર થવાનો જ. સાસુ થયા પછી જો ઉપરના જેવી ચર્ચા શરૂ થાય તો તે અચૂક સાસુનો જ પક્ષ લેવાની. કેટલો બધો વિચિત્ર પલટો ? જે થોડાક દિવસ ઉપર જ સાસુવિરોધી હતી તે હવે વહુવિરોધી થઇને બેસી જાય છે. દુનિયાની આજની વહુઓ જીંદગી સુધી વિચારોમાં વહુઓ જ રહે તો સમાજજીવન કેટલું પલટાઇ જાય ? જો કે એ થવું અશક્ય જ છે. એ થાય તો સાસુનું સિંહાસન કેમ ટકે ? હવે પ્રશ્ન એ થાય છે કે આ માનસપલટો થવાનું કારણ શું ? અને તે આટલો બધો સર્વવ્યાપી અને નિયમિત કેમ? કારણ બહુ જ સહેલું છે. કોઈ પ્રશ્ન પૂછું ?

આપણા ગવર્નર જનરલ હિંદ ઉપર શાસન ચલાવતાં ચલાવતાં માત્ર વિચાર હતાં જ હિંદના સારા સારા નેતાઓને જેલમાં પૂરતા હતા, અમુક જગ્યાએ જવાની બંધી કરતા હતા અને અનેક રીતે તેમને હેરાન કરતા હતા; તે જ ગવર્નર જનરલ આજે તેમનો જ હુકમ માને છે અને હવેનું તેમનું કામકાજ તદ્દન જુદી કુનેહથી ચાલે છે. એવું શા માટે? કારણ કે પહેલાંનો તેમનો હોદ્દો અને તેનું બંધારણ અત્યાર કરતાં જુદી રીતનાં હતાં, અથવા વધારે સ્પષ્ટ રીતે કહીએ તો, તેમનો પહેલાંનો હોદ્દો અત્યારના કરતાં જુદી જાતનો હતો. એટલે વ્યક્તિ તે જ છે, છતાં જેવા હોદ્દા ઉપર હોય તેવી રીતે તેના બંધારણ પ્રમાણે તે વર્તે છે તેમાં આપણને કંઈ જ આશ્ચર્ય લાગતું નથી. તો પછી એક વખતની વહુ સાસુ થાય એટલે તે વહુને બદલે સાસુના જેવા બંધારણીય માનસથી વર્તે તેમાં નવાઈ પામવા જેવું શું છે?

દેશમાં ગવર્નર જનરલનો જેવો હોદ્દો છે તેવો કુટુંબમાં સાસુનો પણ છે, અને જે વ્યક્તિ એ ગાદી ઉપર બેસે તે તેમજ વર્તવાની અને એવી પરંપરા ચાલ્યા કરે તેથી સાસુનું સિંહાસન અને તેની હકુમત અવિચળ રહેવાની. તેમાં વ્યક્તિ બિચારી શું કરે? હા, કેટલાક રાજાઓ ગાદી ત્યાગ કરે છે ખરા, પણ તે તો ત્યાગી લોકો હશે! અને હું તો માનું છું કે, તે લોકો પણ જો સાસુ–ગાદીએ હોય તો કદાચ ન પણ છોડી શક્યા હોત. આ ગાદીનો મોહ કોને ન થાય? ભોગવવાની સર્વ સત્તા, જોખમદારી કશી જ નહિ. અને હોય તો તે એક જ. દરેકના કામમાં સારું કે ખરાબ. તત હોય તો પણ ભૂલ તો કાઢવી જ. પેલી એક જમાનાની જૂની વાત યાદ આવે છે. એક બેન નદી ઉતરીને [illegible] ગામમાં એક જણને ત્યાં છાશ લેવાને ગયાં. ત્યાં જોયું તો ઘરની વહુ હતી, તેને કહ્યું તો 'ઘરમાં છાશ નથી.' પેલાં બેન પાછાં ફર્યાં. રસ્તામાં નદી આગળ જેને ત્યાં છાશ લેવા ગયાં હતાં તે ઘરનાં સાસુજી મળ્યાં, ખબર અંતર પૂછ્યા અને કહ્યું કે 'તમારે ત્યાં છાશ લેવા ગઈ હતી અને તમારી વહુએ કહ્યું કે નથી એટલે પાછી જાઉં છું.'

બસ, ડોશી બોલી ઉઠી: 'વહુએ ના કહી! એ ના કહેનારી કોણ? ચાલો મારી સાથે પાછાં આપણે ઘેર. એ શું સમજે છે એના મનમાં! પેલાં બહેનને ખાત્રી થઈ કે વહુએ તેમને જુઠ્ઠો જવાબ આપ્યો, જ્યારે આ ડોશી બિચારી ભલી બાઈ છે તેથી આગ્રહ કરીને મને છાશ આપવા માટે પાછી લઈ જાય છે. તે બેન ફરીથી ડોશી સાથે તેમને ઘેર ગયાં, અને ઘેર પહોંચ્યા પછી વહુના સાંભળતાં ડોશીએ પેલાં બેનને કહ્યું કે: 'એ વહુ આજકાલની તમને ના કહેનારી કોણ? જાવ હું તમને કહું છું કે છાશ નથી, ફરીથી કોઈવાર આવજો.' પેલી છાશ લેવા જનાર બાઈની સ્થિતિ કલ્પી લેવાની જ રહે છે.

આમાં ખોટું શું થયું? જે જે હોદ્દા ઉપર હોય તે જ તેને યોગ્ય સવાલ જવાબ કરી શકે, નહિ તો પછી એ હોદ્દાનો મોભો કેમ જળવાય! અને એકવાર એ મોભો જાય તો પછી સમાજ કેમ જીવી શકે! બિચારી સાસુને આપણાથી દોષ કેમ દેવાય? એ તો એનો હોદ્દો નેકીપૂર્વક સંભાળે છે. બાકી ગઈ કાલે તો તે નીચેના એટલે કે વહુના ગ્રેડમાં કામ કરતી હતી ત્યારે તેનું વર્તન આવું થોડું હતું!

શ્રીકૃષ્ણ ભગવાને પણ ગીતાજીમાં સ્વમુખે ગાયું છે કે 'સ્વધર્મે નિધનં શ્રેયઃ પર ધર્મો ભયાવહઃ ।'

કદાચ આ વાંચીને વાંચક વહુઓ ખુશ થઈ જશે, પણ ઉતાવળ કરશો નહિ, તમારે માટે પણ કોઈક વાનગી હવે પછી પીરસવાનો વિચાર છે.

'આ રૂમ નં. ૯. અહીં એક વિચિત્ર સ્ત્રી રહે છે.' શ્રી. નિરાશ્રિત મહિલા આશ્રમના મંત્રી કુ. ઇન્દુ કે. દવેએ નવા નિમાયેલા વ્યવસ્થાપક પીયૂષ જોષીને રૂમ નં. ૯ આગળ આવતાં કહ્યું.

'કેમ ?' પીયૂષ જોષીએ આછું સ્મિત વેરતાં કહ્યું.

'એને અહીં આવે એક મહિનો વીતી ગયો અને આજે તે એક ૨૦ દિવસની બાલિકાની માતા બની છે, છતાં તેની પૂરેપૂરી ઓળખાણ તે આપતી નથી. વળી...' ઓરડામાં પ્રવેશતાં કુ. ઇન્દુ દવે આ પ્રમાણે બોલી રહ્યાં હતાં, પણ જાણે વિદ્યુત સ્પર્શ થયો હોય તેમ તે સ્ત્રીને જોઈ પીયૂષ ચમકીને વચમાં જ બોલી ઉઠ્યો: 'કોણ ઉષા ? તું અહીં ?'

'હા સાહેબ...' પરાણે મુખ પર હાસ્ય લાવીને તે બોલી ઉઠી. જે કોઈની સાથે કામ સિવાય બોલતી નહિ-હસતી નહિ તે આમ નવા નિમાયેલા વ્યવસ્થાપકને હસીને જવાબ આપતી હતી એ જોઈ સૌ આશ્ચર્ય પામ્યાં.

પીયૂષ હજી આ વર્ષે જ ગ્રેજ્યુએટ થયો હતો. ગયા વર્ષે જ્યારે તે જુનિયર બી. એ. માં હતો ત્યારે ઉષાને ભણાવતો. ધનવાન-કુળવાન કુટુમ્બની પુત્રીને આજે આ હાલતમાં જોઈ તે નવાઈ પામ્યો. તેની આંખ સમક્ષ ગયા વર્ષનું એક સ્મરણ તાજું થયું.

એ વખતે ઉષા પરીક્ષામાં પ્રથમ નંબરે પાસ થઈ હતી. માસ્તરની સારી કાળજી અને મહેનતથી ખુશ થઈને ઉષાના મા-બાપે એક સુંદર ભેટ આપવા માંડી હતી, પણ તેણે તે સ્વિકારી ન હતી. જ્યારે તેના મા-બાપ બીજા ઓરડામાં ચાલ્યાં ગયાં ત્યારે ઉષા બોલી ઉઠી: 'સાહેબ, મારી એક વસ્તુ ના સ્વીકારો ?'

'કઈ ?'

'સ્વીકારો તો કહું.' ઉષાએ સ્નેહથી કહ્યું.

'તમે જે આપશો તે ચોક્કસ સ્વીકારીશ.'

## નિરાશ્રિત બનેલી કન્યાના



# દિલનો ઉભરો

લેખક :

**શ્રી. કનૈયાલાલ જોષી**

*

'તો તમારી આ પ્રિય શિષ્યાની યાદ તાજી રહે તે બદલ આ પુષ્પ નહીં', પણ પુષ્પ-પાંખડી....' અને તેણે એક સુંદર પણ નાનકડો રૂમાલ તેના હાથમાં સરકાવી દીધો.

એ ઉષાની આજે આ સ્થિતિ જોઈ પીયૂષ જ્યાં ઉભો હતો ત્યાં ને ત્યાં ઠરી ગયો.

'સાહેબ, કેમ આમ ઠરી ગયા ? અહીં બેસો. આજે મારે દિલનો ઉભરો ઠાલવવો છે.' અને પીયૂષ યંત્રવત તેના પલંગ પર બેસી ગયો. થોડી વાર પછી માથા પરના અસ્તવ્યસ્ત રહેલા કેશ સમારીને, પોતાની બાલિકાને સુવાડીને તેણે બોલવું શરૂ કર્યું:

'હું અંગ્રેજી પાંચ ચોપડીઓ ભણી એટલે મારી જ્ઞાતિમાં કોઈ મને પરણવા તૈયાર ના થયું. સાપના ભારા વધુ સમય સુધી ઘેર રાખવા એ માથે પાઘડી મૂકી સમાજમાં ફરતા મારા પિતાને યોગ્ય ના લાગ્યું. એ કરે પણ શું ? છેવટે તમે જ્યારે મને ભણાવવું મૂકીને ચાલ્યાં ગયા ત્યાર પછી બીજા મહિને મારાં લગ્ન થયાં. મારો પતિ જો કે ભણેલો ન હતો, પણ મારા

## પૃથ્વીનું ગીત

('વિરાટની પગલી'નો રાગ)

આજે મેઘે કર્યો છે મંડાણ, મારે ઉર હર્ષ. અતિ,
ત્યારે લેજે વિદાય રે ભાણુ! ફૂલે નસ ચેતનથી!
મારી તાપે તપી ખૂબ કાય, હું તો અકળાઈ મરી,
રે, હજુ મેઘ ન ગીત કાં ગાય, થાક્યું મન પ્રશ્ન કરી!

ત્યારે મેઘના મંડાણ થાય, અંધાર—પછેડી પડે,
ઓલા ભાનુ—ભ્રમર ખેંચાય, આડા અંધાર પડે!

ઝીણી ઝાલકે વીજની રાજ, મને કેમ આજ અરે?
એક બાજુ કરે જલ-ધાર બીજી કોર તેજ સરે!
સદા મુજથી ન અરે, જાય, આવા ગગડાટ, પતિ!
ચાહી એકલી સ્નેહની ધાર, આવી બીક કલ્પી ન'તી.

ભૂપત વડોદરીયા.

મારે પ્રાણ પાથરવા તૈયાર થાય તેવો હતો. પણ મારા ભાગ્યમાં તેનું સુખ ક્યાંથી લખ્યું હોય! મારા ઉદરમાં તેની સ્મૃતિનાં બીજ નાંખીને આજથી ૭ મહિના પહેલાં તે અચાનક મૃત્યુના શરણે ગયો.'

તેની આંખોમાં અશ્રુ ઉભરાવવા માંડ્યાં. તે રડેજ બોલતાં બોલતાં અટકી ગઈ અને આંસુ લૂછી પૂનઃ બોલવા માંડી:

'ગામના શામજી પુરોહિતના જોષમાં એવું આવ્યું કે, મારા કુ-પગલાંને લીધે મારા પતિનું મૃત્યુ થયું. મારા સાસુ-સસરાના ગળે આ વાત જલદી ઉતરી ગઈ. જે મુખ જોઈને મારા વૃદ્ધ સસરા આંધા આંધા થઈ જતા તે મુખ હવે તેમને અપશુકનિયાળ લાગવા માંડ્યું. જે સાસુ 'વહુ મા' કહેતાં મોંડાણેલાં બની જતાં તેમને મારું નામ સુદ્ધાં દેતાં પાપ લાગવા માંડ્યું. અને...અને અંતે એક દિવસે મારે પરાણે ગૃહત્યાગ કરવો પડ્યો. પિતાના ઘેર ગઈ 'મને સોંમ ના લાગ્યું. હું ગામે ગામે અને શેરીએ શેરીએ ભટકવા લાગી, પણ મારું ઉદર જોઈને લોકો મોં ફેરવી દેતા. મારી પછવાડે જ્યાં જ્યાં હું જાઉં ત્યાં કચવાટ જ સાંભળું. રાતે સૂવા માટે મને ઓટલો આપવો એ પણ જાણે પાપ હોય તેમ માનીને જ્યાં જ્યાં હું જાઉં ત્યાં રોટી ગયેલા કૂતરાને સૌ હાંકી કાઢે તેમ સૌ મને હાંકી કાઢવા માંડયા. અને પછી... પછી હું અહીં આવી.'

પીયૂષની આંખો આ સાંભળી આંસુથી ભરાઈ ગઈ. ખીસ્સામાંથી રૂમાલ કાઢી ને આંસુ લૂછી બોલી ઉઠ્યો: 'ઉષા! બ્હેન! પ્રભુએ આવા સંકટ સમયે તને મારી યાદ ન આપી એટલું મારું કમનસીબ! તેં તો તારી યાદ કાયમ રહે તે ખાતર મને રૂમાલ પણ આપ્યો હતો, પણ મેં તો....' અને તે આગળ ના બોલી શક્યો. આખો ઓરડો જાણે ચક્કર ચક્કર ફરતો હોય તેમ તેને લાગવા માંડયું.

•

આજે એ નિરાશ્રિત મહિલા આશ્રમના વ્યવસ્થાપકના ઘરમાં કાલા કાલા કોઈ નાની બાળાના શબ્દો રમી રહ્યા છે. 'મામા, મારે રૂમાલ જોઈએ છે...'

જ્યાં સ્રીનું હૃદય ઠરીને ઠામ થાય છે



# ગૌરીનું ઘર

લેખક :
શ્રી. કનૈયાલાલ જોષી

*

'આજે પાંચ દિવસ પૂરા થયા.' દિવાની જ્યોત નાની કરી, ધીમા સ્વરે ગૌરીએ પોતાના પતિને કહ્યું.

'શું કરીશું ? રમણનો કાગળ પણ ના આવ્યો.' ગૌરીના પતિ મોહને ઊંડા નિ:શ્વાસ સાથે કહ્યું.

ગૌરી અને મોહન–બન્ને એક બીજાના સહકારથી પોતાનું સંસાર–ગાડું આગળ ધપાવતા હતા. ગરીબીના ઓળા તેમના જીવન માર્ગ પર પથરાયા હતા, છતાં સંતોષ અને સહનશિલતા જેવા ઉત્તમ ગુણોથી કદી તેમણે નિરાશા અનુભવી નહોતી.

જ્યારે ગૌરીના સાસુ મૃત્યુ પામ્યાં ત્યારે બધાંને થયેલું કે, આખા ઘરનું ભારણ આ ચૌદ વર્ષની બાળા કેવી રીતે ઉપાડશે ? પણ ગૌરીએ તેમની બધાની ધારણા ખોટી પાડી. પત્નીના મૃત્યુથી અને વૃદ્ધાવસ્થાથી દુ:ખી થતા સસરાની સેવા ચાકરી કરવામાં તે પાછી પડી નહિ. વાણિયાને ત્યાં ગુમાસ્તી કરતા પોતાના પતિના જીવનમાં તે દિવ્ય સ્નેહની વાદળી વરસાવતી. નાના લાડઘેલા દિયરને ઉછેરવામાં તેણે પોતાની જાત નીચોવી નાંખી.

'હવે રમણને ધંધે ચઢાવવો છે.' જ્યારે પોતાના નાનાભાઈ રમણે ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ પૂર્ણ કર્યો ત્યારે મોહને પોતાની પત્નીને કહ્યું.

'ધંધે ? હજી કંઇ રમણભાઇ ધંધે ચઢે એટલી તેમની ઉંમર થઈ નથી.'

'ત્યારે એ કરશે શું ?'

'કેમ ? શહેરમાં અંગ્રેજી ભણવા મોકલીએ.'

મોહન આ સાંભળી ત્યાં ને ત્યાં ઠરી ગયો. એ જાણતો હતો કે રમણ માટે ગૌરી દાળભાત તજીને શાક અને રોટલા ખાવા તૈયાર થાય એવી હતી. અને થયું પણ એવું. મહિને વીસ રૂપિયાની આવકમાંથી દસ રૂપિયા શહેરમાં ભણતા રમણ માટે તે મોકલાવતી, અને બાકીના દશ રૂપિયામાં પોતાનું, પોતાના પતિનું, સસરાનું અને પોતાના બે વર્ષના બાળકનું ગુજરાત ચલાવતી.

'મોહનના પિતા આ બધું જાણતા અને તેઓ માનતા કે તેમના ઘરમાં સાક્ષાત્ લક્ષ્મી દેવી જ પુત્રવધુના સ્વરૂપે આવ્યાં છે. કોઈ કોઈ વખતે ગામની ભાગોળે આવેલા મહાદેવના ઓટલા પર શામળ પુરાણી સાથે ગપ્પાં મારતાં તેઓ કહી દેતા કે 'મારી પુત્રવધુ તો મારા ઘરની સાક્ષાત્ લક્ષ્મી દેવી છે.' અને ત્યાર પછી તેમની છાતી ગજ ગજ ફૂલાતી.

રમણે જ્યારે મેટ્રીક સુધીનો અભ્યાસ પૂર્ણ કર્યો ત્યારે ગૌરીએ તેના લગ્નની તૈયારીઓ શરૂ કરી દીધી. તેના કાકાની પુત્રી રંભા રમણને યોગ્ય છે એમ જ્યારે એને લાગ્યું ત્યારે વિના સંકોચે તેણે પોતાના કાકા પાસે રંભાના હાથની માગણી કરી. પોતાની પુત્રીને યોગ્ય વર મળતો હોવાથી તેનો કાકો ના કહી શક્યો નહીં અને આખરે જ્યારે એ માથે

મોઢ મૂકીને એ નવદંપતિને પોંખવા ગઈ ત્યારે તેના હૃદયમાં આનંદ માતો ન હતો.

*

આજે ગૌરીના સસરાને મૃત્યુ પામે પૂરા પાંચ દિવસ થયા હતા. સમાજમાં ઉન્નત મસ્તક રાખવા માટે બારમું તો કરવું જ જોઇએ ને! શહેરમાં કમાતા રમણુ પાસે પૈસાની માગણી કરતો પત્ર મોહને લખ્યો હતો, પણ તેનો હજી સુધી પ્રત્યુત્તર આવ્યો ન હતો. સમય અને સાગરની ભરતી ઓછી કોઇની રાહ જોવા થોભે છે! સાત દિવસો પૂરા થયા, પણ રમણુનો જવાબ ના આવ્યો તે ના આવ્યો. મોહનનો જીવ પણ હાથમાં આવી ગયો.

'ગૌરી, હવે શું કરીશું! બારમું તો કરવું પડશે.' મોહને ગંભીરતાથી કહ્યું.

'નાથ, એક રસ્તો છે.'

'શો! શો રસ્તો છે!' એકદમ આતુરતાથી મોહન બોલી ઉઠયો. એ જાણતો હતો કે ગૌરી પાસે નિરાશાના અંધકારમાં આશાની જ્યોતિ પ્રગટાવવાની દિવ્ય શક્તિ હતી.

'તમે એ સ્વીકારો તો કહું.'

'ગૌરી, આમ શા માટે બોલે છે! કઈ તારી વાત મેં ના સ્વીકારી?'

'તો તમે આ મારા દાગીના વાણિયાને ત્યાં મૂકીને પૈસા લાવો!'

'ગૌરી...' તે આગળ ના બોલી શકયો. તેને ગૌરીના વદન પર અનેરું તેજ દેખાયું. બીજા દિવસે તેણે ગૌરીના કહ્યા પ્રમાણે કર્યું અને પોતાના ઘરની લાજ રહે એવી રીતે બાપની ક્રિયાઓ પતાવી.

—

કમાં સજ્જ થયેલ રમણ અને તેની પત્ની રંભા આવ્યાં.

'મોટાભાઈ, હું એક મોટા કાર્ય માટે આવ્યો છું.' થોડી વાર પછી રમણે કહ્યું, 'અને એ કે હવે આપણે બધું વહેંચી લઈએ.'

'તારી જે મરજી હોય એ પ્રમાણે કરવા હું તૈયાર છું.' મોહને પોતાના મુખ પરના ભાવ બદલ્યા વિના કહ્યું.

આ વાત સાંભળી જાણે સર્પદંશ થયો હોય તેમ ગૌરીને લાગ્યું. તેણે ભાઇ ભાઈમાં અંતર ના વધે એ માટે આકાશ પાતાળ એક કર્યું, પણ તે નિષ્ફળ ગઈ.

'ગૌરી, રમણ નાનો ભાઈ એટલે આ ઘર આપણે તેને સોંપવું જોઇએ.' મોહને કહ્યું. પણ ગૌરી નિરુત્તર રહી. જાણે કંઈ અયોગ્ય થઈ રહ્યું હોય તેમ તેને લાગવા માંડયું.'

'રમણુ, પિતાના કારજમાં......'

'એક પાઈ પણ હું નહિ આપું.' રમણુનો જવાબ સાંભળી મોહન એકદમ થોડી વાર માટે યંત્ર જેવો જડ બની ગયો, છેવટે તે ધ્રુજતા સ્વરે બોલી ઉઠયોઃ 'પણ એ તો તારી ભાભીના દાગીના......'

'તે મેં કયાં કહ્યું હતું કે તમે એ દાગીના વાપરજો.' રમણે કંટાળો દર્શાવતાં કહ્યું.

'નાથ...'; ઘરના ખૂણે મોહનને બોલાવીને ગૌરીએ કહ્યું, 'દાગીના મેં આપ્યા એમાં શું થઈ ગયું! તમે નાહક ઝગડો કરશો નહિ. આપણા ઘરની લાજ જાય. કાલથી આપણે જુદા રહીશું.'

# ગાંધીજીનું



# સાચું સ્મારક

લેખિકા

**શ્રીમતી હર્ષીતા વૈદ્ય**

*

યુગે યુગે જ અવતાર ધારણ કરે એવો પુરુષ આપણી વચ્ચેથી હમણાં જ ચાલ્યો ગયો છે. એમના સ્મારક માટે ઘણી યોજના વિચારાય છે. હાલતો 'મહાત્મા ગાંધી સ્મારક ફંડ' શરૂ કરાય છે. આ ફંડના નાણાં મોટે ભાગે ગાંધીજીના રચનાત્મક કાર્યને વેગ આપવામાં વાપરવાના છે. ગાંધીજીને આપણામાં જીવંત રાખવા માટે આ બધું જરૂરી છે. આપણે તો ગાંધીજીના યુગમાં જ જીવ્યાં અને નજરે ગાંધીજીને ઘણી વાર જોયા, પણ હવે પછીની પેઢી આ દૈવી અને અવતારી પુરુષને જોઇ શકવાની નથી. ફક્ત એના કાર્ય પરથી કિંમત આંકશે. એટલે એમનાં જીવનની જેટલી પ્રવૃત્તિને આપણે મૂર્તિમંત બનાવીશું તેટલું જ આપણી પેઢી જાણી શકશે. એટલે ગાંધીજીની ઇચ્છા મુજબનું હિંદ કરવા માટે આપણે ભવિષ્યમાં અમુક વિચારસરણીવાળાં નાગરીકો તૈયાર કરવાનાં છે અને એ માટે જુદી જુદી યોજનાઓ પણ કરવી પડશે. પણ ગાંધીજીના આત્માને શાંતિ થાય અને એમનું અધુરું સ્વપ્ન સિદ્ધ થાય એવું સ્મારક કરવાની વિશેષ જરૂર છે. આ માટે નીચેની માહીતી બહુ જ ઉપયોગી થઈ પડશે.

ગાંધીજીનું જીવન એટલે રચનાત્મક પ્રવૃત્તી. રાજકારણ જેવાં ગહન ગંદા વિષયમાં પડયા છતાં એમણે એમનાં જીવનની પ્રત્યેક પળ રચનાત્મક કાર્યમાં જ વાપરી છે, ને ઘડપણ હોવા છતાં ભાગ્યે જ આપણી માફક આરામ ભોગવ્યો હશે. આ રચનાત્મક પ્રવૃત્તીમાં ગાંધીજી ઓછેવત્તે અંશે દરેકમાં ફતેહ થયા છે, ખાદી, દારૂબંધી–હરીજન ઉદ્ધાર–ગ્રામોદ્ધાર–હિંદુસ્તાની

---

સાયંકાલ થયો. પાણીઆરે તે ઘીનો દિવો પ્રગટાવવા ગઈ, પણ જાણે તેના અંગમાંથી શક્તિ હણાઈ ગઈ હોય તેમ તેને લાગવા માંડયું, દિવાસળીની પેટી ઉઘાડતાં જાણે મહા શ્રમ પડયો હોય તેમ તેના મુખ પરથી લાગવા માંડયું. દિવાસળી સળગાવીને તે દિવો પ્રગટાવવા ગઈ, પણ...પણ એકાએક તેના ગળામાંથી ચીસ નીકળી ગઈ.

ચીસ સાંભળી મોહન જ્યારે દોડતો દોડતો ઘરમાં આવ્યો ત્યારે ગૌરી બેભાન અવસ્થામાં ભોંય પર પડી હતી. તેના એક હાથમાં દિવાસળીની પેટી હતી અને બીજા હાથમાં સળગીને હોલાઈ ગયેલી દિવાસળીની સળી હતી.

મોહને એકદમ તેની પાસે દોડી જઈ તેનું મસ્તક પોતાના ખોળામાં લીધું, અને ત્યાર પછી વિના વિલંબે તેણે તેની આંખો દબાવી દીધી. થોડી વાર પછી ગૌરી બબડતી હતી: 'મારૂ ઘર ?...ના ના ! જે ઘર માટે મેં મારી જાત નીચોવી નાંખી એ આ ઘર નહિ......'

# સતીનો પંજો



લેખિકા

**સૌ કપિલાગોરી વિમળકાન્ત ત્રિવેદી**

આ તો દાયકાઓ પહેલાંની વાત–તકથા જેવી. એટલે ક્યાંક સાચું ય હોય ને ક્યાંક વધારે પડતું ય હોય.

આજથી સવાસો વર્ષ પહેલાં જેઠા પરભુના કુળમાં એક લખ્ખોપતિ તુળશી શેઠ થઇ ગયા, તેમના વખતની વાત. તુળશી શેઠનો એકનો એક દિકરો રૂપો–સાચે જ નામ પ્રમાણે રૂપાળો હતો. તેનો વિવાહ નાના વણસીની દીકરી સૂરજ સાથે થયો હતો.

રૂપો તો તુળશી શેઠનું ઘડપણનું એકનું એક ફરજંદ. પૈસે ટકે જાહોજલાલી, પછી પૂછવું શું ! રૂપાનાં લગ્ન ખૂબ જ ધામધુમથી થયાં.

સૂરજ પરણીને સાસરે આવી. સૂરજને જોઇને તો આખું ગામ મોંમાં આંગળી નાખી ગયું. સૌ કહેવા લાગ્યાં: 'વાહરે રૂપાનાં ભાગ્ય ! શું જોડ જામી છે ! આવી લખમી જેવી વહુ આ ગામે તો કોઇ દિ' નથી ભાળી. આ સૂરજના રૂપ આગળ તો સૂરજ દાદા ય ઝાંખા પડી જાય.'

આમ હોવા છતાંય સૂરજના ભાગ્યમાં સુખ ન્હોતાં લખાયાં. સાસરે આવી તે જ દિવસથી રૂપાને તાવ આવ્યો. તાવ પણ જેવો તેવો નહિ. દીલ તો એવું ધખે કે જારનો દાણો શરીર પર પડે તો ધાણી ફૂટી જાય. સવાસો વર્ષ પહેલાંનો જમાનો. એટલે રૂપાની પથારીને ઘેરીને ઘેરા એક માણસ બેઠેલાં હોય, એટલે સૂરજ તો રૂપાનું મોં પણ ન જોઇ શકે.

સૂરજ તો મનમાં ને મનમાં ઘણું ય મુંઝાય, પણ શું કરે ? સૂરજ એને પીયરથી જગદંબાની ભક્તિ પોતાની સાથે લાવી હતી. મન મુંઝાય ત્યારે માતાજીને યાદ કરી બે આંસુડાં પાડીને હૈયું હળવું કરતી.

સાસુજી તો છડે ચોક કહેવા માંડયાં કે 'વહુ રાંડ નેશ પગલાંની કે મારો રતન જેવો દીકરો માંદો પડયો.' વાતે સાચી કે સૂરજે આ ઘરમાં પગ મૂકયો ને રૂપો પથારી ભેગો થયો.

આજકાલ તો રૂપાને માટે ગામ પરગામથી વૈદો ને હકીમો, ભૂવા ને જતી આવે છે ને જાય છે પણ કોઇની ટીકી લાગતી નથી. આજ તો રૂપાને મુંઝારાના લક્ષણો વરતાવા લાગ્યાં, અને આખું ગામ કકળી ઊઠયું કે, 'અરરરરર... વહુને ઘાટડીએ મંગળ હતો તો પહેલાં કાં ન કહ્યું. રાંડે આવતાં વેંત જ ધણીને ભરખી લીધો.'

આવી આવી તો અનેક વાતો સૂરજ સાંભળે છે, પણ ભારે હૈયે બધી ય વાતોના ઘુંટડા ગળી જાય છે. પણ જ્યારે તેણે સાસુજીને જ રૂપાને મોઢે આવી વાત કહેતાં સાંભળ્યાં ત્યારે તો તેને પૃથ્વી ફાટતી દેખાવા લાગી. માથે જાણે દુઃખના ડુંગર તૂટી પડતાં દેખાયા.

સૂરજ પોતાના ઓરડામાં આવી. ઘીનો દીવો કર્યો. હાથમાં માળા લીધી. જગદંબાના નામના જાપ જપવા માંડયા. એ નાની હતી ત્યારે એણે એના ભાવિક પિતા પાસેથી સાંભળેલું કે જગદંબાને તો જ્યારે સંભારીએ ત્યારે ત્યારે એ હાજરાહજુર છે.

સૂરજ જાપ જપે છે ત્યાં તો સાસુજીનો ક્રોધભર્યો અવાજ આવ્યો: 'કાં રાંડ શું કરછ ? હજુ શેના મંતર જપછ ? એ તો મરશે જ. મરણના જાપ હવે ઝાઝા નહિ જોઇએ.' સૂરજ સાસુજીને પગે પડી–કરગરવા લાગી કે 'મા ! આ શું બોલો છો ? મારે ને તમારે બન્નેને હૈયે આજે સરખી હોળી સળગે છે.'

સાસુજી તો કંઈ પણ સાંભળ્યા વગર સીધા ઉપડ્યા રૂપાની પથારીએ. ક્રોધભર્યાં એ તો બરાડી ઉઠ્યાં: 'રૂપા ! જો હું તને રોજ કહેતી હતી તે સાચું છે કે ખોટું છે ! તું મરવા સૂતો છો છતાં તારી વહુ હજુ તેના મંતર જંતર નથી છોડતી. રાંડ કોણ જાણે શું ય કરીને જંપશે ?'

રોજની ભંભેરણીથી કે કોણ જાણે શાથી પણ રૂપો ખાટલાની ઇસ ઝાલી એકદમ ઉભો થયો. મા હાં...હાં...કરતી રહી ને રૂપો હાથમાં લાકડી લઈને ઉપડ્યો સુરજને ઓરડે. સુરજ ઉપર લાકડીનો છુટ્ટો ઘા કરીને બોલ્યો કે 'રાંડ હવે તો છોડ. મેં તારૂં શું બગાડ્યું છે ?'

ઘરનાં બધાં માણસો દોડતાં દોડતાં સુરજને ઓરડે આવ્યાં. જુએ છે તો સૂરજ ફાટી આંખે કશુંક જોઈ રહી છે. ફરી રૂપો બરાડ્યો: 'રાંડ, ડોળા ડમમગાવીને હજુ શાં કામણ કરછ ?'

પણ હવે તો હદ આવી હતી.

સૂરજના મોં પર લોહી ચઢી આવ્યું. આંખ્યો તો જાણે હીંગળોક જેવી થઈ ગઈ. આખું શરીર ધ્રૂજવા લાગ્યું. મોઢા ઉપર દૈવી તેજ પથરાઈ ગયું. હાથની હથેળીઓ કંકુવરણી થઈ ગઈ. સૂરજે હાથ જોડ્યા. ચીસ પાડીને બોલી: 'મા ! મા ! જો હું ખોટી હોઉં તો હું ફાટી પડું. નહિ તો...'

હજુ તો તેનું બોલવું પૂરું થાય ત્યાર પહેલાં તો તેના મોં ઉપર માતાજીનો હાથ પડ્યો. જાણે અંતરીક્ષમાંથી અવાજ આવતો હોય તેમ માતાજી બોલ્યાં: 'ગાંડી ! સતિ કદીય શાપ ન દે.'

'પણ...માતાજી ! સતનાં ય પારખાં તો કરવાં જ જોઈએ ને !'

'સતનાં પારખાં તો જાત પર જ હોય.'

આટલું જ બોલી માતાજી તો અલોપ થઈ ગયાં. આ તો બધું એક ક્ષણમાં જ થઈ ગયું. કોઈ હજુ વસ્તુસ્થિતિને સમજે ત્યાં તો સુરજના જોડેલા હાથમાંથી કંકુ ઝરવા લાગ્યું. આંખો બિહામણી બની ગઈ. મોઢા ઉપર કોઈક અપાર્થિવ તેજ ઝળકવા લાગ્યું. આખી કાયા થરથર થરથર ધ્રૂજવા લાગી. તેના મુખમાંથી 'જય અંબે ! જય અંબે !' નો જાપ શરૂ થયો.

સાસુજી સમય વર્તી ગયાં. વહુની આગળ ખોળો પાથર્યો અને વિનવવા માંડ્યાં: 'માડી ! ખમૈયા કરો ! ખમૈયા કરો ! ભૂલ થઈ માડી ! ભૂલ થઈ ! બેટા રૂપા ! માતાજીને પગે લાગ.'

રૂપો પગે પડવા ગયો પણ સુરજે રોકી લીધો. સાસુજી ફરી કાલાવાલા કરવા માંડ્યાં. 'માજી ! કાંઈક આશિષ આપો. માજી ! છોરૂં કછોરૂં થાય પણ કાંઈ માવીતર બદલાય માડી !'

સૂરજે કંકુ ઝરતા હાથે ઘરની ભીંત પર થાપા દીધા. 'સૂરજ...માતાજી...આજથી આ ઘરમાં કોઈ વહુઆરૂ માથે ખોટો ત્રાસ ન કરે, નહિ તો માતાજી સાંખશે નહિ. જાઓ માજીની આશિષ છે કે આજથી તેરમે દિવસે તમારો દિકરો સાજો થઈ જશે. હવે મારે માટે ચિતા ખડકાવો. હવે આ ઘરમાં મારાથી નહિ રહેવાય.'

સુરજને પીયેર માણસ દોડાવ્યાં અને પિયેરથી સુરજનો નાનો ભાઈ અહીંઆં આવવા નીકળી ચૂક્યો.

અહીંઆં તો ઢોલ તાંસાં અને શરણાઈ-ઓનો અવાજ ગગન ભેદી રહ્યો હતો. માતાજી પધાર્યાના આ ગામે ઘણાય દાખલા જોએલા, પણ આ તો એક અનોખો જ પ્રસંગ હતો. આખું ગામ હેલે ચડ્યું હતું. સુરજને આ ગામમાં આ ઘરમાં આવે હજુ ત્રણ મહિનાય થયા નથી ત્યાં તો આ વખત આવ્યો છે. આગળ આખું ગામ છે; પાછળ સૂરજ એનાં સગાંવહાલાંની સાથે ધીમાં પણ મક્કમ ડગલાં ભરતી આવે છે. રસ્તે જતાં કેટલાંય સ્ત્રી પુરુષો માતાજીને પગે પડી આશિર્વાદ મેળવે છે. સૂરજ કે ચિતા આગળ આવી પહોંચી છે.

દૂરથી દોડતો દોડતો સૂરજનો નાનો ભાઈ

# કુમારીકાના કોડ



લેખક
**શ્રી પાદરાકર**

*

[ઢાળ–જનનીની જોડ સખિ, નહિ મળે રે].

દિલના દરિઆવે અમે મોતીએ રે લોલ!
અખોલે ઉઘાડે ઉરકુંજ જો!
નયને અમી, ઉરે પ્રીતિ ઝરે રે લોલ!
હૈયાં તગે તેજપુંજ જો! દિલના.

રગરગ રસામૃતોને સિંચતો રે લોલ!
નયને ભરીદે ઘેરાં ઘેન જો!
વચને વેરાય પુષ્પ પાંખડી રે લોલ!
ફોરે પ્રેમના પરાગ દિન રેંન જો! દિલના.

સ્થૂલને ભૂલાવે આત્મા ઓળખે રે લોલ!
જગવે પ્રભૂતા રસજ્યોત જો!
જીવનનાં લ્હાંણુ લઈ અર્પતો રે લોલ!
કરી દે નિજાત્મ ઓતપ્રોત જો! દિલના.

દિલનો પૂજારી ચર્મના ચહેરે લોલ!
હૈયાં હિંચોળવાના કોડ જો!
સાધે સદાચાર પ્રાણ પ્રાણના રે લોલ!
શોધે ન વાસનાની સોડ્ય જો! દિલના.

મહાબળ હઠાવે ફોજ કામની રે લોલ!
ખેલાવે ચેતનના રાસ જો!
સાચો પુરુષ-વજ્ર દેહનો રે લોલ!
દયા દેશ ધર્મ પ્રેમ દાસ જો! દિલના.

વિશ્વને વિસારી વિશ્વે જીવતા રે લોલ.
સાચા ચેતન ચમકાર જો!
મૂર્તિ પરમ પ્રેમ બ્રહ્મની રે લોલ!
કર્મયોગી જ્ઞાની અવતાર જો! દિલના.

પગલી પ્રભુતામાં પાડતા રે લોલ.
હું–તુંના ભેદ કરે દૂર જો!
દિલની ન્યોછાવરી તે દિલને રે લોલ.
'મણિ' કરશું બનીને ઘેલાં તૂર જો. દિલના.

આવતો દેખાયો. ભાઇને બીચારાને કાંઇ બોલવાનું ય સુઝતું નથી. હૈયું હાથ રહેતું નથી. દોડતો આવી બહેનના પગમાં પડયો. બેને ભાઈની પીઠ પર હાથ મૂકી ભાઇને ઉભો કર્યો. કંકુવાળા હાથની છાપ ભાઇના અંગરખા ઉપર પણ પડી. ભાઈ રડતો રડતો એટલું જ બોલ્યો: '...બહેન...! આશિશ આપો.'

બહેને–સુરજે કહ્યું: "આશીશ...આશીશ બીજી તો શી આપું? પણ આજથી નાની વણસીના કુળની કોઇ પણ દીકરી સત નહિ ચૂકે. એને માથે કોઇ ખોટા આળ નહિ ચઢાવે. માતાજીમાં શ્રદ્ધા રાખી ભક્તિ કરજો."

સૂરજ–સૂરજની સાથે ચિતા પર ચઢી. ન તો મોઢા પરના ભાવ બદલાયા, કે ન તો જય અંબેનો જાપ ધીમો પડયો. અગ્નિદેવને ખોળે ચઢી સતીનો દેહ આ નશ્વર દુનિયા છોડી ચાલ્યો ગયો. પણ અમર આત્મા આજ સવાસો વર્ષ પછી પણ એવોને એવો જ ઉભય કુળમાં ગુંજી રહ્યો છે.

જેઠા પરભુને ઘેર નવવધુને પહેલાં સતીમાના પંજાને પગે લગાડી પૂજા કરાવાય છે અને નાના વણસીના ઘરમાં હજુ પણ નાના ભાઇનું અંગરખુ માતાજીની પ્રસાદીના સ્વરૂપે પૂજાય છે.

પારવતીજી શંકર વર પામી, પામી મારા અંતરના જામી. પારવતીજી—
આદિતે આનંદની હેલી, સાચું કહું સાંભળ સાહેલી,
પૂરવની પ્રીત હતી પહેલી, પારવતીજી—
સોમવારે સુખની કહું સજની, વાલા સાથે રાસ રમ્યાં રજની,
લાગી મને ભોળાશું લગની, પારવતીજી—
મંગળવારે સરવે મંગળ સરખું, શંભુજીને નેણ ભરી નિરખું,
એવું જોઇ હૈયામાં હરખું, પારવતીજી—
બુધવારે બહુનામી બળિયા, આવી મને એકાંતે મળિયા,
શંભુજી વાલો અઢળક બહુ ઢળિયા, પારવતીજી—
ગુરૂવારે ગોરા છો અંગે, સદાય રે'વું શિવજીની સંગે,
રાચી હું તો ભોળાને રંગે, પારવતીજી—
શુક્રવારે સ્વામી છો મારા, સદાશિવ લાગો છો સારા,
શંભુજી મારા પ્રાણથકી પ્યારા, પારવતીજી—
શનિવારે સુખ સંપત્તિ દીધી, બુડતાં મારી બાંય ગ્રહી લીધી,
શંભુજીએ પોતાની કીધી, પારવતીજી શંકર વર પામી.

પારવતીજી શંકરને વર તરીકે પામ્યાં. અને એ વર પણ કેવા ? સામાન્ય નહિ, મારા અંતરજામી. આદિત્યવારે આનંદના મેઘની ધારાઓ વરસી. સખી, સાચું કહું છું સાંભળી લે. પૂર્વજન્મની બંધાએલી પહેલી પ્રીત હતી હો ! સોમવારના સુખની સજની તને વાત કહું. વાલા સાથે રજનીભર રાસ રમ્યાં અને મને એ ભોળા સાથે લગની લાગી. મંગળવારે નયન ભરીને નિરખું છું; ત્યાં સઘળું મંગળમય છે એવું જોઈને હું હૈયામાં હરખ પામું છું. બુધવારે એ બળવંત બહુનામી મને એકાંતમાં આવીને મળ્યા. વ્હાલા શંભુજીએ મારી ઉપર અઢળક પ્રેમ વરસાવ્યો. ગુરૂવારે જોઉં છું તો અંગે ગોરા ગોરા શોભો છો. એવા શિવજીની સંઘાતે મારે સદાય રહેવું છે, ભોળાને રંગે રંગાએલી હું તો રાચી છું. શુક્રવારની વાત કહું ? સદાશિવ, તમે મારા સ્વામી છો. સારપભર્યો તમારો વર્તાવ છે. શંભુજી, તમે મને પ્રાણથી યે અધિક પ્રિય છો. અઠવાડિયું પૂર્ણ કરનાર વાર શનિવારે મને સુખ અને સંપત્તિ આપી છે; હું બુડી જાત એ પહેલાં મને કરાવલંબન આપી દીધું છે અને શંભુજીએ મને પોતાની કરી લીધી છે.

અહીં આલેખાએલા શિવ કપાળમાં પ્રલયંકર પાવકજ્વાળા વાળા, ભુજંગરાજના ભૂષણોવાળા, હલાહલનું ગળે લાંછન ધારણ કરનારા સંહારમૂર્તિ મહાકાળ રૂદ્ર નથી. એમનો દેવભાવ પણ પાર્શ્વભૂમાં આઘેરો જાણે વિલાસી રહ્યો છે. કવિએ અહીં માનવ સહજ ભાવ ગાયો હોય એમ લાગે છે. ઘણીએ ગુજરાતી પાર્વતીઓએ પોતપોતાના ઘરમાં પૂરેપૂરું અઠવાડિયું નિજના ઉપાસ્ય શંકરને નેહ ભરીને નિરખ્યા હશે એવો ધ્વનિ ગીતમાં ધીરો ધીરો ગુંજી રહ્યો છે. માનવીને દિન દિનના જીવનમાં મળેલો વૈભવ ગોપવવા પ્રગટાવવાનું રહસ્ય એક નાનકડા ગીતના ગાયકની કળાની સ્વાભાવિક રમણીયતામાં ઝળુકી જાય છે અને આ જીવનની કમનીયતાની આપણી પ્રતીતિ દ્રઢ કરે છે.

# દેશને ઘડનાર સોવિયેટ સંઘની

# સ્ત્રીશક્તિ

*

રશિયા આજે દુનિયાના મુખ્ય દેશમાંનું એક ગણાય છે. એની મહત્તાનું મુખ્ય કારણ ત્યાંની સ્ત્રીશક્તિ છે. એ વાત રશિયાના નેતાઓએ વારંવાર જાહેર કરી છે. રશિયન નેતાઓએ સ્ત્રીશક્તિના મહત્વને પીછાણીને જ વખતોવખત કાનૂની અધિકારો દ્વારા સ્ત્રી અને પુરુષ વચ્ચે સમાનતા આણી છે.

એ પહેલાં અન્યત્ર જે દોષ કલંક જોવામાં આવે છે તે બધા જ રશિયામાં પણ હતા. રશિયન સ્ત્રીઓ પડદાનશીન હતી. જેને પરંજા કહેતા એ બુરખાથી પણ વધુ દુઃખદાયક પ્રથા હતી. ઘોડાના કાળા વાળમાંથી એ બનાવવામાં આવતો. એ ખૂબ ગરમ અને તંદુરસ્તીને હાનિકારક હતો. જ્યાંની સ્ત્રીઓની આવી દશા હોય ત્યાંના રાજકીય, સામાજિક હક્કોની કલ્પના કરવી નકામી છે. પુત્રીનો જન્મ એક કમનસીબી લેખવામાં આવતી હતી, એટલું જ નહિ, પણ સ્ત્રી મરી જાય તો જરા પણ દુઃખ લાગતું નહિ. સમાજની આ દશા હતી. આ ઘનઘોર અંધકારમાંથી મુક્ત થઈને રશિયન સ્ત્રીશક્તિ માર્ગદર્શક બની છે.

રશિયાની મહાન ક્રાંતિ પછી રશિયન નેતાઓ બરાબર સમજી ગયા કે નવેમ્બરની લાલ ક્રાંતિમાં ત્યાંની સ્ત્રીઓનો પણ સંગીન ફાળો હતો. એના ફળ સ્વરૂપે સોવિયેટ સંઘના બંધારણની ૧૨૨મી કલમમાં સ્ત્રીઓને પુરુષો સરખા જ હક્ક આપવામાં આવ્યા છે. એમને સામાજિક, રાજનૈતિક, આર્થિક વગેરે દરેક પ્રકારની સ્વતંત્રતા આપવામાં આવી. એ જ કાયદામાં પ્રસૂતિની રજા વગેરે પણ આપવામાં આવી.

એ જ બંધારણની કલમ ૧૩૭માં એ પણ સ્પષ્ટ કરવામાં આવ્યું કે સ્ત્રીઓને પુરુષો માફક જ મત આપવાનો ને ચુંટણીમાં ઉમેદવાર તરીકે ઊભા રહેવાનો પણ સંપૂર્ણ હક્ક છે.

આ નિયમોનો અમલ થતાં પણ વાર ન લાગી. દસ વરસના ગાળામાં તો સ્ત્રીઓએ દેશના સર્વાંગી જીવનમાં પ્રવેશ કર્યો અને દેશને નવજીવન આપ્યું.

૧૯૨૮ થી ૩૭ સુધી કામ કરનારી સ્ત્રીઓની સંખ્યા ૩ લાખથી ૯ લાખ સુધી થઈ. સ્ત્રીઓએ પોતાના કામકાજમાં પણ પ્રગતિ સાધી. ઘર, ખેતી, કચેરીઓ, સર્વત્ર એમણે પ્રવેશ કર્યો. એ પ્રગતિ ચાલુ રહી અને ૧૯૩૬માં ૩૯ ટકા સ્ત્રીઓ સોવિયેટ સંઘમાં કામ કરવા લાગી. ઉપરાંત ૧૫૦ ટકા દુકાનોમાં, ૨૦૦ ટકા વૈદકીય અને શિક્ષણ વિભાગમાં સ્ત્રીઓ કામ કરતી હતી. સ્ત્રીઓએ વિજ્ઞાનમાં પણ પ્રગતિ સાધી.

કારખાનાઓમાં તો એમની સંખ્યા એટલી બધી વધી ગઈ કે લેનીનગ્રેડના બૂટ બનાવવાના સૌથી મોટા કારખાનામાં ૬૦૦ ટકા સ્ત્રીઓ કામ કરતી હતી.

સ્ત્રીઓની આ પ્રગતિ જોઈને સોવિયેટ સરકારે બાળકો માટે દવાખાના અને તેમને રાખવા માટે, રમત–ઉછેર માટે અનેક સ્થાનો બનાવ્યાં. સ્ત્રીઓ ત્યાં પોતાના બાળકોને સુરક્ષિત રાખી શકે અને દેશનું ભાવિ પણ ઘડાઈ શકે.

૧૯૩૭માં લગભગ ૨૬ લાખ બાળકો એ સ્થળોમાં ઉછરતા હતા. જે સ્ત્રીઓના બાળક નાનાં હોય તેને દર ત્રણ કલાકે પોતાના બાળકને જોવા–સંભાળવા માટે રજા મળે છે, ત્યારે તે બાળકને દૂધ પાય છે. ખેતીમાં ફસલને વખતે બહુ સ્ત્રીઓ કામ કરે છે. એ માટે એ સ્થળે પણ બાળકોની સંખ્યા વધી જાય છે.

સોવિયેટ સંઘમાં લગભગ બધા જ સાત કલાક કામ કરે છે. ક્યાંક ક્યાંક સ્ત્રીઓ આઠ કલાક પણ કામ કરે છે.

જ્યારે રશિયન સ્ત્રીનાં જીવન અંધકારમય હતાં તે સમયે રેલ્વે ખાતામાં સ્ત્રીઓને માટે કંઈ સ્થાન નહોતું. પરંતુ ક્રાંતિ પછી ત્યાં ૪૦૦ સ્ટેશન માસ્તર સ્ત્રીઓ છે. લગભગ ૧૪૦૦ આસીસ્ટન્ટ સ્ટેશન માસ્તર સ્ત્રી છે. એ રીતે હજારો સ્ત્રીઓ જુદા જુદા ખાતામાં કામ કરે છે.

આજના સોવિયેટ સંઘની સ્ત્રી ઈજનીઅર, પાયલેટ, વિજ્ઞાની અને ધારાશાસ્ત્રી પણ છે. લગભગ એક લાખ બત્રીસ હજાર ડોકટરો રશિયામાં છે, તેમાં અરધાં તો સ્ત્રી ડોકટરો છે.

સૌની સ્ત્રીશક્તિમાં આ પલટો શાથી આવ્યો એ વિચારવા જેવું છે. એનું મુખ્ય કારણ એ છે કે, દેશના સુત્રધારોએ જરૂરિયાત જોઈ અને સ્ત્રીને ઉત્તેજન આપ્યું. આપણા દેશના સૂત્રધારોએ સ્ત્રીને ઉત્તેજન આપવા તો ઠરાવ્યું પણ હિંદી સ્ત્રી આજે પણ જાગૃત નથી.

લગ્ન સમાજનું મુખ્ય અંગ છે, એમાં સંપૂર્ણ રીતે બે વ્યક્તિનો પ્રેમસંબંધ હોવો જોઈએ. લગભગ બધા જ લગ્ન ત્યાં કોર્ટમાં થાય છે. કાયદા વિના ત્યાં ભાગ્યે જ લગ્ન થાય છે, કેમકે લગ્નમાં પણ વ્યક્તિસ્વાતંત્ર્યનું સંપૂર્ણ ધ્યાન આપવામાં આવે છે.

રશિયામાં આજે સર્વ પ્રકારની જાગૃતિ છે. આપણે કેટલીક વાતોમાં એ મહાન દેશનું અનુકરણ કરીએ છીએ. સ્ત્રીઓના વિકાસ અંગે-સ્ત્રીશક્તિ અંગે જો એ મહાન દેશનું અનુકરણ કરવામાં આવે તો હિંદમાં કેટલીય વિજ્યાલક્ષ્મી, સરોજીની, હંસા મહેતા પેદા થઈ શકે.

આજે અહીં હિંદમાં મધ્યસ્થતંત્રના મંત્રીપદથી માંડી રાજદૂત, ગવર્નર, ધારાસભા વગેરે સર્વ સ્થળે સ્ત્રીઓને નીમીને પ્રશંસ્ય પગલું ભર્યું છે. છતાં પણ આપણે એ કામ ગૌરવ સાથે પાર પાડી શકીશું કે કેમ? એ એક પ્રશ્ન છે.

# પાર્ટીની મોજ



લેખિકા :

**શ્રી. શારદાબેન રાજગોર**

*

સારામાં સારી જરીની બુટ્ટીવાળી સાડી કાઢીને પહેરી, ઉંચી જાતના એરીંગ, પોષાકને મળતી બંગડી, સોનેરી પટીવાળા ચંપલ વગેરે પહેર્યાં અને ગર્વથી ફુલાતી બહાર નીકળી. પણ બહાર નીકળતાં જ મારી બેબી સામી મળી. 'બા કયાં જાય છે?' કહી એ ઉભી રહી. 'કયાંય જતી નથી હો બહેન! હમણા આવું છું. જાવ તમે આયા સાથે ફરવા જાવ.' એમ મેં કહ્યું. મારા પોષાકનો ભપકો જોઈ બેબી સમજી ગઈ. 'હં! અમને ખબર છે. પટાવીને તું પાર્ટીમાં જાય છે, એની મને ખબર પડી ગઈ. મને લઈ જા. હું ઘેર નહિ રહું. તમે મજા કરો ને અમને કંઈ નહિ!'

'જો મેં તમારે માટે નાસ્તો બહાર કાઢયો છે. આયા તમને પી પી અપાવશે, નવાં કપડાં પહેરાવશે. બહાર ફરવા જઈ લહેર કરો. ત્યાં તારાથી ન અવાય.'

'મારે પી પી નાસ્તો કે કપડાં કંઈ નહિ જોઈએ. બસ આજ તો તારી સાથે જ આવવું છે. મને જોવા તો દે. હું ત્યાં તોફાન નહિ કરૂં. ડાહી થઈને બેસીશ.' બેબીએ હઠ પકડી.

'પણ બેબી, જો ફરીવાર ચીમનકાકાને ઘેર જઈશ ત્યારે લઈ જઈશ. આજે તો પાર્ટી છે. વળી લેડી ગવર્નર હાજર રહેવાનાં છે. ત્યાં તો છોકરાંથી અવાય જ નહિ. માટે તું ખોટી જીદ કર નહિ. જા મારે મોડું થાય છે' પણ બીજી જ પળે મને થયું કે આ શું ગોટાળો! બેબીને ઘેર લાવવાની જ નહોતી ત્યાં ક્યાંથી સામી મળી! મેં આયા તરફ કરડી નજર કરી અને કહ્યું (વે વે નમનામાની. હયાના સીકીયા.)

'તને ખબર નહોતી? શા માટે વહેલી લાવી?' બેબીએ દયામણે અવાજે કહ્યું: 'હં બા. આજે બાપુજીએ કહ્યું હતું તે મેં સાંભળ્યું હતું કે સાંજે પાંચે પાર્ટીમાં જશું ને હું તને તેડવા આવીશ. બેબીને સાડાચારે તૈયાર કરીને મોકલી આપજો.' હું ઘડીભર મુંજવણમાં પડી, શું કરવું? છોકરીને લઈને જવાય નહિ. ન જાઉં તો બીજાને કેવું ખરાબ લાગે? આજની પાર્ટી તો ભવ્ય છે. ૧૫ શીલીંગ તો ટીકીટ છે. બધા સદ્‌ગૃહસ્થોને જ તેમાં આમંત્રણ છે. મારી વિચારમાળા તૂટી. બહાર હોર્ન વાગ્યું. બેબી દોડી. 'બાપુજી મને આજે લઈ જાવ. હું હઠ્યો નહિ કરૂં.' ટાઈમ બરાબર થઈ ગયો હતો. વિચાર કરવાનો વખત ન હતો. તેઓ મારા પર ખીજાયા: 'તમે તો બૈરીલોક કેવા છો તમે? વખત જોતા નથી? છોકરાને ફરવા ન મોકલ્યાં ને અહિં રાખ્યાં! જા, બેબી, તારે અહિં રહેવાનું છે. ત્યાં ન અવાય.' પણ બેબી તો મોટરમાં ચડી બેઠી હતી. હું મુંજતે પગે મોટરમાં બેઠી. તેમણે કહ્યું: 'ચાલો બેબીને ત્યાં ન લઈ જવાય. તમારી ટીકીટ લીધી છે માટે તમારે આવવું જ જોઈએ. બેબીને આયાને સોંપી દો, અને કહો કે આજે આઠ વાગ્યા સુધી ત્યાં રોકાય.' બેબીએ રડવાનું ચાલુ રાખ્યું. તેમણે ઉતાવળા બારણું ઉઘાડ્યું અને બેબીને નીચે ઉતારી મૂકી. આયાને કહ્યું: 'ફુલ-કમારી હી બેબી!—જાવ બેબીને પકડી રાખ' અને મોટર ચાલી. મારા કાનમાં બેબીનો આર્તનાદ ગાજી રહ્યો હતો. મારા હૃદય ઉપર જાણે પથરો પડ્યો. મને આજની પાર્ટી અકારી લાગી. જાણે બેબી વારંવાર કહી રહી હતી—'હં. હું બધું સમજું છું. મને છેતરીને વહી ગઈ.'

પાર્ટીમાં બધા ગોઠવાઈ ગયા. ખાવાનું પીરસાઈ ગયું. ભાષણો થયાં, હાર પહેરાયા, જમવાનું ચાલ્યું. સૌ આનંદમાં મસ્ત હતા. પાર્ટી તો ઘણીવાર થાય છે. હું યે ઘણીવાર જાઉં છું, પણ આજ મારા મગજમાં અનેક વિચારો ઘોળાયા કર્યા. ખાવાનું મોઢામાં મૂકતાં આંસુ આવ્યાં. પડખે બેઠેલા બહેને પૂછ્યું: 'કેમ બહેન! કંઈ નરમ છો? તબીયત સારી છે ને? મને તો તમારી સાડી બહુ ગમે છે. હવે તો દેશમાં જાવ ત્યારે મંગાવ્યે જ છુટકો. મને એ બહુ ગમે છે.' સૌ ખાવામાં તલ્લીન હતા, વાતોમાં મશગુલ હતા. મને તો થયું: અરે કેટલાં ય કુમળા બાળકોના—એક બેબીનો નહિ પણ ૫૦ બેબીઓના—હૃદય આજે ઘેર મા-વિહોણાં થયાં હશે? ભલે તેને પટાવી ફોસલાવી અંધારામાં મૂકી હોય કે આયાને સોંપી આવ્યા હશે, પણ બાળક જાગે તો જરૂર તેને દુઃખ થાય. મને પસ્તાવો થયો. અરે, હું તો માતા—જનની! મેં શું કર્યું? મારા બાળકને તરછોડી રડતી મૂકી મઝા કરવા આવી!

મેં નિર્ણય કર્યો કે બાળકોને અળગા કરી, રડાવી, આવી પાર્ટીમાં જલસા કરવા તે બાળકના દ્રોહ સમાન છે. હું ઘેર જવા તલપાપડ થઈ રહી. ક્યારે બેબીને મળું ને કહું કે બહેન હવે હું કદી નહિ જાઉં. અને એ રીતે મારા મનનો ભાર હળવો કર્યો.*

---

*નોંધ: યુરોપ આફ્રીકામાં ઘણે ભાગે ઠેકઠેકાણે પાર્ટીઓનો વધુ પ્રચાર છે. આવે વખતે બાળકને ઘેર મૂકીને જવું પડે છે ત્યારે માતાને દુઃખ થાય છે, છતાં નિયમ હોઈ ગયા વિના ચાલે નહિ અને બાળકને લઈ જવાય નહિ એવી દુઃખ થાય છે

# ગુજરાતી બહેનો

: લેખિકા :



સૌ. શાન્તાબાઈ દેવજી આસર

*

બહેનો, ત્રીચીનાપલ્લીના રેડિયોઘર ઉપરથી તામીલનાડની મારી બહેનોને ગુજરાતી બહેનોના રીતરિવાજ અને રહેણીકરણી બાબતમાં વાર્તાલાપ આપવાનું મને આમંત્રણ મળ્યું, તે સ્વીકારી તમને મારી ગુજરાતી બહેનોનો પરિચય આજે આપું છું. આ તક મને આપવા બદલ રેડીયોઘરના સત્તાવાળાઓની હું આભારી છું.

રીતરિવાજ અને રહેણીકરણી એ બન્ને વિષયો સાથે સંકળાએલા છે અને બન્ને વિષય ઉપર અલગ અલગ કહેવા જતાં ટાઇમનો વ્યય થવા સંભવ છે તેથી હું બન્ને વિષય ઉપર એકી સાથે કહીશ.

મારી ગુજરાતી બહેનો વસ્ત્ર પરીધાન અને અલંકાર ગ્રહણ કરવામાં કળાની દષ્ટિએ ઉત્તમ ગણાય છે.

મારી ગુજરાતી બહેનો ખાસ કરીને ઓછાબોલી, હસમુખી, સ્વભાવે મળતાવડી અને માયાળુ હોય છે.

મારી ગુજરાતી બહેનો મહેમાનગતી કરવામાં ઉદાર અને પાકશાસ્ત્રમાં પ્રવિણ હોય છે અને પોતાનું ઘર હંમેશા કાળજીપૂર્વક શણગારે છે અને સ્વચ્છ રાખે છે.

મારી ગુજરાતી બહેનો કેળવણી અને બાળઉછેરમાં પછાત છે અને કેળવણીના અભાવે સામાજીક કાર્યોમાં ઓછો ભાગ લઇ શકે છે.

સ્વભાવે મળતાવડી હોવા છતાં ભાષાની મુશ્કેલીએ મારી ગુજરાતી બહેનો આ તરફની બહેનો સાથે છુટથી હળીમળી શકતી નથી.

મારી ગુજરાતી બહેનો એક કજીયાળી પત્ની નહીં, પણ પતિને નમતું આપવામાં માનનારી એક આદર્શ ગૃહિણી છે.

મારી ગુજરાતી બહેનો શાસ્રોક્ત સંગીતમાં પછાત છે, પરંતુ આમ્યજીવનમાં મુખ્ય ભાગ ભજવતા રાસ અને ગરબા તાલ સાથે ગાવામાં તે કોઈપણ પ્રદેશની બહેનો કરતાં ચડી જાય તેવી છે.

મારી ગુજરાતી બહેનો હજી જુના રીતરિવાજ પાળવા ટેવાએલી છે અને કુટુમ્બમર્યાદાને માનનારી છે.

મારી ગુજરાતની બહેનોમાં હજી મરણ પ્રસંગે રોવા અને કુટવાનો રિવાજ છે. તે રિવાજ હવેના જમાનામાં ઇચ્છવા જોગ નથી, પણ મારે એટલું તો કહેવું જરૂરી છે કે, આમ કરવામાં આવડત અને કીંમતની જરૂર છે. કોઈ એવા અકાળ અને અણુધટતા મૃત્યુ પ્રસંગે મારી ગુજરાતી બહેનોને રોતાં અને કુટતાં જુવો તો, તમારૂં દીલ પણ પીગળી જાય અને તમારી કોરી આંખો પણ ભીની થઈ જાય તેવી કરૂણતા તેઓ જમાવી શકે છે— અને તે એક લાગણીનો ઉભરો છે.

આ સિવાય પડદાનો રિવાજ પણ મારી

## સ્નેહલગ્નના સ્વામિને



# લલનાનો પત્ર

*

ભૂતકાળના પ્રેમ-ભિખારી,

આ પત્ર તારા હાથમાં આવશે તે પહેલાં તો હું બીજી દુનિયાની મહેમાન બની ચુકી હઈશ. આ પત્ર હું તારા સુખી જીવનમાં દુઃખનો દાવાનળ સળગાવવા કે તને ડામવા નથી લખતી, પણ મારાં દુઃખ-હૈયાવરાળ–ને પત્રપટ પર ઠાલવી શાંતિથી આ લોકનો મોહ તજી પરલોકમાં સુખે સંચરવાના અભિલાષે તને આ પત્ર પાઠવું છું. ક્ષમા કરજે કે હું તને તારા મૃત્યુના ઓવારા સુધી સહારો ન આપી શકી.

યાદ કર તે દિવસ કે જ્યારે મેં મારી રાજીખુશીથી મારો હાથ તારા હાથમાં મૂકી તને મારી અટુલી જીંદગીનો સાચો સુકાની બનાવ્યો, મારા ભાગ્યનો નિર્માતા બનાવ્યો. મારા મરદ સુખને ખાતર પણ મારા જીવન-સાથી! મારું અનિષ્ટમાં અનિષ્ટ પણ તારા હાથે જ થયું છે. વેલી જેમ વૃક્ષને વીંટાઈ શાંતિનો ઉંડો શ્વાસ લે છે તેમ મેં તારામાં શાંતિની આશા રાખી હતી; પણ ઝાંઝવાના નીર કદી કોઈની તૃષા છીપાવે છે ખરા!

તમે પ્રત્યેક પત્રના અંતે લખો છો કે "તારા પ્રેમનો ભિખારી..." પણ જરા વિચાર તો કરો ખરા કે પ્રેમ તો મેં કર્યો હતો. મારૂં સર્વસ્વ આપને ચરણે સમર્પણ કરી પ્રેમની ભિખારણ તો હું બની હતી. હું તમને સીધો સવાલ કરૂં છું કે તમે મારા પ્રેમને ખાતર અગર તેના બદલામાં શું ભોગ આપ્યો? તમારા કુટુંબની પ્રેમની વેદી પર તો મારૂં બલિદાન અપાયું: મારો ભોગ ધરાવાયો. તમે મારી ખાતર શું સહન કર્યું? કોનો ભોગ આપ્યો! મારા 'આદર્શ,' 'વિશ્વાસ,' 'પ્રેમ'નો પળેપળે દ્રોહ કરનાર મારા હૃદયસમ્રાટ! શું હાથીના દાંતની માફક દેહ અને આત્માનો પ્રેમ જુદો હોય છે?

---

બહેનોમાં છે. હવે દેશ પરદેશ વસવાથી આ રિવાજ બહુ ઓછો થઇ ગયો છે; પણ હજી છે અને તે એક મશ્કરી રૂપ બની ગયો છે.

ભરત ગુંથણની કળામાં ગુજરાતી બહેનો સારો રસ ધરાવે છે અને આ કળાને સારી રીતે અપનાવી છે.

સીનેમા, નાટક, જલસા મારી ગુજરાતી બહેનો બહુ ઓછા જુવે છે, પણ કુટુમ્બ જીવનમાં પોતાનો વખત પસાર કરી આનંદ માણે છે: ફેશન અને આડમ્બરમાં તે માનતી નથી.

દુંકામાં કરકસરથી ઘર ચલાવનારી તે કુદરત ગૃહિણી [illegible] તે દયાળુ છે અને ધર્મને માનનારી છે.

રાષ્ટ્રપિતા પુજ્ય મહાત્મા ગાંધી અને શ્રીયુત વલ્લભભાઈ પટેલ જેવા મહાન દેશસેવકોનો જન્મ ગુજરાતી માતાના કુખે થયેલ છે. અને હાલ પણ પુજ્ય મહાત્મા ગાંધીજીના આદર્શ અનુસરી સમાજ અને દેશસેવા માટે ભેખ લીધેલ કેટલીક બહેનો પૈકી શ્રીમતી અનસુયાબ્હેન, શ્રીમતી મૃદુલાબ્હેન સારાભાઈ, શ્રીમતી ગંગાબાઈ પટેલ, શ્રીમતી લીલાવતી મુનશી, શ્રીમતી મીઠુબ્હેન પીટીટ, એ સહુ ગુજરાતી બ્હેનો છે.

● વામીવનાર રેડિયો હાઉસના સૌજન્યથી.

તારા માતપિતા; ભાઈબહેન વગેરે સમસ્ત જગતની જવાબદારી સ્વીકારી બેઠેલા ઓ મહાનુભાવ ! જો તારામાં નૈતિક હિંમત ન હતી તો શા માટે તેં મારું પાણિગ્રહણ કરી તારી જવાબદારીમાં વધારો કર્યો ને સ્વહસ્તે ધર્મસંકટ ઉભું કર્યું ? ને હવે તે ધર્મસંકટ માટે શા માટે કપાળે હાથ દઈ દેર અને દૈવને દોષ દે છે ?

ધર્મસંકટ ? કયું ! આજથી થોડાક દિવસ પહેલાં તમારી જનેતાએ મારા ચારિત્ર પર અણુછાજતો આક્ષેપ કરી વગર વાંકે મને ન ખંડાય તેવી નઠારી ગાળો ભાંડી ને મેં તેમને બરાબર તતડાવ્યા. એટલે તમારી જનેતાને સત્ય કહેવા કે સમજાવવાને બદલે 'ધર્મસંકટ' ના ઓથા હેઠળ, મને મળ્યા સિવાય, છાનામાના ઘરનો ત્યાગ કર્યો, નાશી ગયા. વાહ ! મારા વહાલા વીર અર્જુન !

મારી સચ્ચાઈ, મારી નિખાલસતા, મારી નિડરતા, નિર્દોષતા, પવિત્રતા, મારો અખંડ પ્રેમ કંઈજ આડે ન આવ્યાં તે વખતે તારા ધર્મસંકટમાં ? કે તારા કુટુંબના મસ્તાની માણસો મારા પર સ્વાર થઈ બેસે તેટલી હદ સુધી તેં તેમને તારી ફરજ સમજી પોષ્યા ? ને ઉપરથી 'અમામય પ્રેમક્યારીમાં અગ્નિ ના ધોળશો, બાપુ !' ની શિખામણ દઈ મારા મોઢા રૂંધ્યા ? દેવ !

અપરાધીઓના દંડ શું નિરપરાધીઓને દેવાના હોય છે ? તમારા ખીસ્સાની ડરકાઈ, તમારી કાયરતા–ડીલસુરીની છેતરપીંડીનો ભોગ શું મને નિર્દોષને બનાવી ?

ભોગ ! હા, મારો જ ભોગ ! ! તમારા હાથે જ અપાયો...

કારણકે તમારા બધા જ કુટુંબીજનોમાં ફક્ત હું જ પરાયું લોહીને ! એટલે ભોગ તો પરાયાનો દેવાય, ઓછો કંઈ આત્મજનોનો દેવાય ?

પણ દેવ ! મારા પવિત્ર પ્રેમના સોગન દઈ આપને વિનવું છું કે, તમારા માતપિતા,

## મેહુલિયા રાણા

આવ રે મેહુલિયા રાણા હો આવ રે !
તારી ધરતી કરંતી પોકાર રે, આવ રે !
વાટલડી જોઈ જોઈ તારી એ થાકી,
હૈયામાં એના ના હામ રહી બાકી;
હૈયું એનું બળી બળી જાય રે,
મેહુલિયા રાણા ! આવ રે.
કૈંક્યા શણગાર એણે તોડી માળાઓ,
રોઈ રોઈ લાલ એનાં નમણાં નયણાંઓ;
કારમો વિયોગ ના સે'વારે,
મેહુલિયા રાણા ! આવ રે.
ધીરા ગંભીરા હો મેહુલિયા રાણા !
ઘેલી એ ધરતીથી શેણે રીસાણા ?
આટલીક વાર તો મનાવ રે,
મેહુલિયા રાણા ! આવ રે.
આવને મેઘધનુ ચુંદલડી લાવ રે
ઝમઝમ ઝમકંત એના ઝાંઝરીઆ લાવને;
ઓલી નણદલ વીજળીને લાવરે;
મેહુલિયા રાણા ! આવ રે.

રમેશ મ. ભટ્ટ.

ભાઈબહેન કે બીજા સગાંવહાલાંઓને મોઢામોઢ સત્ય કહેવાની જો તમારામાં નૈતિક હિંમત ન હોય તો સ્નેહલગ્નના ઓથા નીચે પુનર્લગ્ન કરી, બીજી કોઈ કુમારીકાનો ભવ બગાડતાં પહેલાં બરાબર વિચાર કરજો. તમારા રૂપ, શિક્ષણ, લક્ષ્મી વગેરે જોઈ પ્રેમ કરનારી તો બીજી અનેક આવશે, પણ પરાઈને પોતાની કરવાની તમારામાં કેટલી શક્તિ છે તેનો ક્યાસ કાઢજો. નહિંતર કુટુંબની વેદી પર એક પછી બીજીનો ભોગ ન અપાય તેનો ખ્યાલ રાખજો.

તમારું સુખ સદાયે શાશ્વતું ઇચ્છતી,

હું છું આપની અભાગી
લલના.

# કર્તવ્ય



:લેખિકા:

કુ. સુશીલા દેસાઇ

*

કર્મહીન, ઉદાસ, બપોરે જ્યારે અર્ધ દિવસનું કાર્ય સમાપ્ત કરી માનવી પોતાના દ્વાર પર આનન્દિત થઈ બેસે છે, એ વખતે કપિથાના નૃપતિને વિદિત થયું કે સમસ્ત રાજ્યનાં વિપ્લવનો રક્તરંજીત ઉત્સવ આરંભાઈ ગયો છે. રાજપક્ષનાં માનવીઓના નિર્દોષ રક્તફુવારાથી ધરિત્રી કલંકિત બની રહી છે; અને મહાન દુર્ગો માટીના ઘરની માફક પળે-પળે ભસ્મીભૂત કરી દેવાય છે. આ નૃશંસ તાંડવની જનની છે–રાજભક્ત સેના.

નૃપતિ એક દુખભર્યો નિશ્વાસ નાખી અન્તઃપુર તરફ ધીમે ધીમે ચાલી ગયો. તે એકાકી હતો. જોતજોતામાં સમસ્ત રાજ્ય પ્રજાના શાસન–ચક્રમાં આવી ગયું. આ વિદ્રોહનો પ્રમુખ હતો એક ભીલ જે હિમાલયના તરાઈ વનમાં રહેતો હતો.

૨

નાગાધિરાજની નિર્જન ગોદમાં એક પરમ સુંદરી નવયૌવના સન્યાસિની ફરતી ફરતી પ્રકૃતિ શોભાનું નિરીક્ષણ કરી રહી હતી. પૃથ્વી પર પથરાયેલી હિમશિલામાં એનો પડછાયો પડતો હતો. જાણે શોભા સ્વયં એના ચરણોમાં આળોટતી હતી. કેટલું માદક દૃશ્ય હતું!

અચાનક પ્રકૃતિ વીણાના ઝંકારથી ગુંજી ઉઠી. સ્વર્ગમાં જાણે ભગવતી વીણાપાણિ વીણા બજાવતી રહી હતી.' પર્વતરાજની ઉંચી ઉંચી શિલાઓ પરથી નીકળતી સરિતાઓના કલરવમાં મળીને એ ઝંકારે અભિનવ સ્વર્ગની સૃષ્ટિ રચી. ચકિત હરિણીની જેવી તપસ્વીની જોવા લાગી. એના હૃદયે સ્મૃતિ રાગ આલાપ્યો જે વીણાના ઝંકારમાં મગ્ન જતો હતો.

*

થોડે દૂર માનસરોવરના પ્રશાન્ત તટ પર બેસીને એક ઘોર શ્યામ વર્ણો નવયુવાન ભીલ તન્મયતાપૂર્વક પોતાની વીણા વગાડતો હતો. તપસ્વીની મંત્ર–મુગ્ધ બનીને એને જોવા લાગી. સંધ્યાના પાલવમાં ભયભીત બાળકની માફક મોં છુપાવી અંશુમાલી ક્ષિતિજ તરફ ચાલી ગયા. અન્ધાકારની જાળ બીછાવી નિશા-દિરાતિની શિકારની પ્રતીક્ષામાં બેસી ગઈ.

અન્ધકારમાં પણ તપસ્વિનીની આંખોને એ ભીલકુમારની મૂર્તિ આકર્ષી રહી.

પ્રણય-પ્રકાશ પર અન્ધકારનો પ્રભાવ નથી પડતો. બે અપરિચિત હૃદયો એકબીજાને દુલાર્યાં. દુલાર–પ્યારના પ્રસંગમાં પરિચયની આવશ્યકતા નથી.

3

તપસ્વિનીના પિતાની અનુભવી આંખોએ બધું જોયું. પ્રણયી યુગલનાં હૃદય એક રંગમાં બોળાય ગયાં. આ રંગ પ્રાણોની લાલસાની ધકધકતી ચિતા પર ચઢાવીને પ્રયત્નપૂર્વક ઉતારવામાં આવ્યો.

માનસરોવર સાક્ષી બન્યું, અને વનદેવીઓ કન્યાપક્ષની કાર્યકર્ત્રીઓ. પક્ષીઓએ જાનૈયાઓનો અભાવ દૂર કર્યો, અને કોકનદનો લાલ પરાગથી 'સૌભાગ્ય-સિન્દૂર' સજાવાયું.

પ્રણયદેવ પુરોહિત બની વિરાજ્યા.

આ પ્રમાણે નિલામ્બરના મંડપ નીચે

વિવાહવિધિ પૂરી થઈ. વસન્તે આવી નવવિવાહિતો પર અધખીલ્યાં પુષ્પોની વર્ષા કરી, સમ્બન્ધની સ્વીકૃતિ તપસ્વિ પિતાએ આપી, આ પ્રમાણે 'મણિ-હાટક'નો સંયોગ થયો.

૪

દિવસ રાત્રી રૂપી સમય બે સિતાસિત ઘોડાના રથમાં બેસી ભાગ્યો જતો હતો. એ રથના ચક્રોની ઉડતી ધૂળથી સંધ્યા મલિન બની ગઈ. અસાવધ સંસારને પાછળ છોડી રથ આગળ નીકળી ગયો.

એક દિવસ હિમાલયનો પૂરો પ્રાન્ત સૈનિકોથી ભરાઈ ગયો. અસ્ત્રોના ઝણકારથી વાયુમણ્ડલ મુગ્ધ બની ગયું. વનવાસીઓનાં કોમળ હૈયાં ધબકવા લાગ્યાં.

જામાતા અને પુત્રીને લઇને તપસ્વિ ઝુંપડીની બહાર આવ્યો.

એણે જોયું કે કપિશાની વિદ્રોહી સેનાનો અપાર સાગર ઉમટી રહ્યો છે. જોતજોતામાં એક ચર્મધારી ભીમકાય યોદ્ધાએ આગળ વધી કહ્યું: 'કપિશાના પ્રજાપીડક નૃપતિ! પ્રજાની આજ્ઞા છે કે ત્હારો સપરિવાર વધ કરવો.'

વૃદ્ધ યોદ્ધો શાંત બની ગયો. એનો ગંભીર કણ્ઠસ્વર પહાડોમાં સરાઇને હવામાં વિલીન થઈ ગયો. આ વિદ્રોહીઓનો પ્રમુખ ભીલનેતા હતો.

તપસ્વિ મૂર્છિત બનીને ઢળી પડ્યો—જેમ પ્રભંજનના પ્રચણ્ડ ધક્કાથી વિશાળ વૃક્ષ પડે. એ હોશમાં આવ્યો ત્યારે એણે જોયું કે એનો જામાતા—એ ચર્મધારી વિદ્રોહી દળના સેનાપતિની પાસે નતમસ્તક ઉભો હતો. અને સમસ્ત સેના એને "નેતા-પુત્ર" કહીને અભિવાદન કરતી હતી.

ક્ષણભરમાં તપસ્વિ અને એની કન્યાના ઉષ્ણ રક્તથી ધરિત્રીનો પાલવ રંગાઈ ગયો. નવયુવક ભીલની આંખોને ખૂણે બે અશ્રુબિંદુ ચમકીને પ્રભાતના તારાની માફક અસ્ત થઇ ગયાં.

## આમંત્રણ

આવજો, આવજો, આવજોરે; માત,
આંગણીએ મારા આવજો.

લાવજો, લાવજો; લાવજો રે, સાથ
ચોસઠ બહેનોને લાવજો.

ઘર ધોળાવું મા, શમ, દમ, ચૂને,
રીઝવીશ જાપનાં નાદે હું માતને,

આ રંકની ઝૂંપડી દીપાવજો રે, માત,
આંગણીયે મારા આવજો.

ભાવનાનું રૂડું આસન બનાવું,
શ્રદ્ધાનું સુંદર છત્ર ધરાવું;
પ્રેમ પુષ્પવડે, સ્વાગત સોહાવજોરે, માત,
આંગણીયે મારા આવજો.

દીપ મુકાવું સ્થળ સ્થળે વૈરાગનાં,
ધૂપીયાં રખાવું, મા; શાન્તી સંતોષનાં;
કંકુંમ પગલે પધારજોરે, માત
આંગણીયે મારાં આવજો.

પ્રેમની પ્રસાદી માત પ્રીતથી ધરાવું,
હેમ કળશનો ગરબો કોરાવું.
અરજી તમ આટલી સ્વીકારજો, રે, માત
આંગણીયે મારા આવજો.

આવજો, આવજો, આવજો, રે માત,
આંગણીયે મારા આવજો.

ઇન્દુબહેન વ્યાસ

હિમાલયની નિર્જન તરાઈ જનહીન બની ગઈ. ભીલ-યુવક હંમેશની માફક વીણા વગાડવા લાગ્યો. વીણાનો ઝંકાર માનસરોવરની શાંત છટા પર કમ્પન ઉત્પન્ન કરીને શૂન્યમાં મગ્ન થયો. ચન્દ્રદેવ તારાઓની આરતી સજાવીને નિત્ય ચુપચાપ વસુધાને પ્રણામ કરી સિધાવી જતા.

રક્તની ધારા તો અલ્પ સમયમાં સુકાઈ ગઈ, પણ સ્મૃતિની ધારા પતિતપાવની સુરધૂનીની ધારામાં મળીને અમર બની ગઈ.

# આપણી સ્ત્રી-સંસ્થાઓ



*

## (૧) ભગિની સમાજ

ગુજરાતમાં અને મુંબઈમાં સ્ત્રીઉન્નતિ અર્થે ચાલતી અનેક સંસ્થાઓ છે. એમાંની ઘણીખરી સ્ત્રીઓ અને પુરુષો ભેગા મળીને ચલાવે છે. સ્ત્રીઓ જ જેનો સંપૂર્ણ રીતે વહીવટ ચલાવતી હોય એવી પણ થોડી સંસ્થાઓ છે. એવી સંસ્થાઓમાં મુંબઈની ભગિની સમાજ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એ સંસ્થાનો વહીવટ સર્વ રીતે સ્ત્રીઓ હસ્તક છે એ જ એનું મહત્ત્વનું કારણ નથી, પરંતુ એ સંસ્થા તરફથી જે વિવિધ પ્રવૃત્તિઓ સફળ રીતે ચાલે છે તે કારણે સંસ્થા આપણું ધ્યાન ખેંચે છે.

ભારતસેવક સ્વ. ગોપાલકૃષ્ણ ગોખલેના સ્મારક તરીકે તેમની પ્રથમ પુણ્યતિથિએ તા. ૧૯ મી ફેબ્રુઆરી ૧૯૧૬ ને રોજ ભગિની-સમાજની સ્થાપના થઈ. ભગિનીસમાજની સ્થાપના દિને મહાત્મા ગાંધીજીએ સંદેશો મોકલ્યો હતો કે "કદાપિ કૃત્રિમતા પેસી ન જાય એ તપાસજો. અત્યારે ઘણાં કાર્યોમાં કૃત્રિમતા પેસી જાય છે ને પછી ફળ કાંઈ પ્રાપ્ત થતાં નથી. પોતાના કાર્ય વિષે તલ્લીન થઈ શકે એવા મનુષ્યોની હિન્દને ભારે જરૂર છે. એકનિષ્ઠાથી કામ કરનારને બીજી જે વિભૂતિઓની જરૂર પડશે તે પ્રાપ્ત થશે એવું ઈશ્વરી વચન છે ને ગોખલેજીનું જીવન તેનો મહાન પુરાવો છે." સને ૧૯૨૭ માં–માત્ર એક વર્ષ પછી જ ગાંધીજીએ આ સંસ્થાને એક ભારે કામ સોંપ્યું. તે કામ તે ફીજી બેટમાં ગીરમીટિયા હિન્દી બહેનો ઉપર થતા અત્યાચારો અટકાવવાનું હતું. ભગિની સમાજ દ્વારા ચળવળ ઉપાડી, શહેરની સ્ત્રીજનતાને જાગ્રત કરી, સરકારને કાને આ વાત લઈ જઈ તેનો ઉકેલ લાવવાનો હતો. શ્રીમતી જાઈજી પીટીટની આગેવાની નીચે સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન વાઈસરોય પાસે મોકલવામાં આવ્યું અને એ ડેપ્યુટેશનને વાઈસરોયને મળી પૂરેપૂરી દાદ મેળવી. સને ૧૯૨૯માં ગાંધીજીએ ભગિની સમાજ સેવાશ્રમનું ખાતમુહૂર્ત કર્યું. આ સંસ્થા મુંબઈમાં વીલેપાર્લેમાં છે. સને ૧૯૩૧ માં ભગિની સેવા સંઘ સ્થાપવામાં આવ્યો. ભગિની સમાજને હવે પોતાનું મકાન છે. તે મકાન શ્રી રાજકુમારી અમૃતકુમારીએ તા. ૨૦–૨–૪૮ ને રોજ ખુલ્લું મૂક્યું હતું શ્રી. ચંચળબહેન ધીઆએ પોતાના સ્વર્ગસ્થ પતિની યાદગીરીમાં પચાસ હજાર રૂપીઆની ઉદાર રકમ આ મકાન ખરીદવા માટે ભેટ આપી છે.

શરૂઆતમાં ભગિની સમાજનું સંચાલન શ્રી હરસનદાસ ચીનાઈવાળા કરતા હતા, પરન્તુ સને ૧૯૩૨ ના ઓગસ્ટની વીસમી તારીખથી આ સંસ્થાનું સંચાલન સ્ત્રીઓએ પોતાને હસ્તક લીધેલું છે. હાલ શ્રી જયશ્રીબહેન રાયજી આ સંસ્થાનાં પ્રમુખ છે, શ્રી લીલાવતીબહેન બેન્કર અને ચંચળબહેન ધીઆ મંત્રીઓ છે અને ૧૩ સભાસદો કારોબારી મંડળમાં છે. 'ભગિની ભાવે સમાજ સેવા કરવી અને બીજાને તેમ કરવા ઉત્તેજન આપી અનુકૂળતા કરી આપવી' એ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ છે.

આ સંસ્થાની પ્રવૃત્તિઓ અત્યારે સેવા મંદિર, બાળમંદિર, ઉદ્યોગમંદિર, ક્લબ, શિક્ષણવર્ગો, પુસ્તકાલય, ભગિનીસમાજ પત્રિકા, તાલીમકેન્દ્ર, સ્વયંસેવિકા દળ, અને શિષ્યવૃત્તિ ફંડ જેવા ચૌદ વિભાગમાં વહેંચાયેલી છે.

અત્યારે—ભગિની સમાજની વ્યવસ્થા સભ્યો તરફથી ચૂંટાયલી, તેર સભ્યો, પ્રમુખ અને બે મંત્રીઓ મળી પંદર સભ્યોની વ્યવસ્થાપક સમિતિ દ્વારા ચલાવવામાં આવે છે વ્યવસ્થાપક સમિતિ તરફથી ચૌદ વિભાગ માટે દરેકની જુદી પેટાસમિતિઓ ચૂંટવામાં આવે છે. સમાજની કેટલીક પ્રવૃત્તિઓ માટે જુદાં જુદાં દાતા તરફથી ૧૦,૦૦૦ રૂપીઆ મળેલા છે. દાનની શરત મુજબ દાતા તરફથી એક સ્ત્રી પ્રતિનિધિ તે પ્રવૃત્તિની પેટા સમિતિમાં સભ્ય હોય છે. એ સભ્યોનો કારોબારી સમિતિમાં નીમવાનો અધિકાર નથી. પેટા સમિતિમાં પણ એથી વધારે પ્રતિનિધિ રાખવામાં આવતા નથી. કોલેજમાં ભણતી કન્યાઓ માટે એક દાતાએ રૂા. ૨૦૦૦ વગર શરતે આપ્યા છે. આ રકમના વ્યાજ ઉપરાંત ભેટો ઉપરાંત કારોબારી સમિતિએ નીમેલી પેટા સમિતિ શિષ્યવૃત્તિઓ આપે છે.

પચાસ હજાર રૂપીઆની સામટી ભેટ આપનારનાં સ્ત્રી પ્રતિનિધિ કારોબારી સમિતિમાં સભ્ય નીમવામાં આવ્યાં છે.

ભગિની સમાજની સ્થાવરજંગમ મિલ્કતનાં ટ્રસ્ટીઓ બધાં સ્ત્રીઓ જ છે, અને સમાજની બધી આન્તર વ્યવસ્થા સ્ત્રીઓ જ કરે છે. સેવામંદિરના સ્ત્રી વિભાગનું બધું કામ સ્ત્રીઓ જ ચલાવે છે. ખજાનચીબહેન હજારો રૂપીઆની લેવડદેવડનો હિસાબ લખાવે છે અને તપાસે છે. થોડા વખતથી અનાજ વગેરેનો સ્ટોર પણ સ્ત્રીઓ માટે ખોલવામાં આવ્યો છે. આ સ્ટોર સહકારી ધોરણે ચાલે છે અને તેની વ્યવસ્થા પણ સ્ત્રીઓ જ ચલાવે છે.

આ રીતે આ સંસ્થા કેવળ સ્ત્રીઓને જ હસ્તક સફળતાથી ચાલે છે. દાતાઓ ઘણા પુરુષો છે, પરન્તુ તેમણે સંસ્થા ચલાવવાનો લોભ કે માગણી કદી કરી નથી. સ્ત્રીઓ અને બાળકોમાં કાર્ય કરવાનું હોય તેમાં સ્ત્રીઓ જ રસપૂર્વક કામ કરી શકે. વેપારી દાતાઓને આવી સંસ્થાઓમાં વહીવટમાં સ્થાન હોય નહિ એ સંસ્થામાં દાન આપનાર સમજે છે.

સર્વ રીતે સ્ત્રીઓના સંચાલનથી ચાલતી આ સંસ્થા જે કુશળતાથી ચાલે છે તે બીજી સ્ત્રીસેવાની સંસ્થાઓના વહીવટદારોને દૃષ્ટાન્તરૂપ છે.

*

## (૨) આર્ય કન્યા વિદ્યાલય : પોરબંદર

પોરબંદરમાં આર્ય કન્યા ગુરુકુલમાં પ્રાર્થના મંદિરની ઉદ્‌ઘાટનવિધિ વખતે જામસાહેબને કન્યાઓ તરફથી હિંદીમાં માનપત્ર અને રજતમંજૂષા આપવામાં આવેલી. શ્રી. સવિતાબહેન નાનજીભાઈ મહેતાએ હિંદીમાં એ માનપત્ર વાંચ્યું. તે પછી જામસાહેબે સરસ્વતી મંદિરને ખુલ્લું મૂક્યું.

શ્રી. નાનજીભાઈ કાલિદાસે ગુરુકુલની સ્થાપનાનો ઇતિહાસ કહ્યા પછી શ્રી. નાનાભાઈ ભટ્ટે કહ્યું કે, 'આ સંસ્થા હિંદુસ્તાનમાં એક પ્રયોગ રૂપે છે. આપણા વિચારો હડાયામાં ઉકળે છે. આપણે તેનો ઘાટ ઉતારવો છે. હું આ પ્રયોગનો ઊંડો અભ્યાસ કરીને તેનો માનસશાસ્ત્રીય દૃષ્ટિકોણથી છોલ કરી, પછી તેના પર મહોર મારવા માગું છું. મારી માન્યતા એવી છે કે, શિક્ષણથી ફક્ત આધ્યાત્મિકતા આવતી નથી. ધાર્મિકતા પેઢિયામાંથી શરૂ થાય છે. મહાપુરુષોના મૂળ તપાસો તો માલુમ પડશે, કે તેમણે મા પાસેથી હાલરડાંમાંથી કેળવણી લીધી હતી. આપણું ગૃહજીવન સુકાયું છે; અને શાળા પાસેથી તેની આશા રાખીએ છીએ. આપણા આર્યધર્મ અને આર્યસંસ્કૃતિ પર કોલેજવાળો શંકાદૃષ્ટિથી જુએ છે. આ પ્રાર્થનામંદિર બહારથી જેમ આકર્ષક છે તેમ અંદરથી પણ એવું જ આકર્ષક બનો!

'સાધુ પુરુષોના સંગ વગર જીવનમાં આધ્યાત્મિકતા ઉત્પન્ન ન થાય. એવો સંગ

એ ધાર્મિક જીવનની અનિવાર્યતા છે. એ અંતઃકરણની કોમળતા આપશે.

'જનસમાજમાં માતાઓને ઊંચે લાવશું તો જ સંસ્કારિતા આવશે. શ્રી. નાનજીભાઈને એનો શોખ છે. તેઓ ખડતલ જીવનના અનુયાયી છે. કેળવણીમાં નૃત્ય, અને સંગીત ઉપરાંત ખડતલતા ખાસ જોઈએ. આવતી કાલ માનવ સંસ્કૃતિની છે. આર્યસંસ્કૃતિનો અર્થ એ, કે અનેકને એકઠા કરીને એમાંથી એકતા ઉત્પન્ન કરવી. માનવ સંસ્કૃતિને ઉત્પન્ન કરવાનો યશ હિંદને છે.'

એ પછી જામસાહેબે માનપત્રનો જવાબ આપતાં કહ્યું, કે 'પહેલાં તો હું સવિતાબહેનને જવાબ આપું. સવિતાબહેન ડિપ્લોમેન્ટ (મુત્સદ્દી) થઈ ગઈ છે ને હવે તો હું પંડિતજી (જવાહરલાલ)ને મળીશ ત્યારે કહીશ કે સ્ત્રીઓને એલચી બનાવવાનું પણ સૌરાષ્ટ્રમાં તેમણે શરૂ કર્યું છે. એ બહેને કહ્યું કે, 'મારી પાસે અર્પવા સોનું–ચાંદી નથી.' પણ મને સોના-ચાંદીનો શોખ હોત તો નવાનગરનું રાજ મૂક્યું ન હોત. મને શેની પણ ભૂખ હોય તો તે એ છે કે દીકરા–દીકરીઓના હૃદય ચાહવાની.

'નિશાળો ને મંદિરો એમાં આત્મા હોય તો જ એ સાચાં સંસ્કારના ધામો બને છે, નહિ તો માત્ર પાણાંના ઢગલા જ રહે છે.

'આ મંદિરમાં જે દિકરીઓ આવે તેના આત્મા ચોખ્ખા અને ઉચ્ચ થાય કે જેના પ્રતાપે તે ભવિષ્યની પ્રતાપી માતા થાય! આ ભૂમિ કૃષ્ણ અને તેના ભાઈબંધની છે. તેમાં પુનઃ એ પ્રકાશ આવે અને આ ભૂમિ જેમ બધે આગળ હતી તેમ તે ફરીથી પણ આગળ રહે; અને પરમેશ્વર પાસેથી જબરદસ્તીથી પણ સત્યુગ લાવે.

'વીસમી સદીના પહેલા દશકામાં દીકરા એટલા બધા આગળ હતા કે તેને લાયક સ્ત્રી નહોતી. પણ હવે સ્ત્રીઓ એટલી બધી આગળ છે કે તેને માટે પતિ ગોતવા, રઝળવું પડે છે. સ્ત્રીઓનું સ્થાન આર્યસંસ્કૃતિમાં હંમેશાં આગળ પડતું છેઃ સીતારામ, રાધાકૃષ્ણ–એવા ઈશ્વરસ્તવનમાં સ્ત્રી પહેલી છે. પુરુષને કોઈએ પહેલા નથી મૂક્યા. આપણી પુત્રીઓ દુનિયામાં આગળ વધે ને સાવિત્રી જેમ પોતાના પતિને પાછા લાવી ઉચ્ચતર ગતિએ લઈ ગઈ એમ આપણી સ્ત્રીઓ પુરુષને આગળ દોરે.'

---

( અનુસંધાન પૃષ્ટ ૫૨૨ થી )

આખી રાત વિચાર કર્યો હતો.'

'એટલે તમને મારાં સ્વપ્નાં નહોતાં!' મેરીએ મજાક ઉડાવી. 'લગ્નના દિવસની આગલી રાતે રંધાતી ગાજરી કુમના વિચાર!'

'ના, સામાન્ય કુમના નહીં; પણ ખાસ આના જ. મેરી, તને ખબર છે, આથો કેવી રીતે આવે છે!'

'ચોક્કસ. મેં લગ્નની કેક કેવી સરસ બનાવી છે તે હમણાં તમે જોશો.'

'ના. હું પૂછું છું કે આથો કેમ આવે! આથવું એ રાસાયનિક ક્રિયા છે.'

લૂઈ તો આથવાના રસાયનમાં ઊતરી ગયો અને મેરીને એના પર મોટું ભાષણ આપવા માંડ્યું.

ગાડી અટકી. લૂઈ કૂદી પડ્યો અને ઉઘાડું બારણું પકડી રાખી પોતાની પ્રિયતમાને ઉતારી.

'મને એક કલાક જવા દેને, એક જ કલાક!' ગુનેગારની માફક મેરીને ધીમેથી કાનમાં કહ્યું. મેરીએ નિસાસો નાખી કહ્યું, 'આ વૈજ્ઞાનિકની પત્ની થવું એ સહેલું નથી.'

* આ લેખના તાલેવામાં પ્રગટ થયેલ 'લૂઈ પાશ્ચર'માંથી.

જગતનો મહાન વૈજ્ઞાનિક




# લૂઇ પરણ્યો

: લેખક :
ડૉ. નરસિંહ મૂળજીભાઇ શાહ

*

રવિવારનો દિવસ. બજાર લગભગ બંધ હતાં. બપોરના બાર વાગ્યા. ઘોડાગાડીવાળાઓની હાર સરિયામ રસ્તાની બાજુએ નીકળી. કોચમેનોએ ધોળાં હાથમોજાં ચડાવેલાં

આ સરઘસ દેવળ તરફ ચાલ્યું. સંતોનાં ચિત્રો વડે સુશોભિત દેવળનાં બારણાં ખુલ્લાં હતાં. ભિખારીઓ તો હોય જ: પણ આજે તો વિદ્યાર્થીઓની પણ ઠઠ જામી હતી.

હતાં: 'આવ્યા!' એક નાનકડો જાડિયો છોકરો બોલી ઊઠ્યો, અને તાળીઓ પાડવા લાગ્યો. પહેલી ગાડીમાં સફેદ બુરખામાં એક છોકરી દેખાઈ. ગાડી અટકી. તેના અર્ધઉઘાડા બારણામાંથી એક યુવકનો ચહેરો દેખાયો.

'એ જ બરટિન સાહેબ–ભૌતિક વિજ્ઞાની. અણવર છે.' જાડિયો છોકરો બરાડ્યો. એની વાગ્ધારા છૂટી: 'બરટીન અને વરરાજા પાસ્ચર સાથે ભણતા હતા. પાસ્ચર અહીં આ નીમાયા ત્યારે સૌથી પ્રથમ મળનારાઓમાં બરટીન. આ છોકરીની સાથે ઓળખાણ કરાવી આપનાર પણ બરટીન.'

આ કોઈ બરટીન સામે જોઈ રહ્યું હતું, પણ તેના ચહેરા પર ચિંતા સ્પષ્ટ દેખાતી હતી. ગાડીમાંથી ઊતરી બરટીન અલોપ થઈ ગયો. તે સીધો દોડ્યો યુનિવર્સિટી પ્રયોગશાળા તરફ. દરવાજે એક પળ શ્વાસ ખાવા થોભ્યો, અને પછી ઝડપભેર ત્રીજે માળ ચડી ગયો. પરસેવો લૂછી નાખ્યો. મનમાં પાસ્ચરને થોડી ગાળો બોલી નાખી. પ્રયોગશાળા તરીકે ઓળખાતી એક નાનકડી ઓરડીનું બારણું ધમધમાવ્યું. અંદરથી જવાબ ન મળ્યો. ફરીને બારણાં ધમધમાવ્યાં. ઈસ્ટાપરી નીચે પડી ગઈ અને બારણું ખુલી ગયું.

ઓરડાનું વાતાવરણ અસાધારણ હતું. માત્ર બે જ બારીઓ હતી. બધેય હવામાં એક પ્રકારની ગંધ આવતી હતી. સફેદ દ્રાવણથી ભરેલાં કાચનાં વાસણો, લીલા રંગની ફુમતાવાળી નાની નાની બરણીઓ અને સ્ફટિકોથી ભરેલા કાચના બીકરો–પ્યાલા હારબંધ પડ્યા હતા. એક જગ્યાએ બરાબર પોલિશ કરેલ ચકચકતું સૂક્ષ્મદર્શક યંત્ર શોભી રહ્યું હતું. પાસેના ટેબલ પર કાગળના ઢગલા પડ્યા હતા.

'કોણ?' ક્રોધપૂર્ણ એક અવાજ આવ્યો, અને કાગળના ઢગલા પાછળથી પાસ્ચરનું મોં દેખાયું.

'કોણ, બરટીન! આવ. કાંઈ નવું દેખાડું.' પાસ્ચરે મિત્રને આવકાર્યો.

'તારું નવું જાય ખાડમાં.'

'જો મને ભાંડવા આવ્યો હોય તો પાછો ચાલ્યો જા. તને ખબર છે કે મારું આખું

અઠવાડિયું ભાગ્યે અને તેની તૈયારી કરવામાં જાય છે; એક માત્ર રવિવાર મળે છે–સંશોધન માટે. જો આ સ્ફટિકો! તેમાં ચમત્કારો સંતાયેલા પડેલા છે.'

'ચમત્કારો! એક સુંદર છોકરી તને પરણવા સંમત થઇ એ પણ ચમત્કાર છે.'

પાસ્ચર મિત્ર સામે ગુસ્સામાં જોઈ રહ્યો.

'અત્યારે તને અહીંઆં જોઇને કોઇને લાગી આવે. મિસ લોરેન્ટ સાથે હસ્તમેળાપ કરવા અધી કલાક પહેલાં તારે દેવળમાં આવવાનું હતું એ ભૂલી ગયો? આજે તારો લગ્નદિવસ છે.'

'હવે શું કરું?' પાસ્ચરે પૂછ્યું.

'ચાલ જલદી ઊઠ, એ આળસુના પીર!'

'હા. ચાલ ભાઈ, ચાલ.' લૂઈ આનંદપૂર્વક બોલી ઊઠ્યો અને બહાર નીકળ્યો. કેદીને લઈ જનાર પહેરેગીર સિપાઇની માફક બરટીન તેની પાછળ ચાલ્યો; પણ કેદી એકાએક પાછો ફર્યો.

'ક્યાં જાય છે?' લુઇને કોટથી પકડીને બરટીને બરાડો પાડ્યો.

'મારો પ્રયોગ, મારો નવો પ્રયોગ!' લુઇએ બરટીનને ખેંચ્યો.

'બળ્યો તારો પ્રયોગ.' બરટીને ગર્જના કરી. લુઇ બરટીનને ઢસડતો ઢસડતો પ્રયોગશાળા સુધી ખેંચી ગયો. બરટીને ઘણા પ્રયત્નો કર્યાં પણ ફાવ્યો નહીં.

'મેં નવો પ્રયોગ આદર્યો છે, ખૂબ અગત્યનો છે.' પાસ્ચરે દલીલ આદરી.

'અને તારું લગ્ન! એ ખૂબ અગત્યનું નહિ કેમ?'

લૂઈ તેના મિત્રના હાથમાંથી છટકી ગયો અને પ્રયોગશાળામાં ઘુસ્યો. એ બારણું બંધ કરવા જતો હતો ત્યાં બરટીને તેને ગળેથી પકડીને બહાર કાઢ્યો. લૂઈ તેના મિત્ર સામે ઠપકાની દૃષ્ટિથી જોઈ રહ્યો.

જ્યારે બંને મિત્રો દેવળમાં પહોંચ્યા ત્યારે બધાએ તેમનો સત્કાર કર્યો. લૂઈ શરમનો માર્યો નીચું માથું રાખીને પોતાની ભવિષ્યની પત્ની પાસે પહોંચ્યો.

બરટીનના એને શણગારવાના અનેક પ્રયત્નો છતાં સાહેબ તો જાણે સીધા ભઠિયારખાનામાંથી આવ્યા હોય એવા તેમના દેદાર હતા. નેકટાઈ કે કોલરનું ઠેકાણું નહોતું.

'બિચારી છોકરી, પરાણે પરણાવતા હોય એવું છે.' એક ડોશીમા બોલી ઊઠ્યાં.

સારું થયું કે લૂઇએ તે ન સાંભળ્યું.

અશ્રુપૂર્ણ આંખે એક પણ શબ્દ બોલ્યા વિના પાસ્ચરે પોતાની પત્ની મેરી તરફ જોયું.

'વાંધો નહીં. આવું ભૂલકણાપણું બતાવે છે કે તમે ખૂબ વિદ્વાન છો.'

પાદરીએ હાથ ઊંચા કર્યા. લગ્નની વિધિ શરૂ થઇ. બધું પતી ગયા પછી પાદરીએ હાથ નીચા કર્યા. દેવળનું વાજિંત્ર વાગતું બંધ થયું. આખા દેવળમાં ધન્યવાદોના અવાજોનો ઘોંઘાટ થઇ રહ્યો. આ ધાંધલમાં ગભરાયેલો પાસ્ચર બહાર નીકળ્યો. તેના હાથમાં તેની પત્નીનો હાથ હતો. બંને ગાડીમાં બેઠાં.

'પ્રિય મેરી, મારા પર ગુસ્સે તો નથીને?' અને જવાબની રાહ જોયા વિના આગળ ચલાવ્યું: 'હું જાણું છું કે તું દેવી સમાન છે. મારી માતા આજે જીવતાં હોત તો!'

'વહાલા લૂઈ, આજે અફસોસ ન કરશો.'

'સાચી વાત. આજે અફસોસનો વખત નથી. તારા લીધે હું કેવો સુખી છું! પણ જો તું ગુસ્સે ન થાય તો હું જરા પ્રયોગશાળામાં જઈ આવું. ત્યાં ખૂબ રસદાયી પરિણામો... એ લીલો રંગ...દેવાળ. અરે, મેં એનો ગઇ

( અનુસંધાન પૃષ્ઠ ૫૨૦ ઉપર )



# ભરતકામ ઉદ્યોગ



સંપાદિકાઃ—શ્રી. પુષ્પેન્દ્રકુમારી—ધ્રોળ.

## નાના બાળક માટે ટોપી

જોઈતી ચીજોઃ—૧ આંઉસ ત્રણ પ્લાઈ વાળું ઉન અને નં. ૯નાં સુયા જોડ ૧; એક વાર પહોળી રીબન. નં. ૯ નાં સુયા પર (૮૦) ટાંકાં માંડો.

૧ લી લાઈન—× ૧ સાદો; ૧ ઉંધો × આ નીશાનીથી ગુંથો.

આ પ્રમાણે હજી બીજી ૯ લાઇનો બનાવો. પછી નીચે પ્રમાણે ગુંથો; ૧ લી લાઇન-સાદી; બીજી લાઇન-ઉંધી.

હવે એક લાઈન સાદી તથા એક ઉંધી. બન્ને મળીને ૫ા ઇંચનું શરૂઆતથી ગુંથણ કરો. પછી નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઈનઃ—× ૧૪ સાદા; ૩ ભેગા ગુંથો, ૧૩ સાદા; ૩ ભેગા ગુંથો. × આ નીશાનીથી હજી એક વખત ગુંથો. છેલ્લે ૧૪ સાદા ૩ ભેગા ગુંથો.

૨ જી લાઈનઃ—ઉંધી.

૩ જી લાઈનઃ—× ૧૨ સાદા; ૩ ભેગા; ૧૦ સાદા; ૩ ભેગા, × આ નીશાનીથી એક વાર ગુંથો. છેલ્લે ૧૨ સાદા; ૩ ભેગા.

૪ થી લાઈનઃ—ઉંધી.

૫ મી લાઈનઃ—× ૧૦ સાદા; ૩ ભેગા; ૮ સાદા; ૩ ભેગા × આ નીશાનીથી એકવાર ગુંથો. છેલ્લે ૧૦ સાદા; ૩ ભેગા.

૬ ઠી લાઈનઃ—ઉંધી.

૭ મી લાઈનઃ—× ૮ સાદા; ૩ ભેગા; ૬ સાદા; ૩ ભેગા, × આ નીશાનીથી એક વખત ગુંથો. છેલ્લે ૮ સાદા; ૩ ભેગા.

૮ મી લાઈનઃ—ઉંધી.

૯ મી લાઈનઃ—× ૬ સાદા; ૩ ભેગા; ૪ સાદા; ૩ ભેગા, × આ નીશાનીથી એક વખત ગુંથો, છેલ્લે ૬ સાદા; ૩ ભેગા.

૧૦ મી લાઈનઃ—ઉંધી.

૧૧ મી લાઈનઃ—× ૪ સાદા, ૩ ભેગા; ૨ સાદા; ૩ ભેગા, × આ નીશાનીથી એક વખત ગુંથો, છેલ્લે ૪ સાદા; ૩ ભેગા.

૧૨ મી લાઈનઃ—ઉંધી.

૧૩ મી લાઈનઃ—× ૨ સાદા; ૩ ભેગા; ૩ ભેગા; × આ નીશાનીથી એક વાર ગુંથો. છેલ્લે ૨ સાદા, ૩ ભેગા.

૧૪ મી લાઈનઃ—ઉંધી.

હવે બાકીનાં જે ટાંકાં રહ્યા છે તે બંધ કરી દો.

### તૈયાર કરવાની રીત

પ્રથમ સ્વચ્છ વસ્ત્રને પલાળવું તથા ટોપી પર તે વસ્ત્ર મુકી પછી ઇસ્ત્રી કરવી. પછી પાછળના ભાગને ધાર પ્રમાણે બરાબર સીવી લેવો અને જે રીબન છે તેને બન્ને બાજુએ આગળ ટાંકી દેવી.

## (૨) નાના બાળક માટે મોજાં

જોઇતી ચીજોઃ—૧ આંઉસ ઉન; નં. ૯ ના સુયા જોડ ૧ અને ૧ વાર રીબન (સાંકડી)

નં. ૯ના સુયા પર ૩૨ ટાંકાં માંડો.

૧ લી લાઈનઃ—× ૧ સાદો; ૧ ઉંધો × આ નીસાનીથી ગુંથો.

૨ જી લાઇનઃ—× ૧ સાદો; ૧ ઉંધો × આ નીશાનીથી ગુંથો.

હજી ૧ લી તથા ૨ જી લાઇનો ફરીથી એક વખત ગુંથો.

૧ લી લાઇનઃ—સાદી. ૨ જી લાઇનઃ—ઉંધી.

હવે એક લાઇન સાદી તથા એક લાઇન ઉંધી-બન્ને મળીને શરૂઆતથી ત્રણ ઇંચનું ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. પછી રીબન પરોવવાના કાજ માટે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇનઃ—× ૧ સાદો, ૧ ઉંધો × આ નીશાનીથી ગુંથો. ૧ લી લાઇન હજી બે વખત ગુંથો. પછી નીચે પ્રમાણે ગુંથો.

પછીની લાઇનઃ—૧ સાદો; × ૧ આંટો ૨ ભેગા. × આ નીશાનીથી ગુંથો. છેલ્લે એક ટાંકો રહે તે સાદો ગુંથો. પછી ૧ સાદો; ૧ ઉંધો, એ પ્રમાણે હજી બીજી ત્રણ લાઇન ગુંથો અને છેલ્લે એક ટાંકો વધારો. હવે તળીયાં માટે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇનઃ—(૧ સાદો, ૧ ઉંધો) ૧૧ વખત ગુંથો પછી ગુંથણ ફેરવો.

૨ જી લાઇનઃ—૧ ઉંધો, ૧ સાદો એમ પાંચ વખત ગુંથો, તથા ૧ ઉંધો ગુંથો. પાછું ગુંથણ ફેરવો.

હવે વચલા ૧૧ ટાંકા પર ૨૨ લાઇનો ઉપરના ભાગ માટે ગુંથો.

હવે ત્યાંથી ઉન તોડી નાખો અને આગળ જે ૧૧ ટાંકા છે તેમાં જોડો. પછી ૧૨ ટાંકા ઉપાડો. પાછા ૧૧ ટાંકા ગુંથો. પછી ૧૨ ટાંકા ઉપાડો. પાછા ૧૧ ટાંકા ગુંથો. પછી પાછું ૯ લાઇનો ૧ સાદી; ૧ ઉંધી બન્ને મળીને ગુંથો.

હવે નીચેની ધાર વાસ્તે આ પ્રમાણે ગુંથો.

૧ લી લાઇનઃ—૨ ભેગા; ૨૦ સાદા; ૩ ભેગા; ૭ સાદા; ૩ ભેગા; ૨૦ સાદા, છેલ્લે ૨ ભેગા.

૨ જી લાઇનઃ—ઉંધી.

૩ જી લાઇનઃ—૨ ભેગા, એમ આખી લાઇન સાદી ગુંથો. છેલ્લે ૨ ભેગા.

૪ થી લાઇનઃ—ઉંધી.

૫ મી લાઇનઃ—૨ ભેગા; ૧૭ સાદા; ૩ ભેગા; ૭ સાદા; ૩ ભેગા; ૧૭ સાદા; ૨ ભેગા.

૬ ઠી લાઇનઃ—ઉંધી.

બીજું મોજું પણ આ જ પ્રમાણે બનાવો.

**તૈયાર કરવાની રીત**

સ્વચ્છ વસ્ત્ર પલાળીને ઈસ્ત્રી કરવી. તળીયા અને પગનો ભાગ સરખો સીવવો. પછી જ્યાં કાંણાં પાડ્યા છે તેમાં રીબન પરોવી દેવી.

---

મને વાંચતાં પણ કંટાળો આવે. જેમ જેમ આગળ વાંચું, તેમ તેમ મને થાય કે આટલું બધું લાંબુ શું લખ્યું હશે? બે ત્રણ દિવસ કામમાંથી નવરાશ મેળવીને પણ મેં ઘણા પત્રો વાંચી નાખ્યા. વાંચ્યા પછી ખરેખર મને થયું કે, શું ભોગ આવી વસ્તુ છે? પરણ્યા પહેલાં પણ જે ભોગ માટે મને પોતાને આવી ગુપ્ત રીતે તેડાવે છે, તે પતિને ધિક્કાર છે. મારા પિતાશ્રીને આ વાતની બિલકુલ જાણ ન હતી. મારાં માતુશ્રી ફક્ત પત્ર આવે છે એટલું જાણતાં હતાં. હું પત્ર ક્યાં મૂકું છું તે જાણવાની ઉત્સુકતા મારાં માતુશ્રીને ઘણી હતી, પરંતુ મને તેની પરવા ન હતી; કારણ કે જે વસ્તુ પત્રમાં ખાનગી હતી તે અંગ્રેજીમાં લખેલી હતી. ફરીવાર થોડા એવા પત્રો આવ્યા કે જેમાં મારા પતિદેવની ભોગવૃત્તિનું આલેખન હતું. આ બધી વસ્તુઓએ મારા દિલમાં કારી ઘા કર્યો અને મારા ચિત્તને ચકડોળે ચડાવ્યું. મને એમ થયું કે જ્યારે પરણ્યા પહેલાં પતિદેવ આવી આવી બીનાઓ જણાવે છે તો પરણ્યા પછી તો શું નહિ થાય! એટલે પરણવાનો પ્રસંગ જ ન આવે તેનો મેં વિચાર કરવા માંડ્યો. બીજે જ દિવસે હું શાક લેવાના બહાને ઘેરથી નીકળી ગઈ. દૂધવાળાને ત્યાં ગઈ, લોટો અને સાથે મારા માતપિતાની નિર્દોષતાનો અને તેમની ક્ષમા માગતો પત્ર પણ મૂક્યો, અને હું નિર્જન પ્રદેશમાં ચાલી નીકળી. ત્યાં એક કૂવાએ મારું ચિત્ત ખેંચ્યું અને મેં મારો આખરી વિસામો ત્યાં મેળવ્યો.

# આખરી વિસામો

લેખક
શ્રી. અમૃતલાલ શાહ

*

મારા માબાપની હું વહાલસોઈ એકની એક દીકરી હતી. મારે મારા કરતાં બે નાના ભાઈ હોવા છતાં પણ મારાં માતાપિતા બન્નેનો મારા ઉપર વિશિષ્ટ પ્રેમ હતો. નાનપણમાં લાડમાં ને લાડમાં ઉછરી. કોઈ દિવસ ન ઠપકો સાંભળવો પડે કે ન કોઈનો માર ખાવો પડે. હું નિયમિત રીતે મારું કામ કર્યો કરતી.

મને અભ્યાસનો ઘણો જ શોખ હતો, એટલે હું સાત વર્ષની ઉંમરે નિશાળે બેઠી. બરાબર ધ્યાન રાખીને મેં ગુજરાતી સાત ચોપડીઓનો અભ્યાસ સારી રીતે પૂરો કર્યો. ફાઈનલની પરીક્ષામાં તો હું આખા ગુજરાતમાં પહેલે નંબરે પાસ થઈ અને સારું ઈનામ મેળવ્યું. હવે મારી ઉમ્મર ચૌદેક વર્ષની થઈ, ને ઘરમાં મારા વિવાહની વાતો ચાલવા માંડી, મેં તે તરફ કાંઈ લક્ષ ન આપતાં મારો અભ્યાસ આગળને આગળ ધપાવે રાખ્યો. અંગ્રેજી ચોથીમાં હું પાસ થઈ અને મારા વિવાહ કર્યાના મને સમાચાર મળ્યા. મેં મારા ભવિષ્યના પતિ વિષે બાતમી મેળવવા કોશિશ કરી. તેમાં સફળતા પણ મળી. પરંતુ મારા કમનસીબે, મારા ભવિષ્યમાં થનારા પતિ ફક્ત મેટ્રીક પાસ થયા હોવાથી, કોલેજમાં જવાની, આગળ અભ્યાસ કરવાની મારી બધી મહત્વાકાંક્ષાઓ તૂટી પડી અને વીજળી પડે તેમ મારા હૃદયને આઘાત લાગ્યો. મનની મુંઝવણ મનમાં ને મનમાં સમાવી મેં કોઈને જણાવી નહિ. અને મારા અભ્યાસમાં ચિત્ત પરોવી દઈ, ભવિષ્યની ચિંતાઓ છોડી દઈ હું આગળ ને આગળ વધવા લાગી.

મેટ્રીકની પરીક્ષા આપી. દસ દિવસોની મારા પરિણામની વાર હતી. એટલામાં મારા ઉપર ફરમાન આવ્યું, કે મારે મારા પરિણામ વિષેની મારી સઘળી ધારણાઓ મારા પતિદેવને જણાવવી. મેં તેમના દિલ ઉપર દયા લાવીને પણ તેમ કર્યું, ત્યારે મને જાણવા મળ્યું કે મારી સફળતાના સમાચાર જાણી મારા પતિદેવ મૂર્છા પામ્યા. મેં વધુ અભ્યાસ ન કરવાનો નિશ્ચય કર્યો. મારો નિશ્ચય મેં પિતાશ્રીને જણાવ્યો ન હતો, તે પહેલાં કોણ જાણે ક્યાંથી તેમને ખબર પડી ગઈ હતી. એટલે બીજે જ દિવસે મને સમાચાર મળ્યા કે મારો વિવાહ પેલા મેટ્રીક પાસ થયેલા સાથેથી છૂટો કરવામાં આવ્યો છે અને કોઈ વધુ ભણેલા પ્રતિષ્ઠિત યુવાનની શોધ થાય છે.

પરંતુ મારી ધારણા ખોટી પડી અને હું મેટ્રીકમાં નિષ્ફળ નીવડી. કોઈ પણ હિસાબે મેટ્રીક પાસ તો થવું જ એવો મારો આગ્રહ હતો, અટલે મેં ફરીથી મેટ્રીકનો અભ્યાસ શરૂ કર્યો, અને વધુ ખંતથી મહેનત કરવા માંડી. થોડા દિવસો પછી અમારી જ્ઞાતિના એક જીગના વકીલનાં પત્ની ગુજરી ગયાં. એ ભાઈ વકીલ સાહેબ રહ્યા, એટલે માગાની તો વાત જ શું કરવી! ટોળાબંધ માગાં જવા લાગ્યાં, પણ ભાઈની દાનત મારા ઉપર હતી. મારા પિતાશ્રીએ પણ માગું મોકલ્યું, પણ અમોને ફેરાવવા માટે પ્રથમ તો ના પાડવામાં આવી. ઊંચટે જ્યારે અમે લાગવગ લગાડી ત્યારે અમારું માગું સ્વિકારાયું. પિતાશ્રીએ જ્યારે મને 'આ બધી બીના કહી ત્યારે ખરેખર મને આપણા સમાજ પ્રત્યે તિરસ્કાર થયો અને મારા જીવનર ઉપર પણ અણુગમો થયો.

વિવાહ થયે દસેક દિવસ નહિ થયા હોય ને મારા નવા પતિદેવ તરફથી પત્રોની ઝડીઓ વરસવા લાગી. પત્રો પણ એટલા લાંબા કે

# રસોઇ-ઘર

કુ. ચંદ્રપ્રભાદેવી—મિાળ.

*



## જામફળનો હલવો.

**સાધન :** શેર ૧ સારાં મોટાં જામફળ, પાવળીભાર ઈલાયચી, એક આનીભાર બદામ અને પીસ્તાની ઝીણી કાતરી.

એક શેર સારાં જામફળ, બહુ પાકેલાં નહીં તેવાં લઈ તેને પાણીમાં બાફવા. અધકચરાં બફાય ત્યારે કાઢી લઈ તેને આડો ચીરો પાડવો; પછી પાછળથી હાથ વડે સહેજ દાબવાં, એટલે અંદરથી બીનો આખો ગોટો નીકળી જશે. પછી જામફળને સારાં છુંદી નાખવાં-તેમાં કણી કે ફોડાં ન રહે તેમ; ત્યારબાદ બીના ગોટાને સીખંડ છીણીયે તેમ કપડામાં છીણી નાખવું અને જે બી રહે તે કાઢી નાખવાં. પછી જે છીંજેલો ગર હોય તે જામફળના ગર ભેગો નાખી દેવો; ત્યારબાદ તેનું વજન કરી; જેટલો ગર થાય તેટલી જ ખાંડ તેની અંદર નાખી બધું એકમેક કરી; ચુલા પર તપેલીમાં મુકવું. સારૂં ચળકતી લાલ રંગનું થાય; તેમજ ચકતાં પડે તેવું ઘટ થાય ત્યારે ઉતારી થાળીમાં ઠારી દેવું; પછી ઉપર લખ્યાં પ્રમાણે મસાલો ભભરાવી દેવો. પછી જ્યારે ઠરે ત્યારે ખાવાના કામમાં લેવો.

## બટાકા પૌંઆ.

**જોઈતી ચીજો:**—શેર ૧ પૌંઆ, ૦ાા શેર બટાકા, ૧ શેર ડુંગળી, ૦ાા શેર તેલ, ૨ રૂપીયાભાર મીઠું ને પાવલીભાર હળદર. નંગ ૮ લીલાં મરચાંની કાતરી, અડધા નાળીયેરનું ખમણ, એક ઝુડી કોથમીર (ઝીણી સમારીને).

બટાકા શેર ૦ાા લઈને છોલી નાખી ધોઈને તેની પાનકી ઉભી ચીરીઓ કરવી. ડુંગળીને છોલી, તેનાં નાના નાના કટકા કરવા. પછી બન્નેને એક મોટી તવીમાં તેલ મુકી સાંતળવા મુકવું અંદર મીઠું અને હળદર તેના પ્રમાણમાં નાખવા. બટાકા તથા ડુંગળી બરાબર સંતળાય ત્યારે પૌંઆને બરાબર સાફ કરીને તેમાં નાખી દેવા. પછી બાકીનો સર્વ મસાલો પણ નાખી દેવો અને બે-ત્રણ વાર હલાવી તેલ ઓછું હોય તો વધારે રેડી અંદર લીંબુનો રસ નાખવો. પછી હલાવી ઉતારી લેવું; ચુલા પર પૌંઆને કડક થવા દેવા નહીં. ઉપર શોભા માટે થોડું કોપરાનું ખમણ અને કોથમીર ભભરાવવાં. પછી ગરમ ગરમ ખાવું. કારણ કે ઠંડા થવાથી કાણુ થઈ જવા સંભવ છે. જો કોઈ ડુંગળી ન વાપરતું હોય તો પણ આ રીતે જ થશે.

આજથી ત્રીસ વર્ષ પહેલાં ઉત્તર હિંદના એક નગરમાંના ભોજન સમારંભમાં એક ઉગતી કવયિત્રી સાથે એક યુવાન બેરિસ્ટર પણ હાજર હતા. નિમંત્રિતોમાં ઇન્દ્રિયાતીત દૃષ્ટિ ધરાવનાર તરીકે વિખ્યાત થયેલી એક એંગ્લો ઇન્ડીઅન મહિલા પણ હતી. તેણે પેલા યુવાન બેરિસ્ટર પર નજર નાખીને કહ્યું: "પેલો યુવાન એક રાજ્યનો શાસક બનવાનો છે." બધા આશ્ચર્યચકિત થઇને સાંભળી રહ્યા. કવયિત્રીએ કહ્યું: "એ કોઈ દેશી રાજ્યનો કુંવર નથી, તેમ કોઇ રાજકુટુંબનો પણ નથી. એ રાજા કેમ બને? એ તો માત્ર ચબરાક વકીલ છે."

પેલી સ્ત્રીએ કહ્યું: 'કેમ બને એની તો મનેય ખબર નથી. પરંતુ એ એક રાજ્યનો શાસક બનશે.'

આ આગાહી એ વખતે તે બેરિસ્ટરે તેમજ સૌએ એક મજાક રૂપે ગણી લીધી અને સૌ તે વીસરી ગયા પરંતુ ત્રીસ વર્ષ બાદ એ સાચી નીવડી—જ્યારે મહમદઅલી ઝીણા પાકિસ્તાનના સર્વોચ્ચ સત્તાધીશ બન્યા. નેપોલીઅન માટે પણ એક જિપ્સી સ્ત્રીએ આવી આગાહી કરેલી. પાકિસ્તાનનાં માણસો પેલી એંગ્લો-ઇન્ડીઅન મહિલાનો પત્તો મેળવવા તપાસ ચલાવી રહ્યા છે.

*

અમેરિકામાં ૫૧ સ્ત્રીઓ ન્યાયમૂર્તિ તરીકે કામ કરે છે તેમાંથી ૧૦ ન્યુયોર્કમાં, ૬ કેલીફોર્નિઆમાં, ૬ માસેચ્યુસેટસમાં અને ત્રણ સમવાયી અદાલતમાં કામ કરે છે.

*

'હિંદુસ્તાન ટાઇમ્સ'નો નવી દિલ્હી ખાતેનો ખબરપત્રી જણાવે છે કે દિલ્હીમાં બીજી બધી વસ્તુઓની અછત સાથે કન્યાની પણ ભારે અછત છે.

થોડા સમય પહેલાં પુનર્વસવાટ ખાતાના સ્ત્રી વિભાગના લગ્નખાતા તરફથી લાયક વર માટે અરજીઓ મંગાવવામાં આવી હતી. થોડા વખતમાં જ એ ખાતાને થોકબંધ અરજીઓ મળી. આ અરજી કરનારાઓમાં લીફ્ટમેનથી માંડી મોટા વકીલો અને વેપારીઓ પણ હતા.

# સૌરભ



દિવસે દિવસે કન્યાઓ માટે એટલી બધી અરજીઓ આવવા લાગી કે સરકારે કંટાળી એ ખાતું બંધ કર્યું, પરંતુ જે લોકોની અરજી આવી હતી તેમાંથી સારા અને ૩૦ વર્ષની નીચેના ૨૦૦૦ સુધીના ઉમેદવારોને ચૂંટી કાઢવામાં આવ્યા.

આ ૨૦૦૦ ઉમેદવારોમાંથી ૫૦૦ જેટલા ઉમેદવારો લશ્કરી દળોમાં કામ કરનારા હતા, ૫૦૦ જેટલા ઉમેદવારો વેપારીઓ હતા—જેમની મહિને દિવસે આવક રૂા. ૧૦૦૦ થી વધુ હતી. બાકીના ૧૦૦૦ ઉમેદવારોમાં મોટેભાગે સરકારી અમલદારો હતા.

આ ઉમેદવારોમાં વિધુરની સંખ્યા તો ઘણી જુજ હતી અને આ વિધુરમાંય પોતાને બાળક હોય એવો તો એક જ ઉમેદવાર હતો.

આ લગ્નના ઉમેદવારો નાતજાતના ભેદમાં જરાય માનતા નથી. તેઓને તો કન્યા જોઇએ છે અને તેમાંય કોઈ નિરાશ્રીત કન્યા મળી જાય તો તેને ઘણો સંતોષ થાય.

*

અમેરિકામાં ૮૦ વર્ષ પહેલાં મજુરીના ધંધામાં જે સ્ત્રીઓ :કામ કરતી તેના કરતાં પાંચગણું પ્રમાણ સ્ત્રીઓનું મજુરીના ધંધામાં આજે વધ્યું છે એવું સ્ત્રીઓના પ્રચાર વિભાગના પ્રમુખ શ્રીમતી ફ્રેડા એસ. મીલરે જાહેર કર્યું છે. ૧૯૦૦ની સાલમાં ૫૦ લાખ સ્ત્રીઓ અમેરિકામાં મજુરી કરતી અને તેનું પ્રમાણ તે વખતે ૧૮ ટકા હતું. આજે સ્ત્રી-પુરૂષની મજુર સંખ્યામાં બમણો આંકડો થયો છે જ્યારે સ્ત્રીમજુરની સંખ્યા ત્રણ ગણી થઇ છે. ૧૯૩૬માં માત્ર કેળવણી, દરજીકામ, ઘંટીઓમાં, ડ્રેસમેકર, ઘરમજુરી અને કારખાના એમ સાત જ ધંધામાં કામ કરતી. આજે અમેરિકામાં ૪૫૧ ધંધા છે તેમાંથી માત્ર નવ સિવાય ૪૪૨ ધંધામાં સ્ત્રીઓ કામ કરતી થઇ ગઈ છે. ૧૯૪૭માં તો વિમાનમાં, રેડીઓમાં અને માનસવિજ્ઞાનમાં પણ કામ કરતી થઈ છે અને પાંચ ટકા સ્ત્રીઓ ડાક્તર, એન્જીનીયર, કેમીસ્ટ, શિલ્પશાસ્ત્રી, વકીલાત, અને જાહેર હિસાબી ખાતામાં પણ કામ કરવા મંડી છે.

*

સુરત જીલ્લામાં રમત ગમતના એક મેળાવડામાં પ્રમુખપદેથી ગૃહપ્રધાન શ્રી. મોરારજીભાઇએ કહ્યું હતું કેઃ-સરકાર જુલમ દૂર કરવા કાયદા કરે છે. એક પર બીજી ન થાય તેવો કાયદો ઘડયો છે. વિધવાને આપણે 'ગંગાસ્વરૂપ' નામ આપ્યું તે તો મન મનાવવા માટે, પણ વર્તનમાં તો વિધવાના શુકન અપશુકન ગણ્યા. પુરૂષ એક બે ત્રણ બાર પરણે ને સ્ત્રીને એવો હક નહિ-અરે ઘરમાં જુવાન વિધવા છોકરી હોય ને બાપ બે ત્રણ ચાર વાર પરણે એ શું!

આપણે માતાઓને બહાદુર બનાવવી જોઇએ. વીર માતાનાં સંતાન જ વીર થવાનાં છે. માના ગુણ જ સંતાનમાં વધુ ઉતરે છે. માતાનાં સંસ્કાર એ જ મુખ્ય વસ્તુ છે. માતા અજ્ઞાન હશે, ગમાર હશે તો તેનાં સંતાન પણ એવાં જ રહેવાનાં છે.

સ્ત્રીએ સૌભાગ્યવતી રહેવાનું ને પુરૂષે રહેવાનું નહિ! પુરૂષે પોતાના હાથમાં કાયદા હોવાથી પોતાના લાભના કાયદા ઘડી દીધા. આથી એક પર બીજી કરનારને જેલમાં મોકલવાનું ઠરાવ્યું છે. જો પુરૂષ એક પર બીજી કરે તો શા માટે સ્ત્રી એક પર 'બીજો' ન કરે? પણ એ વસ્તુ બરાબર નથી, એટલે એક પર 'બીજી' કરવા સામે કાયદો કાઢયો છે. સ્ત્રીએ સતી થવાનું તો પુરૂષે 'સતા' નહિ થવાનું? પણ પુરૂષમાં સત હોય તો સતો થાય ને? .

પતિ જો પરમેશ્વર સમાન હોય તો સ્ત્રી દેવી સમાન હોવી જોઇએ ને તો જ બરાબર ગણાય. જ્યાં પતિ એને માન આપે ત્યાં જ સ્ત્રીએ પણ પતિને માન આપવું જોઇએ સ્ત્રીએ પોતાનો હક જાળવવો જોઇશે ને તે માટે તેણે સત્યાગ્રહ પણ કરવો જોઇશે; ત્યાં સુધી કંઇ વળવાનું નથી. મિલ્કતમાં પણ છોકરા-છોકરીને જુદું. જો છોકરી ગમાર હશે તો તે બીજે પત્ની તરીકે જવાની છે ને તમારે ત્યાં ગમાર છોકરી આવશે તે વહુ તરીકે આવશે. અને તે પણ કાલે માતા બનવાની છે તો પછી તેનાં સંતાન પણ ગમાર રહેવાનાં છે.

સ્ત્રીએ પુરૂષના સામે ન બોલવું એ સારી વાત છે, પણ પુરૂષ ખોટું બોલે તો તે નિભાવવું એ ન ચાલે. સ્ત્રીઓ પાસે તો મોટામાં મોટું સાધન છે. સ્ત્રીએ ઘરેણાંથી બંધાવાની જરૂર નથી, ઘરેણાં તો બંધન છે. પગનું કડું પકડી તમને ફેંકી દેવાશે, નથ ઝાલી બેસાડી દેવાશે, ગળાના હારથી ફાંસો દેવાશે. પુરૂષો કંઇ કાચા છે! એ કેમ ઘરેણાં પહેરતા નથી! કાંઇ પણ સારૂં હોય તો તો પુરૂષ જવા દે એમ નથી.

છોકરા ને છોકરી વચ્ચેના ભેદભાવ ભૂલાવો.

છોકરી વાંચવા માંગે તો છોકરો કેમ નહિ ? બેઉ સરખાં કામ કરે તેવું તેમને સરખું શિક્ષણ આપો, ને સમાન રીતે વર્તો. અર્ધો સમાજ પાંગળો હશે તો નહિ ચાલે. સ્ત્રી એ પુરુષનું અર્ધાંગ છે તો પુરુષ એ સ્ત્રીનું અર્ધાંગ કેમ નહિ ? બેઉ માટે ઇજ્જત ને પ્રેમ સરખાં જોઇએ ને તો જ સમાજ મજબૂત બનશે. નવીન હિંદના સર્જનમાં સ્ત્રીઓએ પણ ફાળો આપવાનો છે ને તેમ થશે ત્યારે જ હિંદનું ઝપાટાભેર નવસર્જન થશે.

*

કોંગ્રેસ સેવાદળ ગુજરાત તરફથી બહેનો માટેના એક તાલીમ શિબિરની શરૂઆત સ્વરાજ આશ્રમ બારડોલીમાં થી. જ્યોત્સના બહેન શુકલના શુભ હસ્તે થઇ હતી. ઉદ્‌ઘાટન વિધિ કરતાં શ્રી જ્યોત્સનાબેન બેનોને સેવાદળમાં જોડાઇ દેશની સેવા કરવાની અપીલ કરી હતી. વર્ગમાં ગુજરાત કાઠિયાવાડના જુદા જુદા બાગોમાંથી બહેનો આવી છે. આ વર્ગ પહેલાં ખંભાત ચાલવાનો હતો પણ કેટલાક કારણોને લીધે વર્ગ સ્વરાજ આશ્રમમાં રાખવામાં આવ્યો છે.

*

સંયમ અને સ્વચ્છંદ વિષે, નીતિનાશના માર્ગ વિષે અને અનેક કસોટીઓમાંથી પસાર થયેલી આપણી આર્યસંસ્કૃતિની ઉત્તમતા વિષે આજે વિદ્વાન શ્રોતાવર્ગને મારે બહુ કહેવું નથી. લગ્ન જીવનનાં વિશુદ્ધ સુખો વિષે પર્લબકે Portrait of a marriage 'એક લગ્નજીવનનું ચિત્ર' એ નામનું સુન્દર નવલકથાનું પુસ્તક લખ્યું છે. એમાં એ વિદ્વાન લેખિકાએ સિદ્ધ કર્યું છે કે લગ્ન એ તો સંસારનો ગૂઢો અનુભવ છે, સરખા આદર્શો કે ગુણો ના હોય છતાં લગ્નથી સ્ત્રી પુરુષ બન્ને ખૂબ ઘડાય છે. પ્રેમ, સહિષ્ણુતા, શાન્તિ, આત્મવિસર્જન અને શુદ્ધ આનંદ લગ્નજીવનથી મળે છે. જીવનનો ઉદ્દેશ પૂર્ણતા મેળવવાનો હોય તો એ માટે લગ્ન જેવો બીજો માર્ગ નથી. સતીત્વ અને એકપત્નીવ્રતથી પ્રેમસાગર એવા આત્માનું પૂર્ણપણે પ્રાકટ્ય થાય છે. —ડૉ. હરિપ્રસાદ

*

કેટલીક વખત સ્ત્રીઓ સુધારાને નામે અવિચારી પગલાં ભરે છે અને સ્વાતંત્ર્યના મોહમાં સ્વચ્છંદના પંથે પળે છે. આજના સ્વાતંત્ર્ય યુગમાં સૌ કોઈ સ્વતંત્ર થવા આતુર અને અધીરા બની રહે છે અને તેવી જ સ્થિતિ આજની સ્ત્રીઓની છે. સ્વતંત્રતાનો પવન તેમનામાંનાં ઘણાંને વાયો છે અને તેના મોહમાં પડી કેટલીએ અર્ધદગ્ધ, અજ્ઞાન અને અણસમજુ સ્ત્રીઓ સ્વચ્છંદી બને છે. સ્વતંત્રતા એટલે નિરંકુશ, મર્યાદા વિનાની. નિયમ વિનાની છૂટ નહિ, પણ તે જવાબદારીઓથી લદાયેલી, મર્યાદાથી અને નિયમોના અંકુશોથી બંધાયેલી છે અંકુશ અને મર્યાદા, નિયમ અને નિયમન વિનાની સ્વતંત્રતા શા અર્થની ? એવી સ્વતંત્રતા સાચે માર્ગે લઈ નહિ જાય, પણ સ્વચ્છંદના મોહમય અને વિનાશકારી પંથે દોરશે. સ્વતંત્રતા મેળવી શકાય અને પ્રાપ્ત કરી તેને પૂર્ણ રીતે સાચવી શકાય એવી શક્તિ આપણામાં જોઇએ અને એ શક્તિ મેળવવામાં શરીરસંપત્તિની સૌથી પહેલી આવશ્યકતા છે.

*

લંડનના બાગમાં યુગલોને માટે ઠીક થઈ પડે એવા બાંકડા મૂકાનાર છે. એ બાંકડા પર બે જ જણ બેસી શકે એવી યોજના થશે. કેમકે એક યુગલ પ્રેમગોષ્ઠિ કરતું બેઠું હોય ને તે વેળા તેની સાથે ભળતો માણસ પણ બેસે એ સારૂં ન કહેવાય, તેથી આવા બાંકડા રખાનારછે.

*

માણસનું મન તેના અંદર છે એમ નહિ, પણ માણસ એના મનમાં રહે છે. માણસ મનથી મોટો છે એમ નહિ, પણ મન માણસથી ઘણું મોટું છે.

# ન્યાયની



# અદાલતમાં

*

૧૯૪૭ ના ડિસેમ્બર મહિનામાં પોતાની જન્મેલી બાળકીનું ખૂન કરવાના અથવા તો તેને જાહેર જગ્યાએ છોડી દેવાના આરોપસર વલસાડની આશરે અઢાર વર્ષની વયની એક ખ્રિસ્તી કુમારિકા સામેનો કેસ અત્રેની સેશન્સ કોર્ટમાં ચાલી જતાં જ્યુરીએ ખૂનના આરોપ અંગે એ બાળાને નિર્દોષ ઠેરવી હતી અને બીજા ગુન્હા અંગે એસેસરોએ તે દોષિત હોવાનો અભિપ્રાય આપ્યો હતો. સેશન્સ જજ મી. રાજ્યુએ તે બાળાને ૩૧૭ કલમ મુજબ જન્મેલા બાળકને વગે કરવાના આરોપસર ગુનેગાર ઠેરવી હતી; પણ એ કન્યાના સંજોગોને અનુલક્ષીને તેને બે વર્ષના રૂ. ૫૦૦નો અંગ મુચરકો અને એટલી જ રકમના જામીન તેની પાસે લેવાનો હુકમ કર્યો હતો.

*

મુંબઈની ધારાસભામાં હમણાં એક ખરેખરો રમજી કાયદો પસાર થઈ ગયો. એ કાયદો એક જ માણસ અતિ મુશ્કેલીમાં આવી પડેલો તેને તેમાંથી મુક્ત કરવાને માટે જ રચાયો ને તે પસાર થયો.

કથાભાગ એવો છે કે, એક ખ્રિસ્તી બાઈસાહેબને લગ્ન કર્યા પછી લાંબે વખતે ખબર પડી કે જે ખ્રિસ્તી ગોરજીએ એના લગ્ન કરાવેલા, તેને લગ્ન કરાવતી વેળા લગ્ન કરાવવાનો અધિકાર જ ન હતો. એ જાતનો પરવાનો તેની પાસે હતો જ નહિ અને પરિણામે બાઈસાહેબનું લગ્ન સાવ ગેરકાયદે હતું ને તેથી તે લગ્નના સંતાન પણ ગેરકાયદે હતાં.

હવે બીજા પરવાનાદાર ગોરજી ફરતાં ફરી લગ્ન કરે, તો પણ આગલો બધો વહેવાર, બધું જીવન ને સંતતિ ગેરકાયદે હતાં જ ને છે જ એવું સ્પષ્ટ નક્કી ઠરે, અને પોતાને મોઢે કબૂલ કર્યા બરાબર જ થાય.

હવે આ કફાસામણીનો ઉપાય એક જ રહ્યો—કે ખાસ સ્વતંત્ર નોખો કાયદો કરી આગળ થયેલા પડેલા લગ્નને કાયદેસર કરાવવા.

આ બાબત સાવ વ્યક્તિગત જેવી હતી ને તેથી તેમાં કોઈને કંઈ વાંધો ન હતો. પણ ગમ્મત ખાતર એક સભાસદે કહ્યું કે: આવી નાની નાની બાબતમાં કાયદો કરવા બેસવું તેના કરતાં જે કોઈ કહે કે અમે પતિપત્ની છીએ તેને વરવહુ તરીકે કબૂલ જ કરી લેવાં એટલે વાત પતી જાય. બીજા એકે ટીકા કરી કે: આવું કંઈ કરવા જશો તો સિનેમા કે ટ્રેનમાં જોડાજોડ બેઠેલાં સ્ત્રીપુરુષને વરવહુ જ માની લેવાં પડશે. છેવટે એક પ્રધાને આ બધી ગમ્મતબાજી પર એક દાબી; ને કહ્યું કે: આવું કંઈ રોજ રોજ નથી થવાનું. આ તો અપવાદરૂપ કાયદો છે. કાયદો ઝટપટ ત્રણે વાંચનમાંથી પસાર થઈ ગયો!

*

અંગ્રેજી ધારા નીચે લગ્નની સ્થિતિનો અંત આણવા માટે બે માર્ગ છે. એક છે લગ્નવિચ્છેદનો, બીજો છે લગ્નની નિરર્થકતાની જાહેરાતનો. લગ્નવિચ્છેદ એટલે લગ્ન પછી વ્યભિચાર, ત્યાગ, વગેરે કોઈ કારણસર પતિ કે પત્ની સામા પક્ષ પાસેથી છુટાછેડા લે તે, પરંતુ કેટલીકવાર એવું બને છે કે, લગ્ન વખતે પતિ ગાંડો કે નપુંસક હોય ને પત્નીને પાછળથી ખબર પડે. આવા પ્રસંગોમાં કાયદાની દૃષ્ટિએ ખરી રીતે લગ્ન હોતું જ નથી, તેથી લગ્નવિચ્છેદ માગી શકાતો નથી. પરંતુ લગ્ન નિરર્થક ( Null and void ) હતું એવી જાહેરાત અદાલત દ્વારા માગી શકાય છે. આ જાહેરાત પછી પતિ પત્ની વચ્ચે કોઈ જાતનો

કાયદેસર સંબંધ રહેતો નથી.

૧૮૫૨માં, ઇંગ્લૅન્ડની પાર્લામેન્ટે કાયદો પસાર કરી લગ્નવિષયક નિર્ણયો કરવાનું કામ ધાર્મિક અદાલતો પાસેથી લઇ કાયદાની અદાલતને સોંપ્યું. વળી કયા કારણોસર લગ્નવિચ્છેદ ને લગ્ન નિરર્થકતા (Nullity) ની જાહેરાત મળે તે પણ નક્કી કર્યું. ૧૮૫૨ પહેલાં હતાં તેના કરતાં આ કારણો વધુ વિસ્તૃત ને પ્રગતિશીલ હતાં. ૧૮૫૨ના ધારા નીચે લગ્ન સમયે તે દાવો માંડના સુધી પરિણીત જોડામાંથી કોઈ એક નપુંસક અથવા આંડું હોય તો અદાલતદ્વારા લગ્નની નિરર્થકતા ( Nullity of Marriage )ની જાહેરાત મેળવી છૂટા થઈ શકાય.

૧૯૩૭માં ઇંગ્લૅંડની પાર્લામેન્ટે લગ્નવિષયક નવો ધારો પસાર કર્યો. આ નવીન ધારા નીચે (૧) ગાંડપણ (૨) નપુંસકતા ઉપરાંત (૩) લગ્ન સમયે જાતીય રોગથી પીડાવું, (૪) લગ્ન સમયે સગર્ભા સ્થિતિ અને (૫) લગ્નધર્મ આચરવાનો—લગ્ન પૂર્ણ કરવાનો—સ્વેચ્છાપૂર્વક નકાર. આ ત્રણ કારણોને લગ્નના નિરર્થકતાના કારણોમાં ઉમેરવામાં આવ્યાં.

સંતતિનિયમનના સાધનથી સજ્જ થયા વિના શરીર સંબંધ નકારનાર પતિ કે પત્નીએ લગ્ન સંપૂર્ણ કર્યું કે કેમ તે પ્રશ્ન વરિષ્ઠ અદાલત સમક્ષ નિર્ણય માટે આવ્યો હતો. જો લગ્ન સંપૂર્ણ થયેલું ન ગણાય તો ૧૯૩૭ના લગ્નવિષયક ધારા નીચે પતિ કે પત્ની લગ્ન-નિરર્થક જાહેર કરાવી શકે. લગ્ન સંપૂર્ણ થયેલું ક્યારે ગણાય તે પ્રશ્ન ૧૯૩૭ પૂર્વે અદાલત સમક્ષ તીવ્ર રૂપમાં આવ્યો ન હતો. ૧૯૩૭ પહેલાં ૧૮૫૨ના ધારા નીચે નપુંસક કે ગાંડપણના સંજોગોમાં લગ્ન સંપૂર્ણ નથી એમ મનાવામાં આવતું હતું. પણ ૧૯૩૭ ના ધારા નીચે આ બે કારણો સિવાય બીજી કઇ રીતે લગ્નને અપૂર્ણ ગણવું તે નક્કી થયું ન હતું.

આ વિષયને લાગતો જ "કાવેન વિરુદ્ધ કાવેન" નામનો પ્રથમ કેસ ૧૯૪૫ માં અપીલ કોર્ટમાં આવ્યો હતો. તે કેસમાં ૧૯૩૨માં લગ્ન કર્યાં પછી પતિ કે પત્ની ૧૯૩૨થી ૧૯૩૭ સુધી ઇરાનમાં રહ્યાં હતાં. ઇરાનની આબોહવા ને વાતાવરણ યુરોપીયન બાળકોને અનુકૂળ નથી એ માન્યતાસર પતિ પત્નીએ ઇરાનમાં બાળક ન થાય તે માટે હંમેશાં સંતતિનિયમનનો ઉપયોગ કર્યો હતો. ૧૯૩૭ની વસંતમાં દંપતી રજા ગાળવા ઇંગ્લૅન્ડ ગયાં ત્યારે પત્નીએ બાળક થાય તે હેતુથી સંતતિનિયમનના સાધન વિના શરીર સંબંધ આચરવાની પતિ સમક્ષ માગણી કરી હતી, પણ પતિએ તે સ્વીકારી ન હતી. ત્યાર પછી તેઓ ઇરાન પાછાં ગયાં ને પત્નીની આનાકાની છતાં પતિ પ્રથમની પેઠે સંતતિનિયમનના સાધનનો ઉપયોગ કરતો જ રહ્યો. ૧૯૩૯માં પત્ની ફરીથી એકલી ઇંગ્લૅન્ડ ગઇ ને ત્યાંથી પત્રોદ્વારા પતિને બાળક થાય તેટલા માટે સ્વાભાવિક શરીરસંબંધમાં સંમત થવા લખ્યું હતું, પણ પતિ તેમાં સંમત થયો ન હતો. ૧૯૩૯ના અંતમાં પત્ની ઇરાન પાછી ફરી હતી. તે પછી બીજું મહાયુદ્ધ ફાટી નીકળ્યું ને સંતતિનિયમનના સાધનો ઇરાનમાં મળી શકતાં બંધ થયાં. પતિએ શરીરસંબંધ તો ચાલુ રાખ્યો, પણ તે સંપૂર્ણ નહિ એવા પ્રકારનો હતો. આખરે કંટાળી જઇ નિરાશ પત્ની ૧૯૪૪માં પતિને છોડી ઇંગ્લૅન્ડ પાછી ફરી ને લગ્ન ધર્મ પતિએ પૂરી રીતે આચર્યો ન હતો તે કારણસર લગ્ન નિરર્થક જાહેર કરવા દાવો માંડ્યો. અપીલ કોર્ટે તે મંજૂર કર્યો.

આ પછીનો બીજો કેસ તે "બેકસ્ટર વિરુદ્ધ બેકસ્ટર" આ કેસમાં પતિ–પત્નીનાં લગ્ન ૧૯૩૪માં થયાં હતાં. પતિ–પત્ની દસ વર્ષ સુધી સાથે રહ્યાં હતાં. પરંતુ 'કાવેન'ના કેસ કરતાં આ કેસમાં પરિસ્થિતિ ઊંધી હતી. આ કેસમાં પતિને બાળક જોઈતું હતું પણ

# પુછપરછ

**આપના દૃષ્ટિકોણ પ્રમાણે લગ્ન એટલે શું?**
—નિર્મળાકુમારી

પુરૂષ અને સ્ત્રીને આબદ્ધ કરનાર પવિત્ર પ્રેમનું નામ લગ્ન. પ્રેમના બંધથી જકડાયેલ પુરૂષ કે સ્ત્રીનાં હૃદયોને જકડી રાખી એવી રીતે બાંધવામાં આવે છે કે જીવનના રાહમાંથી ભાગી વિલાસમાં લપટી ન પડાય. જ્યાં ફેશન-પરસ્ત ચકલીઓ પોતાના રૂપનું પ્રદર્શન કરે છે, જ્યાં સુંદરતા રૂપાના ટુકડાથી વેચાય છે, એવી રંગીલી દુનિયાથી બચવા માટે લગ્નના તાણાવાણા સ્ત્રી-પુરૂષ વચ્ચે વણાઇ જાય છે. જો એ લગ્ન સ્ત્રી કે પુરૂષને તેમની વાસનાથી બચાવી ન શકે તો એ લગ્ન વ્યર્થ ગણાય. સ્ત્રી-પુરૂષની આકાંક્ષાઓ લગ્ન પછી તૃપ્ત થવી જોઇએ. અને ન થાય તો સ્ત્રી-પુરૂષ વચ્ચે કલહની દિવાલ ખડી થઇ જાય છે. એના પરિણામે બન્ને વચ્ચે અવિશ્વાસ થાય છે અને તે લગ્નજીવનનો ઘાતક છે. આજે છૂટાછેડા માટે ખૂબ આગ્રહપૂર્વક માગણી થઇ રહી છે. કારણકે આજે થતાં લગ્નો એ લગ્નો નથી, પણ ઢીંગલા ઢીંગલીની રમત માત્ર છે. અને એવા લગ્નોમાંથી છૂટાછેડાની માગણી થાય તો નવાઇ પામવા જેવું શું છે? જે લગ્ન માનવહૃદયની અનુભૂતિ પર થયાં હોય ત્યાં છૂટાછેડાનો પ્રશ્ન કદી ઉદ્ભવે નહિ. છૂટાછેડાની ઇચ્છા વાસનાનું મૂળ છે અને વાસનાથી થયેલ લગ્ન એ લગ્ન નથી, અને હિંદની સ્ત્રીઓ માટે એવાં લગ્નો હીનકર નથી. એના કરતાં કુંવારા રહેવું બહેતર છે. આજે તો સેંકડે ૯૦ ટકા લગ્નો વાસનામય હોય છે, ને લોકો એને પ્રેમલગ્ન કહે છે. ખરો પ્રેમ તો એને કહેવાય કે જ્યાં બન્ને હૃદયોનો પરિચય, પરિણય, અને એકબીજામાં લય પામવાની વૃત્તિ હોય.

*

મારી એક બહેનપણીની ઉંમર ૨૦ વર્ષની છે, તેને હીસ્ટીરીઆ આવે છે. અનેક દવાઓ કરાવી પણ ફાયદો નથી. કોઇ દિવસ બીચારી રાંધતાં રાંધતાં જો ચુલામાં પડી જશે તો બળી જશે. અને એની દયા આવે છે. તો એને માટે કોઈ પેટન્ટ દવા હોય તો સુચવશો.
—સીતાબહેન

આજકાલ આ રોગ યુવાન કન્યાઓ અને નવવધૂઓમાં ઘેર ઘેર જોવામાં આવે છે ને ઘણી બહેનો એનાથી રીબાતી હોય છે. આ રોગ મહામુશ્કેલીએ કાબુમાં આવે છે.

સંગસુફેદ નામનો એક સફેદ પત્થર યુનાની દવા વેચનાર હકીમોને ત્યાં મળે છે, તે એક તોલો લાવીને ખરલમાં વાટી પીસીને કપડાથી ચાળી લેવો. પછી એ લોટને ખરલમાં નાખી થોડા થોડા કેવડાના પાણીના ટીપાં નાખી લસોટવું ને એ રીતે એક શેર કેવડાનું પાણી અંદર સમાવી દેવું, ને પછી તે સુકાઇ જાય ત્યારે એક શીશીમાં ભરી લેવું. પછી એક રતી સવારે અને એક રતી સાંજે મધમાં એ ચાટવું. એક અઠવાડીઆના સેવનથી હીસ્ટીરીઆ કાબુમાં આવી જશે. ગોળ, તેલ, અથાણું અને ગરમ વસ્તુની પરહેજી પાળવી. હીસ્ટીરીઆ સાથે જો પ્રદર હોય તો પ્રદરની દવા કરાવીને પહેલાં પ્રદર મટાડવું. જો પ્રદર હોય ને આ દવા ખાય તો દવાની બીલકુલ અસર થતી નથી.

*

મારા ચ્હેરા ઉપર દાગ પડી ગયા છે તે કાઢવાનો સરળ ઉપાય હોય તો સૂચવશો. મેં એને માટે ઘણા ઉપાય કર્યા પણ મટતા નથી. તો જરૂર લખશો. —મીનાબહેન

રાતે સુતી વખતે દૂધની મલાઇ લઇને મ્હોં ઉપર મસળવી. એનાથી ડાઘ, ધાબાં,

ખીલ, વગેરે મટી જશે ને ચામડી ચીકાશ-વાળી તેમજ મુલાયમ બનશે. વીલાયતી ક્રીમ કરતાં આથી ફાયદો થશે. એક ક્રીમ બનાવ-વાની રીત લખું છું.

રાતે ૧ નવટાંક બદામને ગુલાબજળમાં પલાળવી. સવારે તે બદામનાં છોતરાં કાઢી નાખવાં, ને પછી ખરલમાં નાખી પીસવું. ૩૦ તોલા ગુલાબજળ, એક તોલો પીયર્સ (હમામ) સાબુ, રેકટીફાઇડ સ્પીરીટ ૭ાા તોલા, વમોમીંટ તેલ ૧ તોલો, મોમ એક તોલો, લવંડર ૧૦ ટીપાં ને ગુલાબનું અત્તર ૫ ટીપાં લેવાં.

સાબુ અને મોમને જરા ગરમ કરી ઉપરના મિશ્રણમાં મેળવવું. જ્યારે બધું એક થઇ જાય ત્યારે તેને વસ્ત્રથી ગાળી બીજી વસ્તુઓ તેમાં મેળવી દેવી.

સ્નાન કરતાં પહેલાં મ્હોં ઉપર આને માલીસ કરવાથી ચહેરો સુંદર થશે.

*

હું ભણેલ ગણેલ કન્યા છું. રંગે સફેદ ને સ્વરૂપવાન છું. ઘરકામમાં પ્રવીણ છું ને આધુનિક વસ્ત્રભૂષા (મેકઅપ)થી અપરિચિત નથી. છતાં મારા પતિને હું આકર્ષી શકતી નથી, માટે શું કરવું? —વિદ્યાબહેન

તમારો પ્રશ્ન એક વિચારવા જેવો અનોખો પ્રશ્ન છે. આવા પ્રશ્નોએ તો અનેક બહેનોના હૃદયમાં હોળી સળગાવી છે. તમે તમારી દૃષ્ટિએ સુંદર લાગે એ રીતે વસ્ત્રો કે ઘરેણાં પહેરો અને તમારા પતિને એ પસંદ ન હોય તો તમે એને આકર્ષી શકો નહિ. ભણતર સાથે ગણતર જોઇએ. વખત પર તમે એની સાથે હસો બોલો નહિ, એ કામમાં હોય ત્યારે તમે એને ભોજન આપવા આગ્રહ કરો તો પણ તમે બન્ને હૃદયોને ખીલવી શકો નહિ.

સુંદર વસ્તુમાં અનોખી મોહિની શક્તિ અને વિદ્યુત જેવું આકર્ષણ હોય છે. સૌંદર્યની સર્વત્ર ઇષ્ટ દેવતા પેઠે પૂજા થાય છે. કામિનીનું જીવન એ વિના નિરર્થક છે. છતાં સૌંદર્યની પરિભાષા એક જ નથી. પુરૂષોની રૂચી પણ ભિન્ન ભિન્ન હોય છે. તે પોત-પોતાની દૃષ્ટિએ સૌંદર્યને માપે છે ને પોતાની રૂચી પ્રમાણે સૌંદર્યની તુલના કરે છે. જે એને ગમે તે સુંદર. એટલે બધાની દૃષ્ટિએ સૌંદર્ય એક સરખું લાગતું નથી.

છતાં સુંદર સ્વાસ્થ્ય-નિરોગીપણામાં સૌંદર્યનો વાસ છે. માટે દરેક બહેને નીરોગી રહેવા પ્રયત્ન કરવો જોઇએ. ઘરકામ હાથે કરવાથી શરીરને કસરત મળે છે ને કસરત એ સ્વાસ્થ્ય માટે જરૂરી છે. પતિના ઓર-ડામાં એની રૂચી પ્રમાણે વસ્તુઓની ગોઠવણી કરવાથી પણ પતિને આકર્ષી શકાય.

સદાચાર ને સંયમ એ સ્વાસ્થ્યના બે પગ છે. એ વિના સૌંદર્ય નકામું છે. મધુર ભાષણ કરવાથી શરીરમાં અમૃતરસની પ્રાપ્તી થાય છે અને એથી રસગ્રંથીઓને બળ મળે છે, જેથી શરીર સુંદર બને છે; માટે સહુ સાથે મીઠાશ અને સ્નેહથી વાત કરવી.

બધી કળામાં પ્રવીણ તો કેટલી બહેનો હોઇ શકે? કોઇમાં કંઇ ને કંઇ તો ખામી હોવાની જ. છતાં એક બીજામાં અનુરૂપ થવાની સમાધાન વૃત્તિ હોય તો એ સૌંદર્યનું મુખ્ય અંગ બની રહે છે.

માટે તમારે તમારા પતિની રૂચીનો અભ્યાસ કરી એને ગમે તેવાં ને તે રીતે કામકાજ કરવાં. એ જે સાડી લાવે તેનાં વખાણ કરીને શોભીતી રીતે પહેરવી અને એમાં સંતોષ બતાવવો. તમારા પતિ એથી તમારા તરફ જરૂર આકર્ષાશે.

*

(૧) વિવાહિત જીવનમાં બ્રહ્મચર્યને કેવું સ્થાન હોવું જોઇએ?

(૨) આપણા દેશની આબોહવા જોતાં સ્ત્રીપુરુષને માટે લગ્નની કઈ ઉમર યોગ્ય છે?

(૩) બ્રહ્મચર્ય પાળવાથી સ્ત્રી અગર પુરુષના આરોગ્યને હાની થવાનો કોઈ સંભવ ખરો?

(૪) કોઈ દંપતી બે ત્રણ વર્ષ સુધી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળે, માનસિક ખરાબ વિચાર પણ ન કરે તો વિષય સંબંધી તેમની ઈચ્છા અને શક્તિઓ નાશ પામે ખરી?

(૫) ભવિષ્યમાં તેમને સંતતિ થવાની આશા ખરી?

(૬) બ્રહ્મચર્ય પાળવા તમે શું ઉપાયો સૂચવો છો!

(૭) સંતતિ નિયમનની શું લાભ હાની છે?

ઉપરના પ્રશ્નોના જવાબ આપશો તો આભારી થઈશ. —સરલાબહેન

(૧) વિવાહિત જીવનમાં બ્રહ્મચર્યને સ્થાન છે કે કેમ એ સંબંધી ગાંધીજીએ અનેક વખત લખ્યું છે, પણ તેમાં ઘણા મતભેદ છે. કેટલાક માને છે કે, લગ્ન પછી બ્રહ્મચર્ય પાળવાની જરૂર નથી. કેટલાક માને છે કે બંને જણે નવસર્જન માટે જ બ્રહ્મચર્યનો ભંગ કરવો ઈષ્ટ છે. ખરી વાત તો એ છે કે જ્યારે દંપતીને નવસર્જન માટે—સંતાન માટે ખરી ભૂખ જાગે ત્યારે જ જો સમાગમ કરવાનું હોય તો ખરેખરું જીવન જીવે છે એમ કહેવાય. લગ્ન જીવનમાં બ્રહ્મચર્યને જેટલો આવકાર મળે તેટલું લગ્નજીવન વધુ સુખી બને.

(૨) લગ્ન માટે ઉંમર જોવી ઘણી આવશ્યક છે, પરંતુ પરણવા માટે ઉંમરને આબોહવા સાથે કંઈ સંબંધ નથી. લગ્ન માટે સ્ત્રીની ઉંમર અઢારથી વીશ અને પુરુષ માટે પચીસથી ઓછી ઉંમર ન હોવી જોઈએ.

(૩) બ્રહ્મચર્ય પાળવાથી સામાન્ય રીતે કંઈ હાની થતી નથી. બ્રહ્મચર્ય એ અમૂલ્ય વસ્તુ છે. બ્રહ્મચર્ય પાળવાથી શરીર શક્તિવાળું, પુષ્ટ અને કાન્તિવાળું બને છે. તેના પરિણામે મનુષ્ય ઉત્સાહી અને સાહસિક પણ બને છે. બ્રહ્મચર્ય જેવી આરોગ્યદાયી કોઈ વસ્તુ નથી. બ્રહ્મચર્યથી થતા લાભનો ખ્યાલ રહેતો હોય તો સિદ્ધાંત ખાતર, ઈરાદાપૂર્વક સ્વેચ્છાથી બ્રહ્મચર્ય પાળનાર વ્યક્તિને કદી કાંઈ હાની થતી નથી.

છતાં તેમાં અપવાદ પણ હોય છે. નબળા મનની વ્યક્તિઓ અને ખાસ કરીને પુરુષોમાં આ અપવાદ વધારે દેખાય છે. જેઓ રાત દિવસ વિષયનું ચિંતન કરતા હોય અને નબળા સ્વાસ્થ્યવાળા હોય તેઓ બ્રહ્મચર્ય પાળી શકતા નથી. વાતપિત પ્રકૃતિવાળી વ્યક્તિઓનું પણ તેમ જ બને છે. છતાં પ્રયત્નથી તેઓ પણ બ્રહ્મચર્ય પાળવા શક્તિશાળી બને છે અને તંદુરસ્તી મેળવે છે. છતાં મન મારીને પરાણે બ્રહ્મચર્ય પાળનારને લાંબે ગાળે હાની થાય છે. બ્રહ્મચર્ય પાળવાની અશક્તિ છુપાવવા ઘણા બ્રહ્મચર્યને બીનજરૂરી માને છે. દારૂ પીનારને દારૂની મોજ શક્તિદાયી લાગે છે પરંતુ પરિણામે દારૂ શક્તિનો નાશ કરે છે તેમ, તેઓ માને છે કે બ્રહ્મચર્ય પાળવાથી શરીરને નુકશાન જ થાય છે, પરંતુ ખરી રીતે તો બ્રહ્મચર્ય શક્તિદાયી છે.

(૪-૫) બ્રહ્મચર્યનું લાંબો વખત પાલન કરવાથી મન ઉપરનો કાબુ વધે છે. પરંતુ વિષય સંબંધી ઈચ્છા કે શક્તિ નાશ પામવાનું કોઈ કારણ નથી. સંતતિ ન થવાની શંકાને પણ સ્થાન નથી; બાળક વધારે તંદુરસ્ત પેદા થવાની શક્યતા ખરી.

(૬) બ્રહ્મચર્ય પાળવામાં ઉપાયની શું જરૂર છે? તેમાં તો મન મુખ્ય કામ કરે છે. મનને જેઓ કાબુમાં રાખે છે તેઓને મનને કેળવવાની જરૂર નથી. જેમને આદત ન હોય તેઓએ બ્રહ્મચર્ય ભંગના નિયત સમય વચ્ચે ક્રમશઃ અંતર વધારતા રહેવું ને સાત્વીક ખોરાક લેવો.

(૭) આ પ્રશ્ન ઘણો મહત્વનો છે. અત્યારે દેશની સ્થિતિ જોતાં સંતતિ નિયમન ઘણું આવશ્યક છે. ઉપરાંત નાદુરસ્ત અને અશક્ત પત્નીઓના રોગી પતિઓએ વિચારવા જેવું છે.

ઘણી સ્ત્રીઓ અનેક બાળકોની માતા બન્યા પછી અશક્ત બની જાય છે. પોતાનાં પતિઓની બેદરકારીથી તેમાંની ઘણી સ્ત્રીઓ સખત બના શસ્ત્રક્રિયામાંથી પસાર થાય છે ને ઘણી તો સુવાવડમાં જ મરણ પામે છે. એમાંથી બચી ગયેલી સ્ત્રીઓને દાકતરની સૂચના હોય છે કે, 'હવે જો સુવાવડ આવશે તો બચવાની આશા નથી.' છતાં એવી અનેક સ્ત્રીઓને તો જાણે તેવું મૃત્યુ જ આવનારવાનું હોય છે. તેને માટે તેના પતિ જ જવાબદાર હોય છે. એવા કિસ્સાઓમાં તો સંતતિનિયમન અનિવાર્ય છે.

સંતતિનિયમનનું 'સામાન્ય શિક્ષણ પણ કોલેજોમાં સરકાર તરફથી ફરજીયાત દાખલ થવું જોઈએ, જેથી ગેરકાયદેસર બાળક પેદા થવાના ભયથી થતા અનેક ગર્ભપાત અટકી શકે.

ઘણા માને છે કે સંતતીનિયમનના જાહેર શિક્ષણથી સમાજમાં વ્યભિચાર વધી જવા સંભવ છે. પરંતુ જે અંધેર અત્યારે ચાલે છે તે કાંઈ કાયદો કે સમાજ અટકાવી શકનાર નથી. એ તો માત્ર સંસ્કારથી જ અટકી શકે. તે સંસ્કાર આવશે ત્યારે વ્યભિચાર નાશ પામશે.

સંતતિનિયમનથી હાની થવાનો સંભવ એક જ રીતે છે. અમુક સમય સંતતિનિયમન માટે દવાઓનો વધારે ઉપયોગ કરવાથી કદાચ ભવિષ્યમાં સંતતિ ન થવાની શકયતા રહે. કોઈ હલકી દવા વાપરવાથી સ્ત્રીને શારીરિક અસર વધારે જણાવાનો સંભવ ખરો. તેથી સંતતિનિયમનના સાધનોમાં મન ઉપર કાબુ રાખવો તે ઉત્તમ સાધન છે અને તેનો ઉપયોગ થાય તો સંતનિયમનથી હાની થવા સંભવ નથી.

—વૈદ્ય પદ્માવતી

## કેટલાક
# કિસ્સાઓ

*

સિંધમાં મુસ્લિમ ઉલેમા અને મૌલવીઓ કાયદા કરીને સ્ત્રીઓને પડદો રખાવવાની ફરજ પાડવા પ્રચાર કરી રહ્યા છે. તેની સામે મુસ્લિમ સ્ત્રીઓએ ઝુંબેશ ઉપાડી છે. એ ઝુંબેશની આગેવાની પાકિસ્તાનના વડા પ્રધાનના પત્ની બેગમ લીયાકતઅલીની છે. શરિયતમાં સ્ત્રીઓને પડદામાં રાખવાનું કયાં લખ્યું છે તે સાબીત કરવાનો તેમણે પડકાર ફેંકયો છે.

બુરખા નહિ રાખનારી મુસ્લિમ સ્ત્રીઓ પર સિંધ-પંજાબમાં મૌલવીઓ શાપ વરસી રહ્યા છે. લાહોરની અંજમાન શરિયત-ઉલ-ઇસ્લામ સંસ્થાના ૫૦ વર્ષના દાઢીવાળા પ્રમુખ મૌલવી ઇલ્મ-ઉદ્-દીન સુધરેલી સ્ત્રીઓ સામે રોષ પ્રગટ કરતાં ભાષણોની પરંપરા વહાવી રહ્યા છે. તેઓ સુધરેલી—'પઢેલી' સ્ત્રીઓને બરાબર બોધપાઠ આપવા એક દિવસ હાથમાં કાતર લઈને લાહોરની બજારમાં મેદાને પડયા. જે કોઈ સ્ત્રી બુરખા વિનાની મળે તેના વાળ કાપી નાખવાની બુલંદ જાહેરાત તેમણે કરી. પરંતુ આ પરાક્રમ માટે તેમને તક મળે તે પહેલાં પોલીસે તેમની ધરપકડ કરી.

*

પુન્ટા એરીનાસની એક દશ વર્ષની બાળા પોતાના પેડુમાં દુઃખાવો થતો હોવાથી ઇસ્પીતાલમાં આવી. દાક્તરે તેને તપાસતાં તેને તરત જ પ્રસવ થવાની તૈયારી હોવાનું માલમ પડતાં દાક્તર બીજી દાક્તરી મદદ માટે બોલાવવા ગયા અને તે આવે તે દરમ્યાન તે બાળાએ એક તંદુરસ્ત પુત્રને જન્મ આપ્યો હતો. માતા અને પુત્ર બન્ને તંદુરસ્ત છે. બાળાનું નામ ગ્રાસ રાખવામાં આવેલ છે.

૧૯૩૯માં પેરૂમાં આવેલ લીમા શહેરમાં લીના મેદીના નામની પાંચ વર્ષની બાળાએ એક પુત્રને જન્મ આપ્યો હતો.

*

કાઠીઆવાડમાં હરસપુર (દેવળિયા)ની ત્રણેક આહિરાણીઓ તાજેતરમાં લાઠી પાસેના કેરીયા ગામેથી લૌકિકેથી પાછી આવતી હતી, ત્યારે રસ્તામાં ગાંગડિયા નદીમાં બધી પાણી પીવા બેઠેલી તે વખતે કાંટમાંથી એક ડાંગધારીએ આવીને કુંવર નામની આહિરાણીને લાકડી મારી અને કુંવરની ભાણેજ સાથે હતી તેના દાગીના માગ્યા. પણ કુંવર ભાણેજના દાગીના આપી દે એવી કાચી ન હતી. એણે ફાળ ભરીને પેલા ડાંગધારીને પકડી લીધો. કુંવરના આ સાહસથી બીજી આહિરાણીઓને પણ હિંમત આવી અને બધાએ મળીને આવનારને પકડી રાખ્યો અને એની ડાંગ ખૂંચવી લીધી. પરંતુ પેલો લૂંટારૂ મહેનત કરીને બાઇઓ પાસેથી ભાગ્યો અને આઘે ઉભો રહીને પથરાના ઘા કરવા લાગ્યો અને લાકડી પડી રહી હતી તે આપવા કહ્યું. પણ વીરાંગના કુંવર આહિરાણીએ એ લાકડીની આશા છોડવાનું સંભળાવી દીધું. પેલાને પરચો તો મળી ગયો જ હતો, એટલે ફરીથી બાઇઓ પાસે આવવાની હિંમત કરી શક્યો નહિ અને છેવટે લાકડી ગુમાવીને નીચે મોંએ ચાલતી પકડી. આમ આહિરાણી બાઈની હિંમતે પુરૂષ લૂંટારાને હરાવ્યો.

*

અમદાવાદમાં આયા તરીકે કામ કરતી વીજી નામની બાઇ જમાલપુર દરવાજા બહાર આવેલી કાછીવાની ચાલીમાં રહે છે. આ બાઇ મ્યુ. કન્ડક્ટર હરિલાલ ગોપાલના પ્રેમમાં પડી હતી. પણ પાછળથી તેમની વચ્ચે અણબનાવ થતાં 'હરિલાલ બળજબરીથી તેને મોટરમાં નાખી જસુર નામના શખ્સના ઘરમાં લઈ ગયો હતો અને માર મારી તેની ગેરકાયદે અટકાયત કરી હતી. બાઇએ પોલીસમાં આ સંબંધી ફરીયાદ કરી છે.

*

નિર્વાસિતોને રાહત આપનારી સંસ્થાના સ્ત્રી વિભાગ તરફથી એક લગ્ન કરાવી આપનારૂં ખાતુ ખોલવામાં આવ્યું છે.

કલકત્તામાં નિર્વાસિત સ્ત્રીઓની છાવણીમાં શ્રી. વિમલાદેવી અને શ્રી. સત્યમૂર્તિ શેઠી વચ્ચે લગ્ન થયું હતું. વિમલાદેવીની ઉમર ૧૯ વર્ષની છે. તેનું તેના રહેવાના ગામ દારા (જીલ્લે કોહાટ)માંથી અપહરણ થયું હતુ અને મહિનાઓ પછી તેને મુક્ત કરાવી શકાઈ હતી. તેને પાંચેક માસ આફ્રિદીઓની વચ્ચે રહેવું પડયું હતું, જ્યાં તેના પર અનેક પ્રકારના જુલમો ગુજર્યા હતા. તેને પરણનાર જુવાન એક પોસ્ટ ગ્રેજ્યુએટ છે. લગ્ન વખતે શ્રીમતી રામેશ્વરી નહેરુ વગેરે હાજર રહ્યાં હતાં.

*

જલાલપોર તાલુકાના અષ્ટગામના કોળી પરશુ નારણની ઉમર લાયક પુત્રી ગજરાનો વિવાહ તેની જ કોમના એક યુવાન સાથે કરવામાં આવતાં તેની જ ન્યાતના રમણલાલ દયાળ સાથે તે પ્રેમમાં હોવાથી ભાગી જવા પ્રયત્ન કર્યો હતો. પણ એમાં નિષ્ફળ જતાં પહેરાવાળાને ફોડી તેણે રમણલાલને કાગળ લખ્યો ને રમણલાલે એફીડીવેટ કરી ગજરાનો કબજો લઈ તેને કોર્ટમાં રજૂ કરી.

ગજરાએ કોર્ટે પૂછેલા સવાલના જવાબમાં રમણલાલ સાથે જવા ખુશી દર્શાવી ને કોર્ટે ગજરાનો કબજો રમણલાલને આપ્યો. જ્યારે જેની સાથે ગજરાના વિવાહ કર્યા હતા તે વરરાજા પીઠી ચોળેલી દશામાં રહી ગયા.

પાછળથી મળેલી-ખબર મુજબ એ વરરાજા નાગધરા ગામની પાલી નામની છોકરી સાથે પરણ્યા છે.

# સ્ત્રી-જગત  સમાચાર

લંડનની હિંદી કચેરીઓમાં સ્ત્રીઓને પણ પુરૂષો જેટલી જ તકો અને પગારો આપવાની હિંદી હાઈ કમીશ્નર શ્રી. વી. કે. કૃષ્ણમેનને જાહેરાત કરી છે.

*

સુરતમાં શ્રી. હંસાબ્હેન મહેતાએ સહકારી પ્રવૃત્તિ ઉપર ભાષણ કર્યું ને એ પ્રવૃત્તિનું સંચાલન કરતી બહેનોને લોકોની જરૂરીઆતની વસ્તુને બનાવવા સલાહ આપી હતી.

*

નભા રાજ્યમાંથી અત્યાર સુધીમાં ૫૨૨ મુસ્લીમ બાળાઓ પાછી મેળવી શકાય છે તેમાંથી ચારસોને તો પાકીસ્તાન પહોંચાડી દેવામાં આવી છે.

*

સુરતના, શ્રી. નયનબાળા ત્રીવેદીનાં લગ્ન શ્રી. અરૂણચંદ્ર પંડ્યા સાથે આર્યસમાજ વિધિથી થયાં. લગ્ન વિચ્છેદ ધારા મુજબ સુરતમાં પહેલવહેલા છૂટાછેડા આ બહેને લીધા હતા.

*

મદ્રાસમાં મોટર સર્વિસના કન્ડકટરે સ્ત્રી ઉતારૂની છેડતી કરવાથી તેને નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યો.

નવસારીના પોસ્ટ માસ્તર રતિલાલ અને તેમના પુત્ર હસમુખલાલ ઉપર હસમુખલાલની પત્ની કુસુમના ખૂનનો આરોપ હતો તે કેસમાં કોર્ટે પિતાપુત્રને નિર્દોષ ઠરાવી છોડી મૂક્યા.

*

આસામના ગવર્નર સર અકબર હૈદરીનાં પુત્રી કુ. માના હૈદરીનાં લગ્ન રજપૂત રેજીમેન્ટના મેજર રશીદ યુસુફઅલી સાથે થયાં.

*

કર્વે મહિલા વિદ્યાપીઠના સ્થાપક ડૉ. કર્વેની છબી અને પ્રતિમા ડૉ. રાજેન્દ્રપ્રસાદના હાથે ખુલ્લાં મુકાયાં.

*

બનારસમાં ૩૮ વર્ષની એક સ્ત્રીએ ત્રણ છોકરાઓ અને એક છોકરીને જન્મ આપ્યો હતો. ૧૦ કલાકમાં આ રીતે આ સ્ત્રીને ચાર બાળકો અવતર્યાં હતાં. સ્ત્રીની તેમ જ ચારે બાળકોની તબિયત સારી છે. આ સ્ત્રીને આ પહેલાં આઠ છોકરાં થયાં હતાં.

*

સુરતના ગટી બહેન વલ્લભરામનું ૧૦૧ વર્ષની ઉંમરે અવસાન થયું.

પેરીસના એક રૂઢિચુસ્ત અખબારના જણાવ્યા પ્રમાણે સ્પેનના સરમુખત્યાર જનરલ ફ્રાંકોની ૨૧ વર્ષની પુત્રીએ ખાનગીમાં એક તબીબ સાથે તેના પિતાની મરજી વિરૂદ્ધ લગ્ન કર્યાં છે. ફ્રાંકો તેની પુત્રીનું રાજવંશમાં લગ્ન કરવાની ઇચ્છા રાખતો હતો પણ તેની ધારણા આ રીતે નષ્ટ થઈ છે.

*

મુંબઈના બહુપત્ની પ્રતિબંધક ધારાને હિંદના ગવર્નર જનરલની મંજુરી મળી ગઈ છે.

*

ગ્રીસમાં સામ્યવાદીઓને દેહાંતદંડની સજા કરવામાં આવી છે તેમાં ત્રણ સ્ત્રીઓ પણ છે.

*

ઉદેપુરના મહારાણાએ કેસરીઆજીનો વહિવટ નવી એક્મ સરકારને ન સોંપતાં પોતાને હસ્તક રાખ્યો હોવાથી માંગરોળના શ્રી. જવલબહેન ઉપવાસ ઉપર ઉતર્યાં છે.

*

બોરડી બાલ અધ્યયન મંદિરની બહેનો તેમનાં આચાર્યા શ્રી. તારાબેન મોડક સાથે શિક્ષણ પ્રવાસે નીકળ્યાં છે.

*

ખેડવાડામાં આંત્રમહિલા સંઘે સભા સરઘસબંધીનું ઉલ્લંઘન કરવાથી પોલીસે અશ્રુવાયુ છોડી સરઘસ વીખેર્યું ને ૭૩ સ્ત્રીઓની ધરપકડ થઇ હતી.

*

*

સુરત સહકારી ઉદ્યોગ મંદિરની બહેનોને સહકારી પદ્ધતિનો ખ્યાલ આપવા પંદર દિવસ તાલીમ વર્ગ ચલાવાયો.

*

વડોદરા આર્ય કન્યા મંડળનો ૧૮મો વાર્ષિક ઉત્સવ ઉજવાયો.

*

ભાવનગરમાં સકીનાબાઇ જ્ઞાનમંદિર શ્રી. જિનરાજદાસને હાથે ખુલ્લુ મુકાયું હતું.

*

કીશનગઢ મહારાજાના માસીશ્રી ભાવનગરમાં ઘણા વખતથી રહેતા હતાં તેમનું અવસાન થયું.

*

ધારીના ખોજા ખાનભાઇનું ખુન થયેલું એ કેસમાં તેની પત્ની બાઇ સેરબાનુ તાજની સાક્ષી બની હતી. ને બાઇનો આશક ફાંસીએ ચડયો.

*

જયપુરના મહારાજાના કુંવરી પ્રેમકુમારીનું લગ્ન દેવગઢબારીઆના યુવરાજ શ્રી. જયદીપસિંહજી સાથે થયું.

થીઓસોફીકલ સોસાયટીવાળાં શ્રીમતી રૂક્મણીદેવી યુરોપના પ્રવાસે ગયાં. ત્યાંથી અમેરિકા જશે અને નવેમ્બરમાં હિંદ પાછા ફરશે.

*

ત્રાવણકોર સ્ટેટ કોંગ્રેસના



આગેવાન મીસીસ અન્ના મારકરાઇન સ્ટેટ ધારાસભામાં સભ્ય તરીકે ચુંટાયા છે.

*

અખિલ હિંદ મહિલા પરિષદની સુરત શાખા તરફથી સભ્ય બહેનો માટે ઘરગથુ સારવારના વર્ગો પાણીની ભીંત પાસે હોસ્પીટાલમાં ડૉ. શાન્તાબહેન ચલાવનાર છે.

*

અંધ માનવી માટેની પ્રથમ પ્રાંતિક કોન્ફરન્સ સમિતિ વતી કોલેજ અને માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓની વાકય તુર્ણ હરિફાઇ કુ. શીલા સ્પેન્સરે ગોઠવી છે.

*

જુનાગઢના રાજરાણાના પુત્રી રાજકુમારી શ્રી. દેવેન્દ્રકુંવરબાના લગ્ન સરગુજાના મહારાજ કુમાર શ્રી. મદનેશ્વર શરણસિંહ સાથે થયાં.

*

મુંબઇમાં રાણી મહારાજસીંગે મીસ આવા ખીશીમોરીયાનો ફેરોમાણીક સ્ટુડીઓ કુતુબ મહાલમાં ખુલ્લો મુકયો.

*

સોલાપુર જીલ્લામાં બારસી સુધરાઇના પ્રમુખપદે શ્રીમતી વત્સલાબાઇ ઝગડુ ચુંટાયાં. પ્રમુખપદે ચુંટાનાર તેઓ આ સુધરાઇના પહેલા સ્ત્રી પ્રમુખ છે. તેઓ બારસી ભગિની મંડળના સ્થાપક છે.

*

શ્રીમતી સુધાકુમારી રાય મધ્ય પ્રાંતની ધારાસભામાં સભ્યતરીકે બીનહરીફ ચુંટાયાં. તેઓ સુભદ્રાદેવી ચૌહાણનાં પુત્રી થાય.

*

આંધ્રની વિદ્યાપીઠે ડૉ. કેપલા મહોલાદેવીને ડૉકટર ઓફ લીટ્રેચરની પદવી આપી.

*

મદ્રાસની પોલીસમાં સ્ત્રીઓની ભરતી કરવાનું મદ્રાસ સરકાર વિચારી રહેલ છે. એનો પહેલો પ્રયોગ મદ્રાસ ખાતેજ કરવામાં આવશે. તેઓ ખાસ કરીને સ્ત્રી કેદીઓ સંબંધેનું કામ કરશે.

*

કેરોના નાહાશપાશાનો જાન લેવા તેમના ઉપર ફેંકાયેલ બૉમ્બથી તેમનાં પત્ની ઘાયલ થયાં ને પાશા બચી ગયા.

*

ચીન ખાતે હિંદી એલચી તરીકે શ્રી. પાણીકર નીમાવાથી તેમનાં પત્ની અને તેમનાં પુત્રીઓ પણ ચીન ગયાં.

*

જોરાવરનગરમાં લોઢીનો વેપાર કરતી એક રાળાના હાથમાંથી એક વણીક બાઇને બચાવી લેવામાં આવી છે.

*

જામનગરમાં દિગ્વીજય પ્લોટમાં રહેતા મહાજન વિરપાળ હીરાની પુત્રવધુએ કુવે પડી આપઘાત કર્યો.

*

જામનગરમાંથી ભણસાલી ગ્નાતિની એક યુવાન યુવતી સાસરેથી માવતરે જવાનું કહી રસ્તામાંથી ગુમ થવાથી ખળભળાટ મચ્યાનું કહેવાય છે.

*

ઈરાનમાં ફરી પડદો દાખલ કરવા માટે જે ઝુંબેશ ઉઠી છે તેનો ઈરાની અહિલાઓએ સખત વિરોધ કર્યો છે.

*

ઉદ્યોગ પ્રધાન શ્રી. એન. વી. ગાડગીલે ૪૪ વર્ષનાં લેડી ડાક્તર શ્રીમતી રંગુતાઈ ગોડબોલે સાથે મદ્રાસમાં લગ્ન કર્યાં.

*

રાજકોટમાં વલ્લભ કેળવણી મંડળના આશ્રયે ચાલતી કડવીબાઈ કન્યા વિદ્યાલયની શીલારોપણ વીધી શ્રી. જે. સી. કુમારપ્પાના હાથે થઈ.

*



મીસીસ મોતીબાઈ કે. ધરાની પૂના સબર્બન મ્યુનિ. ના પ્રમુખ તરીકે ચુંટાયાં.

*

અમદાવાદના કુ. કુસુમ ગજાનન પાઠક (પ્રશ્નોરા નાગર) શ્રી. ભગવાનદાસ (બ્રાહ્મણ) સાથે આંતરગ્નાતિ લગ્ન કર્યાં.

*

ભાવલપુર સ્ટેટ અપહૃત સ્ત્રીઓની શોધમાં સહકાર આપતું ન હોવાથી કુ. અમતુસ સલમે આમરણાંત ઉપવાસ શરૂ કરેલા પણ ભાવલપુરના દિવાને મદદ માટે ખાત્રી આપવાથી નવ દિવસે કુ. સલમે ઉપવાસ છોડયા.

*

હિંદી પ્રધાન મંડળમાં એક વધુ સ્ત્રીપ્રધાન નીમાવા સંભવ છે.

લેડી કુસુમબેન ચંદુલાલ ત્રિવેદીએ અમદાવાદમાં નિરાશ્રિત કેમ્પોની મુલાકાત લીધી હતી.

*

નેધરલેન્ડના રાણી વીલ્હેલ્મીના પોતાના રાજ્યના ૫૦ વર્ષ પુરાં કરી તા. ૧ લી સપ્ટેમ્બરે રાજગાદી છોડશે ને તેમના વારસ તરીકે તેમનાં પુત્રી કુ. જુલીઆ ગાદી ઉપર બેસશે.

*

દીલ્હીમાં એક ટ્રામમાં લોકોનાં ખીસા કાપતાં ત્રણ સ્ત્રીઓ પકડાઇ. જ્યારે તે પકડાઈ ત્યારે તેમના હાથમાં પર્સ હતી ને પહેરવેશ કોઈ ગૃહસ્થ સ્ત્રી જેવો હતો.

*

પાલનપુરના એક દરજી સિવરામ જેઠાની મંગી નામની પરણેલી છોકરીને ઈજાર, કુરતુ અને ઓઢણાના મુસ્લિમ પહેરવેશમાં ભગાવી જવાના કહેવાતા આરોપસર પાલણપુરના અબ્બાસ જાનુ નામના એક મુસ્લિમને પોલીસે પકડયો.

*

કાળુપુર ઝાંપડાની પોળમાં રહેતી લક્ષ્મી નામની પાટીદાર યુવતી લેઘા કેટલાક વખતથી એક મોટું જુગારખાનું ચલાવે છે એવી બાતમી પરથી પોલીસે ત્યાં દરોડો પાડી બાઈ લક્ષ્મી સહીત પાંચ બીજા જુગારીઓની ધરપકડ કરી હતી.

*

સુરત જીલ્લા શાળા બોર્ડે કરેલા ઠરાવ અનુસાર ડાયરેક્ટરે સ્યાદલા (બારડોલી નજીક) ગામમાં નવી કન્યાશાળા બાંધવા મંજૂરી આપી છે.

*

ખુદારી ગામે ૩૦ કન્યાઓ સાથેનું રાનીપરજ કન્યા છાત્રાલય જિલ્લા સ્કૂલ. બોર્ડે કરેલા ઠરાવ પ્રમાણે સ્યાદલા ખાતે ખસેડવાનું નક્કી કરવામાં આવ્યું છે. ઉનાળાની રજા ખુલતાં કન્યાશાળા અને છાત્રાલય સ્યાદલા (બારડોલી નજીક) ખાતે શરૂ થઈ જશે.

*

સુરત રેલ્વે સ્ટેશનના મુસાફરખાનામાં એક પ્રવાસી તેના કોટનું ઓશીકું કરીને સૂઈ રહ્યો હતો. તે વખતે તેની બાજુમાં બેઠેલી એક સ્ત્રીએ ખસેડવતી ઓશીકે મૂકેલા કોટનું ખિસ્સું કાતરવાના કહેવાતા પ્રયાસ અંગે ડિટેક્ટીવ સ્ટાફ રેલવે પોલીસે આ બાઈને પકડીને કેસ કર્યો છે. એ બાઈનું નામ રાયટી છે અને તે ગરાસિયા કોમની હોવાનું જણાય છે.

*

શ્રીમતી ચંદ્રકિરણ સેકસેનાને તેની નવલિકા ગ્રંથ 'આદમખોર' માટે હિંદી સાહિત્યનું રૂ. પાંચસોનું ઇનામ અપાયું. હિંદી સ્ત્રી લેખીકાઓ માટેનું આ એક જ પારિતોષિક છે.

ઉમરેઠમાં પુષ્ટિમાર્ગીય મંડળ તરફથી ઉત્સવ ઉજવાયો ત્યારે શ્રી. સુમિત્રાબેન ચોકસીને શુદ્ધાદ્વૈત વિશારદની પદવી એનાયત થઈ

*



ડૉ. લક્ષ્મી જેમણે ડૉ. આંબેડકર સાથે લગ્ન કર્યું.

*

પેલેસ્ટાઈનમાંના બ્રીટીશ દળના માજી સેનાપતિના પત્ની લેડી એવેલીન બાર્કર ઉપર એક પારસલ આવ્યું હતું તેમાં બોમ્બ હોવાનું માલમ પડતાં અડધું ખોલેલું છોડી દીધું. નહિ તો મરી જાત.

*

પોરબંદરમાં શેઠ શ્રી નાનજીભાઈ કાળીદાસ મહેતાએ કન્યાઓ માટે બંધાવેલ સરસ્વતી મંદિરની ઉદ્ઘાટન ક્રિયા સૌરાષ્ટ્રના રાજપ્રમુખ શ્રી. જામસાહેબને હાથે થઈ ત્યારે કુ. સવિતાબેન મહેતાએ માનપત્ર વાંચી સંભળાવ્યું હતું.

*

અમૃતસરમાં દેશસેવા સેનાની સૈનિકાઓએ બે હરીફ પક્ષો રચી બનાવટી ગોરીલા યુદ્ધ ગોઠવ્યું હતું. રાઈફલની તાલીમમાં સ્ત્રીઓ પણ પુરૂષો જેટલી જ કુશળ નીવડે છે તે સાબીત કરી બતાવીને તેમણે પ્રેક્ષકોને દંગ કર્યાં હતા.

*

નરબી નામની જૈન અંધ બાઈ પાટણમાં ચોધાર આંસુએ રડી રહી છેઃ "મને મારો બોગીઓ પાછો અપાવો." નરબી અંધ જૈન બાઈ છે. લોકોનાં દળણાં દળી પોતાના ઘડપણના આધારરૂપ બોગીઆને અનેક દુઃખો વેઠી મોટો કર્યો છે. બોગીઓ પણ લોકોનાં વાસણ માંજી, આઈસ્ક્રીમના સંચા ફેરવી અને અનેક નાના મોટાં કામ કરી મોટો થયો છે. તેને એકાએક કોઈની પણ જાણ સિવાય દીક્ષા અપાઈ છે.

*

સુરતના ખાંડ બજારની આશરે બત્રીસ વર્ષની શાંતિ નામની પરિણીત યુવતી પર હાથ નાંખી લાજ લેવાના આરોપસર વીરમગામ મહોલ્લાનો ગુલામહુસેન પકડાયો.

*

પોતાના મરીન ડ્રાઈવ ઉપરના મકાનની પાયરી લેરા બ્રાસ મેડમ ઓલ્મા કોનની પોલીસે ધરપકડ કરી.

*

કલોલમાંથી પંદર વર્ષની એક હિંદુ છોકરીનું અપહરણ કરવા માટે વીરમગામની પોલીસે મહમદ નામના શખ્સની ધરપકડ કરી. તેની સાથેની અપહૃત બાળાને તેની માને સોંપી દીધી છે. મહમદને કલોલ પોલીસને હવાલે કરવામાં આવ્યો છે.

*

અ. હિં. મહિલા પરિષદના પ્રમુખ શ્રી. અનસુયાબાઈ કાળેએ અપહૃત સ્ત્રીઓને શોધી આપવા માટે સામુદાયિક 'શોધખોળ દિન' તા. ૫મી જૂને પાળવા દરેક સ્ત્રી સંસ્થાને હાકલ કરી છે.

*

ખાપા ખૂન પ્રકરણમાં પિતાને હાથે વીંધાઈ ગએલા નટવરલાલ રાવળની વિધવા મંજુલાએ પોતાના મૃત પતિના પિતરાઈ શ્રી. નટવરલાલ ત્રિવેદી સાથે વૈદિક વિધિથી પુનર્લગ્ન કર્યો છે.

*

સીમોનમાં ગાંધીનગરમાં, હોલ્બો મુસ્લીમ ગર્લ્સ કોલેજના પ્રિન્સીપાલ મીસીસ આયશા રોકના પ્રમુખપદે સ્ત્રી કોન્ફરન્સ મળી હતી. તેમાં યુનાઇટેડ વીમેન્સ ફ્રન્ટના સભ્ય મીસીસ એડીથ લુડોક-જીમરોએ સ્ત્રી કારીગરોના પગાર વધારા, કામના ઓછા કલાકો અને સુવાવડની સગવડો માગતો ઠરાવ રજુ કર્યો હતો.

દેવગઢ બારીઆના મહારાણી સાહેબ તેમના રાજકુમારી સાથે વડોદરા જતાં હતાં ત્યારે રસ્તામાં પેટ્રોલ ખૂટવાથી વિમાન લૉંબારી આગળ ખેતરમાં ઉતારી લેવું પડયું હતું. વિમાનીની સમયસૂચકતાથી અકસ્માતમાંથી બન્ને બચી ગયાં.

*

મુંબઈ સરકારે માધ્યમિક કેળવણી માટે નીમેલી સલાહકાર કમિટીમાં મીસીસ યમુનાબાઈ હેરીકર અને કુ. આર. રોમેને નીમ્યાં છે.

*

અમદાવાદ હિંદુ અનાથાશ્રમની બાળાઓએ તેના સુપ્રી. શ્રી. સરોજબહેન સામે વિરોધ જાહેર કર્યો છે.

*

હાલમાં લંડનમાં બેગમ યુસુફ હારુને સીંધ પ્રાંતના સ્ત્રી નેશનલ ગાર્ડના વડા તરીકે જાહેર કર્યું કે પાકીસ્તાની સ્ત્રીઓ પુરુષો સાથે ખભા મીલાવી પેલેસ્ટાઇનના આરબોને મદદ કરવા આગળ આવશે.

*

ખેડા જીલ્લા લોકલ બોર્ડ તરફથી અલીણામાં રૂક્ષ્મણીબેન પ્રસુતિગૃહ અને કાશીબેન ઔષધાલય શરૂ થયાં.

*

આચાર્ય શ્રી કાકા કાલેલકરના નાના પુત્રનાં લગ્ન કુ. રેવતી શરાલી બી. એ. સાથે થયાં.

કરાંચીમાં બેગમ લીઆકતઅલી ખાનના મકાનમાંથી આઠ હજાર રૂપીઆનું ઝવેરાત ચોરાતાં તેમનો મોટર ડ્રાઇવર પકડાયો છે.

*

હિંદી રાષ્ટ્રીય સમિતિના મંત્રી શ્રીમતી દત્તા સેને લેકસસેકસની પત્ર પરિષદમાં કહ્યું હતું કે અમારી સમિતિ ટુંક સમયમાં હિંદની સ્ત્રીઓ અને બાળકો માટે ચોક્કસ યોજના રજુ કરશે.

*

સુરત જીલ્લાના મોતા કસ્બામાં બ્રાહ્મણ જ્ઞાતિએ પોતાની જ્ઞાતિના જ માણસ જોડે વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપતો સુધારો પસાર કર્યો છે.

*

બી. બી. એન્ડ સી. રેલ્વેની લોકલ ટ્રેનોમાં સ્ત્રીઓ માટેના ત્રીજા અને બીજા વર્ગના ન્હાના ડબ્બામાં ખીચોખીચ રીતે મુસાફરી કરવી પડે છે તે સામે અખિલ હિંદ મહિલા પરિષદની મુંબઈની શાખાએ રેલ્વે સત્તાવાળાઓનું ધ્યાન ખેંચ્યું છે અને જો આ બાબતમાં ઘટતો સુધારો નહિ થાય તો મહિલાઓ રેલ્વેના પાટા ઉપર બેસીને સત્યાગ્રહ કરશે એવી તેમણે રેલ્વે સત્તાવાળાઓને ચેતવણી આપી છે.

*

મુંબઈ ઓલ ઇન્ડીયા રેડીઓ મથકમાં રજુ થતા કાર્યક્રમ અંગે નીમાયેલ સલાહકાર સમિતિમાં શ્રીમતી લેરીના કરીમભાઈની નીમણૂક થઈ છે.

*

જમ્મુની કાથા છાવણીમાં કેટલીક નિરાશ્રિત સ્ત્રીઓના માથાના વાળમાં ને કપડાંમાં પડેલી જૂને મારી નાખવા ડી. ડી. ટી. નો ઉપયોગ કરવામાં આવ્યો હતો.

*

સુરતના નાનપુરાની બાઈ લલિતાબેન તે વેણીલાલ રણછોડદાસની સ્ત્રીને ઘરમાં આખો દિવસ ગોંધી રાખી તેની ગેરકાયદે અટકાયત કરવા માટે તેના સસરા રણછોડદાસ વિઠ્ઠલદાસની પોલિસે ધરપકડ કરી છે.

*

પૂર્વ પંજાબની સરકારે જાહેર કર્યું છે કે જો કોઈ સરકારી નોકર પાસેથી અપહરણ કરાયલી સ્ત્રી મળી આવશે અથવા તેને કોઈ ઠેકાણે મોકલી દેતાં પકડાશે તો તેની સામે પગલાં લેવામાં આવશે.

*

સ્ત્રીઓને બળાત્કારે કબજે રાખવાની પ્રવૃત્તિ વિરુદ્ધ પ્રજામત જાગૃત કરવા બંને સંસ્થાનોમાં પ્રકાશનનાં તમામ પ્રાપ્ય સાધનોના પ્રતિનિધિઓની સંયુક્ત બેઠકમાં આ અંગેની પ્રચાર યોજના ઘડાઈ ગઈ છે.

*

મધ્ય પ્રાંતની ધારાસભાની પેટા ચૂંટણીમાં શ્રીમતી સુધાકુમારી રાય બીનહરીફ ચૂંટાયા છે. તેઓ સ્વ. શ્રી. સુભદ્રાકુમારી ચૌહાણનાં પુત્રી છે

*

અમેરિકાની ફીલાડેલ્ફીયાની એક ધનાઢ્ય યુવતી મેરી કલેએ નવ બિલાડીઓને ૧૮,૦૦૦ પૌંડનો વારસો સોંપ્યો છે. આ ઉપરાંત બિલાડીઓને તેનાં મકાનનો આખો ઓરડો તેમજ પુરતા પ્રમાણમાં ખોરાકનો જથ્થો મળી રહે છે.

*

તેનેસીનો એક સંદેશો જણાવે છે કે ફલોરા રેજબસ નામની એક સ્ત્રી બાર વર્ષ સુધી ઊંઘ લીધા પછી જાગી છે. તેની હાલ ઉંમર ૫૨ છે. માસાચ્યુસેટસમાં મોટર અકસ્માતથી ઈજા પામેલો રસેલ એબોટ એક વર્ષથી ઊંઘે છે. એક ઓસ્ટ્રેલીયન યુવતી કુમારી રીટાએ ૭ મહિના સુધી ઊંઘવા કર્યું ને જ્યારે તે જાગી ત્યારે તરત મરણ પામી હતી.

*

સુરતના યુવાન શિક્ષક શ્રી નટવરલાલ નાથુભાઈ વાંકાવાળાના લગ્ન આર્ય વિધિથી મુંબઈમાં કુ. જયશ્રીગૌરી કંચનલાલ ચીનાઈ જોડે થયાં હતાં. શ્રી. વાંકાવાળા જ્ઞાતીએ ધાંચી છે. કુ. જયશ્રીગૌરી ચીનાઈ સુરતી પોરવાડ વણિક છે.

*

પીપલાદ સ્ટેટની પોલીસે હિંદી પોલીસ ઉપર વિના કારણે ગોળીબાર કરવા માટે પીપલાદના મહારાણી પાસેથી સત્તા છીનવી લેવાઈ છે ને તેમને ઇંદોરમાં રહેવા ફરમાન થયું છે.

*

ધર્મજના પટેલ શાન્તાબેન શીવાભાઈ ઝવેરભાઈએ તારાપુરના વિનુભાઈ ચુનીભાઈ અમીન સાથે આણંદમાં લગ્ન કર્યાં.

*

કુ. સરોજિની ત્રીકમલાલે સૌરાષ્ટ્રના વડા પ્રધાનના સેક્રેટરી શ્રી. અંજારીઆ સાથે લગ્ન કર્યાં.

*

સત્યાગ્રહ વખતે લીંબડી રાજ્યે બાઈ ચંચળની ગએ કરેલી જમીન સૌરાષ્ટ્ર સરકારે પાછી સોંપી.

*

રાજપીપળામાં એક માણસ પોતાની યુવાન પત્ની અને બાળકનું ખૂન કરી નાસી ગયાનું કહેવાય છે.

*

અંકલેશ્વર ખાલસા દિવાન મહીપતરામ કેશવરામ ભટ્ટ બી. એ. એ તેમના પત્ની કલાવતી શંકરલાલ કવિ સાથે છૂટાછેડા લીધા છે બન્નેએ રાજીખુશીથી પતિપત્ની તરીકેના પોતાના હક્કો જતા કર્યા છે.

*

# પુસ્તક પરિચય

શ્રી. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી ગૂર્જર બાળગ્રંથાવળીના સેટોમાંના નીચેના પુસ્તકોની નવી આવૃત્તિઓ થઈ છે **હીરામોતી** (લેખક: શ્રી. રમણલાલ નાનાલાલ શાહ. પૃ. ૩૬ કિં. આઠ આના. પાંચમી આવૃત્તિ) જાતજાતના હીરાઓ અને મોતીની માહિતી આપે છે. **અંતરનાં અજવાળાં** (લેખક: સ્વ. જેઠાલાલ ત્ર. ચૌધરી. પૃ. ૬૪ કિંમત બાર આના. ત્રીજી આવૃત્તિ.) શીવાજી અને ઔરંગઝેબ ઉપરની એક બાળનાટિકા છે. **કીર્તિકથાઓ** (લેખક: શ્રી. ઉમીઆશંકર ઠાકર પૃ. ૩૨ કિં. પાંચ આના, પાંચમી આવૃત્તિ) ૭ સરસ બાળવાર્તાઓનો સંગ્રહ છે. **બુલબુલ** (લેખક: શ્રી. દુર્લભજી બ. જોષી. પૃ ૩૨ કિંમત પાંચ આના. પાંચમી આવૃત્તિ.) સુંદર પક્ષીકથા છે અને **રઝળતો રાજહંસ** (લેખક: શ્રી. રમણલાલ ના. શાહ પૃ. ૪૮ કિં. આઠ આના ત્રીજી આવૃત્તિ) સુંદર બાળવાર્તાઓ છે. આ રીતે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનુ બાળ-સાહિત્ય એટલું લોકપ્રિય થયું છે કે તેની પાંચ પાંચ આવૃત્તિઓ થઇ છે. કેટલાંક પુસ્તકો તો શાળાઓમાં ઈતર વાચન તરીકે ચલાવાય એવાં છે.

આ સંસ્થા તરફથી મહાન વૈજ્ઞાનિક લુઈ પાશ્ચર (લેખક: ડૉ. એન. એમ. શાહ પૃ. ૧૫૬ કિંમત રૂા. બે)નું જીવન ચરિત્ર પ્રગટ થયું છે. ડૉ. મેડમ ક્યુરીની જીવનકથા ખૂબ જ લોકપ્રિય બનેલ છે, એ જ લેખકનું આ બીજું જીવન ચરિત્ર સરેલી અને સરળ ભાષા અને વિગતોથી દૃષ્ટિએ સંપૂર્ણ માહિતી આપતું હોવાથી વિદ્યાર્થીઓ માટે ખૂબ જ ઉપયોગી છે.

સાક્ષર શ્રી કનૈયાલાલ મુનશીએ લખેલ ડૉ. મધુરિકા ઘણા વર્ષો ઉપર મુંબઈની જાણીતી ફીલ્મ કંપનીએ રૂપેરી પડદા ઉપર ઉતારેલી તેને આટલા વર્ષે શ્રી. મુનશીએ કાગળ ઉપર ઉતારી છે. આ નવું નાટક ડૉ. મધુરિકા (પૃ. ૮૦ કિં. સવા રૂપિઓ) આપણા સમાજ ઉપર કેટલાક પ્રહાર કરી જે સ્ત્રીઓને તેમના પોતાના સ્વાભાવિક, મૌલિક અને ઉદ્ધારક સ્વધર્મ તરફ અભિગમો છે તેમને અર્પણ કરેલ છે. સ્ત્રીમાં જે માતૃત્વ છે તે માતૃત્વનો તીરસ્કાર કરતી સ્ત્રી ઉપર આ તેમનો પ્રહાર છે. નાટક સુંદર રીતે રજુ થયું છે, અને ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે પ્રસિદ્ધ કરેલ છે.

જૈન સાહિત્યમાં જેમનું સ્થાન છે એવા શ્રી. જયભિખ્ખુની નવલકથા 'વિક્રમાદિત્ય હેમુ' (પૃ. ૪૦૬ કિંમત રૂા. પાંચ) બીજી આવૃત્તિમાં ગૂર્જર ગ્રંથ કાર્યાલયએ પ્રસિદ્ધ કરી છે. આ બીજી આવૃત્તિ પહેલી આવૃત્તિ કરતાં રૂપરંગ અને છપાઈમાં ચઢીયાતી છે. પુસ્તક માટે તો અમે અગાઉ લખ્યું છે જ, ને આજે ફરીથી કહીએ છીએ કે જેટલી જલદી આ પુસ્તકની નવી આવૃત્તિ થઈ છે તેટલી ઉતાવળે આ પુસ્તકનો બીજો ભાગ લેખક ગૂજરાતને સંપડાવે.

ગૂજરાતી સાહિત્યમાં શ્રી. ધૂમકેતુએ જે નવી ભાત અને નવો ચીલો પાડયો છે તેમાં તેમનાં વિચાર રત્નોનો ફાળો મોટો છે. એવા વિચારરત્નોનો નવો સંગ્રહ નવી આવૃત્તિરૂપે રજકણ (પૃ. ૨૧૬ કિંમત રૂ. ત્રણ) નામે પ્રગટ થયો છે. લગ્નમાં ભેટ આપવા જેવું આ પુસ્તક ઘરેઘરમાં પહેચાડી દેવા જેવું બન્યું છે.

શ્રી. ભારતીય સાહિત્ય સંઘ, પુલ પાસે, રીચીરોડ, અમદાવાદ તરફથી શ્રી ધૂમકેતુની કલમ પ્રસાદીમાંથી 'મેઘબિન્દુ' (પૃ. ૨૨૪ કિંમત રૂ. ૩) નામે નવો સંગ્રહ ગૂજરાતને

સાથે આયુર્વેદ પદ્ધતિએ રોગોની ચિકિત્સા સંબંધી સાહિત્ય પ્રગટ કરે એ ઈચ્છનીય છે.

આપણી પ્રાથમિક શાળાઓમાં શિક્ષકો જે રીતે આજે શિક્ષણ આપે છે તેની સર્વત્ર નિંદા થાય છે, કેમકે એથી વિદ્યાર્થીના મન અને અભ્યાસ પર કાંઈ જ અસર થતી ન હોવાની સાર્વત્રિક ફરીઆદ છે. નવી પદ્ધતિએ શિક્ષકોને તૈયાર કરવાનું ને તેમને નવી દૃષ્ટિ આપવાનું કામ ઘણું જરૂરી છે. તેવે પ્રસંગે શ્રી. સોમાભાઈ કીશાભાઈ પટેલે 'પ્રાથમિક શિક્ષણ' (પૃ. ૬૬ કિં. દોઢ રૂપિઓ) નામે પુસ્તક પ્રગટ કરી આજના શિક્ષકોને નવી દૃષ્ટિ આપવા પ્રયત્ન કર્યો છે. દરેક માબાપ પણ આ પુસ્તક વાંચી જઈ પોતાના બાળકને કઈ પદ્ધતિએ શિક્ષણ આપવું જરૂરી છે તે સમજી શકે એ માટે દરેક ઘરમાં આ પુસ્તક વસાવી લેવા યોગ્ય છે.

ગુજરાતી ભાષામાં ગીતાના સમશ્લોકી ભાષાંતરો થયાં છે તેમાં એક નવો ઉમેરો **'ગીતા ગુર્જરી'** ( લેખક : શ્રી. ચરણતીર્થ, પ્રકાશક : રસશાળા ઔષધાલય, ગોંડલ પૃ. ૫૬) નામના પુસ્તકથી થાય છે. પૂર્વાશ્રમના ગોંડલ રસશાળા ઔષધાલયના માલિક વૈદરાજ રસશાસ્ત્રી શ્રી. જીવરામ કાલીદાસ રસશાસ્ત્રીની વિદ્વતા જગજાહેર છે. તેમને હાથે આ તૈયાર થયેલ સમશ્લોકી ભાષાંતર આપણને મળે છે. ગીતાના કુલ ૭૪૫ શ્લોકો હોવાનું કહેવાય છે પણ હાલમાં ૭૦૦ શ્લોકો જ પ્રાપ્ય છે. શાસ્ત્રીજીએ ભોજપત્રો અને હસ્તપ્રતો ઉપરથી બાકીના શ્લોકો મેળવ્યા છે, એથી આ **ગીતા ગુર્જરી** દ્વારા શાસ્ત્રીજીનો ગીતાના સંશોધનમાં અમૂલ્ય ફાળો ગણાય. છાપકામમાં અનુસ્વરોનો છૂટથી ઉપયોગ થવાથી જરા ખુંચે છે. છતાં આ ભાષાંતર ગૂર્જર સાહિત્યમાં સુંદર ઉમેરા રૂપ છે.

પૂ. ગાંધીજીના અવસાન પ્રસંગે હિંદના તમામ પત્રોએ ખાસ અંક પ્રગટ કરેલા તે મુજબ આફ્રિકાના ઈન્ડીયન ઓપીનીયન પત્રે પણ ખાસ **સ્મારક અંક** પ્રગટ કર્યો છે. તેમાં ગાંધીજીના પરિચય ઉપરાંત આફ્રિકાની પ્રવૃત્તિના ફોટો ચિત્રો પણ આપવામાં આવ્યા છે. અંક ઘણો સુંદર બન્યો છે.

અમદાવાદના **પ્રેમધર્મ** માસિકે ધર્મ પરિષદ **અંક** પ્રગટ કર્યો છે. સર્વ ધર્મ પરિષદમાં દરેક ધર્મને ફીરકાની આગેવાન વ્યક્તિઓએ સર્વ ધર્મ સમાન ગણી વિશ્વધર્મના આચરણ માટે ભાર મૂક્યો છે. અંક સંગ્રહવા યોગ્ય બન્યો છે.

---

ડચમહારાણી વિલ્હેલ્મીનાનો મહેલ આગથી બળી ગયો. તે મહેલમાંથી હિંદી કલાકૃતિઓ તેમના લગ્ન વખતે ૧૯૦૭માં તેમને ભેટ અપાઈ હતી તે કિંમતી વસ્તુઓ બચાવી લેવાઈ છે.

*

જેરૂસલેમના યહુદી વિસ્તારના તંત્ર નિમાયક શ્રીમતી ગોલ્ડા માયર્સને ન્યુયોર્કમાં જણાવ્યું હતું કે અમેરિકન સરકાર શસ્ત્રો મોકલવા ઉપરનો પ્રતિબંધ ઉઠાવી લે તો યહુદીઓનું રાજ્ય સ્થપાય.

*

કવીસલેન્ડની મીંહરેડ નામની યુવતીએ ૨૩ વર્ષની ઉંમરે કલકત્તાના લક્ષાધિપતિ શેઠ અબ્દુલ ખલીક મહેતા સાથે ઇ. સ. ૧૯૪૩માં લગ્ન કર્યું હતું તે વખતે શેઠને બીજી ઘણી પત્નીઓ હતી આ લગ્નથી તેને એક પુત્ર થયો એ તે શેઠ મહેતા પાસે રહે છે. મીસીસ મીંહરેડે છૂટાછેડા મેળવ્યા છે.

*

સુરતના નવાપુરા ગોલવાડની હરકોર નામની બાઇએ તાપી નદીમાં ભૂસકો મારી આપઘાત કરવાનો પ્રયાસ કરતાં તેની સામે કેસ કરવામાં આવ્યો છે.

*



વીજયનગરના ખંડેરોમાંથી ] [ કુમા ખત્રી

**જહાંગીર મીલ :**
દોસૂતી અને ટુવાલ

**રૂસ્તમ મીલ :**
કેમ્બ્રીક અને સાડીઓ

**ન્યુ જહાંગીર મીલ :**
કાઠિયાવાડમાં ખૂબ વપરાતું
છાપેલું કાપડ

**નવજીવન મીલ :**
પોપલીન અને સાડીઓ

# જહાંગીર વકીલ ગ્રૂપનું કાપડ વાપરો

સ્ત્રીઓ અને કન્યાઓમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું માસિક



वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ નવમું : અષાડ ૨૦૦૪ : જુલાઇ ૧૯૪૮ : અંક ૯ મો

# નાતજાત

શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા

*

જન્મના પાયા ઉપર રચાયેલી નાતજાતો અને ઉંચનીચની ભાવનાએ હિંદુઓમાં ખાનપાન, રોટીબેટી, હળવુંભળવું વગેરે વહેવારમાં જે વાડાવંડાઓ અને પ્રતિબંધો ઉભા કર્યાં છે તેણે હિંદુઓના સમાજીક જીવનને સદંતર ગૂંગળાવી નાખ્યું છે. ઊંચા હલકાની આ ભાવનાને પાપે બધા હિંદુઓમાં અને વિશેષે કરીને કહેવાતા ઊંચા વર્ણોમાં, માણુસ જેવા માણુસ પ્રત્યે જે સૂગ અને તિરસ્કારના સંસ્કાર ઘર કરી ગયા છે તે મનોદશા જ આજનાં આપણાં ઘણાખરા સામાજિક, રાજકીય, આર્થિક તેમજ નૈતિક અનિષ્ટોના મૂળમાં રહેલી છે, એ બીનાની કારમી સાબિતીઓ છેલ્લા એક બે દાયકામાં અને ખાસ કરીને છેલ્લા એક બે વર્ષોમાં આપણુને મળી છે.

નાતજાતનો સંસ્કાર હજારો વર્ષોથી આપણા લોહીમાં પડેલો છે. આજે ભલભલા સુધારકો અને રાષ્ટ્રવાદીઓના વહેવારોને પણુ જરાક બારીકાઇથી તપાસશું તો તેમાં ઘણી વાર આ નાતજાતનું માનસ પેરે પેરે કામ કરી રહેલું માલૂમ પડશે. સારાં વિચારશીલ સુશિક્ષિતોને પણુ એ વાતની ભાળ નથી હોતી કે, ચાહે તેવા સૂક્ષ્મ કે સોહામણા રૂપમાં પણુ નાતજાતની ભાવના રાષ્ટ્રભાવનાની અને રાષ્ટ્રીય સંગઠન કે એકીકરણુની સદંતર વિરોધી અને ઘાતક છે. પણુ આજે તો કુભાગ્યે આપણી સામાજીક રીતભાત, આપણા લગ્નાદિ વહેવાર, આપણી સખાવતો વગેરે પાછળ પણુ એ જ નાતજાત, ગોળ, ફિરકા અને સંઘાડાઓનું તંત્ર માનસ જડશે. ભલભલા ભણેલા ને હંમેશ સુધારાની વાત કરનાર લોકો પણ છોકરા–છોકરીની લેવડદેવડની વાત આવતાં જ રાંકડા બની જઈ, વૃદ્ધ માબાપ, પત્ની કે કુટુંબીઓ તરફના વાંધા આગળ કરી, નાતજાતનાં ખાડાખાબોચીયામાં પોતાના ફરજદીને કુહાડી મારવાનું પસંદ કરે છે. (સમૂળી ક્રાંતિ)

સવિતાના હૈયાને કોરી ખાતું




લેખક

શ્રી. ગુણવંતરાય આચાર્ય

*

રાતના બે વાગ્યાથી કાણું એના આંગણાની આંબલી નીચેના જૂના બાંગલા બાંકડા ઉપર બેઠેલો હતો. બેઉ ગોઠણ વચ્ચે માથું દબાવીને એ અંધારામાં તાકી તાકીને જોતો હતો કે પોતાના ઘરનું કમાડ ક્યારે ઉઘડે! આટલા સરવા કાન એણે આજ ઉમ્મરમાં પહેલી જ વાર માંડ્યા હતા. ઘરની અંદર શો શો સંચળ થાય છે, કષ્ટની ચીસો કેટલીવાર પડે છે, એ ઉંહકારો પંદરમી વારનો હતો કે ચૌદમો, એ બધું એના કાન તલ્લીન બનીને વીણતા હતા—તરૈયાઓ દરિયાને તળે જઈ બીજી તમામ વાતો પ્રતિ આંધળા બની સાચાં મોતી વીણે છે તેવી રીતે.

સાડા ચાર વાગે ઘરમાંથી ગંભીર સુખનો શબ્દ સંભળાયો: "વાહ! શાબાશ બેટી!"

પાંચ મિનિટ અને કમાડ બહુ ધીરેથી જરીકે ક્યુડાટ કર્યા વગર ઉઘડ્યું અને અંદરથી હાથમાં બેગ લઈને ડાક્તર દાદા બહાર નીકળ્યા. કાણુ સાગો ખડો થઈને સામો દોડ્યો. એને પોતાના તકદીરનો ફેંસલો સાંભળવો હતો.

ધસી આવતા જોધાર કાણુને ખભે હળવો પણ મક્કમ હાથ મૂકીને નસરવાનજી દાદા ધીરા નાદે બોલ્યા: "કાણુ; બેટા! જો તારી વહુને બહુ થાક લાગ્યો છે. કેટલા કલાકની મહેનત કર્યા પછી એને માંડ માંડ નીંદ આવી છે. તું ઉતાવળ કરીશ ના, હો ગાંડિયા! નર્સ અંદર છે તે તને બોલાવે ત્યારે જ ઘરની અંદર દાખલ થજે. નહિતર આ બુઢ્ઢાના હાથના પાંચ ગડદા તારી પીઠનાં હાડકાંનો ચૂરો કરી નાંખશે, હાં કે!"

કાણુના માથા પર હાથ ફેરવીને ડાક્તર દાદા સવા પાંચે ગયા. મોટરના શોફરને કહ્યું: "બીલકુલ હોર્ન ના મારતો હાં કે! અને ખૂબ 'સાઇલેન્ટલી' ગાડી બહાર કાઢી લે." ગાડી દૂર ન થઇ ગઈ ત્યાં સુધી બારણું પણ દાદાએ બીડ્યા વિનાનું જ રાખ્યું. આંબલી પરનાં નાનાં મોટાં તમામ પક્ષીઓ જરીકે ચોંક્યા વગર જંપેલાં રહ્યાં.

દાદા હજુ જાણે એની સફેદ દાઢીમાં હાથ પરોવતા સામે જ ઉભા હોય, એવી અદબ રાખીને કાણુ પાછો બાંકડા પર બે ગોઠણ વચ્ચે મ્હોં દાબીને બેસી રહ્યો. રેલગાડીમાં વિજળીબત્તીનું ખાનું સાચવતો કાણુ દર એકાંતરે આટલી આટલી રાતો થયાં મુસાફરીઓ ખેંચતો હતો. પણ અત્યારે એણે જેવી એકીટશે આકાશનો એક ચળકતો તારો જોયો, તેવી રીતે કદી નહોતો જોયો. પોતાની સ્ત્રી સુખે જંપીને સુતી છે એટલું જાણ્યા પછી જ પરોઢના સુંવાળા પવનની ઠંડકનું એને ભાન આવ્યું. પરસેવે રેબઝેબ થઇ ગએલું પહેરણ શરીર પર ચોંટી ગયું છે તેની એને હજુ હવે જ ખબર પડી. સવિતા ઘાઢીને સુતી છે એમ સાંભળી એને નિરાંત વળી.

પણ હજુ એને પૂરી ખબર નહોતી પડી.

ઘણાં ઘણાં છોકરાં નાનપણથી જેમ વધુ પડતું સમજી જાય છે તેમ ઘણા જુવાનો મોટી ઉમ્મરે પણ એવી જાડી બુદ્ધિના બોઘા રહી જાય છે કે એની સંસારી સાન જલદી જલદી વાતને પકડતી નથી. કાળુ એવો એક બોઘો બ્રાહ્મણપુત્ર હતો. અરે એને બ્રાહ્મણનું ફરજંદ જ કોણ કહે? એની જાતિ 'ઝોડ'ની હતી. ઝોડની માફક ઉંધું માથું ઘાલીને એ કામ કરવાનું જ સમજતો. એકલ મિજાજનો કાળુ વ્યવહારવિદ્યા શીખવાની દુનિયાની શાળામાં ભણ્યો જ નહોતો.

"કાળુ, તારે ઘેર દીકરો અવતરેલ છે, દાદાએ કહ્યું ને?" અંદરથી આવીને દાયણે ખબર દીધા ત્યારે પ્રભાતનો કલરવ કાળુના નયનોમાં એક ઝોલું ભરી રહ્યો હતો.

કાળુએ જાણે કે સ્વપ્નમાં સાંભળ્યું. દાયણને નિહાળી-નિહાળીને જોઈ ત્યારે ખાત્રી થઈ કે આ સ્વપ્ન નથી, સત્ય છે.

'સવિતાએ મને દીકરાની ભેટ દીધી! એણે મને જીવતું માનવી અર્પણ કર્યું!' આ રોજની સાદી વાતમાં પણ કાળુ જેવા બોઘા જુવાને કોઈ મહા તપસ્યાનું ફળ—કો દેવતું વરદાન દીઠું. સવિતા એને કોઈ દેવી જેવી લાગી. પત્નીએ હૃદયના કયા ગુપ્ત આવાસમાં આ બાળકને સંઘરી રાખ્યું હતું!

"આવ અંદર, જોવો છે ને બચ્ચાને?"

"સવિતા જાગી છે? એણે કહ્યું છે?" દાદાના પાંચ ગડદા સંભારીને કાળુએ ફરી ફરી પૂછી જોયું.

"હા. આવ."

કાળુ અંદર ગયો. કોઈ દેવાલયમાં—કોઈ પ્રાચીન ખંડેરમાં દાખલ થાય તેવી શાંત પગલીઓ ભરીને એ સવિતાના ખાટલા સુધી પહોંચ્યો. એનો હાથ હળવેથી ઝાલીને પોતાના મ્હોં પર ગોઠ્યો, ગાલ પર ફેરવ્યો, છાતી પર ઠેરવ્યો.

## પચરંગી ચુંદડી



ચુંદલડી પચરંગી, સાહેલડી,
ચુંદલડી પચરંગઃ
એમાં સોહંતા પાંચ પાંચ રંગ રે....સાહેલડી
ભૂરે તે રંગે મારી ભરી ચુંદલડી,
ભૂરો આકાશનો રંગઃ
ભૂરા આકાશ જેવા ઊંડા ગંભીરા
સસરાજી સોહે અઠંગ....ચુંદલડી
લાલ લાલ છાંટણીયું છાંટી ચુંદડીએ;
લાલ તે કંકુનો રંગઃ
કંકુ શી લાલ લાલ આંખ્યુ સાસુની
ક્રોધે ભરી અણુભંગ....ચુંદલડી
પીળે તે રંગે મારી રંગી ચુંદલડી
પીળો કરેણનો રંગઃ
પીળા કરેણ જેવા સોહંતા જેઠજી
મૂંગા બસ માનમાં તંગ....ચુંદલડી
લીલે તે રંગે મારી સોહે ચુંદલડી,
લીલો મરચીનો રંગઃ
મરચી શી તીખી નણંદ ના ચૂકે
મ્હેણાંનો એકે પ્રસંગ....ચુંદલડી
કેસરીએ રંગે મારી ભરભર ચુંદડી,
કેસૂડા કેરો એ રંગઃ
કેસૂડા જેવો એ મદભર મસ્તાનો
એને ઉમંગ એને રંગ....ચુંદલડી

રમેશ મ. ભટ્ટ

આ હો હા હા! અમાર કાળુના અંતરમાંથી હજુ યે અચરજ મટતું નથી, કે આવા જીવતા જીવની–માનવી જેવા માનવીની ભેટ મને મારી સવિતાએ ક્યાંથી આણીને આપી? ક્યાં સંઘર્યું હતું આ શુભ ધન! કેવું રૂપાળું બાળક!

સવિતા કશું બોલી નહિ, પણ ધણીની આ મુંગી મુંગી ભક્તિ દેખીને એની આંખો ભીની થઈ. કોણ જાણે શાથી, પણ કાળુએ પ્રથમ બારણામાં પગ મૂક્યો ત્યારે સવિતાનું મ્હોં લોહી વિનાનું, ભય ભર્યું અને લજ્જાથી તૂટી પડતું હતું, અને ધણી આટલી મમતા કરશે તેવો ભરોસો નહોતો. જાણે એ કોઇ ભયંકર ફેંસલો સાંભળવા તૈયાર થઇ રહેલ અપરાધિની જેવી હતી. તેને બદલે સવિતાએ ધણીની આંખોમાં મીઠાશનાં સરોવરો ભાળ્યાં.

ઘરમાં કોઈ મોટેરું કે નાનેરું આત્મજન નહોતું. સવિતાના બાપ કાશીની જાત્રાએ ચાલ્યા ગયા હતા. મા મુએલી હતી. કાળુને તો નાનપણથી જ એકલ દશા મળી હતી. પોતે પંદર દિવસની રજા ઉપર ઉતરી ગયો. એના ખરા આપ્તજન તો નસરવાનજી દાદા જ હતા. એ પારસી ડાક્તર ગામ સમસ્તના આધાર હતા. એમણે એક બાઇને કાળુને ઘેર કામકાજમાં રોકી દીધી.

એક મહિનો થઈ ગયો, પણ હજુ યે કાળુને ઘરમાં જાણે કે કોઇ ચમત્કાર બન્યો લાગ્યા કરે છે. આહ! સવિતાએ મને એક માનવીની ઓચીંતી ભેટ આપી. સવિતા પરમેશ્વરની કેટલે બધે નજીક હશે! બાળકને જન્મ દેનારી બધી જ જનેતાઓ એને સર્જનહાર સાથે સીધી ઓળખાણવાળી લાગી. અને પુરાણોમાં તો એવા એવું એકને જ માન્યા હતા–દાદાને.

પણ આ બધા લોકો મારી પછવાડે હસતા શા માટે હશે! કાળુના મનમાં સમસ્યા ઉપડી. એ ચાલ્યો જતો હોય, તો પાછળ બાઈઓ ગુસપુસ કરી રહેતી:

"આ ઓલીનો વર. વીતા પછી પોણા સાત મહિને જ...'

એટલે આવીને વાક્ય ભાંગી જતું. ખીખીઆટાથી એ અધૂરું વેણ પૂર્ણવિરામ પામતું.

ગાડી ઉપર કાળુ કામે જાય ત્યારે પાનપટી ઉપર ચૂનોકાથો ચોપડતા ઉભેલા નાના મોટા અમલદારોથી માંડી હાથમાં ઝંડીફાનસ લઇ ફરતા સાંધાવાળાઓ મોં મરડીને હસતા: "કાં કાળુ! છોકરું મઝામાં છે ને! ચહેરોમોરો કોને મળતો છે, તને કે છોકરાની માને!"

"હજુ અત્યારથી શી ખબર પડે!" કાળુ સ્હેજ મોં મરકાવીને જવાબ આપતો. ને સાથેસાથ એનું બાળક બેમાંથી કોની સૂરત પ્રગટ કરે તો સારું તે વાતની એના મનમાં મીઠી ચળ ઉપડતી. આખરે એ મનથી નક્કી કરતો કે બસ, મારું બાળક સવિતાનાં જ રૂપરંગ ધારણ કરે તો સારું. મારા રૂપમાં તો શું બળ્યું છે!

આખી રાત ગાડીમાં જાગતો એ વિજળીબત્તીની જ્યોતિને બાળકની આંગળીઓ સાથે જ સરખાવી રહેતો.

પરંતુ આજ આટલાં વર્ષો લગી તો મારી એક કુતરા જેટલી પણ અણુતરી નહોતી, ને હવે આ બધા લોકો કેમ મારા ઉપર આવડું બધું ધ્યાન આપી રહેલ છે! મારા જંતુ જેવા ક્ષુદ્ર જીવનમાં આ તમામને નવો રસ ક્યાંથી ઉભરાઇ નીકળ્યો છે? મારા સામે આંગળીઓ કાં ચીંધાઈ રહી છે! લોકો આટલા બધા સ્નેહભાવે મારા, ને મારાં વહુ બાળકના ખબર કાં પૂછે છે?

ઓચિંતુ કાળુને ધીરેધીરે રહસ્ય સમજાયું. આ લોકો મારું ટિખળ કરે છે, મારી સવિતાને લગ્ન પછી સાત જ મહિને બાળક આવ્યું

એ બનાવની પાછળ મોટો એક લોકાપવાદ ઉભો થયો છે.

'બાળકનો સાચો બાપ હું નથી. કોઇ બીજો.....'

પછી તો આખી સાંકળના મકોડા કાળુના મનની સ્મૃતિમાં મળતા ગયા. સવિતાનો બાપ મારો પાડોશી હતો. હું જ્યારે જ્યારે 'લાઇન' પર જતો ત્યારે કંઇક ને કંઇક ચીજ લાવીને સવિતા સારૂ દઇ આવતો. એના બાપ મને આવકાર આપતા, પણ સવિતા અને મારા વિવાહની વાત તો એને સ્વપ્ને ય સૂઝે તેવું નહતું. ક્યાં એ વૃદ્ધ કુલિન બ્રાહ્મણ, ને ક્યાં હું કુળહીણો લઘરવઘર, ઉતરેલ ધાન સમાન, નામનો જ માત્ર જનોઇધારી! હું સવિતાને ભવિષ્યની અર્ધાંગનાના ભાવે જોઇ જોઇને જ એ બધી ભેટો લાવતો હોઉં તેવું માન્યા પછી તો એ બ્રાહ્મણ મને કુતરાને હવાલે જ ધરતું બાર છોડાવે તેવો હતો. એમાં એકાએક ઓચીંતાના એણે તે દિવસ મને કન્યા દેવાનું મન જાહેર કર્યું: 'કાળુ શર્મા, તમારે કરદાગીના કે લૂગડાંની કશી તરખડ કરવાની નથી.' એવું અભેયવચન દીધું: પૂરી તિથિ પણ બરાબર જોયા વગર મુંગા મુંગા અમારાં હસ્તમેળાપ કરાવી આપ્યા: અને સવિતાને મારા શુન્ય, નિર્જન ઘરમાં તે ને તે સાંજરે વળાવી આપી: પોતે એકદમ વૈરાગ્ય ઉભરાયો હોય તેમ જાત્રાએ નીકળી પડ્યા; જતી વેળા ન એની પુત્રી પ્રત્યે કે ન મારી પ્રત્યે કોઇ મમતાની લાગણી પણ બતાવી: જાણે કોઇ ચૂડેલની ચુડમાંથી છૂટવા માગતા હોય તેમ નાસી ગયા: એ બધું શા માટે એમ બન્યું!–આજ કાળુને એ કોયડાનો ઉકેલ જડયો.

સવિતાના ઉદરમાં પાપ હતું. એના બાપે મને બળતું ઘર કૃષ્ણાર્પણ કર્યું હતું: કન્યાદાન નહિ પણ સર્પદાન દીધું હતું.

બીજી વાતો પણ સાંભરી આવી: વેવી-

## હિંચકો



જીવનની ડાળે મેં બાંધ્યો છે હિંચકો,
આશાના દોર ઘણા લાંબા રે લોલ;
ગગને ચગાવતી હું કલ્પનાનો હિંચકો,
વ્હાલમજી હેતથી હુલાવે રે લોલ!

નાની નણદી મારા ઝુલાને શણગારતી,
દિયરીઓ વેરે ત્યાં ફૂલડાં રે લોલ;
પડખે બેસી મને ઝુલે ઝુલાવતા,
પ્રિતમજી પ્રેમભીના દોરથી રે લોલ!

ગગને ખીલે એક પુનમનો ચાંદલો,
વિકસતી પોયણી જીવનસરે રે લોલ;
મારા જીવનમાં પિયુ એક ચાંદલો,
વિકસાવે હૈયાની પાંખડી રે લોલ!

આકાશી તારલા ધીમેધીમે મલકે,
ગગનેથી ચાંદની વધાવવા રે લોલ;
પિયુજી બોલે એમ મંદમંદ હાસ્યથી,
પુષ્પો વહાવે પ્રેમનાં રે લોલ!

શરમાતી ચાંદની ઝુલે ચડે તેજના,
અવનીને પ્રેમરસ પાતી રે લોલ;
હું તો શરમાઇ જઈ, સોડે લપાતી,
પિયુ–પર્યંક માથું ઢાળતી રે લોલ!

વેરણ વાદળીએ અવરોધ્યો ચાંદલો,
ચાંદનીનો ઝુલો થંભી ગયો રે લોલ;
પિયુ રીસાઈ જતાં થંભ્યો મુજ હિંચકો,
આશાના દોર ત્યાં તૂટી પડયા રે લોલ!

મનુ

શાળ થયું તેના આગલા દિવસોમાં સવિતા મ્હોં સંતાડીને જ ઘરમાં પેસી રહેતી. લગ્ન પણ થયું તે પછી પણ એની આંખોમાં આનંદ નહોતો, જાણે કોઈ અકળ મનોવેદના એને અંદરથી ભક્ષી રહી હતી: લગ્નમાં પણ એને જાણે લાગતું વળગતું નહોતું. હસ્તમેળાપમાં પણ એના હાથ શબના જેવા ટાઢાબોળ હતા. ઘેર આવી ત્યારે પણ રાતે સૂવાના ઓરડામાં પગ મૂકતા પહેલાં એને જાણે કે ભાગી છૂટવું હોય તેવા એના હાવભાવ હતા. અંદર આવ્યા પછી જ્યારે પોતે શરમાતાં શરમાતાં પહેલવહેલી ભુજાઓ પહોળી કરીને એ જીવનસખીને જકડી લીધી હતી—જાણે તને હું હૈયાની સાથે મરણાન્ત સુધી જડી લઉં છું એવો પ્રગાઢ ભાવ દાખવ્યો હતો—ત્યારે પણ સવિતાનું કાળજું એણે કોઈ વીંધાએલી મૃગલી સમું ધડકતું સાંભળ્યું હતું. અંધકારમાં જાણે એ કશુંક ટેકણ શોધતી હતી.

આ ફફડાટ એના ઉદરમાં પડેલા મહા પાપનો જ હતો ખરું!

તે પછીના સાત મહિના! દંપતિ-સુખની અખંડ સરિતા જેવો એ સમય વહેતો જતો હતો. કાનુ દરેક મુસાફરીએથી જ્યારે ઘેર આવે ત્યારે એને કંઈક ને કંઈક નવીનતા ઘરમાં જોવાની જ હોય. એની થાળીમાં વારે વારે ભિન્ન ભિન્ન મીઠી વાની પિરસાતી ત્યારે કાનુ બોલી ઉઠતો: "આ શો ગજબ માંડયો છે? ગરીબનું ઘર શું તારે ફના કરી દેવું છે સવિતા!"

"એ તો પાડોશીને ત્યાંથી આવ્યું છે, આમ છે, તેમ છે." વગેરે ઉડાઉ જવાબો દીધા પછી સવિતા મોડો મોડો ફોડ પાડતી કે "એ તો મેં ટાઢી વધેલી રોટલીનાં બટકાંને જરીક ઘીમાં વઘારી કટોરાક ગોળ અને બે એલચી દાણા નાખી ભભરાવેલ છે, બીજું કશું જ એમાં નથી."

ઉનાળે સવિતા વારંવાર શીખંડ પિરસતી ને કાનુને ટગવતી કે "ગામમાંથી વેચાતું મંગાવ્યું" પછી મોડો મોડો ખુલાસો કરતો કે "રાતે મારા વાળુ માટે રખાવેલું દૂધ હું મેળવી દઉં. સરખું મેળવણ પડવાથી દહીં જેવું જામી જાય. સવારે બાંધીને લટકાવી દઉં, પછી ઝેરણીથી ઝેરી નાખું, જરીક હોય તેમાં દૂધ મેળવીને થોડું જાયફળ ભભરાવું. એ આ શીખંડ છે. હું ખરચ નથી કરતી. ખાઓ તમે લહેરે."

કોઈ વાર સાંજે એ આવે ત્યારે ખાટલો, બાંકડો અને ફાનસ મૂકવાની ઘોડી સફેદાવતી રંગેલાં નવાં નકોર નિરખીને કહે કે "આ શું ફનાગિરી માંડી છે! આપણે સાહેબ લોક કેદુના થઈ ગયા!"

એનું મ્હોં દાબી દઈને સવિતા સમજાવે કે "સાંભળો તો ખરા! બે પૈસાનો સફેદો અને પૈસાનું એલ-તેલ મગાવીને મેં જ રંગ્યાં છે આ!"

"તેં પોતે જ!" કાનુ ચકિત થતો.

"હા, પણ તમે કહો જોઉં ભલા! અધો પૈસાનો પિરોજી રંગ મગાવીને આને માથે અકેક આછી દોરી કાઢી હોત તો કેવું સરસ લાગત!"

હાઈકોર્ટની ફુલ-બેન્ચના જજોને પણ ઝાંખા પાડે તેવું ભારેખમ મોઢું કરીને કાનુ જોઈ રહેતો, ને પછી ડોકું ધુણાવીને કહેતો: "ના રે! તો તો સફેદ રંગની ખુબી મારી જાય!"

એ રીતે કાનુના ફાટેલ ધોતીઆમાંથી આછા જાળેલા ટુકડાને કાપીને રંગીન સાડલાના ટુકડાની કિનાર ભરેલ પડદાઓ ઘરની બારી આડા લટકતા થયા. જૂનાં ઉતરેલ પહેરણોની બાંયમાંથી ટુકડા કાઢી તેની કોર ઓટી છ-બાર નેપકીનો સવિતા સંઘરી રાખતી અને કોઈ મહેમાન જમવા આવે ત્યારે દરેક થાળી લોટાની પડખે અકેક મૂકતી.

આમ સવિતાએ કાળુના શુન્ય ઘોરંખોદીઆ વાસને સાચી કવિતા વડે વસાવ્યો હતો. એ સાત મહિના તો સાત દિવસની પેઠે વહી ગયા હતા. ને છતાં-છતાં-કાળુ યાદ કરતો ગયો કે છેલ્લા એક માસથી સવિતાની જૂની અકળામણ સજીવન થઈ હતી. એ જાણે ક્યાંઇક ન્હાસી છૂટવાના મનસુબા કરતી હતીઃ વિના કારણે રો રો કરતી હતી.

આ બધા ફુલઢગલાની નીચે પેલો પાપનો સર્પ બેઠો હતો ખરું ?

કાળુને આ અંગે ઝેર ચડવા લાગ્યું. લોકમુખના બોલની બદબો એનાથી સહી જાતી નહોતી. ઘડીક થતું કે આ ગંદુ બોલનારાની ગર્દનો મારા પહોળાં પાંચ આંગળામાં પીસી નાખું ! ઘડીક સવિતા ઉપર કાળ ચડતો, ઘડીક પોતાની જીંદગી ખતમ કરવા મન થતું.

ન્હાસી જાઉં: આંહીથી ક્યાંઇક દૂર દૂર નીકળી જાઉં. આ સાત મહિનાના સંસારને ભૂંસી ભુંસી નાંખુ—એવા વિચાર ઉપડયા. સવિતા અને બાળક સાંભરી આવ્યાં; તેને કેમ જાણે આંખો સામેથી ખેસવી નાખતો હોય એવી રીતે એ વારંવાર હાથ પસારવા લાગ્યો.

આજે સવા મહિનો ન્હાઇને સવિતા ઉઠી છે. ક્યાંઇક બહાર ગઈ છે. પોતાને ઓફ-ડયુટીનો દિવસ છે. છેલ્લો નિકાલ લાવ્યા વિના એ રાત પણ કાઢવી કઠણ છે. કાળુને એક વાત સૂઝીઃ દાદાને ખોળે દિલ ઠાલવીને એકવાર રસ્તો સમજી લઉં: પછી મન નહિ માને તો એક જ ઠેકે દુનિયાની બહાર ભુસકો મારીશ, લોકોનું બોલ્યું હવે મારાથી સહ્યું જતું નથી.

નસરવાનજી દાદાના દવાખાનાના કમ્પાઉન્ડમાં કાળુ પહોંચ્યો ત્યારે અંધારું થઇ ગયું હતું. પચીસેક સુવાવડીઓના ખાટલા સમાય તેવી નાનકડી દરિદ્રનારાયણ ધરિપતાલ શાંતિમાં પડી હતી. બાળકોના રુદન-સ્વરો એ આખા ધામને સજીવન બનાવતા હતા. કોઈ કોઇ ભાડુની ઘોડાગાડી આવીને ઉભી રહેતી અને અબોલ દાયણો શ્વેત પડછાયાઓ જેવી તરવરતી હતી. આત્માને-દુરાત્માને પણ નમવાનું મન થાય એવું એ વાતાવરણ હતું. જાણે કોઇ અકળ અગમ ધૂપ ફોરતો હતો. દવાખાનાની નજીકમાં જ નિરાળો, બેઠા ઘાટનો દાદાનો બંગલો હતો. મોખરે ફુલઝાડોની ઘટાદાર કુંજ હતી.

કાળુના પગલાં થંભ્યાં. કુંજની અંદર દાદા કોઇ બીજા એક માનવીની સાથે વાતો કરી રહેલ હતા. સૂર પરખાયો અને શબ્દો પણ પકડાયા.

એ તો સવિતા જ હતી. બાળકને ખોળામાં ધવરાવતી એ ભોંય પર બેઠી હતી. દાદા જરી છેટે બાંકડા પર બેઠા હતા. વાતના તાર બંધાઈ ગયા હતા. તેમાંથી કાળુના કાને શબ્દો પડયાઃ

"શું કરું દાદાજી ! હું તે દિવસ પાપમાં

## આંખોના તેજ

મારે દિગંતે સુધી દૃષ્ટિ પ્હોંચાડવી
દૃષ્ટિમાં સૃષ્ટિ મપાય રે,
ધરણીને તેજ તણા ફાગે મ્હોરાવવી
ગીતે વનરાજી છલકાય રે;
હો, મારી આંખોમાં તેજ શા ભરાય રે.

નિંદરમાં લાખ મને આવે છે સોણલાં
સોણલામાં સાદ સંભળાય રે,
અંતર આંગણુ મારૂં ન્હાકડું સાવ મટી
આજે વિરાટ બની જાય રે;
હો, મારી આંખોમાં તેજ શાં ભરાય રે.

જીવનનું ઘોર ગીત ઝમકંતી ખંજરી
આજે મધુર બની જાય રે,
અંતરના ઉપવનમાં મ્હોરે કો મંજરી
ફાગ નવો આજ, મલકાય રે;
હો, મારી આંખોમાં તેજ શા ભરાય રે.

હરીન્દ્ર દવે

લપસી પડી. રજપૂત પડોશીને ઘેર હું લગનનાં ગીત ગાવા કોણ જાણે ક્યાંથી જઈ ચડી, અને એ અમલદારના દીકરા કરણભાનો હું ભોગ થઈ પડી, દાદાજી !"

કાળુના રોમેરોમે શૂળા પરોવાઈ ગયા.

"તે પછી એ દાદાજી ! મેં મારું મોત જ માગ્યું. જગદંબાને મેં પ્રાર્થના કરી કે મારી પ્રાણદોરી ખેંચી લ્યે. હું તો તે દિવસ મારી આવરદા ટુંકી કરવા જ બેઠી હતી. રાતનાં અંધારાં ઉતરે એટલી જ વાર હતી, ત્યાં તો આ આવ્યા, ને મારા બાપાએ એની પાસે વાત મૂકી. એણે કબૂલ કર્યું. મને લાગ્યું કે જગદીશ્વરીએ જ મારી ધા સાંભળી."

"બેટા !" દાદા બોલ્યા; "એમ જાણી-બુઝીને તેં કાળુનો અવતાર બગાડી નાખ્યો."

સવિતાના ધ્રુસકા સ્પષ્ટ સંભળાતા હતા.

"સાચું છે. મારા પોતાના પાપનું મને જેટલું લાગી આવે છે, તે કરતાં વધારે તો મને આ ઉતરપીંડીની વાત પીડે છે, દાદા! મારા બાપે તોછડાઈ કરી તેનો ઠીક, પણ મેં શીદ આ ભોળા - જુવાનનું જીવતર રોળી નાખ્યું— ?" સવિતા ખૂબ ખૂબ રડવા લાગી. "મને આ ઉતરપીંડી બહુ ન ડંખત, જો મારે ને એને સાધારણ ઘરસંસાર હોત તો; પણ દાદાજી ! એ બાપડો મને શું પૂજે છે ! શું પૂજે છે ! અરે મને ઇશ્વરથી બીજી ગણીને ભજે છે એને તે—"

એ ત્યાંથી ચાલવા ઉભો થયો. દાદાનું છેલ્લું વેણ એના કાન ઝીલતા ગયાઃ

"બેટા ! આવડું બધું હેત તો ચાહે તેવા પાપને પણ જલાવી નાખે છે. પાપ રહ્યું જ ક્યાં ? અને બાળક ! બાળક તો બીજા કોઇનું નથી, માલિકનું છે. એને કોણ પાપ કહી શકે ? આવડા બધા હેતની આગ પાસે પાપ ખાક થઇને જ પડે. તું જા, એને ઘેર જઇને બધી કબૂલત કરી દેજે. જો એનો પ્રેમ ખરો હશે તો દુનિયા જખ મારે છે. જો એનું દિલ ન ચાહે તો બચ્ચું લઇને આંહીં ચાલી આવજે."

કાળુ ત્યાંથી નીકળી ગયો. અંધારે અંધારે સૂમસામ તળાવની સડકે ચાલતો થયો. દાદાના છેલ્લા બોલ એના અંતઃકરણમાં ગુંજતા હતાઃ 'સાચા પ્રેમની આગમાં પાપ બળીને ખાખ થાય છેઃ બાળક તો કોઇનું નથી, એકલા માલિકનું છે. સાચો પ્યાર હોય તો દુનિયા જખ મારે છે.'

વાણીઆણે એ ઘેર ગયો. હંમેશાની માફક એણે સવિતાનું માથું બન્ને હાથમાં લીધું. પોતે પતિને અભડાવતી હોય, એમ એ ધીરેથી દૂર હટી ગઇ. એણે શરુ કર્યું:

"આજે હું દાદા પાસે ગઇ હતી."

"મને ખબર છે."

"ક્યાંથી ?"

"હું ત્યાં હતો."

"તમે બધું સાંભળી ગયા છો ?" સવિતા ફાટી ઉઠી.

"ના, બધું સાંભળવાની જરૂર નહોતી. ફક્ત એટલું જ યાદ રાખ્યું છે કે, સાચા સ્નેહની આગમાં પાપની ખાખ થાય છેઃ બાળક તો ઇશ્વરનું છેઃ ને દુનિયા જખ મારે છે."

ઘોડિયે પોઢેલ બાળક ઉપર એ લળી પડ્યો.

અને ફરી કાળુએ જ્યારે સવિતાને દેવા-સરસી લીધી; ત્યારે આઠ મહિનામાં તે દિવસે પહેલી જ વાર કોઇ નિષ્પાપ હળવા ફુલ જેવી બનીને સવિતા એ છાતી ઉપર ઢળી પડી.

# મીસીસ
# ફ્રેનીબહેન ઇરાની

*

મુંબઈ કોર્પોરેશને મ્યુનિસિપાલિટીમાં કામ કરતા મજુરોની દેખરેખ રાખવા તાજેતરમાં લેબર ઓફીસરની નવી જગા કાઢી છે તે જગા પર શ્રી. ફ્રેની બહેન ઇરાનીની નીમણુંક કરી છે.

પુરૂષો જ અમુક કામ કરી શકે અને સ્ત્રીઓ તો ઘર સંભાળીને બેસે તો બસ છે, એવો અભિપ્રાય શીખેલા ભણેલા, આગેવાન પુરૂષો ધરાવે છે અને જો કોઈ સ્ત્રીસસ્થા અંગે બોલવાનું પ્રાપ્ત થાય તો આ મત વ્યક્ત કરવા ચૂકતા નથી. ઘર-કુટુંબ તરફ બેકાળજી બની બહારનાં કામો કરવાં એવું તો કોઈ સ્ત્રી કહે જ નહિ, પરંતુ પુરૂષો જે કામ કરે તે કરવાની બુદ્ધિ અને શક્તિ સ્ત્રીઓમાં છે એ જે બહેનોને તક મળી તેમણે પુરવાર કર્યું છે

શ્રી. ઇરાનીને જે જગા પર નીમ્યાં છે તે જગા એવી છે કે પુરૂષ કરતાં પણ વિશેષ સારી રીતે સ્ત્રી કરી શકે તેમ છે. એઓ પ્રખર સમાજ સેવિકા છે. મજુર વર્ગની ફરિયાદો, મુશ્કેલીઓ સાંભળી તેનો નીકાલ કરવો એ કામ એટલું બધું જટિલ થઇ ગયું છે કે મ્યુનિસિપાલિટીના સભ્યો એને પૂરો ન્યાય આપી શકે તેમ ન લાગવાથી આ નવી જગા કાઢવામાં આવી છે.

અંતરની માયાભરી મનોવૃત્તિ વડે ભૂષિત થએલાં આ બહેનનો દેખાવ ખરેખર મનોરમ છે. મુંબઈનાં હજારો ભૂખ્યાં મનુષ્યોનાં તે માતા બને તેવાં છે. લેબર ઓફીસરનો રોફ તેમનામાં બીલકુલ નથી. તેઓ પતિભક્ત પત્ની અને વાત્સલ્યભર્યાં માતા છે એવી છાપ તેમને જોઇને પડે છે.

કોલેજમાં પોતે અભ્યાસ કરતાં તે સમયથી આપણા દેશના દારિદ્રયનું તેમને સચોટ ભાન થએલું. ભૂખે મરતાં બાળકો, તેમનાં અસહાય માબાપ અને એ સર્વને વેઠવી પડતી હાડમારીથી એમનું દયાળુ હૃદય દ્રવી જતું. તે જ વખતે આવા લોકો માટે કાંઇ કરીને તેમની સ્થિતિ સુધારવા તેમણે નિશ્ચય કર્યો હતો.

આ ઉચ્ચ નિર્ણય ધીમે ધીમે વિકાસિત થઇ તેમના જીવનનું ધ્યેય બન્યો અને દુનીઆની નક્કર વાસ્તવિકતાએ તેને પોષ્યો. સને ૧૯૩૨ માં સેન્ટ ઝેવીયર્સ કોલેજમાં ઓનર્સ સાથે ગ્રેજ્યુએટ થઇ સને ૧૯૩૪ માં એલ. એલ. બી.ની પરીક્ષા તેમણે પસાર કરી. એ જ વખતે કોલેજની બહેનો માટે યુરોપના પ્રવાસની ટોળી ગોઠવાઈ અને તે તકનો લાભ લઈ તેઓએ પરદેશનો પ્રવાસ કરી આખા યુરોપની સામાજિક ઉન્નતિની સંસ્થાઓની મુલાકાત લઇ તે સર્વની પ્રવૃત્તિઓનો અભ્યાસ કર્યો. ઇંગ્લાંડ અને ફ્રાન્સની સેવાભાવી સ્ત્રીઓમાં સ્વાર્થત્યાગ અને પરોપકારી વૃત્તિના આવિર્ભાવથી પોતે ખૂબ જ પ્રેરણા મેળવી પોતાની કાર્યદિશા દઢતર બનાવી. પાછાં ફર્યાં ત્યારે મુંબાઇનાં ઝુંપડાવાસીઓની હૃદય દ્રાવક કરુણ સ્થિતિએ તેમના દિલને હચમચાવી નાંખ્યું. એ દિશામાં કામ કરવાની યોજના તેઓ ઘડી રહ્યા હતાં પરંતુ યોગ્ય તક મળી નહોતી. આ પ્રકારનું કામ કરવા માટે ખાસ વ્યવહાર લાયકાત મેળવવા ટાટાની સોશીઅલ સરવીસ સ્કુલમાં બે વર્ષ અભ્યાસ કરી ૧૯૩૮ માં ત્યાંથી ડીપ્લોમા મેળવ્યો. મુંબાઇ મ્યુનિસિપાલીટીએ તેમની લાયકાત જોઈ તેમને 'વેલફેર ઓરગેનાઇઝર' નીમ્યાં, એટલે તેઓને મનગમતા કાર્યમાં તેમણે ખરા દીલથી ઝંપલાવ્યું. વેલફેર કેન્દ્રો' તેમણે સ્થાપ્યાં. હિંદની બીજી કોઈ મ્યુનીસીપાલીટી આ પ્રકારનું મજુરોના હિતનું કામ કરતી જાણવામાં નથી. શ્રીમતી ઇરાનીને સોંપવામાં આવેલા મજુર વર્ગનાં સર્વ મનુ-

ખ્રીઓનાં મન સંપાદન કરી તેમનાં વિશ્વાસપાત્ર બનવામાં તેઓ સફળ થયાં. તેમની સાદાઈ અને માયાળુ સ્વભાવ વડે તેમણે એ સર્વેના દીલ જીતી લીધાં છે. આ લોકો ફેનીબહેન આગળ પોતાના સર્વ સુખદુઃખ કહે છે અને તે બહેન બનતા પ્રયત્ને તેમની મુશ્કેલીઓ ટાળે છે. એક સ્થળે તેનું નિરાકરણ ન થાય તો તેની ઉપરી સત્તા પાસે જઈ ન્યાય મેળવી આવે. આ ગરીબોની સાથે ઐક્ય સાધી તેમની જરૂરીઆતો તેઓ જાણી જાય છે અને તેમની સ્થિતિ સુધારવા સતત જાગ્રત રહે છે.

કામકાજનો અત્યંત બોજો હોવા છતાં સહુ સમોવડીઆંને મળવા હળવાનું તેઓ ચૂકતાં નથી–અલબત્ત નાટક નાચરંગ જેવા આનંદોત્સવોમાં ભાગ લઇ વખત ગાળવાનું તે પસંદ કરતાં નથી. ક્લબોમાં પણ ભાગ્યે જ હાજરી આપે છે.

કામમાંથી પરવારે ત્યારે પોતાનાં કુટુંબીઓ સાથે વખત ગાળવામાં તેઓ મોજ સમજે છે.

શ્રીમતી ઈરાનીને ત્રણ પુત્રો છે. પોતાના પતિ પ્રત્યે તે ખુબ અનુરાગ ધરાવે છે. પતિ પોતાની પત્નીની આવી અદ્ભુત શક્તિ માટે પોતાને ધન્ય માને છે. ગરીબો માટે દિવસનો પણોખરો વખત રોકાવું પડે છે છતાં શ્રી. ઇરાની કુટુંબીઓ પ્રત્યે પૂરી કાળજી રાખે છે. ગૃહવ્યવસ્થા અને વ્યવહારની સાધારણ કુશળતાવાળાં આ બહેનનો ગૃહકાર્યશક્તિ બહારના કામ સાથે મેળ સાધી શકે છે. તેમનાં બાળકો ઘણાં નાનાં હતાં ત્યારે તેમની ઉછેર જાતે જ કરતાં. આ માટે ઘેર રોકાવું પડે ત્યારે મજુરો તેમને ઘેર આવી કામ કરાવી જતાં અને શાંતિ તથા સલાહ મેળવી જતાં.

આ હોદ્દામાં તેમને જે અનુભવ મળ્યો છે તે કારખાનાના લેબર ઓફીસર તરીકે તેમણે પૂને લાયકાત પ્રાપ્ત કરી છે. તા. ૧ લી એપ્રીલથી આ જવાબદારી ભરી નીમણુંક તેમણે સ્વીકારી છે. આ કાર્યથી તેમની સેવાઓ અને સ્વાર્થત્યાગનો જરૂર લાભ મળશે. વાસુધૈવ કુટુંબકમ્‌નું સૂત્ર જીવનમાં ઉતારનાર આ અસામાન્ય ભાવનાશાળી સ્ત્રીરત્નને એમના સત્કાર્યમાં સંપૂર્ણ સફળતા ઇચ્છીએ છીએ.

(Indian Homeમાંથી સૂચિત)

*

**મી**સીસ નેલી ટેઈલર રોસ યુનાઈટેડ સ્ટેટની ટંકશાળની ડાયરેક્ટર તરીકે નીમાયેલી સૌથી પ્રથમ સ્ત્રી–ડાયરેક્ટર છે. તેની આ હોદ્દે ૧૯૩૩ માં પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટે નીમણુંક કરી હતી અને ફરીથી પ્રેસીડેન્ટ ટ્રુમેને તેની એ હોદ્દે નીમણુંક ચાલુ રાખી છે.

મીસીસ રોસ ૧૯૪૨ માં વ્યુમીંગના ગવર્નર તરીકે નીમાનાર પ્રથમ સ્ત્રી ગવર્નર હતી અને એ રીતે ઇતિહાસમાં પ્રથમ સ્ત્રી તરીકેનું તેનું સ્થાન છે.

લડાઈ દરમ્યાન તેને માથે કામનો ઘણો બોજો રહેતો અને તે સમય દરમ્યાન તેની દેખરેખ નીચે ૧૯૪૫ માં ચારસો અબજ સીક્કાઓ છાપવામાં આવ્યા હતા. તેમાંથી ત્રીજા ભાગના સીક્કા બેલ્જીયમ કોંગો અને ફીજી ટાપુ જેવા સમાન સિક્કો વાપરતા દેશો માટે છાપ્યા હતા. તેની હોંશીઆરી અને પ્રમાણિકતાથી તેને એ પદે ફરી નીમવામાં આવેલ છે.

*

મદ્રાસ ઇલાકાના આગેવાન કાર્યકર્તા અને જાણીતા શિક્ષણશાસ્ત્રી શ્રીમતી કમળાબાઇ સત્યનિધન એમ. એ થયાં છે, અને મદ્રાસની સ્ત્રીઓની સેવા અને ઉત્કર્ષ માટે તેમણે મદ્રાસમાં ઠેર ઠેર સ્ત્રી સહકારી મંડળો સ્થાપી ગરીબ બહેનોને નવરાશના વખતમાં કામ અને શિક્ષણ આપે છે. તેમના વ્યક્તિત્વને લીધે આ મંડળોની વ્યવસ્થા ઉત્તમ જણાય છે.

# બાપુનાં સંભારણાં



કુ. મનુબહેન ગાંધી

*

ગયે વર્ષે ૩૦ મી માર્ચના રોજ પૂ. બાપુજીએ નવાખલી અને બિહારના યજ્ઞમાં ઝંપલાવ્યા પછી* પહેલ વહેલા જ લોર્ડ માઉન્ટ બેટનને મળવા જવાનું થયું.

વાઈસરોયે તો એરોપ્લેનમાં પૂ. બાપુજીને મળવા બોલાવેલા, પણ 'જે વાહનમાં કરોડો ગરીબો મુસાફરી ન કરી શકે તેમાં મારાથી કેમ બેસાય?' એમ કહી તેનો ઇન્કાર કર્યો; અને "ટ્રેઈનમાં પણ હું તો મારું કામ સારી રીતે કરી લઉં છું એટલે હું તો આગગાડીમાંજ આવીશ." એવો નિશ્ચય જાહેર કર્યો.

ગરમી અસહ્ય હતી. ૨૪ કલાકનો રસ્તો હતો. વળી સ્ટેશને સ્ટેશને આ પરમ પિતાનાં દર્શન કરવા હજારોની મેદની જામતી, છતાંએ કંઈ તકલીફની એમને ક્યાં ખેવના જ હતી? મને બોલાવીને કહ્યું:—

"જો આ યજ્ઞમાં તું એકલી જ મારી સાથે છો, એટલે દિલ્હીમાં હું પહેલો જાઉં છું. મેં નવાખલી જતાં તો નિશ્ચય કર્યો હતો કે ત્યાં જ કામ કરવું અથવા મરવું, અને સાથીઓને છુટા કર્યા. પણ તને આ મારા યજ્ઞમાં ભાગીદાર બનવા માટે મેં રજા આપી. તું સાથે જ રહી, એટલે જેમ નવાખલીમાં બધાને છોડીને આવ્યો તેમ જ. અહીં પણ બાકી દેવપ્રકાશ, હુજર (એક મુસલમાન ભાઈ) વગેરે છે તે અને મૃદુલાબહેન રહેશે. મૃદુલાબહેન મારા વતી બધું જ સંભાળશે અને કામ કરશે. પણ તને કેમ છોડીને જવાય? એ તું પણ નહીં ઇચ્છે. એટલે તારે મારી સાથે આવવાનું રહ્યું. ઓછામાં ઓછો સામાન અને નાનામાં નાનો ત્રીજા વર્ગનો ડબ્બો પસંદ કરવાનો. પણ જોજે આમાં તારી ખૂબ કસોટી છે હો!"

મેં સામાન તો ઓછામાં ઓછો લીધો, પણ સ્ટેશને સ્ટેશને પૂ. બાપુજીના દર્શનાર્થીઓની એટલી બીડ જામશે કે ઘડીએ એમને આરામ નહીં મળે. વળી હરિજન ફંડ પણ મારે ગણવું પડશે અને એ બધો અવાજ આવશે, એમ ધારી બે ખાના વાળો ડબ્બો પસંદ કર્યો. એકમાં સામાન રખાવ્યો અને બીજામાં પૂ. બાપુજીને સુવા બેસવાનું રાખ્યું.

પટણાથી દિલ્હી જતી ટ્રેઇન સવારે ૯–૩૦ વાગે ઉપડે. બાપુજી અને હું ૯–૨૫ વાગે સ્ટેશને આવ્યાં. લોકોની ભીડ અસહ્ય હતી, પણ અમે ચઢી ગયાં. બાપુજી તો એકે એક મિનિટનો સદુપયોગ કરતારા, એટલે પાંચ મિનિટમાં હરિજન ફંડ ઉઘરાવી નાંખ્યું. ૯॥ વાગે ટ્રેઈન ચાલી. ગરમીના દિવસોમાં બાપુજી બપોરનું ભોજન ૧૦ વાગે લેતા.

હું બીજા ખાનામાં જઈ સામાન ખોલી પૂ. બાપુજી માટે ખાવાનું તૈયાર કરવા ગઈ. થોડી વારે પૂ. બાપુજીવાળા ખાનામાં આવી, તો બાપુજી લખવામાં પડયા હતા. મને પૂછ્યું:

"ક્યાં હતી ?" મેં કહ્યું: "અહીં ખાવાનું તૈયાર કરતી હતી." પોતે બારીએથી બ્હાર નજર નાંખી મને જોવાનું કહ્યું. મને પણ જરાક ભાન આવી ગયું કે કંઈક મારી ભૂલ થઇ લાગે છે. મેં બહાર જોયું તો લોકો બહાર લટકતા હતા. મને મીઠો ઠપકો મળ્યો.

"આ બીજા ખાનાનું તેં કર્યું હતું ?" મેં કહ્યું: "હા બાપુજી. હું અહીં જ બધું કામકાજ કરૂં–પ્રાઇમસ પર દૂધ ગરમ કરૂં, વાસણો સાફ કરૂં–તેથી આપને તકલીફ પડશે એમ જાણીને મેં બીજા ખાનાનું કર્યું."

"કેવો લુલો બચાવ છે ! આંધળો પ્રેમ તે આનું નામ. તને ખબર છે કે મને એરોપ્લેન ઉપરાંત સ્પેશીયલ ટ્રેઇનનું તકલીફ ન પડે માટે કહેવામાં આવેલ. એક સ્પેશીયલ પાછળ કેટલી ગાડીઓ રોકાય અને કેટલા હજારોનું ખર્ચ થઇ પડે ! એ મને કેમ પોસાય ? હું તો લોભીયો રહ્યો. તેં આજે તો વધારાનું ખાનું માગ્યું, પણ સલુન માગ્યું હોત તો તે પણ મળત; અને એ તને શોભત કે ? એટલે તેં બીજું ખાનું કર્યું તે સેલુન માગ્યા બરાબર છે. હું જાણું છું કે તું આ બધું મારા ઉપર અત્યંત પ્રેમને વશ થઇને કરે છે, પણ મારે તો તને ઉંચે ચઢાવવી છે, નીચે નથી પછાડવી, એ તારે સમજવું જોઈએ, અને એ સમજી લે તો હું તને કહી રહ્યો છું અને તારી આંખમાંથી પાણી પડી રહ્યાં છે તે ન પડવાં જોઇએ. હવે એનું પ્રાયશ્ચિત એ જ કે તું બધો સામાન અહીં ખસેડી લે અને આગળનું સ્ટેશન આવે ત્યારે સ્ટેશન માસ્તરને મારી પાસે બોલાવજે."

હું તો ઘર ઘર કાંપતી .અ, સામાન તો ખસેડ્યો, પણ પૂ. બાપુજીની ચિંતા થતી હતી કે કેમ થશે ! પછી વખત આવી નાની ભૂલ બને ત્યારે બીજાની ટીકા પણ એ પોતાની જ ગણે અને એકાદ ટંક ખાવાનું પણ છોડે એ મોટી ચિંતા હતી.

વળી ટ્રેઇનમાં લખવાનું, વાંચવાનું, માટી લેવાનું, કાંતવાનું, મને ભણાવવાનું વગેરે બધું જ કામ–જેટલું ઘરમાં કરવાનું રહે તેટલું જ ટ્રેઇનમાં.

અંતે સ્ટેશન આવ્યું. માસ્તરને બોલાવ્યા. એને મારૂં પરાક્રમ કહ્યું કે 'આ છોકરી મારી પૌત્રી છે; પણ બિચારી ભોળી છે, ભલી છે. હજુ મને કદાચ સમજી નહિ હોય તેથી જ આ બે ખાનાં પસંદ કર્યાં. એમાં એનો દોષ નથી. દોષ મારો જ કે મારી એટલી કેળવણી અધૂરી હશે ને ! હવે મારે અને એણે બનેએ પ્રાયશ્ચિત કરવું રહ્યું, એટલે આ ખાનું ખાલી કરી નાંખ્યું છે, તેનો ઉપયોગ તમે વધારાના પેસેન્જરો લટકે છે તેને માટે કરો અને તો જ મારૂં દુઃખ હળવું થશે.'

સ્ટેશન માસ્તરે ઘણી આજીજી કરી, પણ બાપુજી ક્યાં માને તેવા હતા જ ! સ્ટેશન માસ્તરે ત્યાં સુધી કહ્યું કે "હું લોકો માટે બીજો ડબ્બો જોડાવી દઉં." બાપુજીએ તેમને કહ્યું: "બીજો ડબ્બો તો જોડવો જ જોઈએ, પણ આનો ઉપયોગ કરી લો. જે ન જોઇતું હોય અને વધારે મળે છે માટે વાપરવું તેમાં હિંસા છે. મળતી સગવડનો દુરૂપયોગ કરાવી આ છોકરીને તમે બગાડવા માગો છો !" બિચારા સ્ટેશન માસ્તર ઝંખવાણા પડી ગયા અને અંતે બાપુજીનું કહેવું માનવું પડ્યું.

એ તો હિંદુસ્તાનના પિતા હતા. એ સગવડ ભોગવે અને એનાં બાળકો લટકે તે એમનાથી કેમ ખમાય ! એટલે લટકતા લોકોને જગ્યા મળી. મને જીવનમાં અમુલ્ય પાઠ મળ્યો કે મળતી સગવડનો ઓછામાં ઓછો ઉપયોગ કરવો. ભલે એટલો ઠપકો એ વખતે વસમો હતો, પણ આજે જીવનમાં એની કિંમત અમુલ્ય થઇ પડી છે. અને આવા ઝીણવટ ભરેલ

જીવનથી જ એમણે પોતાનું જીવન ઘડયું હતું એટલે એમાંથી ભલે ઓછું પણ મારી જેવીને એવા ઘડતરનો લ્હાવો મળ્યો.

*

નવાખલીમાં પૂ. બાપુજીની રોજની પગયાત્રા એક ગામથી બીજે ગામ બરાબર ૭ વાગતાથી શરૂ થતી. ૭ ઉપર બે મિનિટ થઇ હોય તો બાપુજીને બહુ જ વસમું લાગતું. એક વખત મને સામાન બાંધતાં થોડી વાર લાગી, કેમકે એ ચીજો એવી હતી કે બાપુજી ઊઠે ત્યારે જ મુકાય. તે મુકવામાં પાંચ મિનિટ થઇ, એટલે બાપુજી મને કહે, "જો બહાર કીર્તનવાળા અને ગામના લોકો કયારના આવીને ઉભા છે અને હજુ તને વાર છે. એ પાંચસો માણસની પાંચ મિનિટ તેં ચોરી કહેવાય અને તે કેમ પોસાય? હવે હું જાઉં છું અને તું પાછળથી આવજે. એટલો વખત ગયો તે મને જરાએ નથી ગમતું. હું ચાલ્યો જાઉં છું એટલે તું એમ ન સમજતી કે રોજ આવું મોડું કરશે અને તું પાછળથી આવીશ. હું બુઢ્ઢો છું અને તું છોકરી છે, એટલે દોડીને પકડી લેશે, એ વિચારે જો કે તું છુટી શકે છે. પણ એ ગુન્હો ગણાય. માટે હંમેશાં નિયમિત અને વખતસર બધું કામ થવું જ જોઇએ. જો અમુક માણસને અમુક વખત અપાયો કે સાત વાગે હું બહાર નીકળીશ જ તો સાત ઉપર બે સેકન્ડ પણ જાય તે મને ખૂંચે."

*

નવાખલીમાં નારાયણપુર કરીને એક ગામ છે. ત્યાં રોજની માફક ૭ વાગે બાપુ પહોંચ્યા. એક ગરીબ વણકરને ત્યાં અમારો ઉતારો હતો. બાપુજી જતાં વેંત પહેલાં તો ગરમ પાણીએ પગ ધોવડાવે, પછી થોડું ઘણું પોતાનું લખવા વિગેરેનું કામ કરે. તેટલા વખતમાં હું બાપુજી માટે માલીશ અને નાહવાની વ્યવસ્થા કરી લઉં. તે પ્રમાણે મેં બધું કર્યું. બાપુજી હંમેશા નહાતી વખતે સાબુ તો કદી ન જ વાપરતા, પણ એક ખરબચડો પથ્થર વાપરતા. આ પથ્થર બાપુજીને મીરાંબહેને વર્ષો પહેલાં આપેલ. એ પથ્થર હું આગલે ગામ ભૂલી આવી હતી. જ્યારે નહાવાની ઓરડીમાં મેં બાપુજીની બધી ચીજો રાખી ત્યારે મને એ યાદ આવ્યાં. મેં બાપુજીને પૂછ્યુઃ બાપુજી, હું ઘસવાનો પથ્થર કયાંક ભૂલી આવી છું. કદાચ કાલે વણકરવાળા ઘરમાં રહી ગયો હોવો જોઇએ. હવે શું કરું?" બાપુજી થોડી વાર વિચારમાં પડયા. પછી મને કહ્યું: "તેં ભૂલ તો કરી, પણ હું તો ઇચ્છું કે તું એ પથ્થર જાતે જ જઇને શોધી આવ. નિર્મળબાબુને કહી દે કે, મારા માટે ખાવાનું તૈયાર કરે, પણ પથ્થર તું જ એકલી શોધવા જા અને એક વખત આમ કરીશ એટલે બીજી વખત યાદ રહેશે." મેં ડરતાં ડરતાં પૂછ્યું: "આ ગામમાં આટલા બધા સ્વયંસેવકો છે, તેમાંથી કોઇને સાથે લઈ જાઉં?" બાપુએ સવાલ પૂછ્યો: "કેમ?" આનો જવાબ હું ન આપી શકી. નવાખલીમાં નાળીયેરી અને સોપારીનાં એવાં વન છે કે અજાણ્યો માણસ પણ ભૂલો પડી જાય. વળી કોમી તોફાનના દિવસો. એ રસ્તા ઉપર મુસલમાનોનાં જ ઘરો અને વેરાન ઉજ્જડ રસ્તો. એકલાં કેમ જવાય? પણ ગુનો કર્યો એટલે ગયા વગર છુટકો ન હતો. હું તો 'કેમ'નો જવાબ આપ્યા વગર જ થોડીક રીસમાં ચાલી નીકળી. મનમાં એમ પણ થાય કે, કયાંકથી કોક ગુંડાઓ આવીને વળગી પડશે તો? પણ રામનામ લેતાં ચાલી નીકળી. જે રસ્તે અમે આવેલ તે રસ્તા પરનાં પગલાં જોતાં જોતાં ગઈ.

એ વણકરનું ઘર માંડ માંડ મળ્યું તો. ખરૂં. વણકરના ઘરમાં ફક્ત એક ડોશી જ હતી. એ ડોશીને શી ખબર કે આ પથ્થર આટલો

કિમતી હશે ! એણે તો બિચારીએ પથ્થર ફેંકી દીધેલ. તે માંડ માંડ મેં શોધ્યો. એ પથ્થર જડ્યો ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો. તે લઈને ઝટપટ નારાયણપુર જવા નીકળી પડી. સવારે સાડાનવે નીકળી હતી તે એક વાગે બપોરના ગેરે આવી. ભૂખ તો અસહ્ય લાગી હતી, પણ એના કરતાં આજની આટલી ભૂલથી બાપુજીની થોડીક સેવા છુટી એનું અસહ્ય દુઃખ હતું. એટલે બાપુજીના ખોળમાં પથ્થર મુકી રડી પડાયું. બાપુજીએ મને કહ્યુંઃ "આજે તારી પરીક્ષા થઈ. ઈશ્વર જે કરે તે સારા માટે. તું પહેલે દહાડે મારી પાસે આવી અને રાતના બે વાગ્યા સુધી તને મેં સમજાવી કે મારા યજ્ઞમાં પડવું એ બહુ હિંમતનું કામ છે; જો જરા પણ હિંમત હારી તો નાપાસ કરીશ, માટે હજુ પણ પાછું મહુવા જવું હોય તો જઈ શકે, પણ યાત્રા શરૂ થયા પછી ક્યાંય નહીં જઈ શકે, એટલે આ પથ્થરના નિમિત્તે તારી પહેલી પરીક્ષા થઇ. તું ઉતિર્ણ થઇ, મને આથી કેટલો આનંદ થયો ? એ પથ્થર એ મારો ૨૫ વર્ષનો સંઘરેલ મિત્ર છે. જેલમાં જાઉં કે મહેલમાં, પણ એ પથ્થર સાથે જ ફર્યો છે. જો એ ન મળ્યો હોત તો મને અને મીરાંબહેનને દુઃખ થાત. તે ઉપરાંત તું એક પાઠ શીખી કે પથરા તો ઘણાય મળી રહેશે, બીજો શોધશું; એવી બેપરવાઇ ન રાખવી પણ દરેક ઉપયોગી વસ્તુને સાચવતાં શીખવું." મેં કહ્યુંઃ "પણ બાપુજી, હૃદયથી જો રામનામ લીધું હોય તો આજેજ લીધું. એ ઉજ્જડ રસ્તા પર જતાં જતાં હૃદય કંપિતું હતું." બાપુજી હસી પડ્યા અને કહેઃ "હા જ્યારે દુઃખ આવે છે ત્યારે જ ઈશ્વર યાદ આવે છે."

*

એક વખત સવારના પીવાના ગરમ પાણીને જરા મોડું થયું. ચુલો સળગતો ન હતો, કારણકે ત્યાંની હવા ખૂબ જ ભેજવાળી, એટલે સાડીની એક કિનારી ફાડીને મેં ઘાસલેટમાં બોળી. પાછળથી બાપુજી એ જોઇ ગયા હું જ્યાં સળગાવવાની તૈયારી કરતી હતી ત્યાં બાપુજીએ મને કહ્યુંઃ "એ કાકડી બતાવ તો!" મેં કાકડી બતાવી. બાપુએ કાકડી ઉખાળી. એક નાડી કરી શકાય તેટલી લાંબી લીર હતી. મને કહે "આને ધોઈ નાંખ અને તડકે મુકી દે. નાડી થાય એટલી લીર કાકડીમાં વપરાય ? હું કેટલો લોભી છું એની તને ખબર છે ? ગરમપાણી જરા મોડું મળશે તેની શી ચિંતા ! વળી એ કાકડીએ કેટલું ઘાસલેટ પીધું ! લીર પર મારૂં ધ્યાન ન હોત તો બળી જાતને !" મેં કહ્યુંઃ "બાપુજી, હવે એવો લોભ શું કામ કરવો ?" બાપુજીએ મશ્કરી કરીઃ "હા તું તો ઉદાર બાપની દીકરી હો. પણ મારે બાપ થોડા છે કે મને તારી જેમ આપશે !" એટલી મશ્કરી કરી એકદમ ગંભીરતાથી કહ્યુંઃ "મારી મશ્કરીમાં પણ હંમેશાં ગાંભિર્ય રહેલ હોય છે, તે ઓળખતાં તું શીખી જશે તો મને બસ છે." અંતે એ લીર સુકાણી અને તેનો નાડી તરીકે મારી પાસે ઉપયોગ કરાવ્યો અને પાસે ઘાસ વગેરે પડેલ હતું તેનાથી ચુલો સળગાવતાં શીખવ્યો.

*

બાપુજી હંમેશાં સ્વચ્છતા ઉપર ખૂબ જ ધ્યાન આપતાં. બહારની સ્વચ્છતા બાપુને જોઇએ, પણ અંદરની સ્વચ્છતા એ એમનાં કાર્યનું અનોખું અંગ રહેતું. કદી કોઇ વસ્તુ અસ્વચ્છ થઈ હોય તો સામા માણસને વારંવાર ટોકવાને બદલે પોતે કાર્ય વડે જ બીજાને સ્વચ્છતાનો પાઠ ભણાવે.

નવાખલીમાં પગદંડીનો નાનકડો રસ્તો હતો. કોઈ કોઈ રસ્તો તો એટલો સાંકડો હોય કે મને પણ છોડવી પડતી; એકલા બાપુજી અને બીજી તરફ ટેકા માટે લાકડી રાખવી પડે. ગમે ત્યાં ગંદકી હોય એ બાપુને બહુ ખુંચતું. એ પ્રમાણે ખુલ્લા પગે ગંદા રસ્તા

પર ચાલવું પડતું. આજુબાજુમાં મળ, થુંક, કચરો ઈત્યાદિ પડેલાં હતાં. તે બધું આજુબાજુથી પાંદડાં લઇ પોતે સાફ કરવા લાગ્યા. હું થોડીવાર આભી જ બની ગઈ. ગામડાનાં લોકો પણ આ દૃશ્ય જોઈ રહ્યા હતાં.

મેં બાપુને ગુસ્સામાં કહ્યું: "બાપુજી, આપ મને શા માટે શરમાવો છો? હું અહિં પાછળ હતી, છતાં મને કહેવાને બદલે આપે સાફ કેમ કર્યું?" એના જવાબમાં બાપુજી હસ્યા અને બોલ્યા: "તને ક્યાં ખબર છે કે મને આવાં કામો કરવામાં કેટલો બધો આનંદ આવે છે? કહું એના કરતાં કરી નાખવું તેમાં મને કેટલી ઓછી તકલીફ પડે?" મેં કહ્યું: "પણ આ ગામનાં લોકો જોઈ રહ્યાં છે." બાપુજીએ કહ્યું: "તું જોજે, આવતી કાલથી આવા ગંદા રસ્તા મારે સાફ નહિ કરવા પડે. કારણ, આ ઉપરથી બધાંને પાઠ મળશે કે આવું કામ કરવું એ હલકું કામ નથી. અને જો મારે ખાતર જ સાફ કરશે તો પણ મને ખૂંચશે." મેં કહ્યું: "માનો કે ફક્ત કાલ પૂરતું સાફ કરે, અને પછી જેમ હતું તેમ જ ગંદું રહેશે તો આપ શું કરશો?" એટલે ઉલટાની મને પકડી મને કહેઃ "હું તને જોવા મોકલીશ. અને ફરી આવો ગંદો રસ્તો હશે તો હું જ સાફ કરવા આવીશ. અસ્વચ્છમાંથી સ્વચ્છ કરવું એ તો મારો ધર્મ છે."

સાચે જ એવું બન્યું. બીજે દહાડે હું જોવા ગઈ હતી તો રસ્તો ગંદો હતો, પણ બાપુને કહેવા ન જતાં હું જ સાફ કરીને પાછી ફરી. બાપુને કહ્યું: "હું રસ્તો સાફ કરીને આવી. મારી સાથે ગામનાં લોકો પણ ભળ્યાં હતાં, અને આજે તો વચન આપ્યું છે કે આવતી કાલથી તમે ન આવશો, અમે પોતે જ સાફ કરશું." બાપુજી કહે: "તેં મારું પુણ્ય લઈ લીધું. એ રસ્તો મારે જ સાફ કરવો હતો, પણ થયું, હવે તો બે કામ થયાં: એક તો



બાપુજી

*

સ્વચ્છતા જળવાશે અને બીજું લોકો દીધેલ વચન પાળશે અને સત્યતા શીખશે." અને એ રસ્તો હંમેશને માટે સાફ રહ્યો.

બાપુએ ઉપરના પ્રસંગનો ઉલ્લેખ કરીને ત્રણ-ચાર દિવસ પછી મને કહ્યું: "આપણા કાઠિયાવાડમાં રસ્તા ગંદા કરવાની બધાને ભારે ગંદી ટેવ છે, એટલે તું એમ ન માનતી કે રસ્તામાં કે ગલ્લીઓમાં પાયખાને બેસી જવાની અથવા થુંકવાની નવાખાલીના જ લોકોની ટેવ છે. હિન્દુસ્તાનમાં ઘણી જગ્યાએ આ કુટેવ છે; તેમાં કાઠિયાવાડમાં ખાસ છે. એ સુધારણા કરવાની મારી બચપણમાં ઉમેદ હતી, પણ નસીબ જોગે કાઠિયાવાડમાં હું બહુ વર્ષો રહ્યાથી રહી ન શક્યો. તને મારી પર ગુસ્સો આવ્યો હતો તે ખોટો હતો, કેમકે જાતે ખાઈએ તો જ પેટ ભરાય, તેવો જ સ્વચ્છતાનો મારે માટે નિયમ છે. હું જાતે જ સફાઈ કરું તેમાં મને અનહદ આનંદ આવે છે."

*

( વધુ સંસ્મરણો આવતે અંકે )

## આપણા સમાજમાં ચાલતો



# લોહીનો વેપાર

*

ગુજરાતના એક ગામડાના એક મોચીની દીકરી પોતાના ઘેરથી નાસી છૂટી, ને ગુજરાતના એક મોટા દેશીરાજ્યની રાજધાનીમાં આવી. ગામડામાં ઉછરેલી એક છોકરી પોતાની મેળે નાસીને એક મોટા શહેરમાં આવે એવું સાધારણ રીતે માન્યામાં જ ન આવે. એને કોઈની પ્રેરણા અને સહાય હોવાં જ જોઈએ. આ કિસ્સામાં પણ એમ જ હોવું જોઈએ, કેમકે શહેરમાં આવીને એ બીજે ક્યાંય નહીં જતાં લગ્નો કરાવી આપનારી એક સંસ્થામાં પહોંચી અને તેમણે એનું લગ્ન પણ કરાવી આપ્યું. આ છોકરીની ઉંમર અત્યારે માંડ સત્તર વર્ષની છે.

આવા અમે તેના અમે તેની જોડે ચોગઠાં બેસાડી આપનારા લગ્નપુનર્લગ્ન સમાજો રીતસર ચાલે છે. તેમને સુધરેલી મનાતી શાસનવ્યવસ્થા શા માટે ચલાવી લેતી હોય છે એ સમજવામાં આવતું નથી. છોકરીઓ વેચતી ફરતી ટોળીઓના આવા સમાજો જાહેર એજન્ટો બનતા હોય છે અને માણસ જેવા માણસને માલ ગણીને એનો વેપાર કરતા હોય છે. અલબત્ત, અંમલિત કાયદાની પકડમાં ન આવી જવાય એટલું એ સંભાળતા હોય છે.'

પેલી છોકરીના ઉછેર વિષે, એના સંજોગો વિષે, એના માનસ વિષે કોઈ જ ચોક્કસ માહિતી મળતી નથી. છતાં ગામડાંના ગરીબ પછાત વર્ગો પોતાનું જીવન સમજીને ગોઠવે અને પોતાનાં સંતાનોના ચારિત્ર્યની ખીલવણી પર ભાર મૂકે એવી અપેક્ષા રાખવી પોસાય એવી એમની સ્થિતિ જ ક્યાં છે! ભૂખમરાની સરહદે રહીને જેમ તેમ જીવન ખેંચી કાઢતાં નિરક્ષર મૂઢ એવાં સમાજનાં આ ઉપેક્ષિતોને કોઈ સ્મિત કરી બોલાવે, એકાદ ચાનો પ્યાલો પાય, બક્ષિસ રૂપે કોઈ ક્ષુદ્ર ચીજ ભેટ આપે, કે કોઈ પણ ગણતરીથી જેને જીવનની પ્રાથમિક જરૂરિયાત ગણીએ અને છતાં જે એમને મન દુષ્પ્રાપ્ય વૈભવ જેવી હોય છે તેમાંની એકાદ વસ્તુ એમને ધરવામાં આવે તો એટલા એ પ્રલોભન આગળ ટકવાનું પણ એમનું ગજું નથી. ગતાનુગતિક જીવનમાં પોષાયેલા કેટલાક મૂઢાપડોને લીધે એ કવચિત્ પ્રલોભનોથી ઉગરતાં દેખાય તો પણ એમાં એમનું આત્મગૌરવ પ્રગટ થતું જ નથી. આ સાધારણ સ્થિતિ છે. એટલે વૈભવ કે મોજ ભોગવવાનું નાનું શું સાધન હાથવગું દેખાતાં એમની ચિત્તવૃત્તિ ચંચળ બની જાય તો એમાં અચરજ જેવું કશું નથી. સંભવ છે, આ કિસ્સામાંની છોકરી કંઈક વધારે ચંચળ હોય, કંઈક વધારે સાહસિક હોય, એનું મન અત્યંત શિથિલ હોય અને જરાજરામાં એ લાલચને વશ થતી હોય. એણે પોતાની જે દુર્દશા થવા દીધી છે તે પરથી એવું અનુમાન સહેજે તરી રહે છતાં એના આખા વર્ગની દુર્દશા અને એની પોતાની દુર્દશામાં માત્રાભેદ જ છે. પ્રકારભેદનો સંભવ બહુ ઓછો છે. ટકી રહેવાને માટે કેટલાં બધાં માણસોને અનાચારનો આશ્રય શોધવો પડતો હોય છે એની જો શોધ ચલાવવામાં આવે તો માણસે

માણસની કેટલી બધી ઉપેક્ષા કરી છે તેનું માપ મળી રહેશે.

ગરીબની અનાથતાનો લાભ લઈ પોતાના હેતુ સાધનારા દુષ્ટોનો તોટો કદી પડયો નથી –તેમ પેલા ગામડીના નિર્ધન મોચીની છોકરીનો ગામના ઉતાર જેવા બદમાસોએ પીછો પકડયો, એને ફસાવી અને પાડી, અને કંટાળીને કે પછી રીતસરના ધંધા પેઠે એને પેલા શહેરમાં પહોંચાડી. લગ્ન કરાવી આપનાર સંસ્થાએ કોઈ ગરજુ સાથે એને એમ કહીને પરણાવી કે છોકરી નાતે પટેલ છે. પરણ્યા પછી એના ગરજુ ભોળા વરને એને સોને મઢવાનો કોડ થયો તેથી તેને એક સોનીને ત્યાં લઈ ગયો. ત્યાંથી તે સોનીની સાથે એને સંબંધ થયો, અને સોનીએ એને રીતસર પોતાને ત્યાં રાખી. પણ થોડા વખત પછી એ ય કંટાળ્યો, એટલે એ એને છેક સ્ટેશન સુધી વળાવવા ગયો ને 'ઉદારતાથી' એને એક બીજા મોટા શહેરની ટિકિટ કઢાવી આપી. અનાથ છોકરી એકલી ગાડીમાં બેઠી. રસ્તામાં એ છોકરીને એક જણે પરોણી દાવે પાન ખવડાવ્યું ને ત્યાંથી તરત જ બેઉની દોસ્તી સંબંધ બંધાયો. એ માણસ પોતાની સાથે એને અમદાવાદમાં એક જણને ત્યાં લઈ ગયો, ને એ પોતાની સાળી થાય છે એમ જાહેર કર્યું. પણ એ છોકરીને વાત પૂછતાં એવો સગાઈસંબંધ એ બતાવી ન શકી, એટલે પેલાને આ જગ્યાએથી શીખામણ અને જાકારો બેઉ સાથે મળ્યાં. પછી ઠેકઠેકાણે એ અથડાયાં ને ત્યાંથી એ માણસ એને પોતાને ગામ લઇ ગયો. ત્યાં એની સ્ત્રીએ એને સાફ સંભળાવ્યું, કે પોતાને ત્યાં આ બલા કોઈ હિસાબે ના જોઈએ. એટલે એક મુસ્લીમ ગાડીવાળાને ત્યાં, એક ફકીરને ત્યાં, એક ખેડૂતને ત્યાં, એમ ઠેકઠેકાણે એને રાખી–જ્યાં બધે જ, ઘરડા જુવાન સૌએ એના શરીરને

## મોરલો



હો. મોરલાનો કોળ્યો આષાઢિલો કંઠ રે.
અભ્રે લખાયલો એ વિદ્યુત્–કરાંગુલીએ
ખોલ્યો આકાશનો ગ્રંથ રે;
ઝબકીને જાગી જગતવાસીએ પ્રફુલ્લ પઢ્યા
આશાના અક્ષર જ્વલંત રેઃ
હો મોરલાનો કોળ્યો આષાઢિલો કંઠ રે.

મીઠો મયૂર મત્ત નાચે, વિલસંત જોઈ
વર્ષાળી સોમે વસંત રે;
સ્થળ સ્થીતિ આરપાર દૃષ્ટિ એની અપાર
આત્મસૃષ્ટિ નિરખે અનંત રેઃ
હો મોરલાનો કોળ્યો આષાઢિલો કંઠ રે.

સરોદ

ચૂંથવાનું બાકી ન રાખ્યું. પછી બીજા એક ગામના પાટીદારને બારસો રૂપિયામાં એને વેચી નાખવાનો સોદો બેસાડવામાં આવ્યો. પેલો મૂળ પાન આપીને પ્રેમસંબંધ બાંધનારો ગોરખધંધા કરનારો આદમી હતો. એ હિંદુ હતો. એના સાગરીતોમાં કેટલાક મુસલમાનો હતા, તેમનો પણ ધંધો આવા પ્રકારનો હતો.

આ કિસ્સામાં પોલીસ નિષ્ક્રિય રહી, પણ જ્યાં એને રાખવામાં આવી હતી એ ગામના એક યુવાને આગળ પડીને પોલીસ કેસ કરાવ્યો અને પછી તો કાગળિયાં થયાં પછી જે વિધિઓ થાય છે તે થઇ. (સંસારના રંગ)

## પતિથી તરછોડાયેલી ને રૂઢીથી જકડાયેલી



# નારીના પત્રો

*

**ત**મને શું સંબોધું ? હૃદયનાથ તો તમે રહ્યા નથી. મારો પ્રેમ તો તમે ગુમાવ્યો છે. હા, મારા દેહના તમે—આજના સમાજની દૃષ્ટિએ—ધણી છો, એટલે તમને કયા સંબોધને સંબોધું તે સમજી શકતી નથી.

તમે જાણો છો કે આપણા લગ્ન પહેલાં તમે મારે માટે કેવા કેવા આદર્શો અને પ્રેમની વાતો કરતા ! ત્યારે મારી તરફ કોઇ નજર ફેંકે તો તમે લાલપીળા થઇ જતા. અને આજે !

આજ તો જાણે તમારી સાથે લગ્ન કરીને હું એક તમારી રખાત હોઉં એમ ઘરના બધા મારા ઉપર–મારા ચારિત્ર ઉપર—અંદેશો ફેંકે ત્યારે તમે આંખ આડા કાન કરી ચાલ્યા જાવ છો. એનું કારણ મને સ્પષ્ટ સમજાય છે કે હવે હું ચીમળાએલું ફૂલ છું.

લગ્ન પહેલાં મારા રૂપ અને છટા, દેહ-લાલિત્ય અને સૌન્દર્ય, તે બધાના આકર્ષણે ખેંચાએલા તમે મારા હવસી કીડા હતા. મેં આંધળીએ તે દિવસ આંખ ઉઘાડીને જોયું નહિં કે આ હૃદયમાં પ્રેમ છે કે માત્ર લોલુપતા જ.

સ્ત્રી જ્યારે સમાજના ડરથી કોઈ પણ એક પુરૂષનો આશ્રય–સહારો મેળવી સ્થિર થવા ચાહે છે ત્યારે તે પોતાનું જીવનનાવ પેલા પુરૂષ ખલાસીને હાથ સોંપે છે અને સાથોસાથ પોતાના જીવનની મુડી રૂપ પ્રેમ, શીલ, અને દેહની પણ સોંપણી કરે છે. એનું રક્ષણ કરવાની જવાબદારી એ ખલાસીની છે. લગ્ન પહેલાં આવી કંઈ કંઈ વાતો તમે કરીને મને મધદરીયે લઈ જઈ આજે જે ઉંડા વમળમાં તરછોડી છે તે વમળ આજે તો મને રૂઢીના કાળપાશમાં ગરકાવ કરી મારૂં જીવનનૂર હરી લે છે, ત્યારે તું માત્ર ઊભો ઊભો ખડખડાટ હસે છે. મને કહેવાનું મન થાય છે કે જો આવા વમળમાં તું ગુંચાયો હોત તો હું તારી પાછળ કેટલો વલોપાત, કેટલી વેદના અને કેટલું દુઃખ અનુભવતી હોત તેનો તને કેમ વિચાર નથી આવતો ? શું પતિ અને પત્ની લગ્ન વખતે એક થવાની પ્રતિજ્ઞા નથી કરતા! તે પ્રતિજ્ઞાને તેં શું માત્ર બેઘડી ખુશી થવાની મનોરંજક વાત ગણી છે ! 'સ્ત્રી એટલે રમવાની પુતળી' તું માનતો હોય એમ લાગે છે, નહિ તો આજે તું મને તરછોડીને દૂર ભાગતો નહોત. આપણી આ છેલ્લી સલામ.

તમારી ત્યક્તા

૨

તમારી અને મારી વચ્ચે, હવામાં ઉડતી રજકણ અને પગનળે ચંપાતી ધૂળ જેટલું મોટું અંતર છે. તમને જ્યારે દુઃખ થાય ત્યારે તમારા માબાપ, કે સગાસંબંધી પાસે બેસી સાંત્વન પામી દર્દને હળવું કરી શકો છો. પણ હું...! હું તો મારા હૃદયની ગંભીર વ્યથાને

સાડીના છેડાથી ઢાંકી, રડતા હૃદયની ભીષણ શરવાણીઓ પીપીને કામમાં પરોવાઈ જાઉં છું. મારે કેવું દુઃખ છે એ હું કોને સંભળાવું? ફેંકી દીધેલ ગંદી વસ્તુ તરફ કોઈ જુએ ખરૂં? તમારૂં માથું દુઃખતું હોય તો તમારી મા ગળગળી થઈને માથે હાથ ફેરવે છે. મારે પણ મા હતી. એની સ્નેહપૂર્ણ યાદ આજે મને રડાવે છે. જો મારી મા આજે હોત તો મારી આ દશા જોઈને તે એના ચોધાર આંસુડે મને ભીંજવી નાખત અને હૃદયસરસી દબાવી મારૂં દુઃખ ભૂલાવી દેત. પણ આજે તો હું તમારા કબજામાં, પૂરાયેલ પંખી જેવી ઝુરૂં છું.

મને મારા સ્ત્રીધર્મનો ખ્યાલ છે ને તેને અનુરૂપ થવાના પ્રયત્ન કરી કરીને મારૂં હૈયું પાકી ગયું છે. પુરૂષોને કોઈ ધર્મ હશે ખરો? સ્ત્રી શું પશુ પેઠે જ જીવવા સર્જાઈ છે? તેને હૃદય જેવું પણ નહિ હોય! તમે તમારી ઈચ્છા મુજબ હુકમ છોડો છો ત્યા[illegible] રાખીને પત્નીના પરિશ્રમનો વિચાર પ[illegible] દિવસ કરો છો? તમને તો એક જ પ્રબળ ઈચ્છા હોય છે કે તમારો પડયો બોલ પત્ની ઉઠાવે, ઈચ્છાએ કે અનિચ્છાએ તમારે તાબે થાય ને તમારી ઈચ્છા પૂર્ણ કરે.

હું તમારે માટે કઠોર કલ્પના કરતી નથી. પણ તમે આટલા બેપરવા ને સ્વાર્થી કેમ બની ગયા છો? હું સમજું છું કે તમારે **પ્રાણ** છે ને તેને આરામ અને આનંદ પ્રમોદ અને રસ જોઈએ છે; હૃદય પણ માત્ર તમારે છે ને તેને આનંદ પ્રમોદ અને રસ જોઈએ છે. પણ મારે પ્રાણ નથી, એટલે મારે આરામની જરૂર નથી. મારૂં હૃદય પત્થરનું છે: જડ છે. તેમાં આંસુ નથી. થાક ને દુઃખથી ભાંગી પડી છું છતાં તમારી સામે સદા હસતી આવીને ઉભી રહું છું. આ મારો સ્ત્રીધર્મ બજાવવા મારી જીભને શીવી લેવી પડી છે. મારાં આંસુ હૈયામાં ટપકીને ઠરી જાય છે. મારો આનંદ ઉગતાં જ મરી જાય છે. થોડો પ્રેમ, થોડું હાસ્ય અને થોડી હમદર્દી તમે બતાવી હોત તો બધું ભૂલી જઈ સ્ત્રી પોતાનું સર્વસ્વ તમારે ચરણે ધરવામાં પોતાનું સૌભાગ્ય સમજે છે.

તમારી સૌભાગ્યવતી

## આવો રસિકડાં!

ઊર્મિતણી કલિકા જ્યહીં
બની ફુલડાં ફોરે ઉરકુંજે;
હૃદયદેશ આવો રસિકડાં!
જીવનતણી જ્યહીં ઝંખના
બની ભ્રમર મધુરગીત ગુંજેઃ
હૃદયદેશ આવો રસિકડાં!
દિલનાં કેસુડાંના રંગની,
જ્યાં ઉડે નિત છાકમછોળ રેઃ
હૃદયદેશ આવો રસિકડાં!
ઉરની અનૂપ આમ્રકુંજમાં
મળે સુણવા કોયલ કલ્લોલ રેઃ
હૃદયદેશ આવો રસિકડાં!
વાગે વસન્તની વાંસળી
તેમ નાચે કળામય મોર રેઃ
હૃદયદેશ આવો રસિકડાં!
વસન્તના વૈતાલિકો
કૈં વિહંગ મચાવે શોર રેઃ
હૃદયદેશ આવો રસિકડાં!
પાંખો વીંઝીને વધાવશે,
પંખી તમને આંબાને મ્હોર રેઃ
હૃદયદેશ આવો રસિકડાં!
ઉરના ઉદ્યાનમાં આવશો,
તમે ચન્દ્રકલાના ચકોર રેઃ
હૃદયદેશ આવો રસિકડાં!

જનાર્દન પ્રભાસ્કર

સમાજના ત્રાસથી ધગેલાં.



# હૈયાંની વરાળ

લેખક
શ્રી. ચિકિત્સક

*

"બધાં કહે છે કે હવે મને પરણાવવાની છે. શી ઉતાવળ છે? હજી મને ભણવા દો ને! બે વર્ષ પછી હું મેટ્રીકમાં પાસ થઈશ; ત્યારે અઢાર વર્ષની થઈશ. પછી પરણાવવાનો વિચાર કરે તો? પણ શા માટે પરણાવવાનો વિચાર કરે છે? અહિં અનાથાલયમાં રહેવાનું શું ખોટું છે? ખરૂં પુછો તો મને પણ એમ તો થાય છે, કે કોઈ સંસ્થામાં રહેવા કરતાં ઘર માંડીને રહેવાનું હોય તો સારૂં તો ખરૂં. નાત-જાતમાં, સગા વહાલામાં, હરાય ફરાય લગ્ન-વિવાહમાં જવાય-અરે મારે નાતજાત અને સગાવહાલાં કોણ? મારી મા તો અહીં જ અનાથાલયમાં ગુજરી ગઈ હતી તેમ બધાં કહે છે. તે વખતે હું સાત મહીનાની હતી એમ પરસન માસી કહે છે. બિચારાં પરસન માસી કેવાં ભલાં છે? મને ઉછેરીને એમણે મોટી કરી. એજ મારી મા કહેવાય ને? હવે એ કહે છે કે તું પરણી જા. એ કેમ આટલી ઉતાવળ કરતાં હશે? અનાથાલયમાં રહેવા કરતાં સાસરામાં રહેવાનું વધારે સારૂં હશે? કોણ જાણે કેવીયે સાસુ મળશે! પરસન માસી કહે છે કે, ઓરીસમાં તે દિવસે પેલા ગુણવંતલાલ આવ્યા હતા તેની સાથે મને પરણાવવાની છે, પણ હું તો એમને ઓળખતીએ નથી. પરસનમાસી કહે છે કે એ બહુ સારા માણસ છે. પરસનમાસી કાંઈ મને દુઃખમાં તો ન નાખે, પણ જરાએ ઓળખાણ વગર આરાથી લગ્ન કેમ કરાય? અહિં તો એમને મળવાનું બને જ નહિ. ત્યારે એમનું ઓળખાણ કરવું શી રીતે? આ અનાથાલયવાળા અમને પરણાવવાની ખટપટમાં ન પડતા હોય તો? અમે ભણીગણી કાંઈ કામધંધે લાગીએ, પછી અમારે પરણવું હોય તો પરણીએ, ન પરણવું હોય તો ન પરણીએ, એમ કરે તો? પરસનમાસી કહે છે કે છોકરીઓથી એમ ન થાય. કેમ ન થાય!"

(૨)

"આ અનાથાલય અને વિધવાશ્રમ નહોત તો છેરી શી હાલત થાત? અરેરે મને શી અવળી મતિ સુઝી! બાબાપે મને નાનપણમાં પરણાવી દીધી. બે વર્ષમાં તો હું વિધવા થઈ. મને બરાબર યાદ છે કે તે વખતે હું ચૌદ વર્ષની હતી. પરણી તે તો નથી સાંભરતું, પણ વિધવા થઈ તે યાદ છે. અરેરે! તે દિવસે ઘરનાં બધાંએ કેટલું કલ્પાંત કર્યું હતું? મારા સામુ જોતાં જાય અને સૌ રડતાં જાય! મા બાપ સાથે દહાડા કાઢીશ એમ ધાર્યું હતું. ત્યાં એ પણ છ મહિનામાં મરી ગયાં. કાકાકાકી મને એમને ઘેર લઈ ગયાં. ત્યાં કોઈ વાતનું દુઃખ ન હતું પણ પેલો કાકીનો ભાઈ! એણે મારી બુરી દશા શા માટે કરી! મને કહે, હું તારી સાથે લગ્ન કરીશ. મેં કહ્યું કે, વિધવાથી લગ્ન ન થાય.એ કહે, હવે તો ઘણાં કરે છે. આપણે લગ્ન કરી મુંબઈ જઈશું. હું ભોળવાઈ. એ તો મને ફસાવી ઘર છોડી ચાલ્યો ગયો. કાકીએ મને કાંઈ કાંઈ કરતા બનાવ્યા. પણ કાકાનું ભલું થજો કે મને આ વિધવાશ્રમમાં

મોકલી. અહિં ઘર જેવું તો નહિંરનો. પણ આટલું એ આશ્રયનું ઠામ છે, નહિ તો મારૂં શું થાત? કાકા કાકી તો હવે મને રાખવાની ના કહે છે. કહે છે અમે તો તારૂં નાહી નાખ્યું છે! મારે હવે શું કરવું? હું ભણીગણીએ નથી કે કાંઇ નોકરીએ ચડું. આ વિધવાશ્રમમાં મને રાખે તો ખરા, પણ અહિં જિંદગી કેમ જાય? વિધવાશ્રમનાં મેટ્રન બેન તો મને કહે છે કે, તું સારૂં ઠેકાણું શોધી પરણી જા, પણ હું ક્યાં ઠેકાણું શોધવા જાઉં? કાકીના ભાઈ જેવા કોઈ નીકળે તો? મેટ્રન બેન કહે છે કે, નર્સ બેનનો ઓળખીતો એક કમ્પાઉન્ડર છે તે વિધવા સાથે લગ્ન કરવા ખુશી છે. હું તો એને ઓળખતી નથી, પણ નર્સ બેને મને એનો મેળાપ કરાવવાનું કહ્યું છે. કાલે એ આવવાનો છે. કેવો હશે? મારી સાથે રીતસર લગ્ન કરે તો જ હું તો હા પાડુ. પણ એ મને સુખી કરશે ખરો? હવે આથી વધારે દુઃખ બીજું શું થવાનું છે? પરણશે તે ઘરમાં રાખીને રોટલા તો ખવડાવશે ને? ને હું પણ એનું મન સાચવીશ ને ઘરબાર સંભાળીશ. પછી શા માટે મને દુઃખી કરે? મેટ્રનબેન અને નર્સ બેન તો એ માણુસનાં બહુ વખાણુ કરે છે. કાલે મળ્યા પછી વાત. ભગવાન! મારા દુઃખનો છેડો નહિ આવે! એક વાર કુબુદ્ધિ સૂઝી તેનું દુઃખ જન્મારો ભોગવવાનું?"

(૨)

"આ અનાથાલયમાં આવ્યાને મને ત્રણુ વર્ષ થયાં. માબાપ મરી ગયાં અને પછી ભાઈ–ભોજાઇને આશરે પડી રહેવા કરતાં સાસરામાં ભર્યો કુટુંબમાં રહેવું સારૂં–વિધવા થયા છતાં એ ઘરમાં મારો હક તો ખરોને!–એમ માની સાસરે રહેવા ગઇ. એમના દીકરાને જાણે મેં જ મારી નાખ્યો હોય તેમ સાસુ અને નણુંદે મારી સામે મોઢું મરડ્યું. કોઈ બોલાવે કે કરે. કોઈ સાથે વાતચીત કરવાની નહિ. સવારથી સાંજ સુધી વૈતરૂં કરવાનું ને બધાંનાં મેણાંટાણાં સાંભળવાનાં. એમ કરતે ત્રણુ વર્ષ કાઢ્યાં. પંદર વર્ષે હું વિધવા થઈ. એ વખતે તો મને કાંઈ સમજ ન હતી. એમનું મોઢું એ ભાગ્યે જ જેયું હશે. કહે છે કે એમને ત્રણુ વર્ષથી ક્ષયનો રોગ હતો. એ જાણ્યા છતાં ચાર હજાર રૂપીઆને લોભે બાપાએ મને પરણાવી. મા જીવતી હોત તો આમ કુવામાં નાખત? ચાર હજાર ભાઇને પરણાવવા કરેલા દેવામાં ગયા ને બાપા મારા લગ્ન પછી છ માસમાં ચાલ્યા ગયા. સાસરામાં એક માત્ર મારા વચેટ દીયરને મારી દયા આવતી. મને સહુ કોઈ ધમકાવે ત્યારે એ મારૂં ઉપરાણું લે. પણ મને શી ખબર કે એમની ખોટી દાનત હશે? એમણે જ મારૂં સત્યાનાશ વાળ્યું. સાસરીયાં તો બધાં મને ઝેર આપવા તૈયાર થયાં હતાં, પણ કાકાજીએ મને બચાવીને આશ્રમમાં મોકલી. મને જ પાછી ન સંઘરે તો મારા બાબાને તો શાના સંઘરે? સાસરેથી અહિં આવી ત્યારથી આજ સુધી કોઇએ મારી ભાળ કઢાવી નથી. કેવો મઝાનો બાબો હતો! બે વર્ષનો હતો, પણુ ત્રણુ સાડાત્રણુનો દેખાય. બોલતાં પણુ કેટલું બધું શીખ્યો હતો. એને ઉછેરી મોટો કરીશ અને અનાથાલયમાં કામ-કાજ કરી દહાડા કાઢીશ એમ માનીને અહિં રહી, પણુ નસીબ બે ડગલાં આગળ ને આગળ! ચાર દિવસના તાવમાં બાબો ચાલ્યો ગયો! હવે આ અનાથાલયમાં શાની આશાએ દહાડા કાઢું? બાવીશ વર્ષની ઉંમરથી આખી જીંદગી કેમ નિભાવવી? અનાથાલયની બહાર ક્યાં જાઉં? કોઈ કહે છે કે ભણીને કમાવા જા. હવે તે ભણાય? કમાઈ શકાય એટલું ભણતાં તો બીજાં છ સાત વર્ષ જાય. બીજે શો ઉપાય? ક્યા વાંકે મારે આ દુઃખ સહન કરવાનું? કમિટિમાં પેલી ધીરજબેન છે, તે પૂછતાં હતાં કે વડોદરામાં એક ઘડીઆળી અમારી નાતનો છે તેની સાથે તારૂં લગ્ન કરાવી આપું?

લગ્ન હવે થાય? શા માટે નહિ? મા બાપે ખાડામાં નાખી તે માટે મારે આખી જીંદગી દુઃખમાં કાઢવી? પણ ઘડીયાળી કેવો હશે? ધીરજબેનને કહીશ કે ભાઈસાહેબ મને કોઈ સારા માણસને સોંપજો. હોલામાંથી ચૂલામાં ન પડું એ જોજો. જોઈએ શું થાય છે. પરમ દિવસે ધીરજબેન આવવાનાં છે ત્યારે વાત."

(૪)

"આ મારી પદ્માને અહિં મૂકીને મારે જવાનું? ચાર માસની આ બેબીને અહિં અનાથાલયમાં કોણ સાચવશે? મને જોઈને એ કેવી હસે છે? એને શા માટે છોડવી? પણ ભાઈભાભી કાલે અહિં આવ્યાં હતાં, તે કહી ગયા છે કે, આવતે સોમવારે તને તેડવા અમે આવીશું. કહે છે કે, ૭ માસ તો અમે તેમ જુઠું સાચું સમજાવી સગાંવહાલાં ને આડોશીપાડોશીથી બધું છાનું રાખ્યું: હવે વધારે વખત થાય તો વાત ફુટી જાય. એ તો ઠીક, પણ આ મારી પદ્માનું શું? એને લઈને જવાની વાત કરી ત્યાં તો ભાભી ઉછળી પડયાં અને ન કહેવાના બોલ સંભળાવ્યા. ગયે વર્ષે એમની કાકાની છોકરી પેલી કમળાને નર્સ પાસે લઈ ગયાં ને પાંચ માસનો ગર્ભપાત કરાવ્યો તે બધાં નથી જાણતાં? ને એ કમળા તો બધે નાતજાતમાં ફરે છે ને કોઈ એની સામે આંગળીએ કરતું નથી. એ પણ વિધવા જ છે ને? હત્યા કરે તેનું કંઈ નહિ, ને મારા જેવી અનાથાલયમાં આવે તે હડધૂત થાય! મારો તો વાંક થયો; પણ બિચારી આ પદ્માએ શો ગુન્હો કર્યો? જગતમાં બધાં છોકરાં જેવી એ. મારી એ બચુડીને છોડીને મારાથી કેમ જવાય? જાઉં નહિ તો લોકોને ભાભી શો જવાબ દે? પેલી કમળા માટે બધાં પુછપરછ કરતાં હતાં ત્યારે તો ભાભીએ ગમે તેમ જવાબ દીધા હતા. પણ એ તો દસ દિવસ જ ઇસ્પિતાલમાં રહી'તી. મારે તો અહીં આવ્યે ૭ મહિના થયા. પણ પદ્માને છોડીને જતાં તો જીવ ચાલતો નથી. બાઇને ત્યાં ન જાઉં તો? ભાઈભાભીને કહીશ કે જે પૂછે તેને કહેજો કે બેન મરી ગઈ. બસ. પછી કોઈ પૂછવાનું છે? આ પદ્માને લઈને કોઈ દૂર પરદેશ ચાલી જાઉં? ક્યાં જાઉં? ત્યાં મારૂં પૂરૂં કોણ કરે? ત્યારે અહીં જ રહું ને પદ્માને ઉછેરી મોટી કરૂં તો! પણ અહિં અનાથાલયમાં જીંદગી કેમ જાય! મારી પદ્માને તો મારે સારી રીતે ઉછેરી, ભણાવી ગણાવી હોંશીઆર કરવી છે. સોમવારે ભાઈ આવશે ત્યારે કહીશ કે હું તો પદ્માને લઈને દૂર દેશાવર જઈશ, મને દર માસે ચાળીસ રૂપીઆ મોકલજો. હું મરી ગઈ છું એમ જ બધે જણાવજો. મારૂં ત્રણ હજારનું ઘરેણું એમની પાસે છે તેમાંથી પાંચ ૭ વર્ષ તો મારૂં ખર્ચ ચાલશે. ત્યાં સુધીમાં કોઈ ધંધો કે હુન્નર શીખી લઈશ. બસ એ જ નિશ્ચય. પદ્માને છોડીને હું જવાની નથી અને અહિં રહેવાની નથી."

(૫)

સોળ વર્ષથી હું અનાથાશ્રમમાં રહું છું. ને આ વર્ષે મેટ્રન બેને તેના કોઈ સગા સાથે મારૂં લગ્ન કરાવી આપવા કહ્યું છે. મારી બા મને ખૂબ યાદ આવે છે. મારા લગ્નમાં એ ન આવે? તેનું ઠેકાણું કોઈ બતાવતું નથી. મા કેવી હતી એમ પૂછું છું ત્યારે મેટ્રન બેન કહે છે કે બરાબર તારા જેવી જ રૂપાળી હતી. મારી માને મારા માસાએ હેરાન કરી હતી એમ પરસન માશી કહેતા હતા. હવે મારૂં કોણ? માશી ક્યાં હશે? કોણ હશે? મેટ્રન બેન કોઈ અજાણ્યા સાથે પરણાવી દેશે અને તે રખડતી મૂકશે તો મારા શા હાલ થશે? મારા કુટુંબમાં જઈને મને મારી જાતે પતિની પસંદગી કરવાની રજા નહિ મળે? પણ કોને ઘેર જાઉં? કોણ મને સંઘરશે? મારૂં કોણ?

# આપણી સ્ત્રી-સંસ્થાઓ

*

## હિંદી નાગરિકા દળ—મદ્રાસ

દુનિયાના બધા દેશો કરતાં હિંદમાં સૌથી વધુ અજ્ઞાનતા છે, એ હકીકત જાણી કોઈ પણ રાષ્ટ્રપ્રેમી સ્ત્રી યા પુરૂષને દુઃખ થયા વગર નહિ રહે. ચીન જેવા પછાત ગણાતા દેશમાં અજ્ઞાતાનું પ્રમાણ ૮૦ ટકા છે જ્યારે આપણા દેશમાં આ પ્રમાણ ૮૮ ટકા જેટલું છે.

દેશમાં આટલી બધી અજ્ઞાનતા હોવાને કારણે હિંદના સામાજિક અને આર્થિક વિકાસના માર્ગમાં ઘણા અવરોધો ઉભા થાય છે. આ વસ્તુસ્થિતિ અટકાવવા માટે હિંદમાં ઠેર ઠેર સામાજિક સુધારણાનાં કેન્દ્રો સ્થપાવાં જોઇએ. આપણી સેંકડો અજ્ઞાન બહેનોને સમજાવવા માટે સ્થળે સ્થળે સેવિકાદળો શરૂ થવાં જોઇએ. આવતી કાલના નાગરિકોને આપણે બુદ્ધિશાળી અને વિકાસ દૃષ્ટિવાળા બનાવવા હશે તો તે માટે માતાઓએ આજથી પ્રયાસ કરવો પડશે, કારણ કે આ અંગેની બધી જવાબદારી તેમને શિરે જ છે.

પરંતુ ભૂતકાળનાં વહેમ અને પ્રણાલિકાઓના સંકજામાં સપડાયેલી આપણી બહેનોનો ઉદ્ધાર કરવાનું કામ સરળ તો નથી જ. આને માટે બહેનોમાં કામ કરવાની તમન્ના હોવી જોઇએ અને તે સાથે સરકારનો પણ પૂરો સહકાર હોવો જોઇએ.

મદ્રાસ ઇલાકામાં આ દિશામાં એક અત્યંત પ્રશસ્ય અને અનુસરણીય પગલું ભરાયું છે. મદ્રાસ ઇલાકામાં સામાજિક સુધારણા અર્થે હિંદી નાગરિકા દળની સ્થાપના કરવામાં આવી છે. આ પગલું એક કરતાં વધુ દૃષ્ટિએ અદ્વિતીય છે.

હિંદી નાગરિકા દળનો મુખ્ય હેતુ મધ્યમ વર્ગની અને ખાસ કરીને પછાત વર્ગની સ્ત્રીઓમાં ધીમે ધીમે નવી જીવન–દૃષ્ટિનો પ્રચાર કરવાનો છે. હિંદના ઇતિહાસમાં કદાચ પહેલી જ વાર સરકાર તરફથી સેવા કરવાના ઉદ્દેશથી માનદ્ મંડળોને આ રીતે સહકાર અપાય છે.

યુદ્ધ દરમ્યાન 'એ. આર. પી.' માટે કેટલાંક સ્ત્રીઓનાં દળ ઉભાં કરવામાં આવેલાં. તે સમયથી જ બહેનોમાં સાથે રહીને કામ કરવાની વૃત્તિ જાગી અને એ વૃત્તિ આજે નાગરિકા દળની પ્રવૃત્તિમાં મૂર્ત સ્વરૂપ પામી છે. યુદ્ધ સમાપ્ત થતાં 'એ. આર. પી.' જેવી સંસ્થાઓને વીખેરી નાખવામાં આવેલી અને ઘણી સ્ત્રીઓ પાછી કુટુંબની જંજાળમાં પડી ગઈ; પરંતુ મદ્રાસ ઇલાકાની બહેનો સદ્દભાગ્યે આમાંથી બચી જવા પામી. પ્રાંતિક સરકારે એ દળોની પ્રવૃત્તિ જારી રાખવાનો નિર્ધાર કર્યો અને સેવાની ભાવનાથી પ્રેરાઇને કામ કરવા ઇચ્છતી કોઈપણ બહેનોને એ દળમાં જોડાવવા આમંત્રણ આપ્યું.

હિંદી સ્ત્રીઓની સ્થિતિ સુધારવી હોય તો તેમનું માનસ બદલવાની જ ખાસ જરૂર છે એ દળનાં કાર્યકર્તાઓ સારી રીતે જાણે છે. માનસ પલટાનું કામ સરળ નથી અને તે માટે દળનાં કાર્યકર્તાઓને પુષ્કળ જહેમત ઉઠાવવી પડે છે. આપણે ત્યાં જીવન એટલું બધું છિન્નભિન્ન થઈ ગયું છે કે આપણામાં એક સમાજની ભાવનાનો ખ્યાલ જ નથી. શ્રીમંત કુટુંબની સ્ત્રીઓ તો સામાજિક મંડળો કે લેડીઝ કલબ જેવી સંસ્થાઓ દ્વારા કંઈપણ આનંદ મેળવી શકે છે, પરંતુ આવી ભાગ્યશાળી સ્ત્રીઓની સંખ્યા કમભાગ્યે આપણા દેશમાં બહુ જ ઓછી છે. મોટા ભાગની મધ્યમ વર્ગની તેમજ ગરીબ વર્ગની બહેનો માટે તો નથી હોતો ભગિની સમાજ કે નથી હોતી

પોતાની શક્તિ પ્રમાણે જ મેમાનોને એમ કરવાનો સારો વ્યવહાર દરેક ગૃહસ્થ જાણે છે, પણ પાળતાં પોષતાં મુશ્કેલી ન પડે તેટલાં જ છોકરાંને ઘરમાં આવવા દેવાનો યોગ્ય રસ્તો ભલાભલા ભૂલે છે. બાપા, તમે પણ એ રસ્તો ભૂલ્યા, અને તેથી જ તમારે હાથે મારું ખૂન થયું. આ ગોદી પણ એ જ કહેશે."

ગોવિંદ પૂર્વવત્ પાછો સૂક્ષ્મ દેહે બનીને પાછળ જતો રહ્યો, અને તેની જગ્યાએ ગોદાવરી આવીને ઉભી રહી અને બોલી, "ધર્મરાજ, આ મારા બાપે મારું પણ ખૂન કર્યું છે."

"નહિ, ધર્મરાજ, આ છોકરી શીતળામાં મરી ગઇ છે."

"બાપા, વચ્ચે બોલીને મને સતાવો નહિ. ન્યાયાસનનું અપમાન કરવાનો બીજો અપરાધ શા માટે કરો છો? શીતળામાં મરી ગઈ છું તે સાચી વાત છે, પણ મારો એ રોગ પણ અટકાવી શકાયો હોત. યોગ્ય વખતે મને શીળી કઢાવી લીધી હોત, તો કદાચ હું એ રોગનો ભોગ ન થઈ પડત. પણ કેશવ ૭ મહિનાનો થયા પછી બન્નેને સાથે શીતળા કઢાવવાનો તમે વિચાર કર્યો હતો પણ એટલામાં શીતળાનો રોગ પ્રસર્યો, અને હું તેમાં સપડાઇ ગઇ."

"છતાં યે છોકરી, દેવીનો કોપ શાંત કરવા માટે અમે કંઈ થોડી મહેનત નથી કરી. રાત્રીના ઉજાગરા કર્યા, બાધાઓ લીધી, કોઈ પણ જાતની આભડછેટ થવા દીધી નહિ—"

"બાપા, તમે બચાવ કરવાને બદલે ઉલટા ઉંધા ઉપચાર કર્યા. દેવી એ ખરેખર દેવી નથી, પણ ઘાતક રોગ છે અને યોગ્ય દવાદારૂ એ જ તેનો ઉપાય છે તે તમે નહોતા જાણતા એમ નથી. પણ એ ફરજ બજાવવાની તમારામાં તાકાત જ ક્યાં હતી? મને દવા આપી સાજી કરતા કરતાં મારી માતાની તાજેતરમાં આવનારી સુવાવડ કરવાની ફિકરમાં તમે વધારે ગુંચવાયા હતા. બાપા, અમે બાળકો બોલતાં શીખીએ તે પહેલાંથી જ વડિલોનાં મન પારખતાં શીખી જઇએ છીએ. હું છેલ્લા શ્વાસ લેતી હતી, ત્યારે જાણે કોઈ શત્રુ તમારા ઘરમાંથી દૂર થતો હોય તેવી નિરાંત તમે અનુભવી રહ્યા હતા તે મારી જાણ બહાર નથી. મને દાટતી વખતે એક પાડોશી તો ખુલ્લી રીતે એમ બોલ્યો પણ ખરો. દુનિયાને બતાવવા માટે તમે આંખમાંથી આંસુ તો વરસાવ્યાં જ. પણ બાપા, તેમાં તમારો કંઇ જ વાંક નથી. બાળકોનું ખૂન કરનાર બધા ય નિર્દય અને સંતતિસંપન્ન પિતાઓ એમ કહે છે. તમે ગાફલ રહીને અમને આમંત્રણ તો આપો છો, પણ પાછીથી અમને કમોતે મારો છો!"

ગોદાવરીના આ સ્પષ્ટ કથનથી સેવકરામ સ્તબ્ધ થઇ ગયા. તેમને કંઇ પણ જવાબ આપવા જેવું રહ્યું નહિ. તેમની આ દયામણી સ્થિતિ જોઇને ચિત્રગુપ્તે તેમને કહ્યું, "સેવકરામ, તમે તમારો બચાવનો હક્ક હમણાં અનામત રાખો. હજુ તમારા પર બીજા ત્રણ આરોપ છે. તે બધાની સુનાવણી પતી ગયા પછી તે બધામાંથી છૂટવા માટે તમે એક જ ભાષણ કરજો એટલે ચાલશે!"

'અશુભસ્ય કાલહરણમ્' એ ન્યાયે સેવકરામે ચિત્રગુપ્તની એ સૂચના માન્ય રાખી.

પછીનો સદોષ મનુષ્યવધનો ખટલો શરુ થયો. ફરીઆદીને પોકારતાં જ એક ફિક્કામણા ચહેરાવાળી સ્ત્રી લથડતી લથડતી આગળ આવી. તેની કેડ ભાંગી ગઇ હોય એમ તેના ચાલવાની રીત ઉપરથી લાગતું હતું.

સુવાવડની ઓરડીમાંથી ઓસરીમાં લાવીને સાથરા પર નાખેલી પોતાની પત્ની સેવકરામને યાદ આવી. તેમના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડ્યાઃ "તું! અને મારા પર ફરીયાદ!"

જમાનાઓના દાઝેલિંજરે, સેવકરામ તરફ જોયું પણ નહિ. તેણે હાથ જોડી ધર્મરાજને

વિનંતિ કરી, "મહારાજ, હું બેઠી બેઠી જ બોલું તો ચાલશે? મૃત્યુલોકનાં પત્નીત્વ અને માતૃત્વની ચક્કીમાં પીસાવાથી મારી શક્તિ એટલી બધી ક્ષીણ થઇ ગઇ છે કે હવેના દસ અવતાર સુધી હું ખડતલ બની શકવાની નથી. મને ઉભા રહેવાની તાકાત આપવા દૈવીકૃપા પણ અસમર્થ છે."

"તમારી વિનંતિ માન્ય રાખવામાં આવે છે. તમે પતિવ્રતા—"

"બસ કરો, દેવાધિદેવ! જેણે મારું જીવન ધૂળધાણી કર્યું એ મારા દુર્ભાગ્યને શા માટે યાદ કરો છો? પાતિવ્રત્યની એ બેડી મારા પગમાં હતી તેથી જ હું આમના અત્યાચારનો ભોગ થઇ પડી હું સમજવા શીખી ત્યારથી જ સ્ત્રીને પતિ એ જ દેવ, પતિવ્રતાધર્મ જ સ્ત્રીનો ઉદ્ધાર કરે છે, ઇત્યાદિ ઉપદેશનાં ઇંજેકશનો આપી આપીને મારા વ્યક્તિત્વને હણી નાખવામાં આવ્યું હતું. મારી વિચારશક્તિ ઉત્પન્ન થતા પહેલાંજ મારું આમણે પાણિગ્રહણ કર્યું હતું. તેમણે મારામાં સ્વતંત્ર મનુષ્યત્વને કદી જાગૃત થવા દીધું જ નથી. મારું મન તો તેમણે કબજામાં રાખ્યુંજ, પણ મારા શરીરની પણ બરબાદી કરી નાખી. મારા ઉપર પડેલી વિટંબણા યાદ આવે છે ત્યારે અત્યારે પણ મારું શરીર કંપે છે. મને હજુ તો વીસ જ વર્ષ થયાં હશે, એટલામાં તો હું ચાર બાળકોની માતા થઇ. જે વખતે ઉત્સાહ અને ઉમંગથી રહીને મોજશોખ કરવા જોઇએ તે વખતે મારે ચૂલો ફૂંકતા રહેવાનો અને છોકરાંઓ દ્વારા શોષાઇ જવાનો વારો આવ્યો. મારું શરીર પાયમાલ થઈ ગયું. બેઠેલા અને ખાડાવાળા ગાલ, ઊંડી ગએલી આંખો અને હાડકાનું માળખું હોય તેવું શરીર જોઇને લોકો મારા તરફ તિરસ્કારથી જોતા. હું પોતે પણ અરીસામાં મારો દેખાવ જોઇને ખિન્ન બની જતી. ત્રીસમે વર્ષે મારી કમર તૂટી ગઈ. છતાં યે અગીયારમી વાર સુવાવડ આવી. મારું મન અમે તેટલું હતાશ થઈ ગયું હતું, પણ મારો અપત્ય પ્રેમ તો જીવંત જ હતો. બાળકોને અકાળે રામશરણ થતાં જોઇને મારી રહી સહી શક્તિ પણ જતી રહી હતી. પોતાના જ ઉદરમાંથી જન્મેલાં બાળકોને પૂરતું ધવરાવવા જેટલું પણ બની ન શકતું હોય એવી અસમર્થ સ્ત્રીને કેવી વેદના થતી હશે તે સમજવા માટે તો માતા બનવાની જ જરૂર છે. બારમાંથી સાત છોકરાંઓને વળાવીને હું બત્રીસ વર્ષની ઉંમરે અકાળે વૃદ્ધ બનીને આ તરફ આવી છું. અહિં આવતાં મને આનંદ થયો છે, માટે જ હું ખૂનનું તહોમત મૂકતી નથી. આમને મારી જરૂર તો હતી જ, અને તેથી મારું ખૂન કરવાનો તેમનો હેતુ હોય એ સંભવિત નહોતું. પણ તેમના અજ્ઞાનજન્ય અત્યાચારથી મારું મૃત્યુ થયું છે, અને તેથી તેમના પર હું સદોષ મનુષ્યવધના આરોપની ફરીયાદ કરું છું."

"આ આરોપ હું ખુલ્લી રીતે અમાન્ય કરું છું. માણસનું આયુષ્ય દૈવાધીન છે. આના ભાગ્યમાં જેટલું આયુષ્ય હતું તે પૂરું થયું, એટલે તેનું મૃત્યુ થયું. ગૃહસ્થધર્મની વિરુદ્ધ જઇને મેં કદી પણ કાંઇ કર્યું જ નથી. પત્ની એટલે અર્ધાંગી એમ માનીને જ હું તેની સાથે વર્ત્યો છું. મેં કદી પણ તેનું મન દુભાવ્યું નથી. અને હે દેવ! આના ઉપર મારો એટલો પ્રેમ હતો, કે મને અધવચ રખડાવીને જ્યારે એ પરલોક સીધાવી, ત્યારે હું બાળકની માફક પોકેપોક મૂકીને રડયો હતો. તે વખતે કોઈ કાળિદાસ જેવો કવિ હોત, તો અજવિલાપ કરતાં પણ વધારે કરુણ કાવ્ય તેણે મારા વિલાપ ઉપર રચી નાખ્યું હોત!"

"પણ તમારો એ વિલાપ મારા તરફની સહાનુભૂતિ બદલ નહોતો, પણ તમને થએલા નુકશાન બદલ હતો. તમને મારા ઉપર લાગણી

હોત, તો નવમી સુવાવડ વખતે ડોક્ટરે આપેલી સૂચના તમે ભૂલતે નહિ. 'હવે સુવાવડ આવશે તો આ બાઈનું મૃત્યુ થશે' એમ ડોક્ટરે ચોકખું કહ્યું હતું, છતાં પણ તમે તે તરફ દુર્લક્ષ કર્યું—એક વાર નહિ, પણ ત્રણ વાર. શ્વાસોચ્છ્વાસ ચાલ્યા ત્યાં સુધી હું જીવી, અને પછી દેહ મૂકીને તમારા સકંજામાંથી છૂટીને અહીં આવી પહોંચી."

"પણ સુવાવડ આવી તે તો ઇશ્વરના હાથની વાત હતી."

"એ જ ભૂલ ભરેલા ખ્યાલમાં તમે ફસાયા, અને મને પણ ફસાવી. પ્રજા દૈવાધીન હોય, તો પણ સંતતિને નિયમનમાં રાખવી એ મનુષ્યને આધીન છે એ વાત તમે સમજીને આચરણમાં ઉતારી હોત, તો આપણે બંને કેટલાં સુખી થાત! થોડાં બાળકો હોત તો તેમને યોગ્ય રીતે આપણે ઉછેરી શકત. આપણે પણ શરીરે સુખી રહી શકત. સોના જેવાં છોકરાં અકાળે કરમાઈ જાત નહિ. અને આયુષ્યને અભાવે કદાચ મરત, તો પણ મૃત્યુ ... એ યોગ્ય પ્રકારે કર્યો નો

ગંઆંઆંઇનો આ હલ્લો સેવકરામથી ખાળી શકાય તેમ નહોતો. તેઓ દીન વદને જોઈ રહ્યા. એટલામાં ચિત્રગુપ્તે ચોથા ખટલાની સુનાવણીનો હુકમ છોડયો.

ફરીઆદી દિનુ, રામુ, અને માધવ એ ત્રણે સેવકરામનાં હયાત બાળકો હાજર થયાં.

યમદેવે દરેકને પ્રશ્નો પૂછ્યા, અને તેમણે નીચે મુજબ જવાબ આપ્યા.

"હું દિનકર, ઉંમર વર્ષ પચીસ, અભ્યાસ ગુજરાતી ચોથી ચોપડી નાપાસ, ધંધો દુકાનમાં નોકરી, પગાર માસિક રૂપિયા અઢાર, અને શેઠની નજર ચુકવીને લઈ જઇ શકાય તેટલો માલ ..."

"હું રામુ, ઉંમર વર્ષ સોળ, અભ્યાસ બાળવર્ગ પાસ, ધંધો નાટક કંપનીમાં નોકરી, પગાર હાઉસ સારું હોય ત્યારે મહિને વીસ રૂપિયા ઉપરાંત પાન સોપારી અને સીગરેટનાં ઠૂંઠાં ચોરીછુપીથી લેવાય તેટલાં."

"હું માધવ, ઉંમર વર્ષ અગીઆર, અભ્યાસ રામુ જેટલો જ, ધંધો હોટલનું કામકાજ, નક્કી થએલો પગાર રૂપિયા પાંચ, પણ દંડ બાદ જતાં છ મહિનામાં મળેલા ફક્ત બાર જ આના."

"તમારે મારી વિરુદ્ધ શી ફરીઆદ કરવાની છે, બાઇઓ?" સેવકરામે દયામણે અવાજે પૂછ્યું.

"મોટાભાઈ તરીકે ત્રણે જણની વતી હું જ બોલું છું. બાપા, તમે અમારા કુદરતી હક્ક તરફ દુર્લક્ષ કર્યું છે એવો તમારા ઉપર અમે આરોપ મૂકીએ છીએ."

"હે દેવાધિદેવ! આ છોકરાઓની વાત ખોટી છે. તેમનું કંઇ મેં લીધું નથી. ઉલટું તેમનું જે હતું તે તેમને બિનશરતે સોંપીને જ હું આવ્યો છું."

"તેના કરતાં તો અમારાં બીજાં ભાંડુંની માફક બાળપણમાં જ અમને અહિં

ધરેલી દીધાં હોત તો બહુ સારું થાત, અને અમે તમારો ખૂબ આભાર માનત. બાપા, અમને બાળકોને તમારા ઘરમાં બોલાવી લીધા પછી અમને યોગ્ય રીતે ઉછેરવાની તમારી *તાકાતનો વિચાર તમે કદી પણ કર્યો હતો?* તમે બહુ બહુ તો એક બે બાળકોની સગવડતા સાચવી શકો. પણ અમે તો હતાં બાર. આથી અમે બધાં ભૂખમરાથી પીડાયાં અને માયકાંગલાં રહ્યાં. માનસિક વિકાસ સાધવા માટે વિદ્યાભ્યાસ પણ તમે શી રીતે કરાવી શકો? તમારી ગરીબી તમને નડી, અને વિદ્યાને અભાવે અમે જગતમાં કોડીની કિંમતનાં ગણાઇએ છીએ. જન્મેલો દરેક માણસ શતાયુ થઈ શકે તેટલો સુદૃઢ અને સ્વમાનની રહી શકે તેટલો વિદ્યાસંપન્ન હોય એ તેનો જન્મસિદ્ધ હક્ક છે. અમારો પણ એ હક્ક હતો. પણ તમે એ છીનવી લીધો, અને તેથી આજે અમારે અપમાન સહન કરતાં કરતાં કોઈ તુચ્છ પ્રાણીની માફક જીવન વ્યતિત કરવું પડે છે. આ તમારા અપરાધનું ફળ છે એટલું જ અમે તો કહેવા માગીએ છીએ. બસ, હવે અમે રજા લઇએ છીએ." એમ કહીને ત્રણે છોકરાઓ અદૃશ્ય થઇ ગયા. અને તેમની જગ્યા બે બાળાઓએ લીધી.

"અમે આમની દીકરીઓ છીએ. અમે સુંદર છતાં કદરૂપાં અને અપંગ બન્યાં. બાપાની ગરીબાઇને લીધે અને તેનાથી ઉપજેલી બેદરકારીને લીધે માતા નીકળ્યા પછી મારી એક આંખ ગઇ, અને તાવમાં દવા ન મળવાથી મારી બહેન અર્ધઆંધળી થઇ. ભાઇઓ પણ પૂરા ભણી શક્તા નહોતા, તો પછી અમારે તો ભણવાનું ક્યાંથી જ હોય! અમારા જેવી છોકરીઓને ખરી રીતે કોઇ લે જ નહિ, છતાં અમે એટલાં બધાં હતભાગી નથી. હું એક કલીનરની પત્ની છું, અને મારી બહેન એક અંધ પણ શ્રીમંત પતિને પરણી છે. અમારી

## વર્ષા

ઓલી વર્ષા હાલી આવે એકલી રે
એણે લીધી પિયેરીઆની વાટ રે!
ઓલી.

એ તો સાગર રાણુથી રિસાણી રે,
એના અંતરની વાતો ના જાણી રે:
એ તો હાલી આવે અલબેલડી રે!
ઓલી.

મોતીની માળ હિરા હારલા તોડી રે,
સાગર મોજાના મીઠા હિંડોળા છોડી રે:
એ તો ચાલી આવે ગાંડી ઘેલડી રે!
ઓલી.

એ તો વાયર વ્હેલે બેસી નીકળી રે,
એણે ચાબુક વિજની ચમકાવી રે;
એણે ઘમઘમ ઘમકાવી એની વ્હેલડી રે!
ઓલી.

એની ધરતીમાતા થૈ બળીજળી રે,
એના હૈયામાં વેદના ભરીભરી રે:
એના અંતરમાં હામ ના એકે ઘડી રે!
ઓલી.

નદી તળાવ ઝરણા કુવા નીર ટુકયા,
વ્હાલી એ બેન વિના અંતરના હીર ખૂટ્યા;
એ તો જોતા'તા બેનડીની વાટડી રે!
ઓલી.

આવી વર્ષા ધરણીએ ઢળી પડી રે,
એના નાના ભાંડુને મીઠી બચીયું ભરી રે:
એણે રોઇ રોઇ ભીંજવી માની છાતડી રે!
ઓલી.

એના નાના બંધુડા થ્યા ઘેલા ઘેલારે,
માને મનડે હરખના રેલા રેલ્યા રે;
ઘેરે આવ્યે વહાલસોયી બેનડી રે!
ઓલી.

રમેશ મ. ભટ્ટ

બંનેની સાથે રમનારી બીજી છોકરીઓ જ્યારે વિદ્યા અને વૈભવનું સુખ ભોગવી રહી છે ત્યારે પિતાની ગરીબાઈને કારણે અમે એ સુખથી વંચિત રહ્યાં છીએ. જગતના આભૂષણ રૂપ મનાતી સ્ત્રીઓ અમે છીએ, છતાં અમે અતિશય તુચ્છ જીવન પસાર કરી રહ્યાં છીએ. અમારી આ પાયમાલી અમારા જન્મદાતાએ જ કરી છે ને ?"

છેલ્લું વાક્ય પૂરૂં થતાં જ બંને છોકરીઓ જતી રહી, અને ક્ષણભર શાંતિ પ્રસરી.

" સેવકરામ, તમે બધા આરોપ સાંભળ્યા છે. તમારે એ માન્ય છે ! ".

" બધા ય આરોપની હકીકત તો સાચી છે, પણ મેં જાણીજોઈને કાંઈ જ કર્યું નથી. મારી બુદ્ધિ પ્રમાણે તો હું ધર્માચરણ જ કરતો હતો, પણ એવું ધર્માચરણ પણ ગુન્હો બની શકે છે તેની તો મને ખબર જ નહોતી."

" સેવકરામ, કાયદાનું અજ્ઞાન એ કંઈ નિર્દોષ બનવા માટેની દલીલ નથી, એ નિયમ તમે જાણો છો ને !"

" પણ એ તો માણસે કરેલો નિયમ છે. તમને દેવોને—"

" અમને દેવોને પણ માણસોએ જ તૈયાર કર્યો છે. પણ પોતાની સગવડ માટે અને પોતાના ભોળા બંધુઓને ભૂલાવવા માટે અમારા તરફ આંગળી ચીંધીને તેઓ દૂર જતા રહે છે. ખરી વાત એમ છે કે દેવ માણસને આધીન છે અને માણસના કાયદા મુજબ જ તેને વર્તવું પડે છે. માટે જ હું કહું છું કે કાયદાના અજ્ઞાનથી અપરાધમાંથી મુક્તિ મળી શક્તિ નથી. તમારા બચાવનો બીજો કોઈ માર્ગ જડે તો જુઓ."

યમરાજનો હુકમ સાંભળી સેવકરામ ઢીલા થઈ ગયા, અને લમણે હાથ મૂકીને નીચે બેસી ગયા.

—" ય ... ા નર ... ી દેવ ક ... "

તેઓએ મત આપતાં કહ્યું: " તહોમતદાર ઉપ રના આરોપ અમાન્ય કરી શકાય તેવા નથી; છતાં પણ એ અપરાધો તેણે હેતુપુરઃસર કર્યા નથી, પણ અજ્ઞાનને લીધે થયા છે, તે બાબત તરફ દુર્લક્ષ કરી શકાય તેમ નથી. બીજી વાત એ છે, કે તહોમતદાર હાડનો દુષ્ટ નથી એ કોર્ટે ભૂલવું ન જોઈએ. કદાચ સજા કરવી હોય તો પણ જરૂર જેટલી જ અને સહન કરી શકાય તેટલી જ સજા કરવી એમ અમે ભલામણ કરીએ છીએ."

" આરોપી સહન કરી શકે તેટલી સજા!" યમદેવ હસીને બોલ્યા. " તો તો પછી તેને અમે એ જ સજા શા માટે ન કરવી ?"

" હા, તેવી જ સજા હું પણ માગવાનો છું," સેવકરામ ઉભા થઈને હાથ જોડીને બોલ્યા. " યમરાજના દરબારમાં મોટામાં મોટી સજા નરકલોકની છે. અમારું મૃત્યુલોક પણ એવું જ ગણાય છે. એટલે મને ફરીથી ત્યાં રવાના કરો. ત્યાં જઈ હું લોકસેવા કરીશ. મારા જેવા અસંખ્ય ખૂનીઓ ત્યાં છે. તેમના પર નજર રાખવા માટે મારા જેવો મુરબ્બી જ જોઈએ. બદમાશો પર ચોકી કરવા માટે તેવા જ રખેવાળને નીમવામાં આવે છે. હું એ ગુન્હેગાર વસ્તીમાં ગુપ્ત રીતે વિચરીશ, અને પ્રજાવર્ધનના પાપમાંથી તેમને બનશે તેટલા બચાવીશ. કેટલાક ગુપ્ત શત્રુઓ સંતતિનિયમનની વિરુદ્ધ પ્રચાર કરે છે, પણ હું તેમને ફાવવા નહિ દઉં. તેમનો સામનો કરવા માટે લેખો, વ્યાખ્યાનો અને ખાસ અંકો દ્વારા હું લડત કરીશ, અને પ્રજાવૃદ્ધિવાદીઓની સામે ચળવળ ઉપાડીશ. અમર્યાદ પ્રજા એટલે પ્રત્યક્ષ ખૂન, એ હું હવે સમજ્યો છું, અને જગતને પણ મારે એ સમજાવવું છે. આ મારી મનેચ્છા સજા તરીકે કે આશીર્વાદ તરીકે સફળ કરવાની મને તક આપવાની હું વિનંતિ કરું છું."

... કે દેવવા ... સંભળાઈ "તથાસ્તુ !"

## પ્રકૃતિ અને પ્રાણ જેવાં



# સ્ત્રી અને પુરૂષ

લેખિકા
કુ. અશોકા દલાલ

*

એક અમેરિકન લેખક લખે છે કે, મેં મારા ઘણા મિત્રોને લગ્નના ફંદામાં ફસાતા જોયા છે. મને એમ લાગ્યું છે કે જીવનમાં એક એવો પ્રસંગ આવે છે કે જ્યારે પ્રેમબંધન તેને જકડી લે છે, અને સંયોગ સ્ત્રીઓને તેમની પાસે ખેંચી લાવે છે, ત્યારે સ્વાભાવિક રીતે તે સ્ત્રી પુરૂષો ઉપર અધિકાર પ્રાપ્ત કરે છે.

પુરૂષનો સ્વભાવ છે કે જ્યારે તે કોઈ ચીજને મેળવી શકતો નથી ત્યારે તેના તરફ તે લોલુપ બની રહે છે, પણ તે મેળવ્યા પછી તેની તરફ ઉપેક્ષીત વૃતિ રાખે છે. જ્યાંસુધી લગ્ન નથી થતાં ત્યાંસુધી એ સ્ત્રીને મેળવવા અનેકવિધ પ્રયત્ન કરે છે અને લગ્ન થઈ ગયા પછી સ્ત્રી તરફ બેપરવા બનતો જાય છે. લગ્ન પછી પુરૂષ પોતાના ધંધા ઉદ્યોગમાં એવો ઓતપ્રોત થઈ જાય છે કે તેને પોતાની પત્નીનો વિચાર જ આવતો નથી. તેના મનમંદિરમાં આગળ આવવાને બદલે સ્ત્રી ધીમે ધીમે પાછળ હટતી જાય છે. એક દિવસ એવો આવે છે કે જ્યારે પુરૂષ સ્ત્રીને ભુલી જાય છે. એવે વખતે સ્ત્રી આગળ વધીને—પહેલાંની પેઠે પુરૂષના હૃદયમાં પોતાનું સ્થાન મેળવવા યત્ન કરે છે તો પુરૂષ ચીડાઈ જાય છે, અને કહે છે કે, 'હવે તારે શું જોઈએ છે? રહેવા ઘર છે, ખાવા અન્ન છે, પહેરવા વસ્ત્ર છે, નોકરચાકર છે, થાકયો પાકયો આવ્યો છું તે બે ઘડી આરામ લેવા દે. તમને સ્ત્રીઓને બીજું કંઈ કામ છે કે નહિ?'

પરંતુ સ્ત્રીની પ્રકૃતિ એથી બિલકુલ વિરૂદ્ધ છે. તે કોઈપણ ચીજ પ્રાપ્ત કરે છે ત્યારે તેના ઉપર પોતાનો કાયમી અધિકાર રાખવા માટે પૂરેપૂરો યત્ન કરે છે. લગ્ન પછી તો પોતાના પતિ તરફ તેનો અનુરાગ હરહંમેશ વધતો જાય છે. તે પૂર્ણરૂપમાં અધિકાર રહે એ એના જીવનનો એક માત્ર ઉદ્દેશ હોય છે અને એક પળ પણ તેનાથી જુદી રહેવા ઇચ્છતી નથી.

સ્ત્રી અને પુરૂષની પ્રકૃતિને ન સમજવાથી ઘણા ઘરોમાં ખટપટ થયા કરે છે. અજ્ઞાની પુરૂષ સ્ત્રીની પ્રકૃતિને સમજવાનો યત્ન કરતો નથી અને તેથી તેમના દાંપત્ય જીવનમાં નિરસતા અને કલેશ આવે છે. પણ સ્ત્રી અને પુરૂષના સાચા આત્મસંયોગથી તેમનો આત્મવિકાસ થાય છે અને સાચો અનુભવ પણ થાય છે. પુરૂષના દરેક જીવનકાર્યમાં સ્ત્રીનો પ્રભાવ પૂરેપૂરો અને ઘણા લાંબા વખત સુધી પહોંચે છે, છતાંય પુરૂષ કહે છે કે 'સ્ત્રીનું ચરિત્ર અને પુરૂષનું ભાગ્ય વિધાતા પણ જાણતો નથી.' પુરૂષો એવું માને છે, પરંતુ સ્ત્રીઓ તેનાથી વધારે સમજણ ધરાવે છે. તેઓ જાણે છે કે, અમારી ભાવના પુરૂષ સમજી શકે છે, પરંતુ સમજવાનો યત્ન કરતા નથી. સ્ત્રી એવા પુરૂષને ઝંખ્યા કરે છે કે જે એની ભાવનાને સમજી શકે. અને જ્યારે સ્ત્રી ગુસ્સે

થઇને પતિને કહે છે કે 'તમે જો સમજવાં યત્ન કરો તો સ્ત્રીઓને સમજી શકો છો. તેથી આપણી વચ્ચે સહાનુભુતિ અને એકતા આવે. તમારી અણસમજુતિને કારણે મારા હૃદયમાં જે ઠેસ વાગે છે તે તમે જાણતા નથી. પણ તેથી મને માનસિક વ્યથા થાય છે.' પરંતુ પતિ કોઇ દિવસ એ બિચારીની વાત કર્યા સાંભળે છે. પુરૂષપણાના ઘમંડમાંથી તે ઉચો આવતો નથી. જો કે તે બીજાને સમજાવવામાં ખૂબ સમજતો હોય છે. પુરૂષ સ્ત્રીથી દૂર રહેવા માગે છે તેના કારણમાં કહે છે કે, સ્ત્રી ખૂબ ખચીળ છે અને અધિકાર રાખવા માગે છે. તે ઇચ્છે છે કે હું તેની પાસે જ રહું અને બીજી સ્ત્રી સાથે વાત પણ ન કરું. પણ જો તેની ઇચ્છા પ્રમાણે રહું તો મને બીજો વખત ના રહે, અને તેનો ગુલામ બની રહું.' અને આમ બન્ને જણા ગેરસમજમાં ઘણાં દૂર ને દૂર જતા જાય છે અને છેવટે તે બીજી સ્ત્રી તરફ ઢળે છે, કારણકે પુરૂષના સ્વભાવમાં પ્રેમ કરવાનું પસંદ છે. પણ આવા પુરૂષો બીજી સ્ત્રી તરફ પણ હંમેશાં પ્રેમ રાખી શકતા નથી. અને થોડા વખતમાં તેનાથી પણ કંટાળી જાય છે. તેવા પુરૂષોનો અંત બહુ જ દુઃખદ હોય છે. વિવેકબુદ્ધિથી કામ લેનારા માણસો ઘણા ઓછા હોય છે.

દરેક સ્ત્રી પતિ પર પોતાનો અધિકાર જમાવવા અને તેમાં ઓતપ્રોત થવા ઇચ્છે છે. તે સ્ત્રીની પ્રકૃતિ છે. જે પુરૂષ એ સમજે છે એ સહેલાઇથી નિર્વાહ ચલાવી શકે છે અને કદી અપમાન પામતો નથી. તેનામાં રસિકતા પણ હોવી જોઇએ. સંસાર પુરૂષ નિર્મીત છે અને તે પોતાના પુરૂષત્વના ગર્વથી અક્કડ રહે છે. સામુહિક રૂપથી પુરૂષની સાથે સ્ત્રીની સમતાનો સ્વીકાર કરતો નથી પરંપરાથી પોતાની વડાઈ સાંભળીને પુરૂષ એટલો અંધ બન્યો હોય છે કે તે સ્ત્રીની કિંમત સમજતો નથી અને તેની કોઇ પણ ક્રિયાને અસ્વાભાવિક સમજે છે. હવાઈ કિલ્લા ખડાં કરવાનો પુરૂષનો સ્વભાવ છે જ્યારે સ્ત્રી વાસ્તવિકતાથી દૂર જતી નથી. કલ્પનાનો કિલ્લો પુરૂષ રચે છે અને પરીઓ તથા રાક્ષસોની વાર્તાઓ એ પુરૂષોની જ બુદ્ધિનું પરિણામ છે.

જો પુરૂષ એકવાર સંપૂર્ણપણે સમજી લે કે સ્ત્રી બરાબર સમજે છે તો ભવિષ્યમાં બન્ને વચ્ચે ખટરાગ થવાનો કોઇ સંભવ રહેતો નથી ઘણીવાર એવું બને છે, કે પુરૂષ પોતાને ખૂબ કાબેલ અને હોંશિયાર માનતો હોય છતાં દંભી પુરૂષ મિત્રોથી છેતરાઇ ખુવાર થવાની તૈયારીમાં હોય છે ત્યારે સ્ત્રી જ તેને અટકાવીને બચાવી લે છે. કારણકે પેલાની દાંભીકતા સ્ત્રી બરાબર સમજી જાય છે. લોકો પોતાને મૂર્ખ સમજે એવું કોઇ પુરૂષ ઇચ્છતો નથી અને જ્યારે સ્ત્રી તેની મુર્ખતા ઉપર હસે છે ત્યારે તે નારાજ બને છે. એવે વખતે સ્ત્રીનું સ્વરૂપ એવું બની જાય છે કે પુરૂષમાં તે સહન કરવાની તાકાત હોતી નથી. સ્ત્રીની આંખમાં અંગારા જલે છે ત્યારે પુરૂષના હોશકોશ ઉડી જાય છે. સ્ત્રી અને પ્રકૃતીમાં ભારે મળતાપણું છે. પુરૂષની ઉપેક્ષાએ સ્ત્રી તેની ખૂબ જ નજીક છે. તોફાન, આંધી અને ધરતીકંપ પછી કુદરત જેમ શાંત બની જાય છે એમ ક્રોધ અને આંસુ વહાવ્યા પછી સ્ત્રી તદ્દન શાંત બની જાય છે. પણ પુરૂષ એટલો જલદી શાંત બનતો નથી. પત્ની સાથે ઝગડો થયા પછી થોડા દિવસ અશાંત અને દુઃખી રહે છે, ઝઘડાથી તેની તબિયત બગડે છે અને કામ કરવાનું સુઝતું નથી. પરંતુ પુરૂષ જો સ્ત્રી અને કુદરતને સમજી લે તો તે પત્નીના ક્રોધ સામે નમી જાય અને પ્રેમ કરવામાં પોતાનું ગૌરવ સમજે તો પુરૂષની કિંમત ઘણી વધી જાય છે.

જુના જમાનાની સ્ત્રીઓ કરતાં નવા જમાનાની સ્ત્રીઓના રીતરિવાજમાં ઘણો ફેર

છે, છતાં તેમની ભાવનાને સમજવાનું મુશ્કેલ નથી. જે સ્ત્રીની સાથે એને જીવન વિતાવવાનું છે તે સ્ત્રીના સ્ત્રીત્વને તેને અનુરૂપ થવાનું છે અને છેવટે તો સ્ત્રી જ છે એમ માનવા કરતાં તેનામાં કાંઇ બુદ્ધિ છે એમ માનવું જોઇએ.

આધુનિક સ્ત્રીનું સ્ત્રીપણું પુરાણી સ્ત્રીનો અંશ જ છે, અને તે સુંદર છે તેટલી જ ચતુર છે, અને તેથી જ પોતાના સ્ત્રીત્વનો જન્મસિદ્ધ અધિકાર ભોગવે છે.

સ્ત્રીઓ પ્રેમમાં ઘણી ઉદાર હોય છે તેથી અણસમજુ માણસો તેને હલકી સમજે છે. જો સ્ત્રીઓની સામે દેવીપદ અને પતિપદમાંથી એક પસંદ કરવાનું આવે તો તેઓ દેવી બની સિંહાસને બેસવા કરતાં પત્ની બનીને પુરૂષની સાથે બેસવાનું વધારે પસંદ કરે છે. કારણ એ છે કે, સ્ત્રીમાં માનસિક ગુણ ઘણાં વધારે છે. તેની પુજા થાય તેવું એ ઇચ્છતી નથી. તે ઇચ્છે છે કે પતિના પુરુષાર્થની મજબુત ચાદરમાં લપેટાઇ તેના અધિકાર નીચે રહે. આ રક્ષણના આવરણની અંદર રહીને આખા દિવસના કામથી થાકીપાકી હોય તોપણ પતિનું દુઃખ અને થાક દૂર કરવા તે હંમેશા તત્પર રહે છે. જો પતિ પોતાની કોઇ વાત પત્નીથી છુપાવે નહિ, તો તેમનું જીવન આનંદમય બને છે, પણ જો પત્નીની ઇચ્છાનો પતિ વિરોધ કરે ને પોતે પુરુષ હોવાનો દાવો રાખી હઠ કરે તો સ્ત્રી ભારે કટ્ટર વિરોધી બને છે.

ચતુર પુરુષ પોતાના ગુણો, પુરૂષાર્થ, વિવેક અને બુદ્ધિ સમકક્ષાની સ્ત્રી પાસે જ ખુલ્લાં કરે છે, જો સ્ત્રી બુદ્ધિશાળી હોય તો સ્ત્રીની તરફ સાચી કૃતજ્ઞતા અને ભાવ બતાવે છે, કારણકે સ્ત્રીઓ પ્રસંશાથી રીઝે છે અને ટીકા કરવાથી દુશ્મન બને છે. માટે ખરી વાત એ છે કે, સ્ત્રી અને પુરુષ બન્ને અધુરાં છે. તેથી જીવનને પૂર્ણ બનાવવા માટે એકબીજાએ મળી જઇ પૂર્ણ બનવું જોઇએ.

## સુનાં સુનાં



વાડીયું ને મો'લ પડયાં સુનાં લ્યા' છેલીયા,
તારા વના તો પડયાં સુનાં સુનાં,
વાંહળીને ધણ પડયાં સુનાં લ્યા' છેલીયા,
તારા વના તો પડયાં સુનાં સુનાં.

કુવા કાંઠલડે ને નદીયુંની ધસપર,
દરીયાની રેતીમાં ને ડુંગરડા ધાર પર;
વનરે વગડા તો પડયા સુના લ્યા' છેલીયા,
તારા વના તો પડયા સુનાં સુનાં.

શેઢકડાં દુધડાં ગોરી ગાવલડીનાં,
રેઢી ગોવાલણી ને મીઠી સાવલડીનાં;
મહીનાં વલોણાં પડયાં સુનાં લ્યા' છેલીયા,
સાદ દઇ શોધી વળ્યાં સુનાં સુનાં.

આવ્યને મોલ્યમાં હીંડોળા હીંચશું,
વાતું દલડાની છાની ઘડીએક વાંચશું;
ગાશું ભવ ભવનાં ગીત જુનાં લ્યા' છેલીયા,
આવે તો વેળા વીતે ના લ્યા' છેલીયા,
તારા વના તો પડયાં સુનાં સુનાં.

**સૌ. હસુમતી ધી. દેસાઇ**



ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

શ્રી. સવાઈલાલ ઈ. પંડ્યા

*

(હપ્તો-૮ મો)

પુરાણોમાં આલેખાએલા અનેક ભવ્ય પ્રસંગોમાં ગંગાવતરણનો પ્રસંગ એની ભવ્યતામાં કોઈથી ઉતરે એવો નથી. સગર રાજાએ એક એકથી ચઢીઆતા યજ્ઞો કરવા માંડયા અને જેમ જેમ એમનો યશ વધતો ગયો, એમ ઇન્દ્રની બેચેની વધતી ગઈ, કે આ વળી નવો હરીફ ક્યાંથી જાગ્યો! એની વધતી જતી મહત્વાકાંક્ષા સ્વર્ગનું સિંહાસન લીધા સિવાય ન જંપે તો? મોટા થવાનો મનોરથ તપસ્વીઓને પણ છોડતો નથી, તો એક રાજા તો એનાથી ક્યાંથી જ મુક્ત હોય! સ્વર્ગના અધીશ્વરની ફિકરનો પાર નથી. આખી વસુધા ઉપર સહસ્રાક્ષનાં નેત્રો ફરી વળ્યાં, પણ ન નજરે પડયો એવો એક પણ માઈનો પૂતરાજા કે જે સગરના સર્વોપરિપણા સામે પડકાર કે. શત્રુનો સંઘર્ષ વહોરીને ભારત સમ્રાટનો ઘોડો બાંધવાની હામ ભીડે એવો સેનાન્નાયક ત્યારે ત્રિભુવનમાં પણ વિરલ હતો. સ્વછંદપણે વિચરતો અશ્વ અનાથ નહોતો, સાઠ હજાર શસ્ત્રધારી ઉદ્દામ સગર પુત્રો એની રક્ષા કાજે પાછળાને પાછળ ધૂમી રહ્યા હતા. મઘવાના ચિત્તને ચિંતા કોરી રહી છે. કે હવે અધિક ઉપેક્ષા કરતાં તો આ નરેશ્વર કાલે સવારે સો અશ્વમેધ પૂરા કરી કાઢશે અને પછી તો શતક્રતુ એવો પોતાનો અનન્યગામી યશ નિરર્થક જને! એટલે આ ઉગતી આફતને દબાવ્યે જ છૂટકો છે. ઇંદ્ર મહારાજના મુખારવિંદ ઉપર સહસા સ્મિત સ્ફુર્યું. એમને સૂઝી આવેલા ઉપાયને અમલી બનાવવા એક પણ પરિજનને સાથે લીધા વિના જ દેવરાજ સ્વર્ગમાંથી નીકળી પડયા. ધરિત્રી પર વિસ્તરેલા દેશોની સીમાઓમાં અશ્વ સ્વૈરછાએ સંચરી રહ્યો છે. એની પાછળ સાઠ હજાર શસ્ત્રધારીઓની સેનાના હોંકારા સંભળાઇ રહ્યાં છે. સંગ્રામ માટે સદા ચળવળી રહેનારા ક્ષત્રિયોના બળવાન બાહુઓ. તો આનો અવરોધ કરવાના સાહસમાંથી પાછા પડી જાય છે, છતાં સ્વશક્તિના કેફમાં ગાફેલ બનેલું સૈન્ય સાંજે જ્યાં જુએ છે ત્યાં ઘોડો નથી. વજ્રધારીની અણુરૂંધાતી શક્તિએ એને ઉપાડયો છે અને લઈ જઈને ઠેઠ પાતાળમાં મહર્ષિ કપિલ મુનિના આશ્રમ લગોલગ એક વૃક્ષ સાથે બાંધી દીધો છે. મહા કોલાહલ મચી ગયો. પૃથ્વીનો ખુણેખુણો ખોળી વળ્યા સાગરપુત્રો. ભાળ મળી કે ઘોડો કદાચ પાતાળમાં હોય. એ તો પૃથ્વી નીચેનો લોક. તેમાં પહોંચવું શી રીતે! ઉર્વી આડી આવતી હોય તો એને ખોદી નાખવી જોઈશે. સગર રાજાનો ઘોડો સંઘરી બેસનારો એક પણ લોકમાં સલામત ન રહેવો જોઈએ. એક લાખ ને વીસ હજાર હાથ અવિરતપણે કામે લાગ્યા હોય ત્યારે શું દુઃસાધ્ય રહે? મેદિનીએ માર્ગ આપ્યો અને સગરપુત્રો પાતળમાં પહોંચ્યા. આશ્રમ પાસે બાંધેલો ઘોડો જોયો અને આંખો મીંચીને ધ્યાનમાં બેઠેલા મુનીને જોયા. હાં, આ જ આપણો અશ્વ અને આ રહ્યો એનો ચોર. દેવોય જેમનો કોપ પ્રગટવાના ખ્યાલે કંપી ઉઠે એવા ઋષિને આમણે તો ઢંઢોળી કાઢ્યા અને એક સ્તુતિના પાત્ર ઉપર સ્તેનને કહેવા યોગ્ય શબ્દોની વૃષ્ટિ કરવા લાગ્યા. શાંત ગંભીર નેત્રોમાંથી કોપની વિજળી ઝબુકી, મુખમાંથી વચન બોલાવનારો

હુંકાર નીકળ્યો અને નાચતા પ્રલયંકર હુતાશન આગળ ન રહ્યા સગર પુત્રો, ન રહ્યાં એમનાં સાહસ કે શસ્ત્રો; રહ્યો કેવળ પવનની કયારેક આવતી લહરીથી આઘો પાછો થતો ભસ્મનો એક નાનો શો પુંજ.

ઇંદ્રદેવનો અર્થ સર્યો. સગર રાજા સો અશ્વમેધ પૂર્ણ કરનાર તરીકેની કીર્તિ પામતા રહી ગયા. એથી યે મોટો અનર્થ એ થયો કે બ્રહ્મકોપે દગ્ધ બનેલા પુત્રો અસદ્‌ગતિ પામ્યા. એમનો સમુદ્ધાર કોણ કરે? એનો એવો નિર્ણય જડ્યો કે સ્વર્નદી ગંગા આવીને પોતાનાં પુનિત નીરથી એ ભસ્મને ભીંજવે તો ગતાત્માઓને ચિર શાંતિ મળે.

પિતા પછી પુત્ર, એમ પેઢીઓએ ગંગાના પાવનકારી પ્રવાહને પૃથ્વી ઉપર ઉતારવાના પ્રયાસ માટેના તપમાં જ જીંદગી ખર્ચી કાઢી. દુરારાધ્ય દેવોને પ્રસન્ન કરીને, કલ્યાણમયીની કરૂણા જાગ્રત કરીને સુરસરિતાના નીરે પૂર્વજોના તાપ શમાવવા ભાગ્યશાળી થયા રાજા ભગીરથ. આથી જ હજી યે કોઈ દુઃસાધ્ય કાર્યને ભગીરથ કાર્ય કહેવામાં આવે છે.

આ પ્રસંગને ગુજરાતી કવિએ ગીતમાં ગુંથેલો આપણે જોઇએ.

## ગંગા આવ્યાં

(મહેલે પધારો મહારાજ મણીધર મહેલે પધારોઃ એ રાગઃ—)

ગંગા આવ્યાં મહારાજ,
દેવનદી ગંગા રે આવ્યાં.
નાહીને પાવન થાય,
દેવનદી ગંગા રે આવ્યાં.

સાખી

ઇંદ્રે અશ્વ જ બાંધીયો, કપીલ કેરી પાસ,
સગરસુત સરવે મળ્યા

સંપાદક



શ્રી. સવાઇલાલ ઇ. પંડયા

*

સરવે સાથે થયા છે રે નાશઃ
દેવનદી ગંગા રે આવ્યાં.

સાખી

અસદ્‌ગતિને પામીયા. રણમાં સરજ્યા ભૂત,
તેની ત્રીજી પેઢીએ જન્મ્યો છે ભગીરથ ભૂપઃ
દેવનદી ગંગા રે આવ્યાં.

સાખી

ભગીરથે તપ આદર્યું, બ્રહ્મા કેરી પાસ,
પિતૃને ઉદ્ધારવા, પૂજ્યા છે પરિબ્રહ્મરાયઃ
દેવનદી ગંગા રે આવ્યાં.

સાખી

પેલી અરજ આરાધીયે, જો આપો ગંગાય,
આદિ પિતા પ્રસન્ન થયા,
દેવી દઉં તમને રે આજ્ઞાયઃ
દેવનદી ગંગા રે આવ્યાં.

સાખી

જો આવું આ લોકમાં, ઝીલે મારી ધાર,
તો આવું મૃત્યુ લોકમાં,

નીકર જાઉં રે પાતાળઃ દેવનદી ગંગા રે આવ્યાં.

સાખી

ગંગા કે' ગીરજાપતિ તમે ચડાવશો મા શીશ,
હું પાતાળે પરવરૂં,
લઈ આદિ નિરંજન ઈશઃ દેવનદી ગંગા રે આવ્યાં

સાખી

ગંગાનો ગરવ ઉતારવા, રાખ્યાં એને શીશ,
જટા માંહે ગુંથવ્યાં, એવા આદિ નિરંજન ઈશઃ
દેવનદી ગંગા રે આવ્યા.

સાખી

ભગીરથે તપ આદર્યું, શંભુ કેરી પાસ,
ગંગા દ્યો ગિરજાપતિ,
એવા અખંડ આનંદ અવિનાશ:
દેવનદી ગંગા રે આવ્યાં.

સાખી

પરિબ્રહ્મ પ્રસન્ન થયા, લટ છોડી છે એક,
ત્રણ ધારા ત્યાંથી સરી,
એવો કીધો છે રે વિવેકઃ દેવનદી ગંગા રે આવ્યાં.

સખી

વિશ્વકેરા પ્હાડથી, આવ્યાં હરદ્વાર,
પ્રયાગથી કાશી ગયાં,
એ તો ભળ્યાં રે સમુદ્ર મોઝારઃ
દેવનદી ગંગા રે આવ્યાં.

સાખી

સાઠ સહસ્ર ઉદ્ધારીયા, પિતૃ સ્વરગે જાય,
પરીયા તે પાવન થયા,
તેના તેજમાં તેજ સમાયઃ
દેવનદી ગંગા રે આવ્યાં.

સાખી

ગંગાનાં દરશન કરે, ગંગાના ગુણ ગાય,
સ્નાન કરીને જળ પીએ,
એ તો નિત્યરે ગંગાજીમાં ન્હાયઃ
દેવનદી ગંગા રે આવ્યાં.

જેમાં નાહીને પાવન થવાય એવાં દેવનદી ગંગા આવ્યાં. ઇંદ્રના છળે કરીને કપિલના કોપથી બળીને સગરના પુત્રો ભૂત થઈ ભટકવા લાગ્યા. એમને સદ્યમુક્તિ અપાવવાનું ગજું એક જાહ્નવીનું. એટલે એ વંશમાં ત્રીજી પેઢીએ જન્મેલા ભગીરથે બ્રહ્મા ઉપર તપ કરીને ગંગાજીને મૃત્યુલોકમાં પગલાં કરવાની આજ્ઞા અપાવી. ગજબનો ગર્વ છે ગંગાજીને પણ, કે ધરતી ભણી ધસતી મારી ધારા ઝીલવાની ગુંજાશ કોની છે ? ગિરજાપતિ એ માટે તૈયાર થતા હોય તો ક્યાંક એ પણ મારા પ્રવાહ સાથે પાતાળમાં ખેંચાઈ જાય નહિ આદ્ય નિરંજન ઇશે એ અભિમાન દૂર કરી દેવાનો નિરધાર કરીને એવાં ગુંથવી દીધાં જટાજૂથમાં કે હરના માથા ઉપર જ એમને રહેવું પડ્યું. નીચે ઉતરવાનો માર્ગ જ એમને નજરે ન પડયો. વળી પાછું ભગીરથે શંકર ઉપર તપ આદર્યું. એમને પ્રસન્ન કરીને લટ છોડાવી એટલે ધરી શકી ત્રણ ધારાઓ. વિશ્વના પર્વતની ઉપર અને હરદ્વાર, પ્રયાગ, કાશી. એ માર્ગ પકડીને ગંગાજી પહોંચ્યાં સમુદ્રમાં. સાઠ હજાર સગરપુત્રોને ઉદ્ધારી દીધા અને એ રીતે પાવન થએલા ભગીરથના પિતૃઓ સ્વર્ગે સંચર્યો, એટલું જ નહિ, પણ ઇશ્વરના તેજમાં તેમનું તેજ સમાઇ ગયું, એમનો મોક્ષ થયો. કવિ ફળશ્રુતિ કહે છે કે, જેઓ ગંગાના દર્શન કરે, તેમનું ગુણકીર્તન કરે, ઇતર જળે સ્નાન કરીને ગંગાજળનું પાન કરે એ ગંગાસ્નાનનું પુણ્ય મેળવે છે.

ભગીરથે ઉતારેલા સુરસરિતાના પ્રવાહે જેમ પિતૃઓને પાવન કર્યા એમ કવિએ પ્રગટાવેલા આ સદા ગીતના પ્રવાહે અનેક અભુપઢી ઓઓને પણ કાવ્યરસના ઉત્તતિકર બળે કરીને આનંદમગ્ન કરી છે.

અચાનક ઝડપી લેતો ચેપી રોગ

# કોલેરા

*

હિંદના જુદા જુદા ભાગમાં આત્યારે કોલેરા ફેલાયો છે ને તેનાથી હજારો માણસો મરણ પામે છે. આ રોગ સામાન્ય રીતે ચેપી નથી. અસ્વચ્છ પાણી, ફળો, વાસી ખોરાક, સડેલો ખોરાક, માખી, ગંધાઈ ગયેલાં અનાજ, ઉઘાડી મીઠાઈ, ગંદા વાસણમાં રાખેલ કોઈ પણ પ્રકારની ખાદ્ય વસ્તુ, હોટેલની ચા, ભજીયા, અને કોલેરા થયેલા દરદીના ઝાડા, ઉલટી ઉપર બેઠેલી માંખી દ્વારા આ રોગ ઝડપથી ફેલાય છે. ઉનાળામાં અને પાનખરમાં આ રોગ કાયમ થાય છે અને કોઈ પણ ઉમ્મરના મનુષ્ય—સ્ત્રી કે બાળકને લાગુ પડે છે. ઉલટી, ઝાડા, પગમાં અને આખા શરીરમાં ન રહેવાય તેવા ગોટલા, અસહ્ય દુઃખ, પેશાબનું બંધ થવું, હાથ પગ ઠંડા થવા, અને હાથની નાડી ચાર કલાકમાં જણાય નહિ. એ કોલેરાના ચિહ્નો છે.

પ્રથમ દરદીને ઝાડા થવા માંડે. ઝાડા ગંધાતા, ગલયુક્ત પછી ફક્ત પાણી જેવા અને ઢગલો થાય છે. માથું દુઃખે છે. અભાવ થાય છે. પછી ઉલટી શરૂ થાય છે. ઉલટીમાં પ્રથમ ખાધેલું, પછી ફક્ત પાણી નીકળે છે. ઝાડામાં કેટલીક વખત ચૂંક પણ થાય છે. હાથપગમાં ગોટલા ચાલે છે. સ્નાયુ ખેંચાય છે અને લાકડા જેવા સખત થાય છે. પાણીની અસહ્ય તૃષા લાગે છે, દરદી પાણી પાણી કરે છે. પાણી ગમે તેટલું પીવાં છતાં તૃષા છીપતી નથી—અતૃપ્ત રહે છે. સર્વાંગ બરફ જેવું શીતળ થતું જાય છે. પેશાબ બંધ થઈ જાય છે. આંખોનાં પોપચાં ઢળી જાય છે. આંખ ખાડામાં ઉતરતી જાય તેવું દેખાય છે. તાવ સામાન્ય હોતો નથી. નવી ચામડી કાળી થઈ જાય છે. દરદીને કોલેરામાં ખાસ કરીને અકળામણ થાય છે, અને શરીર ઉપર એક પણ કપડું રહેવા દેવાની ઇચ્છા થતી નથી. ચહેરો દયામય અને બીક લાગે તેવો ભાસે છે. અવાજ ઘેરો અને બંધ થઈ જાય છે. મરતી વખતે શ્વાસ ઉપડે છે. બે–ચાર કલાક કે ૨૪ કલાકમાં દરદી મરણને શરણ થાય છે ઝાડા કોલેરાના દરદીને પાંચ કલાક પછી ઝાડા બંધ થઈ જાય છે, પણ ઉલટી સાધારણ ચાલુ રહે છે.

કવચિત કેસોમાં દરદી સારો થવાનો હશે તો જ ઝાડા ઉલટી બંધ થાય છે. તાવ સાધારણ લાગે છે. શરીરમાં ગરમી થવા માંડે છે. નાડીના ધબકારા સાંભળી શકાય છે અને અનુભવી શકાય છે. પેશાબ થવા માંડે છે. તાવ ઓછો લાગે છે. કોલેરાના કેસની શરૂઆતથી જ જો ઉત્તમ સારવાર કરવામાં આવે તો જ સારા થાય છે. માટે દરદીને કોલેરા થયો કે તરત જ સારવાર શરૂ કરી દેવી જોઈએ. નહિ તો દરદીની આશા રાખવી નહિ.

ઉપાયો:—ઝાડા બંધ કરવા, પેટ ઉપર રાઈની પોટીસ બાંધવી. અને ચૂસવા માટે બરફનો ખૂબ ઉપયોગ કરવો. પગના ગોટલા માટે ઘર્ષણ કરવું. ખોરાક કે બીજી કોઈ પ્રવાહી વસ્તુ ન આપવી. ઉત્તેજક દવાઓ ન જ આપવી.

(૧) કોલેરા થાય કે તુરત જ દરદીને ગરમ પાણીમાં થોડું મીઠું નાંખીને તે પાણી દર પાંચ–દશ પંદર મીનીટે પીવા આપવાથી શરીરનું ઝેર નીકળી પવનછૂટ રહે છે. લોહી ગરમ રહે છે, અને નાડી ક્ષીણ નથી થતી. ગભરામણ બંધ પડે છે. (ઘરગથ્થુ વૈદક)

(૨) પાણી પીવા ન આપવું. બરફ ચૂસાડવો.

(૨) રોજર્સ મેથડ–ઇન્ટ્રાવીનસ સેલાઈન ૧૦૦૦ સી. સી. અને ગ્લુકોઝ ચાલુ રાખવાં. વારંવાર આ પ્રયોગ ચાલુ રાખી Plasma–લોહીનું ઇન્જેક્શન ખાસ આપવું.

(૪) પરમેંગેનેટ પોટાસની ગોળી પીવાથી મૃત્યુના મુખમાં જતો દરદી બચી જાય છે.

(૫) પેશાબ બંધ હોય તો ટર્પીંગ અને શેક આપવો.

(૬) એકલો સોડા બાય કાર્બ નસમાં ચઢાવવો. આયુર્વેદિક અનુભવી ઉપાયોમાં લવીંગનું પાણી-વાળાનું પાણી ઉપયોગી છે

(૧) એક બીલાનું લેવું અને તોલો આમલી નવી તાજી સ્વચ્છ લઈ બન્ને ભેગાં કરી સારૂં ઘુંટવું. પછી એને લુગડાંના કકડા વડે ગાળી લઈને તે બધું પાણી દરદીને પાઈ દેવું.

આ દવા પેટમાં ગયા પછી ૫-૬ મીનીટમાંજ ફાયદો થાય છે. દરદી બચી જાય છે. ઝાડો ઉલટી બંધ થઈ જઠરાગ્નિને પ્રદિપ્ત કરી શરીરમાં ગરમી લાવે છે. બીલાનું જંતુઘ્ન છે.

કોલેરામાં ટાંદાનો રસ પણ બહુ જ ઉપયોગી છે, આ દવા જેવી સસ્તી અને સારી કોલેરાની બીજી એકેય દવા નથી. ડોકટર-વૈદ્ય હકીમોએ ખાસ અનુભવ કરવા જેવી છે. અને હજારો મૃતપ્રાય થયેલ કોલેરાના દર્દીઓ જીવી જાય છે.

સૂચનાઃ-ડોક્ટરે કે વૈદ્યે દરદીને 'મોરેમાઈન' કે ઉત્તેજક દવા ન આપવી. કે રસાયન ન આપવું. ગ્લુકોઝ કે સેલાઈન થોડા પ્રમાણમાં હાઈજ અસર ન કરે. કોલેરા ફાટી નીકળે તે પહેલાં દરેકે એન્ટી કોલેરાની રસી મૂકાવવી. ૧/૨ સી. સી. ચામડી નીચે ઈન્જેકશન મૂકાય છે અને દર અઠવાડીએ કુલ ત્રણ લેવા હિતાવહ છે. પરમેંગેનેટ પોટાશવાળું પાણી પીવું. પાણી ઉકાળીને પીવું. વાસણ, રસોડું, પાણીની માટલી, શાક પાન-ખાદ્ય વસ્તુઓ-અનાજ ખૂબ સાફ રાખવાં. વાસી પાણી કે વસ્તુઓ ન વાપરવી. દૂધ ખાસ કરીને ગરમ પીવું. બરફના પાણી-કોટસની વસ્તુઓ, ભૂસાં ભજીયા, ઝાડા કરે તેવી વસ્તુ ન લેવી. ખાસ કરીને ઉન્હાળામાં જુલાબ ન લેવો.

કોલેરા ચાલતો હોય અથવા ગરમી સખત પડતી હોય ત્યારે જાત્રાએ કે ઉજાણીએ ન જવું. ટાઢી કે હંડી રસોઈ ન જમવી, નાતમાં બહાર બેસીને જમવું નહિ. વાડીમાં જમણવાર રાખી પાણીની ખુબ સ્વચ્છતા જાળવવી. ભોજનની દરેક વસ્તુ ઢાંકીને રાખવી. હાથ-પગ સ્વચ્છ ધોઈને સૂવું. નખમાં મેલ ભરાય છે તેથી નખ વારંવાર કપાવી રાખવા. દરદીનાં કપડાં-ઝાડા ઉલટી, વસ્તુઓ ગામ બહાર બાળી દેવી કે દાટી દેવી હિતાવહ છે. ઘરમાં ધૂપ કરવો. ફીનાઈલ-ડી. ડી. ટી વગેરે દવાઓ ફળીયામાં છાંટવી. ઘર સાફ રાખવાં, જાજરૂ મોરી ખાળ કુંડીમાં ઉપરની દવાઓ નાંખવી.

પ્રત્યેક મનુષ્યે, મરચાં-કાંદા-હિંગનું સેવન વધુ કરવું. Acid sulphuric dilute પીવામાં લેવું હિતાવહ છે.

'કોલેરાના દરદીનું અંગ ઠંડુ પડી જાય તો ગરમ કપડાથી ઢાંકવું, ગરમ પાણીની થેલી કે બાટલીઓથી, મીઠાની પોટલીથી; રેતીની થેલી અગર ઈંટથી ગરમ શેક આપવો. હાથપગમાં, ગોટલા ચાલેલા હોય તો દાબવા. રાઈનો લેપ અને લવિંગનું પાણી આપવું.

*

## સાહિત્ય સમીક્ષા

ગુજરાત સાહિત્ય સભા દરવર્ષે પ્રગટ થતા સાહિત્યની સમીક્ષા કરાવે છે તે મુજબ ઈ. સ. ૧૯૪૮ માં પ્રગટ થયેલ પુસ્તકોની સમીક્ષાનું કામ (લલિત વિભાગ) શ્રી. રામપ્રસાદ શુક્લને (૯ નૂતનસોસાયટી, એલીસબ્રીજ, અમદાવાદ-૬) અને વિજ્ઞાન શાસ્ત્રીનું કામ ડૉ. નરસિંહ મ. શાહ (૧૯ પ્રીતમનગર એલીસબ્રીજ, અમદાવાદ નં. ૬) ને સોંપાયું છે. પ્રકાશકોએ તેમને સમીક્ષા માટે પુસ્તકો મોકલવાં.

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ.

*

### સ્ત્રી-રોગમાં ઉપયોગી

# વનસ્પતિઓ

## ઉલટકંબલ અને અશોક

લેખક

**વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ**

*

આજે આ જગતમાં સૌથી મહત્વનો અને સારવાર માગી લે તેવો રોગ એ આર્તવ-દોષનો રોગ છે. અલ્પાર્તવ, કષ્ટાર્તવ, નષ્ટાર્તવ અને અનિયમિત આર્તવના દરદીઓ આજે ઠીક ઠીક પ્રમાણમાં દેખાય છે. અને ચોક્કસ પ્રકારની સારવારના અભાવે એમાંનો મોટો વર્ગ પીડાય પણ છે.

આ રોગ માટે અનેક ઔષધો છે. આયુર્વેદના પ્રાચીન પુસ્તકોમાં કાળાતલ, કીડામારી, ટંકણખાર, તજ, એળીઓ અને લોહભસ્મવાળી બનાવટો આપવાનો નિર્દેશ મળે છે અને આજે દેશી વૈદો એ વાપરે પણ છે. એલોપથી શાસ્ત્ર પણ આવી જ દવાઓ પોતાના નામથી ઉપયોગમાં લે છે. પરંતુ આ બધામાં બંગાળમાં પેદા થતી ઉલટકંબલ ચોક્કસ પ્રકારની સફળ અને ઉપયોગી વનસ્પતિ સાબીત થઈ છે.

માસિક વખતે દુઃખાવો થતો હોય, માસિક અતિશય ઓછું આવતું હોય અને કેટલાક કેસોમાં તો દેખાતું જ ન હોય ત્યાં આ વનસ્પતિ રામબાણ અસર કરે છે અને માસિકને નિયમિત બનાવે છે, એવો અનુભવ થયો છે.

મારા એક મિત્રના પત્નીને પીડિતાર્તવનું દરદ હતું. માસિકની પહેલાના બે ત્રણ દિવસથી એને પથારીનું શરણ લેવું પડતું. અતિશય વેદના સાથે એ લાંબી ચીસો પાડતાં અને સતત શેક કરીને એમાંથી રાહત મેળવવાના પ્રયત્નો કરતાં. ક્યારેક તો સીધી ઈટોનો જ શેક થાય ત્યારે જ તાત્કાલિક કલાક બે કલાક આરામ લાગે અને વળી પાછી એ જ પરિસ્થિતિમાં માસિક દેખાય, પણ અતિશય. ઓછું. એકાદ દિવસ જરા દેખાઈને બંધ થઈ જાય, પણ દુઃખાવો તો ચાલુ જ રહે. મહિનાઓ સુધી માસિકના દિવસોમાં એ જે ત્રાસમાંથી પસાર થયા એ અસહ્ય હતો. અનેક ઉપચારો પછી સૌએ એ દરદ મટવાની આશા ખોઈ હતી. અને એક પ્રસુતિ પછી આ તકલીફ આપોઆપ મટી જશે એવી સૌના અભિપ્રાયોના અંતે માન્યતા બંધાઈ હતી અને કેટલાક સ્વજનોએ તો ઓપરેશન કરાવવા સુધીની પણ સલાહ આપી હતી.

આવી પરિસ્થિતિમાં મેં ઉલટકંબલ અજમાવવાની સલાહ આપી. માસિકની પહેલાં પાંચેક દિવસથી શરૂ કરીને એકધારો દશ દિવસ સુધી ઉકાળો પીવડાવવો એવી સૂચના આપી. ઉપરા ઉપર ત્રણેક મહિના આજ રીતે માસિક પહેલાથી શરૂ કરીને દશ દશ દિવસ સુધી આ ક્વાથ આપવાથી એનો દુઃખાવો અતિશય ઓછો થઈ ગયો હતો અને આર્તવનું પ્રમાણ પણ વધ્યું હતું.

મારા બીજા એક દરદીને પીડા નહોતી; પણ માસિક અતિશય ઓછું દેખાતું. લગ્ન કર્યાને પાંચ છ વર્ષ થયા હતા, છતાં પ દિવસો ચડતા નહોતા, એની ચીંતાથી મન વ્યગ્ર રહેતું હતું. એમનું પેટ અતિશય કઠણ પત્થર જેવું રહેતું. કબજીયાત તો હતી જ. પરિણામે માસિક વખતે અને અવાર નવાર અતિશય ગભરામણ, બેચેની, મંદાગ્નિ અને આખા શરીરની કળતર થયા કરતી. આ દરદીને પણ ઉપર પ્રમાણે ઉલટકંબલનો ક્વાથ આપવામાં આવ્યો હતો અને આર્તવનું પ્રમાણ વધી ગર્ભાશયનું શોધન થયું હતું. પચિક માસની સારવારને પરિણામે એને દિવસો રહ્યા હતા. આ દરદીને આ ઉલટકંબલના ઉકાળા સાથે એકધારી પચિક મહિના સુધી લઘુયોગરાજની-દરરોજ છ-છ ગોળીઓ

પણ આપી હતી. તેમજ મોરશિયા મેં દાલકડી અને શ્વેતચંદની પાવડી બનાવી રાત્રે તલના તેલમાં બોળી ઉકાળવા માટે પોટલીઓ પણ આપી હતી. આથી ગર્ભાશયનું મુખ વિસ્તૃત થાય છે. અને બહાર આવતા આર્તવને માર્ગ મળે છે. દરદીને આ ઔષધો ઉપરાંત નીચે પ્રમાણે સાતેક બંધારણ પણ કરાવ્યા હતા. બાજરાનો લોટ તોલા ૧૦, સાજીખાર તો. ૩, કુંવારના લાવરાં તો. ૫, ગૌમુત્ર તો. ૧૦. લોટ ને એરંડીયા તેલનું મોણ આપી બધું શીરા જેવું ખદખદાવી લેવું અને સહન થઈ શકે તેટલું ગરમ ગરમ શેક કરીને પછી બાંધી લેવું.

આજ રીતે માસિકની અનિયમિતતાના તો અનેક દરદીઓ ઉપર આ ઔષધ માસિક પહેલાં ત્રણેક દિવસથી શરૂ કરીને નવ દિવસ સુધી આપ્યું છે, અને એમાંય સફળતા મળી છે.

આવી આ વનસ્પતિ વિષે મુરબ્બી શ્રી. બાપાલાલ ગ. વૈદ્યે એના "નિઘંટુ આદર્શ"માં જે નોંધ સંગ્રહી છે અને બીજા અનેક લોકોએ પોતાના ઉપયોગ પછી જે અનુભવ જનતા પાસે મૂક્યો છે તે નીચે મુજબ છે.

ડૉ. બી. એમ. સરકાર-ઇંડિયન મેડિકલ ગેઝેટમાં લખે છે કે "આર્તવ વખતે આ દવા આપવાથી રોગ નાબુદ થાય છે. અને યુવાન પરણેલી સ્ત્રીઓ એના સેવન પછી તુરત જ ગર્ભવતી થાય છે.'

ડૉ. ઓરી જણાવે છે કે 'મૂળની છાલ અને રસ ગર્ભાશય માટે ઉત્તમ દવા છે. તે ઉત્તમ રજઃપ્રવર્ધક છે, અને અલ્પપીડિતાર્તવમાં અને નષ્ટાર્તવમાં આર્તવ વખતે બધા મળીને સાતેક દિવસ અપાય છે. અને અંગ્રેજી દવાઓ હાઈડ્રેસ્ટીસ, વાઇબરનમ, અને પલ્સેટીલા જેવી દવાઓ કરતાં ઉત્તમ દવા છે.'

'મહાન પ્રભુએ વધતા જતા આવા જનન અવયવોના દરદો માટે જ કેમ જાણે આ ઔષધી ઉગાડી હોય એવું લાગે છે.' આવા એક અંગ્રેજ ડૉક્ટરના અંતઃકરણના ઉદ્ગારો છે.

આ ઉલટકંબલની ચોક્કસ ઉપયોગીતા સાબીત થયા પછી બંગાળની પ્રસિદ્ધ દવા બનાવનારી કંપની (બંગાલ કેમિકલ વર્કસ) એ આ ઔષધીનું એકસટ્રેક્ટ બનાવ્યું છે અને તે પણ ઉપયોગી થયું છે. એનું નામ છે "એકસટ્રેક્ટ એબ્રોમા આગષ્ટા લીકવીડ" અમારા ઔષધાલયમાં ક્વાથની સાથે આનો પણ અવાર નવાર ઉપયોગ કરવામાં આવે છે અને તે પણ ઉકાળા જેવું જ ચોક્કસ કામ આપે છે. એવો પણ એક અભિપ્રાય છે કે, એનો તાજો રસ વધુ અસરકારક છે.

આર્તવના દરદોથી પીડાતી બહેનો આનો ઉપયોગ કરી રોગમાંથી બચે. આ ઔષધીની સાથે લઘુ યોગરાજ ગુગળનું સેવન કરવામાં આવે તો કમરનો દુઃખાવો, કાયમી નબળાઇ, માસિકના સંગ્રહને કારણે મોટી ગરમીનો વધારો થઇ પોષણને ક્ષીણ બનાવી લોહીની ઓછપના કારણે પાન્ડુ જેવી અસર આવી હોય તો તે પણ દૂર થાય છે. ગુગળનું સેવન કાયમી તાકાત આપી શરીરની રસ પોષણ કરનારી સપ્ત ધાતુઓને શક્તિ આપે છે અને બળ વધારે છે, અવયવોમાં જીવનશક્તિનો સંગ્રહ કરી રોગ સામે પ્રતિકારની તાકાત પેદા કરે છે. મહિનાઓ સુધી આ ગુગળનું મેં દરદીઓને એકધારૂં સેવન કરાવ્યું છે અને એના શુભ પરિણામો આવ્યાં છે.

ઉલટકંબલ અને યોગરાજનો સમન્વય સ્ત્રીરોગના આર્તવ દોષો ઉપર ઉપકારક બને છે.

*

ઉલટકંબલ જેવી જ બીજી વનસ્પતિ અશોક છે. જેમ અલ્પાર્તવ, નષ્ટાર્તવ, પીડિતાર્તવ અને અનિયમિત આર્તવમાં ઉલટકંબલ વપરાય છે તેવી જ રીતે અત્યાર્તવમાં અશોક એ ખૂબ જ પ્રસંશાપાત્ર વનસ્પતિ છે. નિઘંટુઓના રચયતાઓ તો જણાવે છે કે "અશોકસ્ત્વચા રક્તપ્રદર વિનાશિની"–શોઢલ.

અશોક એ આવળ-બાવળ-બોર, બોરડી જેવી વનસ્પતિઓના વર્ગની વનસ્પતિ છે. આ બધી વનસ્પતિઓમાં પુષ્કળ પ્રમાણમાં કષાય તત્વ રહેલું છે જે તત્વ પિત્તને શાંત કરી શરીરની ખોટી ગરમીને દૂર કરે છે, ગરમીના ચાંદા રૂઝવે છે, ઉશ્કેરાયેલા અવયવોને શાંતિ આપે છે. અશોકમાં રહેલો તુરો રસ શિથિલ બનેલા અંગઉપાંગ ઉપર ગ્રાહી અસર કરી એને મૂળ સ્થિતિમાં લાવી મૂકે છે, અને અવયવોને પકડી રાખનારી માંસપેશીઓને શક્તિ આપી અવયવોનું સંકોચન કાર્ય કરે છે.

લોહીવામાં અશોકનું ચૂર્ણ નાખીને શાસ્ત્રીય રીતે પકવેલું દૂધ લેવાથી ભયંકર લોહીવા પણ દૂર થાય છે એવો શ્રી ચક્રદત્તનો અભિપ્રાય છે.

લોહીવાના અને રક્તપ્રદરના દરદીઓ ઉપર અમે નીચે પ્રમાણેની ઔષધ યોજના આપીયે છીએ અને એ ઠીક ઠીક ઉપયોગી નિવડી છે. અશોકની છાલનું ચુર્ણ વાલ ૪, સાચું નાગ કેશર વાલ ૨, ગોદંતી ભસ્મ (અરડુશીના રસની ભાવના આપેલી) વાલ ૧. આના ત્રણ પડિકાં ઘી અને સાકર સાથે લેવાથી દરદમાં તુરત જ રાહત મળે છે. કયારેક દરદીની પ્રકૃતિને અનુરૂપ કેટલોક ફેરફાર પણ કરવો પડે છે.

આ અશોક છાલના ચૂર્ણ વિષે પોતાનો જાત અનુભવ જણાવતાં ડૉ. વેરીંગ લખે છે કે 'અશોકનું સેવન કરવાથી ગર્ભાશયમાં થતી રસોળી (અર્બુદ) જેવી ગાંઠો ઉપર એ ઉપકારક બન્યું છે' અને ત્રાવણકોરના રાજકુટુંબમાં એમણે એ અજમાવી જોયું છે.

રતવા, લોહીવા અને એવાજ બીજા રક્તપીત્તના જેવા દરદો ઉપર અશોક સારી રીતે ઉપયોગી થાય તેવી શક્યતા વાળું ઔષધ છે.

લોહીવા અને રક્તપ્રદર થવાના કારણોમાં જનન અવયવોની નબળાઈ, લોહીને શક્તિ અને પોષણ આપનારા ક્ષારજન્ય (કેલ્સ્યમ) તત્વોની ખામી અને કેટલીક વખત કસુવાવડ કે સુવાવડના કારણે સંગ્રહાઇ રહેલા દોષોનો સડો મુખ્ય હોય છે. કેટલાક કેસોમાં ગર્ભાશયની ગ્રીવા ઉપર કે ગર્ભાશયમાં ગાંઠ હોય ત્યારે પણ લોહીવા થાય છે. અતિશય ઉશ્કેરાયેલી માનસિક સ્થિતિ અને અતિશય વિષય સેવનથી પણ આ રોગના ભોગ બની જવાય છે. ગર્ભાશય ઉપર-ચાંદાં ઘારાં હોવાના કારણે પણ લોહીવા થતો જોવામાં આવે છે. એટલે આ રોગના કારણોને દૂર કરીને અશોકનો વિધિપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો આજના દિવસે અને દિવસે વધતા જતા આ જનન અવયવોના વ્યાધિઓ ઉપર અશોક ચોક્કસ અસર કરે એવી શક્યતા છે.

ઉલટકંબલ ને અશોક એ સ્ત્રીઓના દરદોમાં સાચી રાહત આપી રોગને દૂર કરનારા મહામૂલાં ઔષધો છે.

બંગાળના પ્રસિદ્ધ રાજવૈદ્ય હરલાલ ગુપ્ત પોતાના પુસ્તકમાં આ વસ્તુનો નિર્દેશ કરતાં જણાવે છે કે 'સ્ત્રીઓના યોનીરોગો, ગર્ભાશયના દોષો, પ્રદર અને ઋતુ સંબંધી ફરીયાદો અને એવી જ રીતે હરસની પીડાનો આ ઔષધ નાશ કરે છે એવો જાત અનુભવ થયો છે.'

વંધ્યત્વ દૂર કરનારી આ મહૌષધીઓને આપણે બુદ્ધિપૂર્વક યોજીએ અને કાયમી રોગમુક્ત થઈએ. જાત અનુભવે ઉપયોગી નીવડેલ આ ઔષધીઓને રોજ-બરોજની ચિકિત્સામાં સ્થાન આપી એનો પ્રચાર કરીએ.

આયુર્વેદમાં

# જેઠ મહિનો

લેખક
વૈદ્ય પ્રાગજી માનજી રાઠોડ

*

પ્રજામાં આયુર્વેદ વિષે આજે ઠીક ઠીક આકર્ષણ અને પ્રેમ જાગ્યા છે. ગુલામી દશામાંથી દેશનો છૂટકારો થયા પછી દેશ પાસે પોતાના પ્રાચીન વિજ્ઞાનને ફરીથી સંજીવન કરવાનો અને એનો વિકાસ સાધવાનો પ્રશ્ન ખડો થયો છે. આજનું માનસ એ કેવળ દવાવાદ અને એનાથીય આગળ જઈએ તો ઇન્જેક્શનવાદનું માનસ થઈ ગયું છે. દરદ શા માટે આવે છે તેનો વિચાર કરવાને બદલે દરદને દબાવવામાં જ આજના પ્રયત્નો લગભગ સમાપ્ત થાય છે.

ભારતીય આયુર્વેદ આ દવાવાદ અને દરદને દબાવવાની પદ્ધતિથી જુદું પડે છે અને એ દૃષ્ટિએ જ એની રચના કરવામાં આવી છે.

માણસના દેહને ટકાવી રાખવા માટે વાત, પિત્ત અને કફ મહત્વનું કાર્ય કરે છે પણ જ્યારે આ દોષો એક યા બીજા કારણે ઓછા વધતા પ્રમાણમાં થાય છે ત્યારે દરદ આવી પડે છે.

આ દોષોમાં બે રીતે વિસંવાદ પેદા થાય છે. એક તો માણસ પોતે જ ખાનપાનના અને રહેણીકરણીના વિવેકને છોડી ગમે તે પ્રકારનો અને ગમે તે પ્રમાણનો–આરોગ્યને નુકશાન કરે તેટલો હદ–ખોરાક અને રહેણી કરણી ભોગવે છે, ત્યારે જ આ દોષો કોપે છે અને દરદને નોતરે છે. માણસ ધારે તો આ રીતે આવતાં દરદોને પોતાની સમજણથી અટકાવી શકે છે.

બીજો પ્રકાર કુદરત નિર્મિત છે. આપણા હવામાનમાં શિયાળો, ઉનાળો અને ચોમાસુ જે રીતે આવે છે, તેમ સૂર્ય આપણી પૃથ્વીથી નજીક અને દૂર જાય છે તેની ગતી પ્રમાણે પણ આ વાત, પિત્ત, અને કફના દોષનો સંબંધ છે.

શિયાળો પૂરો થાય અને કફના દરદો થાય છે. ઉનાળો પૂરો થાય અને વાયુના દરદો થાય છે. ચોમાસુ પુરું થાય અને પિત્તના દરદો આવી પડે છે. આ દરદો કુદરતી રીતે જ આવે છે, પણ એ વખતે જો માણસમાં એ આવનારા દોષોને દૂર કરવાની સમજણ હોય તો એ દરદો પણ દૂર થઈ શકે.

એટલે એક પ્રકાર માણસ પોતે જ નોતરે છે જ્યારે બીજો પ્રકાર કુદરત નિર્મિત રીતે આવે છે. આ બન્ને પ્રકારના દરદોને કાબુમાં લેવા માટે માણસ પાસે થોડીએક સમજણ અને ચીવટ હોય તો આજના અનેકવિધ દરદોમાંથી ઘણું પ્રમાણ ઓછું થઈ જાય.

માણસ માટે આ ઋતુજન્ય ફેરફારો થતી વખતે આવનારા રોગોમાંથી બચવા સારૂ આયુર્વેદે સ્વાભાવિક રીતે જ જેનું અનુસરણ કરીને આરોગ્ય જળવાય તેવા પર્વોની રચના કરી છે. આપણા મહિને મહિનાના અને ઋતુએ ઋતુના પર્વો આજ રીતે ગોઠવાયા છે.

આજે ગ્રીષ્મ ઋતુ અને જેઠ મહિનો ચાલે છે સંસ્કૃતમાં જ્યેષ્ઠ એટલે મોટો એવો અર્થ થાય છે. આપણે જોઈએ છીએ કે આમહિનામાં મોટામાં મોટો દિવસ અને નાનામાં નાની રાત્રી આવે છે. અને એ રીતે સૂર્યને વધુ નિકટ રાખીને દિવસ મોટાપણું ભોગવે છે.

ઋતુઓની રીતે જેઠ મહિનો એ ગ્રીષ્મ ઋતુનો પાછળનો સમય છે. ગ્રીષ્મ એટલે તો ઉનાળો. સૂર્યને લાંબો વખત સુધી નીકટ રાખીને પૃથ્વીને તાપથી અકળાવનારા એ દિવસો. લાંબા દિવસો અને ટુંકી રાત્રી એ આ દિવસોની સ્વાભાવિક પરિસ્થિતિ છે. જેઠનો ધીમધખાર તડકો માણસના લોહીને અને જે રસ ખોરાકનું પાચન કરે છે તે પિત્ત રસને ઉકાળે છે, એમાં ગરમી લાવી ખોરાકના પાચનને અનિ-

શય નબળુ બનાવી દે છે. મંદાગ્નિ થઈ જાય છે.

પિત્તના દોષના કારણે ગરમીથી વિદગ્ધા જીર્ણ થવું એ આ ઋતુની ખાસ ખાસીયત છે. આ મંદાગ્નિ અને અજીર્ણનો પાયો નખાય અને પછી તુરત જ જેઠ પુરો થઈ અષાડ મહિનો આવે. એટલે વરસાદના ભેજના કારણે થયેલા અજીર્ણમાંથી ઝાડા, મરડો, અને એવાજ બીજા વાયુના દરદો આવી પડે. એટલે આ વર્ષા ઋતુના વાતપ્રધાન દરદોને દૂર કરવા માટે જેઠ મહિનો એ ભારે મહત્વનો અને સમજવા જેવો મહિનો છે આ માસમાં જે પ્રકારના ખાનપાન રાખવામાં આવે છે તેની સીધી અસર ચોમાસામાં આપણા આરોગ્ય ઉપર થાય છે.

આ આરોગ્યને નજર સામે રાખીને નિર્જળા એકાદશીનું વ્રત આ જ મહિનામાં યોજવામાં આવ્યું છે. સામાન્ય રીતે બધા જ મહિનામાં આવતી એકાદશીના વ્રતો આરોગ્યની રીતે જ ગોઠવવામાં આવ્યા છે, તેમ છતાંય આ નિર્જળા એકાદશીનું સ્થાન વિશિષ્ટ પ્રકારનું છે. પુરાણ કલ્પીત ભીમે આ દિવસે ઉપવાસ કરીને આ અગીયારસનું મહાત્મ્ય વધાર્યું છે. પણ સાચી રીતે તો ચોમાસામાં આવનારા રોગ સામે સાવચેતી રૂપે જ આ રચના કરવામાં આવી છે. તે દિવસે ઉપવાસ દ્વારા શરીરના દોષોનું શોધન કરી ઉશ્કેરાયલા પિત્તને શાંત કરવાનો ઉદ્દેશ છે. નિર્જળ એટલે પાણી પણ ન લેવું એ એનો અર્થ છે. પણ આરોગ્યની દૃષ્ટિએ પાણીનો ઉપયોગ તો થવો જ જોઈએ, કારણ કે અજીર્ણનું ઔષધ જ પાણી છે. અજીર્ણે ભેષજમ્ વારી એવો શાસ્ત્રનો નિર્દેશ મળે છે. એટલે આ દૃષ્ટિએ પાણીનો ઉપયોગ આવશ્યક બને છે.

બીજા વ્રતોમાં વટસાવિત્રી વ્રત–રંભા વ્રત, ગંગાજન્મવ્રત, અને યોગીની એકાદશી વ્રત જેવા સ્ત્રીઓના નાના મોટાં પર્વો અને વ્રતો આવે છે. આરોગ્ય સાચવવા પુરૂષો કરતાં સ્ત્રીઓની જવાબદારી વધારે છે. આવનારા રોગોમાં માતાનું ધાવણ શુદ્ધ રહે, તેમાં કોઈ પણ જાતનો દોષ બગીને ધાવણને બાળકને પીવવામાં ભારે અને વાયુવાળુ ન બનાવે એ માટે માતાએ ખાસ ચીવટ રાખવાની રહે છે. માતાના આરોગ્યમાં જ બાળકના આરોગ્યનો પ્રશ્ન સમાઈ જાય છે. કારણ કે શુદ્ધ ધાવણ એ જ બાળકના આરોગ્ય માટે ઉપકારક અને પોષક છે, એટલે આવા નાના નાના પર્વો દ્વારા ચોક્કસ પ્રકારના ખાનપાનથી માતાનું આરોગ્ય સચવાય એ આ પર્વોની દૃષ્ટિ છે અને એટલા જ માટે ગ્રીષ્મ અને વર્ષામાં જ્યારે વધારેમાં વધારે બાળકોની માંદગી હોય છે ત્યારે સ્ત્રીઓના પર્વો વિશેષ રચવામાં આવ્યા છે.

સામાન્ય રીતે ગ્રીષ્મમાં તડકો પડે છે અને પરિણામે શરીરના તમામ અવયવો તપીને ક્ષીણ ઉશ્કેરાયલા બની જાય છે. આ ઉશ્કેરાયેલા લોહીની શાંતિ માટે શરીરની ઠંડક માટે, ખાટા અને મીઠા રસનું આયુર્વેદે સર્જન કર્યું છે. આ જ ઋતુમાં કેરી, ફાલસા, સંતરા, નારંગી જેવા ખાટાં મીઠા ફળો પેદા કરીને કુદરત સામે રક્ષણ મેળવવાની ઢાલ આપી છે પણ આજે જે રીતે એનો ઉપયોગ થઇ રહ્યો છે તે તો નુકશાન કરે છે. કેરી વાયુ–પિત્તને હરનારી, પાચન વધારનારી અને પોષણ આપનારી છે, પણ જો એ ચૂસીને જ લેવામાં આવે તો જ આ ગુણો મળી રહે. પણ આપણે તો કાપીને બટકા લેવાનું પસંદ કરીએ છીએ. રસ કાઢીને એ વાપરીએ છીએ. આ રસ હવામાં ખૂલ્લો રહેવાથી એમાં વાયુ ભળે છે અને પરિણામે પચવામાં ભારે બની વાયુને પેદા કરે છે. એટલે કેરીને ચૂસીને જ લેવાથી એ આરોગ્યદાયક બને છે.

કેરી એ વાત પિત્ત શામક છે. અતિ

તાપથી ગરમીને કારણે ઉશ્કેરાયેલા પિત્તને અને સંગ્રહ થતા વાયુને પરિણામે ઝાડા, મરડો, ઉલટી વગેરે પાચન યંત્રના દર્દોમાં આ ફળ ઉપયોગી બને છે. અને તેમાંય કેરીની ગોટલી તો આ દોષો ઉપર ભારે ઉપયોગી છે. પંડિત ભાવમિશ્ર કહે છે કે आम्रबीजं कषायं स्याच्छर्दितिसार नाशनम् उत्तप्वदम्लग्ध मधुरं तथा हृदयदाहनम् આ રીતે આંબાની ગોટલી ઉલટી ઝાડા અને હૃદયના દાહમાં ઉપયોગી છે. કફને હણે છે અને પિત્તને શાંત કરે છે. આ રીતે આંબાની ગોટલીની ઔષધીય રીતે પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

કેરી પુરી થાય ને જાંબુ આવે છે. ગ્રીષ્મ ઋતુનું આ બીજું ફળ છે. ઉનાળાના તાપમાં ગરમીના કારણે પરસેવાનું પ્રમાણ વધે છે અને પેશાબ ઓછો થાય છે. આથી પેશાબ વાટે જે ઝેરો અને ક્ષારો નિકળી જવા જોઈએ તે નીકળી શકતા નથી. કેરીનાં ગ્રાહી ગુણ પણ આ પેશાબની થોડીએક રૂકાવટ કરે છે અને એથી પણ એ ઝેરોનો સંગ્રહ વધી નુકશાની કરે. આવનારી ઋતુ વર્ષામાં એ ઝેરો સંગ્રહાઈ રહે તો અનારોગ્ય આવી પડે; એટલે કેરીની ઋતુ પૂરી થાય કે તુરત જ એ ઝેરો દૂર કરવા માટેના પ્રયત્નો આદરવા જોઈએ.

કુદરત હંમેશા મનુષ્યને અનુકૂળ જ હોય છે એટલે એણે સ્વાભાવિક રીતે જ આ ઝેરો દૂર કરવા માટે જાંબુના ફળની રજુઆત કરી છે, કે જેથી આ ઝેરો પેશાબ વાટે નીકળી જાય અને આરોગ્ય જળવાય.

જાંબુ જેમ નકામા દ્રવ્યોને બહાર ધકેલે છે તેમ ઉપયોગી તત્ત્વોને સંગ્રહવાનું કાર્ય પણ કરે છે. જાંબુનો મહત્વનો ગુણ મુત્રલ, પાચક, શોષક અને સ્તંભ ગ્રાહી છે. પેશાબમાં સાકર જતી હોય તેવા મધુપ્રમેહમાં જાંબુ અને એના ઠળીયાના ચૂર્ણનો ઉપયોગ આ સાકરને જતી રોકે છે અને યકૃત પેઢીપાચ વગેરે પાચક અવયવોને શક્તિ આપી પાચક રસો વધારે છે. ચોમાસાના શરૂઆતના દિવસોમાં જ્યારે વાતપ્રધાન ઋતુથી મંદાગ્નિ રહેતો હોય ત્યારે જાંબુના પાચક તત્વો ઉપયોગી બને છે. જો કે જાંબુ સ્વભાવે વાયુ પેદા કરનારા છે, પણ એમાં મીઠું અને મરી મેળવીને ઉપયોગ કરવામાં આવે તો આ દુર્ગુણ રહેતો નથી અને ઉપયોગી નીવડે છે.

જેઠ મહિનામાં આ રીતે આપણા ખાનપાનને ગોઠવીએ તો આરોગ્ય જળવાય.

૧. છાશ અને ઘોળવાનો છૂટથી ઉપયોગ કરવો.
૨. દહીમાં ખાંડ નાખી–એ લેવું. પાણી કાઢી નાખીને શિખંડ બનાવવાની પ્રથા ખોટી અને નુકશાનકારક છે.
૩. કેરી ચૂસીને લેવી, જાંબુ લેવાં.
૪. હલકો પાચન થાય તેવો ખોરાક લેવો.
૫. કેવળ ગળ્યા મીઠા ખોરાક ન જ લેવા. ગળપણની સામે ખટાશ ખાસ વાપરવી જ.
૬. તપેલા ખાટા ખારા ખોરાક ન લેવા. ખાટા પદાર્થો શરીરને પોષણ આપનારી ધાતુઓનો ક્ષય કરે છે અને એથી અશક્તિ વધે છે. તડકાની ઋતુમાં આ ક્ષાર વાળા ખોરાકોથી ચામડીના પણ કેટલા દરદો થાય છે.
૭. જેઠ અને ગ્રીષ્મનો તડકો ન લેવો. પૂરતો આરામ કરવો. શરીરના રસકસને શોષી લેનારી ઋતુમાં શક્તિનો ખાસ સંગ્રહ કરવો.
૮. આ ઋતુમાં બ્રહ્મચર્ય અવશ્ય પાળવું. શરીરના તમામ અંગો ગરમીથી પાતળા અને ઉશ્કેરાયેલા હોય ત્યારે વીર્ય અને રજ પણ ગરમ જ રહે છે. આવી સ્થિતિમાં ગર્ભાધાન તંદુરસ્ત બાળકને પેદા ન જ કરે પણ બાળક માંદગીનું જ અવતરે.

આટલી ચીવટ આ માસમાં રાખવામાં આવશે તો જરૂર સ્વાસ્થ નિરોગી રહેશે અને રોગ સામે ટકવાની શક્તિ મળશે.

# હિન્દી લોકગીત



સંપાદક :

શ્રી. રમણિક કિશનલાલ મહેતા.

*

પ્રાચીન કાળમાં કુવા, તળાવ કે વાવ ખોદાવવામાં આવતા ત્યારે કેટલીક વાર ખૂબ ઊંડાણ સુધી ખોદવામાં આવતાં છતાંયે પાણીનું ટીપું સરખું યે ન નીકળતું: કોઈક બત્રીસ લક્ષણી પુત્રીઓનું બલિદાન આપતાં પાણી છલોછલ ઉભરાઈ આવતું. ધરતીનો ભોગ–જલદેવતાને બલિદાન દેવાતાં, પાણીનાં પાતાળ ઝરણ ફૂટી આવતાં, એવા એક દીકરીનાં બલિદાનની આ કથા છે.

રાજા અજીતસિંહ કે ભઈ એક કન્યા,
નામ ધરાઈન દૌલત દેવી હો રામ–૧
બારહ બરિસ રાજા પોખરા ખોદાવે,
વહિઁઆ પાની નાહીં નિકરે, હો રામ;
ધાઉ તોહૂઁ નૌવા ધાઉ તોહૂઁ બરિયા,
કાશીજી કે પંડિત લૈ આવો હો રામ–૨
બૈઠો પંડિત ચન્દન ચૌકિયા,
બાઁચહુ કરમકી રેખ હો રામ,
થાર ભરિ મોતી સુરુખ, દુસાલે,
સૌને કા ટકા દછિના દેહૌં હો રામ–૩
પૌટી–પૌટી પંડિત પોથિયા બિચારૈં.
પોખરા માઁગે દૌલત બેટી હો રામ,
પોથી બાઁચત પંડિત અઁસુવા જો ઢારૈં,
રાજા સે કહત ડુભ દાબી હો રાગ–૪
કાહ કહૌં મૈં રાજા અજિતસિંહ,
પોખરા માઁગૈ દૌલત બેટી હો રામ,
ધારે સે રાજા ભીતર ગયે ધીરે ધીરે,
બૈઠે સીસ નવાય હો રામ–૫
પૂઁછન લાગીં અજીતસિંહ રનિયાઁ,
કૌન સંકટ રાજા જિયરા હો રામ,
કાહ કહૌં મૈં રનિયા સનવન્તી,
પોખરા માઁગઇ દૌલત બેટી હો રામ–૬
દસહિ મહિના રાની ઉદરમેં રાખ્યો,
સાત સૌત દૂધ પિઆયહુ હો રામ.
દહિને હાથ રાની દૌલત ઉઠાઈનિ,
રાજા કો દિહિન પકરાય હો રામ–૭
ધાવો તુમ રાઉન ધાવો તુમ બારિન,
નગર બુલૌવા દૈ, આવો હો રામ,
પોખરા કે આસપાસ લાગી કચેહરી,
રાજા કુસ પૈંતી પહિરિન હો રામ–૮
પંડિત બૈઠિકૈ સંકલપ બોલૈં,
દૌલત પોખરા તર બોરિન હો રામ,
જૈસેન દૌલત કો પોખરામેં ડારિન,
પનિયાઁ ઉઠૌ હહરાય હો રામ–૯
પોખરા કે આસપાસ રોવૈં અજીતસિંહ,
હમરે અકેલ ધેરિયા હો રામ,
પોખરા કે આસપાસ સમુઝાવૈં 'સનવન્તી.
નામ તુમારા દૌલત રાખિન હો રામ–૧૦*

રાજા અજિતસિંહને ત્યાં એક કન્યા જન્મી અને તેનું નામ દૌલતદેવી રાખવામાં આવ્યું.

રાજાએ બાર વર્ષ સુધી એક તળાવ ખોદાવ્યું, પણ એમાં પાણી ન નીકળ્યું. હે નાઉ, હે બારી! દોડો! તમે કાશીજીથી પંડિતને બોલાવી લાવો.

'હે પંડિત! ચંદનની ચોકી પર બેસો અને મ્હારા ભાગ્યમાં શું લખ્યું છે તે વાંચો. ત્હમને થાળ ભરીને મોતી, લાલ રંગનો દુશાલો અને સુવર્ણ મહોરો દક્ષિણામાં આપીશ.

પંડિતે પોથીનાં પાનાં ઉથલાવીને જોયું કે

---

* સંપાદક : શ્રી. રામનરેશ ત્રિપાઠી

તળાવ તો દોલતદેવીનું બલિદાન માગે છે. પોથી વાંચીને પંડિત આંસુ સારવા લાગ્યા, અને દંભ દર્શાવીને એમણે રાજાને કહ્યું:

'હે રાજા અજિતસિંહ! હું શું કરું? તળાવ તો દોલત દીકરીનું બલિદાન માંગે છે.' રાજા આ સાંભળીને બહારથી ધીરે ધીરે અન્દર ગયા અને શિર ઢાળીને બેઠા.

અજિતસિંહની રાણી પૂછવા લાગી: 'હે રાજા! એવું તે શું સંકટ આવી પડ્યું છે?' રાજાએ કહ્યું: 'હે સતવંતી રાણી! હું શું કરું? તળાવ દોલત દીકરીનું બલિદાન માંગે છે.'

રાણીએ દસ માસ સુધી દોલતને ઉદરમાં રાખી અને સાત શાકયોનું દૂધ પાયું હતું. એણે જમણા હાથે ઉઠાવીને રાણીએ રાજાને સોંપી.

'હે નાઉ! હે બારી! દોડો અને નગરમાં આમંત્રણ આપી આવો.' તળાવની આસપાસ માનવમેદની જામી ગઈ અને રાજાએ કુહાની પહેરી લીધી.

પંડિતે બેસીને સંકલ્પ મંત્ર ભણ્યો અને દોલતને તળાવમાં ડૂબાડી દીધી. દોલતને તળાવમાં ડૂબાવતાં જ ખળખળ કરતું પાણી ઉભરાઈ આવ્યું.

તળાવ કાંઠે રાજા અજિતસિંહ રુદન કરે છે. 'હાય! મારી તો એકની એક પુત્રી હતી.' તળાવને કાંઠે સતવંતી રાણી રાજાને સમજાવી રહી છે કે 'તમારું નામ દોલત દીકરીએ રાખ્યું છે.'

આપણે ગુજરાતમાં પણ એવાં બલિદાનોના મહિમા આલેખતાં ગીત જડી આવે છે. એમાં પુત્ર અને પુત્રવધૂના બેલડીએ બલિદાન અપાયાની કથા આલેખાયેલી છે.

બાર બાર વરસે નાવડી ખોદાવી, નાવણીયાં નીર ના આવ્યાં જી રે.
તેડાવો જાણતલ, તેડાવે જોશીઓ, જોશીડા જોવરાવો જી રે.
જાણતલ જોશીએ એમ કહ્યું છે, દીકરો ને વહુ પધરાવો જી રે.
ઘોડલા ખેલવતા વિશ્રામ કુંવરીઓ દાદોજી બોલાવે જી રે.
શું રે પૂછ્યું મારી સમરથ સાસુ, દાદો શા માટે બોલાવે જી રે.
જાણતલ જોશીએ એમ કહી દીધું, દીકરો ને વહુ વધરાવો જી રે.
પારકી જણીને પૂછો જી રે બેટલડો ધવરાવે જી રે.
શું રે કહો મારી સમરથ સાસુ, શા માટે બોલાવે જી રે.
જાણતલ જોશીએ એમ કહી દીધું, દીકરોને વહુ પધરાવો જી રે.
એમાં તે શું મારી સમરથ સાસુ, મોળીયું ને ચુંદડી મંગાવો જી રે.
કુવાને કાંઠડે ખાટલો ઢળાવો ઢોલડીઆ પધરાવો જી રે.
પહેલે પગથીએ જઈ પગ દીધો, પાતાળ પાણી ઝબક્યાં જી રે.
બીજે પગથીએ જઈ પગ દીધો, ઘૂંટણ સમાં નીર આવ્યાં જી રે.
ત્રીજે પગથીએ જઈ પગ દીધો, પેટાં સમાં નીર આવ્યાં જી રે.
ચોથે પગથીએ જઈ પગ દીધો, કેડ સમાં નીર આવ્યાં જી રે.
પાંચમે પગથીએ જઈ પગ દીધો, છાતી સમાં નીર આવ્યાં જી રે.
છઠ્ઠે પગથીએ જઈ પગ દીધો, માથા સમાં નીર આવ્યાં જી રે.

(સ્વ. રણજિતરામ સંપાદિત: લોકગીત)

જૂદાં જૂદાં અનેક ગામોમાં જળાશયો માટે બોલાતી આ કથા છે. નવાણમાં પાણી નથી આવતું, જળદેવતા ભોગ માગે છે. ગામનો ઠાકોર પોતાનાં વહુદીકરાનું બલિદાન આપે છે. વાત્સલ્યની વેદના દાંપત્યની ઉદાસપ અને સમાજસુખ કાજે સ્વાર્પણ એ બધું ભારવી

વિભૂષિત બનીને જળસમાધિ લેનારાં આ વર-વધૂએ લોકજીવનમાં અમર એક અશ્રુગંગા વહાવી દીધી છે. નીચેની કથામાં છેલ્લી પંક્તિઓ પાછળથી ઉમેરાઈ લાગે છે.

બાર બાર વરસે નવાણુ ગળાવ્યાં,
નવાણે નીર નો આવ્યાં જી રે.
તેડાવો જાણતલ તેડાવો જોશી
જોશીડા જોશ જોવરાવો જી રે.
જાણતલ જોશીડો એમ કરી બોલ્યો
દીકરો ને વહુ પધરાવો જી રે.
ઘોડા ખેલવતા વીર રે વસરામ વીર,
દાદાજી બોલાવે જી રે.
શું કો' છો મારા સમરથ દાદા,
શા કાજે બોલાવ્યા જી રે.
જાણતલ જોશીડો એમ કરી બોલ્યો,
દીકરો ને વહુ પધરાવો જી રે.
એમાં તે શું મારા સમરથ દાદા,
પારકી જણીને પૂછી આવો જી રે.
બેટડો ધરવતાં વહુ રે વાઘેલી,
સાસુજી બોલાવે જી રે.
શું કો' છો મારા સમરથ સાસુ,
શા કાજે બોલાવ્યાં જી રે.
જાણતલ જોશીડો એમ કરી બોલ્યો,
દીકરો ને વહુ પધરાવો જી રે.
એમાં તે શું મારાં સમરથ સાસુ,
જે કે'શો તે કરશું જી રે.
ઉઠોને રે મારા નાના દેરીડા,
મૈયર મળી આવું જી રે.
આધેરાક જાતાં જોશીડો મળીઓ,
કયાં વાઘેલી ચાલ્યાં જી રે.
ખરે બપોરે મરવાનાં કીધાં,
મૈયર હું મળી આવું જી રે.
મરવાંના હોય તો ભલે રે મરજો
એનાં વખાણ નો હોયે જી રે.
મારી માતાજીને એટલું કે'જો
મોડીઓ ને ચુંદડી લાવે જી રે.
ઉઠોને રે મારાં ઝકલ જેઠાણી,
ઉના પાણી મેલો જી રે.
ઉઠોને રે મારાં નાનીબા નણદી,
માથાં અમારાં ગુંથો જી રે.
ઉઠોને રે મારા સમરથ સસરા
વાજાંને વેગડાવો જી રે.
પુતર જઈને પારણે પોઢાડયો,
નયણે આંસુડાંની ધાર જી રે.
કોણ રમાડશે, કોણ જમાડશે,
કેમ કરી મોટા થાશો જી રે.
દેર રમાડશે, નણદી જમાડશે,
એમ કરી મોટા થાશે જી રે.
પેલે પગથીએ જઈ પગ મૂકયો,
પાતાળ પાણી ઝબકયાં જી રે.
બીજે પગથીએ જઈ પગ મૂકયો,
કાંડાં તે બૂડ પાણી આવ્યાં જી રે.
ત્રીજે પગથીએ જઈ પગ મૂકયો,
કડય કડય સમાં નીર આવ્યાં જી રે.
ચોથે પગથીએ જઈ પગ મૂકયો,
છાતી સમાં નીર આવ્યાં જી રે.
પાંચમે પગથીએ જઈ પગ મૂકયો,
પરવશ પડયાં પ્રાણ જી રે.
એક હોંકારો દ્યો વસરામભાઈ,
ગોઝારાં પાણી કોણ પીશે જી રે.
પીશે તે ચારણ અને પીશે તે ભાટ,
પીશે વશરામ ભા'નો દાદો જી રે.
એક હોંકારો દ્યોરે વાઘેલી વહુ
ગોઝારાં પાણી કોણ પીશે જી રે.
પીશે તે વાણીઆ, પીશે તે બ્રાહ્મણ,
પીશે વાણુંભાનાં લોક જી રે.
વા'લાં હતાં તેને ખોળે બેસાર્યાં,
દવલાંને પાતાળ પૂર્યાં જીરે.*

*(રઢીઆળી રાત. ભા. ૩ આ. ૧ ગીત ૧૦)

## કેટલાક

# કિસ્સાઓ

*

વાવડી ગામે લગભગ બાર લુંટારૂઓએ હથિયારબંધ ધાડ પાડી હતી અને એક બાળકને નિર્દય રીતે કાપી નાખ્યું હતું. આ અમાનુષી કૃત્ય નજરે જોતાં ખેડુત સ્ત્રીને ઝનૂન ચડયું અને કુહાડીથી બે લુંટારાને એ જ સ્થળે મારી નાખ્યા. સ્ત્રીની આ હિંમતથી ગામ લોકોમાં પણ હિંમત આવી ગઇ અને બધા લુંટારા ઉપર ધસી ગયા અને બીજા બે લુંટારાઓને મારી નાખ્યા. મારામારીમાં એક ખેડૂતનું મરણ થયું છે. બાકીના લુંટારાઓ જાન બચાવવા નાસી ગયા.

*

ઝાંસીમાં એક રમુજી કિસ્સો બન્યો છે. ત્યાં એક લગ્ન પ્રસંગે વરરાજા બનીઠણીને સાફો લગાવીને નારિયેળ લઇને પરણવા આવ્યા. વરરાજા પોંખાઇ ગયા, માંહ્યરામાં આવીને બેઠા, પણ છોકરીએ વાંધો ઉઠાવ્યો કે વરરાજા આ સાફો ન ઉતારે ને ગાંધી ટોપી ન પહેરે ત્યાં સુધી લગ્ન નહિ બને. આથી ઉભય વેવાઇઓ વચ્ચે ઝડપી મંત્રણા ચાલી, પણ પરિણામ શૂન્યમાં આવ્યું અને લગ્ન અટકી પડયા.

*

નડીઆદના બે પાટીદારોને કરમસદના પટેલ સાથે ઓળખાણ થતાં તે શખ્સે પોતાની દીકરી માટે કોઇ મુરતીઓ શોધી આપવા જણાવેલું. બાદ થોડા દિવસ પછી ઉપરના શખ્સોએ કન્યા માટે સારો છોકરો શોધ્યો છે અને બાહોશ છે તેમ જણાવતાં કન્યાના પિતાએ વિશ્વાસથી લગ્નની હા પાડી ને બધી તૈયારી કરી દરદાગીના પણ કર્યાં: લગ્નનો દિવસ નક્કી કરતાં અગાઉ આ બંને ભાઇઓ કન્યાના પિતાને મળ્યા ને દાગીના જોઇને કહ્યું કે 'આતો જૂની ઢબના છે, તે નહિ ચાલે. નવી ઢબના જોઇએ માટે આ-લાવો, અમે નડીઆદમાં સોની પાસે નવાં કરાવીશું.' આમ કહીને દીકરીના બાપ પાસેથી રૂ. ૩૨૦૦ ની કીંમતનાં સોનાના દાગીના નવી ઢબના કરાવવા લઈ ગયા પછી પાછા દેખાયા જ નહિ!

*

બનારસમાં એક યુવાને દારૂ પીને જે કુટુંબમાં તે રહેતો હતો તે કુટુંબની ત્રણ છોકરીઓને ગોળાથી વીંધી નાખી હતી. પેટમાં દુઃખે છે એવા બહાના નીચે તે બંગલાના ચોગાનમાંથી બંગલામાં ઘૂસ્યો અને પ્રથમ ૧૮ વર્ષની કુ. ચિત્રા ઉપર ગોળી છોડી, તે પછી સહુથી નાની ૧૪ વર્ષની કૃષ્ણાને ઠાર કરી અને છેલ્લે સહુથી મોટી ૨૩ વર્ષની કન્યા જે બીજે દિવસે સવારે સાસરે જવાની હતી તેનું ખૂન કર્યું ને પછી પોતે ગોળી-ખાઇ જીવનનો અંત આણ્યો.

*

બર્મામાંથી એક મુસ્લીમ મદ્રાસ જતી સ્ટીમરમાં દેશ આવવા નીકળ્યો. કસ્ટમ વગેરેની વિધિ પતાવી તે સ્ટીમર ઉપર ચડવા માટે સીડી સુધી પહોંચ્યો. એવામાં બંદર ઉપર ઉભેલી બે બર્મીઝ સ્ત્રીઓએ તેને જોયો. તેઓ હોડીમાં બેસી એ સ્તાર સુધી પહોંચી ગઇ અને પેલા મુસ્લીમને પકડી એવો તો માર્યો કે એના કપડાં પણ ફાટી ગયાં. આ મારનાર બે સ્ત્રીઓમાં એક સ્ત્રી સગર્ભા હતી.

વાત એમ હતી કે એ સગર્ભા સ્ત્રીની સાથે આ મુસ્લીમે લગ્ન કર્યાં હતાં, ને હવે એ દેશમાં નાસી જતો હતો. એણે ગાનેલું કે બર્મામાં રહેતાં સુધી આ સ્ત્રી સાથે મોજ કરવી ને પછી જરાય જવાબદારી માથે રાખ્યા સિવાય સટકી જવું પણ તેની યોજના પડી

ભાગી. ભર્મી સ્ત્રીએ તેને નાસા જતાં પકડી પાડયો ને માર માર્યો. પોલીસે ત્રણે જણને પકડી કસ્ટડીમાં પૂર્યાં છે.

*

જુનાગઢના • કાળીદાસ નાગજીના પુત્ર પ્રભુદાસનું લગ્ન મહુવાની બાઈ મોંઘી સાથે થયું હતું. બાઈ મોંઘીને ત્રણ વર્ષથી પૂરી રાખ્યાની ફરીઆદ થવાથી કાળીદાસના ઘર ઉપર દરોડો પાડી પંચ રુબરૂ તપાસ કરતાં એક ઓરડીમાંથી તેની યુવાન પુત્રવધુ બાઈ મોંઘી અને તેની પુત્રી દિવાળી થરથરતાં નીકળ્યાં હતાં. તેમણે કહ્યું કે 'છેલા ત્રણ વર્ષથી તડકો કેવો હોય તે અમે જોયો નથી ને કોઈ સાથે વાત પણ કરવાની મળી નથી'. પોલીસ આ સંબંધી તપાસ ચલાવે છે.

*

બીહાર પ્રાંતના સસારામ ગામનો એક મુસ્લીમ શિક્ષક પોતાની નોકરીનું રાજીનામું આપી, જરજાગીર વેચી, લોકો પાસેથી લોન અને કર્જે નાણા લઈ પોતાની પત્ની અને બે યુવાન પુત્રીઓ સાથે પાકિસ્તાનમાં લાહોર ચાલ્યો ગયો. ત્યાં તેમને એક ધર્મશાળામાં રાખવામાં આવ્યાં હતાં. ત્યાં તે માણુસ શિક્ષક તરીકે જોડાયો. ત્રીજે દિવસે તે નિશાળેથી પાછો આવ્યો ત્યારે તેની પત્ની અને પુત્રીઓને ન જોતાં તેણે પોલીસમાં તપાસ માટે ફરીઆદ નોંધાવી. પોલીસે જવાબ આપ્યો કે 'હાલમાં મોટી સંખ્યામાં પઠાણો અને તાયફાવાળા લાહોરમાં છે ને તેઓ કુંવારા છે, તેથી તેમણે આ તોફાન કદાચ કર્યું હોય. આ લોકો સામે અમે તમને મદદ કરી શકીશું નહિ.' એથી એ શિક્ષક પોતાની પત્ની અને પુત્રીઓને ગુમાવી ચિત્તભ્રમ અને શોકાતુર બની પોતાના વતનમાં બિહારમાં પાછો આવ્યો છે.

*

# પુછપરછ

**મારી** જેઠાણી ત્રણ બાળકોની માતા છે. તેને દરેક વખતે હોસ્પીટલમાં સુવાવડ કરાવવી પડે છે, કેમકે પ્રસુતી વખતે તેને અત્યંત દર્દ થાય છે. સરળ સુવાવડ માટે કોઈ ઉપાય છે? —કલ્યાણી

તમારી જેઠાણી કામચોર હોવી જોઈએ. એવી સ્ત્રીઓ બેસાડુ બની જાય છે ને કંઈજ મહેનત ન કરવાને કારણે થોડી પણ પીડા, દર્દ સહન કરી શકતી નથી. સગર્ભાવસ્થામાં સ્ત્રીઓએ થોડું દળવું, એકાદ બેડું પાણી ભરી આવવું, કે હરવા ફરવાનું રાખવું જોઈએ. ગામડાની સ્ત્રીઓ સખત મહેનત કરીને શરીરને કસે છે, તેમને કોઈ વખત સુવાવડ વખતે પીડા થતી નથી અને સુખરૂપ સુવાવડ થાય છે. તેમને હસ્પિતાલ તરફ કે દાક્તરો માટે દોડવું પડતું નથી. આજની ભણેલી સ્ત્રીઓ સ્વતંત્ર રહી કામચોર થવાનું પસંદ કરે છે, નોકર ચાકર રાખીને કામનો બોજો દૂર કરે છે, તેવી સ્ત્રીઓ બેસાડુ બની જાય છે ને પરિણામે આવું બને છે.

*

લગ્ન પછી થોડા દિવસમાં જ દાંપત્ય જીવનમાંથી રસ ઉડી જાય છે એનું કારણ શું હશે? —માલતી

આજના યુવક યુવતીઓ જીવનવિજ્ઞાન અને દાંપત્યજીવનથી તદન અજાણ હોવાનું એ કારણ છે. જે બે અપરિચિત વ્યક્તિઓને બે શરીર અને એક મન બનીને જીવનસાથી બનવું છે તેમને પોતાનો જીવનસાથી પસંદ કરવાની તક સમાજ હજી આપતો નથી અને પરિણામે રૂઢીને વશ બની અથવા માબાપની

પસંદગીથી લગ્ન કરનાર વ્યક્તિએ એવા દાંપત્ય જીવનની વેદી ઉપર પોતાની જાતને હોમી દે છે. આજનો યુવક પોતાની પત્ની પાસે હંમેશાં સ્મુછ, શોખીન ને હસમુખી હોવાની આશા રાખે છે; પણ એકસરખું જીવન નહિ રહેવાને કારણે તેમનાં મન ઉંચા થઈ જાય છે ને પરિણામે નિરસ જીવન ખેંચ્યા કરે છે.

*

મારા વાળ બહુ ટુંકા છે તેથી મારે બનાવટી વાળ પહેરવા પડે છે, પણ મારા મારા પતિને તે પસંદ નથી. તો વાળ વધે તેવો કોઈ ઉપાય બતાવશો? —કમળા

વાળ નહિ વધવા માટે તેને પૌષ્ટિક ખોરાક નહિ મળતો હોવાનું કારણ છે. માથામાં ગરમી વધુ હોય તો પણ વાળ ખરી પડે છે ને વધતા નથી, અથવા ખોડો થયો હોય તો પણ વાળને નુકસાન કરે છે. છોડવા જેમ જમીનમાંથી પોષણ મેળવે છે તેમ વાળ આપણા માથાની ઓપરી ઉપરની ચામડીદ્વારા પોષણ મેળવે છે. માટે તેમાં વિઘ્ન નાખતા કારણો દૂર કરવા જોઇએ. વાળને બરાબર ઓળીને ખોડો કાઢી નાખવો, બરાબર ધોવા ને ઠંડી ઔષધી નાખીને બનાવેલ તેલ વાળમાં નાંખવું જોઇએ.

ઠંડા ઓસડીયાં વાળી પડીઓ બજારમાં મળે છે તે નાખીને તેલ બનાવવાની રીત નીચે મુજબ છે.

જાણીતા ગાંધી કે સરૈયાને ત્યાં ધુપેલ, આંબળાં, બ્રાહ્મી, મેંદી કે ખોરસલીનું તેલ બનાવવા માટે તે દરેકના વસાણા તૈયાર કરી તેની ખાસ તૈયાર કરેલી પડીઓ વેચાતી મળી શકે છે. (મારો પોતાનો અનુભવ છે કે શ્રી. એમ. એમ. ખંભાતવાળા-પરીછાપ બ્રાહ્મીવાળા, રાયપુર-અમદાવાદ-તેમની બનાવટની તેલની પડીઓ ઘણી સરસ અને યોગ્ય વસાણાંવાળી હોય છે.) એ પડીના મસાલાને કલાઈવાળી અને ઉંચા કાંઠાવાળા પહોળા થાળીમાં કાઢી, તેમાં નવટાંક પાણી નાંખી, ખૂબ મસળી નાંખવો અને તરત જ તેલ કોપરેલ અથવા મગફળી કે તલના તેલનાં નાંખી દેવો.

વાળને માટે કોપરેલનું તેલ ઉત્તમ ગણાય છે. પરંતુ અત્યારના સંયોગોમાં જેને જે અનુકૂળ હોય એ તેલ વાપરવું. કોપરેલ તથા મગફળીના તેલનું મિશ્રણ કરીને પણ વાપરી શકાય. (કઇ પડીમાં કેટલું તેલ લેવું એ વિષેની સૂચના તેમાં લખેલી હોય છે. એથી વધુ કે ઓછું તેલ ન લેવું. તેટલું જ લેવું જોઇએ.) એટલે કે પાણી નાંખી મસળેલો મસાલો તરત જ તેલમાં નાખી દેવો અને ચોવીસ કલાક સુધી તેલમાં તેને પલળવા દેવો.

એ પછી તેલ સમાઇ રહે તેના કરતાં ત્રણગણા મોટા તપેલામાં એ મસાલાવાળું તેલ નાખીને, તપેલું ચૂલા કે સઘડી પર ચડાવી, ધીમા તાપે તેલને ઉકાળવું. મસાલો તળિયે ચોંટી ન જાય તે માટે લાંબા ચમચા વડે તેલને હલાવતા રહેવું. લગભગ સાતથી દસ મીનિટની અંદર મસાલામાં નાંખેલું નવટાંક પાણી બળી જશે. એટલે દશ મીનિટ સુધી જ સઘડી પર તપેલું રાખવું. તે પછી તેને ચૂલા કે સઘડી પરથી ઉતારી લઈ, તપેલાને ઢાંકી દેવું. બીજે દિવસે એ તેલ કપડાથી ગાળી લેવું. એટલે સરસ તેલ બની જશે.

ઘણાંને ભભકદાર ઉડતી ખુશબોવાળું હેર ઓઇલ ગમે છે એ માટે પડીની અંદર અર્કની નાની બાટલી મૂકેલી હોય છે. તે ગાળેલા તેલમાં નાંખી, બરાબર હલાવી-મેળવી, બાટલા ભરી લેવા. એ બે દિવસ રહ્યે પછી જોશો તો ઘણી સરસ ખુશબો આવશે આ રીતે બનાવેલું તેલ, ખાતરી લાયક ગુણકારી તથા મધુર ખુશબોવાળું બને છે. એટલે કુટુમ્બમાં

આશીર્વાદ સમાન બની રહે છે કેટલાકની એવી માન્યતા છે કે, તેલ જેમ ઉકળે તેમ સરસ થાય; પરંતુ પાણી બળ્યા પછી તેલને ઉકાળો તો તેલ અને મસાલો બેઉ બળવા લાગે–એથી વાસ ખરાબ થઈ જાય. માટે દશ મિનિટ જ સગડી પર રાખી, પાણી બળી જતાં ઉતારી લેવું જોઇએ. ઉના તેલમાં અર્ક નહિ નાખવો, પરંતુ ઠર્યાં બાદ બીજે દિવસે તેલ ગાળી લીધા પછી જ તેલમાં અર્ક નાંખવો.

*

હું એક ક્રિશ્ચિયન યુવતી છું. અને મેં એક યુવક સાથે લગ્ન કર્યું છે. તે યુવકને તેની પહેલી પત્ની હયાત છે. લગ્ન કર્યું ત્યાં સુધી તેને પત્ની હોવાની વાત મારાથી અજાણ હતી, કેમકે તે એકલો જ અમારી પાડોશમાં રહેતો હતો. મારા માબાપ કહે છે કે, છૂટાછેડા લઇને બીજું લગ્ન કરી લે. પણ મારાથી એ યુવકને છોડી શકાતો નથી. હવે તે યુવક કહે છે કે, આપણે મુસલમાન થઇ જઇએ. તેની પહેલી પત્ની પણ તે વાત કબુલ કરે છે, પરંતુ મારી ઇચ્છા મુસલમાન થવાની નથી. તો અમે હિંદુ બની શકીએ? —લીલી

ક્રિશ્ચિયન ધર્મમાં બે પત્નીઓ સાથે ન રખાય, એ કારણે તમારા પતિ મુસ્લીમ થવાની વાત કરતા હશે. હિંદુ ધર્મમાં પણ હવે તો બે પત્ની એ ગુનો છે. તમારાં લગ્ન આ કાયદો આવતા પહેલાં થયાં છે, તેથી ગુન્હો તો નથી થતો, પણ હિંદુ ધર્મ એવો નથી કે પાપી, અપરાધી અને ગુન્હેગારોની ધર્મશાળા બની જાય. સ્વાર્થ માટે ધર્મપરિવર્તન કરવું એ મહાપાપ છે. તમારે તો હવે છૂટાછેડા લઇને એવાં છેતરપીંડી કરનારને બરાબર બોધપાઠ આપવો જોઇએ, ને તમારા માબાપના કહેવા મુજબ યોગ્ય પતિ સાથે ફરી લગ્ન કરવું જોઇએ. જે યુવકે પોતાની પહેલી પત્નીને અન્યાય કર્યો તે ભવિષ્યમાં તમને રખડતા નહિ મૂકે એ શી ખાત્રી? તેની પહેલી પત્ની તમારે માટે જ પોતાના ધર્મ પરિવર્તન માટે તૈયાર થાય છે એ એનું સૌજન્ય કહેવાય. તમારા જેવી ભણેલગણેલ યુવતીએ એ સ્ત્રીનું દર્દ દુઃખ સમજી એનાં માર્ગમાંથી ખસી જઈ સરળતા કરી આપવી.

*

મારી પાડોશમાં મારી એક બહેનપણી છે તેની નવી ભાભી આવી છે. તે એવી લડકણી છે કે વાતવાતમાં લડી પડે છે. તેની સાથે બોલવાનું બંધ કરીએ તો ઓશીયાળી બની જાણે લડયા જ નથી એ રીતે આવીને વાતો કરવા બેસી જાય છે, પણ વાત કરીને ઉઠે ત્યારે લડયા વગર ઉઠે જ નહિ. એ ઘેર આવે એવું અમે ઇચ્છતા નથી, ને એને ઘેર જતા નથી, પણ તે આવીને બેસે તો કાંઈ કાઢી મૂકાય છે? પરિણામે જ્યારે આવે છે ત્યારે ઝઘડો થયા વગર રહેતો નથી. એનું શું કરવું? —સુલોચના

એનો ઉપાય તો એકજ છે, કે તેની સાથે બોલવું નહિ. પણ ઘેર આવીને વાતો કરવા બેસે તેને કાઢી મૂકાય છે? એ જ્યાંસુધી પ્રેમથી વાતો કરે ત્યાં સુધી સાંભળવું ને તેની સાથે વાદવિવાદ ન કરવો. જ્યારે તે લડી પડાય એવું બોલે ત્યારે જવાબ ન આપવો ને મુંગા રહેવું, ને બીજી વાત શરૂ કરી દેવી. એ રીતે એની ટેવ એ ભુલી જશે અને તમારી વચ્ચે સંપ રહેશે.

*

હું ગામડામાં રહું છું ને મારે ઘેર હાથસંચો છે, પણ શીવતાં શીખવાડે તેવું કોઈ નથી. તો શીવણ ઘેર બેઠાં શીખાય તેવા પુસ્તકોના નામ લખી મોકલશોજી. —સવિતા

પુસ્તકો ઉપરથી શીવણ શીખાય નહિ. કોઇ શીખેલી બાઇ પાસે જઇને શીવતાં શીખી લેવું. શીવતાં શીખવું સહેલું છે. પણ વેતરવાનું અઘરૂં છે. ને વેતરવાની કળા કોઇ દરજી પાસે શીખશો તો ઘણી સહેલાઇથી ઘર ઉપયોગી વસ્ત્રો તૈયાર કરી શકશો.

# ન્યાયની



# અદાલતમાં

*

ગયા એપ્રીલ માસમાં ન્યુ દિલ્હીમાં શકુંતલા નામની દક્ષિણ હિંદની ૧૭ વર્ષની છોકરીએ ખોરાક ખાતાના અધિકારી શ્રી. એસ. બી. રામન ઉપર ગોળીબાર કર્યો હતો, પણ ગોળી વાગી ન હતી. આ કેસમાં શકુંતલાએ કહ્યું કે 'મી. રામને મને પરણવાનું વચન આપ્યું હતું ને પાછળથી ફરી ગયો હતો, તેથી તેને જાહેરમાં લાવવા મેં ખાલી બહાર કર્યો હતો. હું તદ્દન નિર્દોષ છું.' તેથી કોર્ટે તેને એક વર્ષ માટે સારી ચાલના જામીન અને રીવોલ્વર રાખવા કોર્ટ ઉઠતા સુધીની સજા કરી હતી. તેની સારી ચાલના જામીન શ્રી. મૃદુલા સારાભાઇ થયાં છે.

*

મુંબઇમાં સ્ટેન્ડર્ડ રોડ, પારેખ સ્ટ્રીટમાં આવેલ માધવાશ્રમમાં રહેનાર ઓચ્છવલાલ નામના એક ગુજરાતીએ ભૂસાવળમાં પોતાના પતિ સાથે રહેતી એક દક્ષીણી બાઇને તેના પતિની માંદગીમાં આખરી અવસ્થામાં નાણાં ધીર્યાં હતાં અને તે બાઈ વિધવા થયા પછી પોતાના નાણા વસુલ કરવા આ ગુજરાતી બાઇએ બાઇને મુંબઈ લઇ આવી જુદા જુદા માણસો પાસે બાઇને મોકલી તેના દેહનો વેપાર કરાવી, પોતાના નાણા વસુલ કરવા માંડયાં હોવાની વાતથી માહીતગાર થઈ, મુંબઈની પોલીસે બનાવટી ગ્રાહક મોકલી ખાત્રી કરી અને તેની સામે બાઈની પાસે અનીતિનો ધંધો કરાવી પૈસા મેળવતો હોવાનો આરોપ મૂકી તેની ધરપકડ કરી છે અને મેજીસ્ટ્રેટ મી. બ્રાઉનની કોર્ટમાં કેસ દાખલ કર્યો છે.

*

મુંબઇમાં ધનજી કુંવરજી નામનો માણસ અંધેરી પાસે પરાળ ગ્રામમાં રહેતો હતો અને તે એક મુસ્લીમ સ્ત્રીના પ્રેમમાં પડયો હતો. તેની પત્ની કચ્છમાં હતી તેને તેણે બોલાવી હતી. પણ આ મુસ્લીમ સ્ત્રીની સાથે તેનો પતિ ખાતોપીતો હોવાથી પતિપત્ની વચ્ચે ઝગડો થવાથી તે બાઇ તેના કાકા સાથે નાયગામમાં ચાલી ગઇ હતી.

તે પછી ધનજી તેની પત્નીને ટેક્ષીમાં બેસારી તેડી આવ્યો ને રસ્તામાં તેનું ખૂન કરી નાખી દેવાનું મનાય છે, કેમકે અંધેરી કોલેજ પાસેથી ૨૦ વર્ષની ઉંમરની સ્ત્રીનાં હાડકાં અને ખોપરી મળી આવ્યાં હતાં. પોલીસે તપાસ કરીને ધનજી કુંવરજીની તેના પત્નીનું ખૂન કરવાના આરોપસર ધરપકડ કરી છે. વડા મેજીસ્ટ્રેટે વધુ તપાસ માટે આરોપીને પોલીસના કબજામાં સોંપ્યો છે.

*

મોરબીના જૈન વણીક શ્રી. દલીચંદ હેમચંદના યુવાન પત્ની સૌ. શાન્તાબ્હેન તેમના કાકાના દીકરા વનેચંદ મોહનલાલ સાથે મદ્રાસ જતાં વચ્ચે વડોદરા સ્ટેશન પાસે એક સ્ટેશને ઉતરેલાં ને ત્યાં બેભાન સ્થિતિમાં તેમને હોસ્પીટાલમાં લઇ ગયા, ત્યાં તેમનું શકમંદ સ્થિતિમાં મૃત્યુ થયું. વડોદરા પોલીસને ખૂન થયાનો વહેમ જતાં કામળીઆ ફર્યા ને મોરબીમાં તેમને અટકમાં લેવામાં આવ્યા છે. આ ઉપરાંત વાંકાનેરવાળા છગનલાલ જટાશંકરની પણ શક ઉપરથી મદ્રાસ પોલીસે ધરપકડ કરી સેન્ટ્રલ જેલમાં રાખ્યા છે. પોલીસ તપાસ ચાલુ છે. મરનાર બાઇની દીકરી ઇન્દુની જુબાની ઉપરથી તે બાઇનું ખૂન થયું હોવાનું મનાય છે.

ઘોડી સ્ટેશને બારસી રેલ્વેનીગાડી આવતાં રઝાકારોના ટોળાએ ડબ્બામાં ઘુસી એક બાઇની સાડી ખેંચી કાઢી હતી અને મી. લેમ્બુરના પત્ની રઝાકારોની ગોળીથી મરાયાં હતાં.

*

પાકિસ્તાન રેડિયો–લાહોરે પોતાના ચાલુ સ્ત્રીઓના કાર્યક્રમો રદ કર્યા છે ને આના અનુસંધાનમાં દલીલ કરી છે, કે 'સ્ત્રીઓનું બૌદ્ધિક ધોરણ પુરૂષો જેટલું જ છે; વળી એ લોકનાં હિતો પણ એકસરખાં જ છે; એટલે એ જુદા કાર્યક્રમો આપવાની જરૂર નથી.'

આ જડ કૃત્ય પર ટીકા કરતાં અખતરજહાં ફિરોઝુદ્દીન કહે છે, કે 'પાકિસ્તાનમાં ઝડપથી પસરતા જતા 'ચેપી રોગ'નો પહેલો ભોગ પાકિસ્તાન રેડિયો; લાહોર બન્યો છે. 'એ ઉમેરે છે, કે–'આટલાં વર્ષોથી લાહોર રેડિયો જે સ્ત્રીઓનો કાર્યક્રમો રજૂ કરતો હતો તે ઘણા શિક્ષણાત્મક હતા. ઉપરાંત તેનાથી મનોરંજન અને ઘરગથ્થુ વિષયો પર ઉત્તમ સૂચનો મળી રહેતાં હતાં.' તેમણે સત્તાવાળાઓને પોતાના ઉતાવળિયા નિર્ણય પર ફરી વિચાર કરવા આગ્રહ કર્યો છે.

*

અમેરિકામાં બધા દેશોની માતાઓનું મંડળ સ્થપાયું છે તેના પ્રમુખ ડોરોથી થોમ્પસન અમેરિકન પત્રકાર અને આ મંડળના સ્થાપક તરફથી એક પરિપત્ર પ્રગટ થયો છે, તેમાં બધા દેશની માતાઓને સંગઠીત થઈ, સાયન્ટીફીક લડાઈ ઉપર કંટ્રોલ, જગતના પોલીસ દળની સ્થાપના, ને જગતના એકીકરણ માટે વિશાળ મતો દ્વારા સંગઠન કરવા માટે હાકલ કરી છે અને જગતના શાસકો એક દિવસ આ બધું નક્કી કરવા માટે એકત્ર થવા ઠરાવે નહિ તો સામુદાયિક હડતાળ પાડવા માતાઓને વિનંતી કરી છે.

*

# સૌરભ



ભીના વાળ એક કે બે કલાકમાં સુકવવા માટે એક નવી શોધ થઇ છે, તેમાં ઇલેક્ટ્રીસીટી અથવા ગરમી દ્વારા નહિ, પણ એની મેળે વાળને સૂકવી નાખે એવી વસ્તુઓ વાપરવા માટે ન્યુયોર્કમાં શોધ કરવામાં આવી છે.

*

અમેરિકાના વિજ્ઞાન પ્રગતિ સમિતિના વાર્ષિક મેળાવડા વખતે કોલંબીઆ વિદ્યાપીઠના પ્રોફેસર ડો. બ્રુનો ઓર્ટફીંગે જણાવ્યું હતું કે જો સ્ત્રીઓ પોતાના વાળ કપાવી બોબ્ડ હેર રાખવાનું ચાલુ રાખશે તો તેમના અવયવો, છાતી અને વાળ પુરૂષો જેવા થઇ જશે. શરીરમાં વાળનું તત્વ 'કેરીટીન' છે તેને શરીર બહાર નીકળવા માટે રસ્તો જોઈએ, તેથી જો સ્ત્રીઓ બોબ્ડ હેર રાખશે તો સ્ત્રીઓના શરીરના બીજા ભાગો ઉપર પણ વાળ ઉગશે, ને સ્ત્રીની કોમળતા નષ્ટ થશે.

*

અનાવિલ જ્ઞાતિમાં વાંકડાની રૂઢીએ માઝા મૂકી છે. આ સંજોગોમાં કન્યાઓએ એક મંડળ ઉભું કરી, બંધારણ ઘડી કાઢી, વર તરફથી માગું ન આવે અને કન્યા તે વરને પસંદગી ન આપે ત્યાં સુધી લગ્ન ન કરવાની પ્રતિજ્ઞા લેવી, એ હેતુથી મંડળની પ્રવૃત્તિ

૧૮૭૧ માં બેવેરીઆમાં વસ્તી ગણત્રી થઇ ત્યારે એક જ વીધવા સ્ત્રી સો વર્ષ ઉપરાંતની ઉમ્મરે જીવંતી હતી.

ન્યુયોર્કની ફ્રેનીફીસમસાનામની સીદી સ્ત્રી ૧૧૪ વર્ષ જીવી હતી. તે જન્મી ત્યારે ગુલામીની પ્રથા અમેરિકામાં ન હતી, અને તેના માબાપ સ્વતંત્ર હતા.

*

યુરોપની પ્રાચીન દંતકથાઓમાં પણ સીતાજીના અગ્નિપ્રવેશ જેવી ઘટનાઓનાં વર્ણન મળે છે. કહેવાય છે કે ફ્રાન્સના શહેનશાહ ચાર્લ્સની મહારાણી સ્વિડીસને લોકોની દૃષ્ટિમાં પોતાને શુદ્ધ અને સદાચારિણી સિદ્ધ કરવાના ઉદ્દેશથી પોતાના આખા શરીરે મીણ લપેટી અગ્નિમાં પ્રવેશ કર્યો હતો.

*

પાલિન સ્ટેમર નામની ૭૦ વર્ષની એક સ્ત્રીને શરીરે અસુખ થવાથી તે દાક્તર પાસે ગઇ. દાક્તરે એક્સરેથી ફોટો લેતાં તે સ્ત્રી ગર્ભવતી હોવાનું માલમ પડ્યું. હકીકત સાંભળી તે સ્ત્રી પણ આશ્ચર્યમાં પડી ગઈ, કેમકે તેને આ માટે કલ્પના જ ન હતી. વૃદ્ધાવસ્થામાં પણ સ્ત્રી સગર્ભા થાય છે તેનો આ પુરાવો છે.

*

ગયે મહિને જાપાનના હોન્શુ પ્રાંતમાં ઉજીયાપાડા ખાતે મ્યુનિસિપલ કાઉન્સીલરોએ ઉજવેલા લગ્નના મેળાવડામાં સંખ્યાબંધ વર-કન્યાઓ વિવાહના સામુદાયિક પ્રસંગે અનેક જાપાનીસ સ્ત્રી પુરૂષો દંપતી તરીકે જોડાયાં હતાં. દરેક ઉમેદવાર ૧૨ કન્યાઓએ હૃદયના આકારના બિલ્લાઓ પહેર્યા હતા, અને પોતાને પસંદ આવતા સાથી માટે જોઈતી કૌટુંબિક વગેરે માહિતી મેળાના સત્તાવાળાઓ પાસેથી મેળવી હતી. આ પ્રસંગે દરરોજના સરેરાશ ૩૦૦ લગ્નો ઉજવાયાં હતાં. આવા પ્રકારની સામુદાયિક લગ્ન પદ્ધતિ માટે સરકારે 'મેરેજ બ્યુરો' ખોલીને તેમ કરવા મંજુરી આપી હતી.



કુ. ઉષાબ્હેન ત્રં. જોષી બી. એ. (ઓનર્સ) જામનગરના પ્રખ્યાત વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજીના પુત્રો-પૌત્રી પરિવારમાં એ સૌ પ્રથમ ગ્રેજ્યુએટ છે. ૧૮ વર્ષની ઉંમરે સ્પોર્ટ્સ, સંગીત, હિન્દી વગેરે વિષયોમાં ઇનામો મેળવી ઓનર્સ ગ્રેજ્યુએટ થયાં છે. રાજકોટની કોલેજમાંથી ઓનર્સ સાથે પાસ થનાર —આ વર્ષે—આ એક જ વિદ્યાર્થીની છે.

*

જગતભરમાં સર્વશ્રેષ્ઠ પૈસાદાર સ્ત્રીઓમાં નામો આગળ આવે છે. સીનોરા ઈસાડોરા કઝીનો (સાઉથ અમેરિકન ખાણ માલીક) પાસે ૫૦ અબજ, મીસીસ હેરીએટ હાઉલેન્ડ ગેરેટ પાસે ૧૧ અબજ, બેરોનેસ બરડેટ કટસ અને મેડમ બેરાઇસ (માર્કવીસ રોડા) પાસે આઠ આઠ અબજ, મીસ મેરી ગેરેટ અને રશિયન જમીનદાર મેડમ વેલેરકા પાસે ચાર ચાર અબજ સ્ટર્લિંગ હોવાનું મનાય છે. તેમની રોજની આવક નીચે મુજબ હોવાનું મનાય છે. મેડમ કઝીનોની ૪૯૩૧ પૌંડ, મીસીસ ગ્રીનની ૧૩૫૧ પૌંડ, બેરોનેસ બરડેટ અને

માર્કવીસ રોડાની ૪૯૩ પૌંડ, મીસ ગેરેટ અને મેડમ વોસેરકાની ૨૪૬ પૌંડ રોજની આવક હોવાનું કહેવાય છે.

*

મીસીસ રેબેકા વેસ્ટનો જન્મ છપન વર્ષ ઉપર લંડનના સીસીલી ફેર ફ્રીલ્ડમાં થયો હતો. તેનું લગ્ન બકીંગહામ શાયરના એક નાણાં ધીરનાર શરાફ સાથે થયું છે. ગ્રેજ્યુએટ થયા પછી એની માતાએ તેનાં લખાણો સામે અણગમો બતાવવાથી તેણે ગુપ્તનામે ન્યુસ્ટેટસમેનમાં સાહિત્યવિવેચનો લખવામાં શરૂ કર્યાં અને તે પછી નોવેલો લખવામાં અને ડેવીડ લો સાથે કટાક્ષ લેખો લખવાનું શરૂ કરેલું. લડાઇમાં પત્રકાર તરીકે તે ફ્રન્ટ ઉપર ગયેલી અને યુગોસ્લાવીયાના અનુભવના આધારે તેણે ૧૯૪૧ માં 'બ્લેક લેમ્બ એન્ડ ગ્રે ફેકન' નામના બે ભાગ લખીને ખ્યાતી મેળવી છે.

પત્રકાર તરીકે તે ખૂબ શાંતીથી કામ કરી શકે છે. લખવાની તેની ઝડપ ઘણી છે. વીલીયમ જોઇસના કેસની વીગત ૨૪ કલાક સુધી કામ કરીને ,૬૫૦૦ શબ્દો તેણે ન્યુયોર્ક પહોંચાડેલા. અમેરિકન નેશનલ વીમેન્સ પ્રેસ કલબ તરફથી આ વર્ષની સ્ત્રી પત્રકાર તરીકે તેનું નામ મોખરે કરવામાં આવેલ છે.

*

અગત્યનો સવાલ તો આપણી શારીરિક સંપત્તિનો છે. આપણાં યુવક-યુવતીઓએ ઘણી દીશામાં પ્રગતિ કરી છે, પણ તેમનાં શારીરિક વિકાસ પર હજી આપણે ધ્યાન આપ્યું નથી, આપણા આહાર પર આપણે ધ્યાન આપ્યું નથી, આપણી સ્ત્રીઓની નિર્બળ થતી જતી જનન શક્તિનો આપણે વિચાર કર્યો નથી. મુંબઇની એક પ્રખ્યાત જનનાલય સંચાલકે એક વાર મને કહ્યું હતું કે, બધી કોમની સ્ત્રીઓ કરતાં ગુજરાતી સ્ત્રીઓ જનન જેવા સામાન્ય, નૈસર્ગિક અને અનિવાર્ય કાર્યમાં ઘણી જ અસફળ નીવડે છે, વધારે પ્રમાણમાં મરે છે અથવા નિર્બળ બની રહે છે. એનું કારણ એમણે મને આપ્યું કે, ગુજરાતી સ્ત્રીઓ કસરત ઓછી કરે છે ને દૂધ ઘી ઓછાં ખાય છે. એમને ટાપટીપ માટે પૈસા સાચવી રાખવા છે અને જાડા થઈ જવાની બીક લાગે છે. આ મજાક નથી; નગ્ન સત્ય છે. આપણી સ્ત્રીઓનાં શરીર ન સુધરે તો આપણો વેલો ક્ષીણ થઈ જવાનો. આ વિષયમાં દેશી ઢબનાં અને અંગ્રેજી ઢબનાં આપણા વૈદ્ય દાક્તરો લોકમત કેળવે તો જ પ્રગતી થાય. —કનૈયાલાલ મુનશી

*

ગાંધીજી જેને બુનિયાદી તાલીમ કહે છે તે જ સાચી કેળવણી છે. જીવન જીવવાની કળા તેનું નામ કેળવણી. જીવનમાં કયા ગુણો વિકસવા જોઇએ અને કઇ સુટેવો પાડવી જોઇએ તેને માટે જે સાચી સમજ આપે તે કેળવણી. કેળવવું એટલે ટેવ હોવી. સારી વસ્તુઓ કરવાને માટે આપણે ટેવ પાડવી જોઇએ. જેમ જમતી વખતે જમણો હાથ જ આપણે આગળ લાવીએ છીએ, તેમ સાચી વસ્તુ કરવાની આપણે ટેવ પાડવી જોઇએ. સમૂહમાં કેમ બેસવું, કેમ ચાલવું, કેમ જમવું, સુખદુઃખની વખતે કેમ રહેવું એની સાચી સમજ એ જ સાચી કેળવણી. આ જાતની જે હૈયાઉકલત આપે તે સાચી કેળવણી. ઇન્દ્રિયોની કેળવણી એટલે જે ઇન્દ્રિયો ઉપર સંયમ શીખવે તે જ. ગમે તેટલી ભૂખ લાગે પણ જો ખોરાક અપથ્ય હોય તો ન ખાવું, એ જે શીખવે તેનું નામ ઇન્દ્રિયોની કેળવણી. સુટેવ વધતી જાય તેનું નામ જ્ઞાન. સાચું જ્ઞાન આપવાની જે ભૂમિકા તૈયાર કરે તેનું નામ કેળવણી. સાચા જ્ઞાનની લહાણી થવી જોઇએ અને તે આચારમાં મૂકી શકાય તેમ હોવું જોઇએ.

—રવિશંકર મહારાજ

*

ઔરંગાબાદ જિલ્લાના જાલના ગામના કિસાન કાર્યકર ભાલરાવ લીંબાજી પરેલની વૃદ્ધ માતાએ એક વીરાંગનાને છાજે એવી રીતે રાષ્ટ્રધ્વજના કરેલા રક્ષણનો બનાવ પ્રકાશમાં આવ્યો છે. રઝાકારોની એક ટુકડીએ આ કાર્યકરના મકાન પર ધૂસી જઇને મકાન પર ફરકી રહેલા રાષ્ટ્રધ્વજને ચીરી નાખવાનો પ્રયાસ કર્યો હતો. આ કાર્યકરની વૃદ્ધ માતાએ વીરતાપૂર્વક ધ્વજનું રક્ષણ કર્યું હતું. આખરે કિસાનદળના સ્વયંસેવકો આવી પહોંચ્યા હતા અને આક્રમણકારોને ભગાડી મૂકયા હતા.

*

શ્રીમતી જ્યોત્સ્ના શાહને હિંદના સામાજીક કાર્યકરોની વરિષ્ઠ સંસ્થા All India Social Workers Conference ના ગ્રામ વિકાસ Rural uplift વિભાગનું મંત્રીપદ સ્વીકારવા નિમંત્રણ મળ્યું છે. હિંદુસ્તાનની પ્રથમ દરજ્જાની આ સંસ્થાનું આવું જવાબદારીભર્યું સ્થાન મેળવવા પાછળ શ્રીમતી જ્યોત્સના બહેનનો કસ્તુરબા ટ્રસ્ટની પ્રવૃત્તિઓ અને પંજાબના નિરાશ્રીતોની છાવણીઓમાંનો અનુભવ જવાબદાર છે. સૌરાષ્ટ્રના એક બહેનને પ્રથમવાર મળતું આ બહુમાન છે.

*

મદ્રાસથી ખબર મળે છે કે મહેબુબનગર જીલ્લાના ગડામીંડાપલ્લી ગામ ઉપર હૈદ્રાબાદના રઝાકારો તથા લશ્કરીઓએ જ્યારે હુમલો કર્યો ત્યારે ત્યાંની કિસાન સ્ત્રીઓએ ગલોલ અને પથરાઓ મારીને તેમની સામે સખત લડત ચલાવી હતી. ખેતરમાં કામ કરતાં પોતાના ઘરવાળાઓ, કિસાનો આવી પહોંચે ત્યાં સુધી તેમણે ગામનો સારી રીતે બચાવ કર્યો હતો.

*

મધ્યા ભારતના એક વિદ્યાલયની કન્યાઓનો વ્યાયામનો મેળાવડો હતો. તેમાં તે પ્રસંગના પ્રમુખે કહ્યું કે ' સ્ત્રીઓ એ છોકરાં પેદા કરવાનો સંચો નથી. ' એ વાકય બહેનોને હવે અપ્રિય બનવું જોઇએ. એમનું આ વાકય ખોટું પાડવા આજની કન્યાઓ કુંવારી રહેવાનું ઇચ્છે છે, અને જે પરણે છે તે સભ્ય વૈજ્ઞાનિક સમાજમાં પ્રતિષ્ઠિત રહેવા માટે પોતાનું સ્વાસ્થ્ય જાળવવાનું આવશ્યક અને ઉચિત માને છે; એટલે કે, એક બે બાળકો થયાં પછી સંતતિ નિરોધ માટે ગર્ભાશયની શસ્ત્રક્રિયા દ્વારા ભવિષ્યની સુવાવડોમાંથી બચે છે. આવું તે પોતાની સ્વયં ઇચ્છાથી નથી કરતી, પરંતુ આવી વૈજ્ઞાનિક વ્યવસ્થા મોટે ભાગે તેમના પતિની સૂચનાનું કારણ હોય ' છેઃ અને તેથી તેમના મનમાં થાય છે કે 'સ્ત્રી એ બચ્ચાં પેદા કરવાનું યંત્ર નથી, પણ વાસનાપૂર્તિનું યંત્ર જરૂર બની રહે છે' આજે સ્ત્રીઓનું કોણ સાંભળે છે! વિશ્વરચના માટે સ્ત્રી-પુરૂષનો યોગ છે-વાસનાપૂર્તિ માટે નહિ, કેમકે વાસના એ વિનાશકારી રોગ છે. —**શાન્તી.**

*

અમેરિકન કન્યાઓ તેમને આજે અપાતી કેળવણીથી વિરૂદ્ધ છે. તેઓ કહે છે કે આ કેળવણી પદ્ધતિ તેમના જીવનના સર્વોત્તમ મહત્વપૂર્ણ અનુભવ માટે બીલકુલ નકામી બનાવી દે છે. પતિની પસંદગી, વિવાહીત જીવન કેમ સુખી થાય, ગૃહસ્થ ધર્મ શી રીતે નિભાવવો, બાળઉચ્છેરનો ઉછેર વગેરે કોઈ જાતની કેળવણી આજે અપાતી નથી. યુરોપની પણ આજે આ સ્થિતિ છે અને તેનો ચેપ હિંદમાં પણ ફેલાયો છે. આજે કોલેજમાં જે શિક્ષણ તેમને અપાય છે તેનો ઉપયોગ તેમને તેમના સંસાર જીવનમાં કાંઇજ ઉપયોગી નથી. સ્વાસ્થ્ય અને સંયમના નિયમ, ગૃહપ્રબંધ, સામાજીક વ્યવહાર વગેરે વિષયો તો એમને ત્યાં વાંચવા પણ મળતા નથી. કર્વે વિદ્યાપીઠના ધોરણે ગૃહજીવનમાં ઉપયોગી એવા વિષયો ભારતની કન્યાઓને શીખવવા જોઇએ, એ દૃષ્ટિ આજના કેળવણીકારોએ લક્ષમાં લેવી જોઇએ.

# સ્ત્રી-જગત  સમાચાર

અમદાવાદના કુ. ખુરશેદ મેડોરા (પારસી) એડવોકેટે ગુજરાત સમાચારના તંત્રી શ્રી ઈન્દ્રવદન બળવંતરાય ઠાકોર (બ્રહ્મક્ષત્રિય) સાથે સીવીલ-મેરેજ કર્યું.

*

લંડનનો એક સોલીસીટર તેના સ્ત્રી અસીલને ઈન્ક્વેસ્ટ આપતો અને કહેતો કે 'એથી કોર્ટમાં હાજર રહેવાનું તેમને માટે ઘણું અનુકૂળ થઇ પડશે.' તેથી લંડનના વકીલો માટે નીમાયેલી શીસ્તપાલન સમિતિએ એ સોલીસીટરને ત્રણ વર્ષ સુધી ધંધો બંધ કરવાની ફરજ પાડી.

*

રાજકોટના ધર્મેન્દ્રસિંહજી કોલેજના એક મુસ્લીમ અધ્યાપક શ્રી. ઈન્કામઅલીએ શુદ્ધિ કરાવી, હિંદુ ધર્મ સ્વીકારી વિક્રમ નામ રાખ્યું અને તે પછી કોલેજ કન્યા છાત્રાલયમાં રહી બી. એ. થનાર કુ. સવિતા ઓ. ઠાકોરે તેમની સાથે લગ્ન કર્યાં

*

એક ૪૦ ઇંચની ઠીંગણી કન્યાનું લગ્ન ૪૪ ઇંચના પતિ સાથે થયું. આ દંપતી ફરવા નીકળે છે ત્યારે સહુ તેમના તરફ જોઈ રહે છે.

રાયપુર જીલ્લાના મુસીઅરીમાં લગ્ન કરીને આવતી જાનને રોકી રઝાકારોએ તેમને લૂંટી લઈ ૧૬ વર્ષની કન્યાને ઉપાડી ગયા હતા. છોકરીનો બચાવ કરનારને ગોળીથી ઠાર કર્યો હતો.

*

સુરતની બાઈ અંબા બહાદુર ડાહ્યાએ ફરીઆદ કરી હતી કે 'અશ્વનીકુમાર બસ સરવીસના ડ્રાઈવર મોંઘાભાઈ રઘુનાથે ખોટું સમજાવી પત્ની તરીકે સંબંધ રાખ્યા પછી તે સગર્ભા થતાં લગ્ન કરવાની ના કહી, છેતરપીંડી કરી હતી.' પણ કોર્ટે ડ્રાઈવરને બીનજામીન બહાર ઠરાવી છોડી મૂક્યો

*

રાજકુમારી એની સાથે એથેન્સમાં રૂમાનીયાના માજી રાજા માયકલે લગ્ન કર્યાં.

*

કલકત્તા પાસે ટીટાઘરની હોસ્પીટલમાં એક કારીગરની આજાર પત્નીને દાખલ કરેલી, પણ દાક્તરે તેની તરફ સાંજ સુધી ધ્યાન ન આપતાં તે બાઈ ગુજરી ગઈ. આથી ક્રોધે ભરાએલા ટોળાએ હોસ્પીટલ ઉપર હુમલો કર્યો હતો.

*

ક્વેટાના સીબી જીલ્લામાં એક પતિ-પત્ની વચ્ચે ઝઘડો થયો. રાત્રે છોકરાને રડતો સાંભળી પતિએ તેની પત્નીને ઉઠીને છોકરાને લેવાનું કહ્યું, પણ પત્નીએ કહ્યું કે 'ઘર સળગી જાય તો ય હું ઉઠવાની નથી, ને છોકરાને લેવાની નથી.' પતિએ આથી ગુસ્સે થઈ ઘર સળગાવી મૂક્યું અને પાંચ જ મીનીટમાં ત્રણે જણ ઘરની બહાર નીકળી ગયાં.

*

મુંબઈમાં કોલાબા ઉપર રસ્તા વચ્ચે દારૂ પીધેલ અવસ્થામાં ધાંધલ કરવા માટે મીસ અન્વર સુલ્તાના ઉર્ફે શીલાદેવી નામની સીનેમા નટીની પોલીસે ધરપકડ કરી છે.

*

મુંબઈમાં રીટાયર્ડ જજની દીકરી કુ. રેવતીએ દાદા કાલેલકરના પુત્ર ડો. બાલકૃષ્ણ કાલેલકર સાથે લગ્ન કર્યું.

*

નીઝામની હદમાં રઝાકારો અને પોલીસો તરફથી સ્ત્રીઓ ઉપર થતા અત્યાચાર સામે વિરોધ તરીકે પ્રો. બજુલાગી અને બીજા સોળ જણે નીઝામની હદમાં પ્રવેશી સત્યાગ્રહ કર્યો.

લંડનમાં પાકીસ્તાનના ઈન્ફરમેશન ઓફીસર કુ. મરીઅમ અફઝલે મુંબઈના વહેપારી મી. આલમ ઓસમાની સાથે લંડનમાં નીકા પઢયા.

*

જાણીતી અભિનેત્રીઓ શ્રીમતી દીના સંઘવી અને કુ. નિહારીકા દિવેટીઆનું અમદાવાદની નાટયમંડળીઓ તરફથી જાહેર સન્માન થયું.

*

નર્મદા નદીમાં ૩૫ સ્ત્રીઓ બેઠેલી એક હોડી ડૂબી જતાં ૨૫ સ્ત્રીઓ મરણ પામી ને મુંબઈ પાસે દરીઆમાં એક હોડી ડૂબી જતાં તેમાં બેઠેલી બધી સ્ત્રીઓ ડૂબી ગઈ.

*

મદ્રાસ સરકારે મદ્રાસની સ્ત્રીઓ માટેની હોસ્પીટલનું નામ બદલી કસ્તુરબા ગાંધી હોસ્પીટલ રાખવાનું ફરમાવ્યું છે.

*

અમેરિકાની સેનામાં સ્ત્રીઓની ભરતી કરવાનો નિર્ણય થઈ ગયો.

*

ઇંગ્લાંડને ખર્ચે વિલાયતમાં ૫ મી જુલાઈથી બહેન રૂથ ડ્રેપરની દેખરેખ નીચે શેરીએ શેરીએ દવાખાનાઓની સગવડ શરૂ થશે. તેમના હાથ નીચે ત્રણ હજાર નર્સો અને આયાઓ કામ કરશે અને પ્રજાની તંદુરસ્તી અને સગવડ આ ખાતું સાચવશે.

મુંબઈમાં અંધ સ્ત્રી પુરુષોની પહેલી પરિષદ આ મહિને ભરાઇ હતી.

*

આણંદમાં ખીલેલા વિશ્વકર્મા મહિલા વિદ્યાલયનું ઉદ્ઘાટન લેડી માઉન્ટબેટને અને વિઠ્ઠલ વિદ્યાલયના કન્યા છાત્રાલયનું ઉદ્ઘાટન લેડી માઉન્ટબેટને કર્યું.

*

ન્યુ ફાઉન્ડલેન્ડના ભાવી સંસ્થાનિક બંધારણ માટે મત આપવા એક સત્તાણું વર્ષના ડોશીમા પોતાનો મત આપવા મતદાન સ્થળે હાજર થયાં હતાં.

*

અમેરિકામાં ૧૦૫ વર્ષની ડોશી મીસીસ મેરીજેન ટેલર દરરોજ બરફના પાણીથી સ્નાન કરે છે. તે ૯૫ વર્ષની થઇ ત્યાં સુધી દરેક શીયાળામાં શરીર ઉપર બરફ ઘસતી; તેને લીધે આટલી ઉંમરે પણ તેની ચામડી ઉપર કરચલી પડી નથી.

*

માયસોર ધારાસભાએ સગોત્ર લગ્નને કાયદેસર ઠરાવવાનો કાયદો પસાર કર્યો.

*

જામનગરના કુ. ઉષાબહેન ત્રં. જોષી ૧૮ વર્ષની ઉંમરે સ્પોર્ટ્સ; સંગીત, હિંદી વગેરેમાં ઈનામ મેળવી ઓનર્સ સાથે ગ્રેજ્યુએટ થયાં.

મુંબઈ યુનિવર્સિટીમાં મીસ ત્રીપુરી ભાસ્કરરાવ નીયોગી દાકતરી પરીક્ષામાં પાસ થયાં અને છ ઇનામો તથા મેડલ મેળવ્યાં. તેમણે પેથોલોજી અને બેક્ટીરીઓલોજીમાં પહેલા વર્ગના માર્કસ મેળવ્યા છે.

*

વડોદરામાં સ્ત્રીઓના એક સરઘસે કુ. આપ્ટેની સરદારી નીચે અસહ્ય મોંઘવારી માટે વડા પ્રધાન જીવરાજ મહેતા પાસે ધા નાખી હતી.

*

રાજકોટમાં કાન્તા વિકાસગૃહનો પાયો શ્રી. ઢેબરભાઇના હસ્તે તા. ૨૭ મીના રોજ નાંખવામાં આવ્યો હતો. અવળે માર્ગે દોરાયેલી અને ત્યજાયેલી સ્ત્રીઓને સારા માર્ગે વાળવાનો અને તેઓ તેમના કુટુંબીજનો સાથે પોતાનો સંબંધ ફરીથી બાંધે એવી પરિસ્થિતિ સર્જવાનો સંસ્થાનો ઉદ્દેશ છે. સંસ્થા શ્રી. પુષ્પાબહેનની દેખરેખ નીચે શ્રી. હીરાબહેન ચલાવે છે.

*

ચીલીમાં એરેના નામની દશ વર્ષની એક છોકરીએ તંદુરસ્ત પુત્રને જન્મ આપ્યો. મા-પુત્ર બન્ને તંદુરસ્ત છે.

*

વેરાવળની કુ. મૃણાલીની હીરાચંદ ગાંધી તેર વર્ષની ઉંમરે મેટ્રીકમાં પાસ થઇ છે.

અઢડામાં સૌરાષ્ટ્ર ગ્રામોદ્ધાર ગાંધી ટ્રસ્ટ તરફથી ગ્રામોદ્ધાર ગાંધી મંદિરની શીલા રોપણવીધી ભાવનગરના મહારાણી શ્રી. વિજ્યાકુંવરબા સાહેબના હાથે થઇ.

*

રેવાસના કડવા પાટીદાર પુંજા બેચરની દીકરી અરખી (ઉંમર વર્ષ ૨૫)નું લગ્ન તેની પાંચ છ વર્ષની ઉંમરે લાલપરના પટેલ ગીરધર મોતી સાથે થયેલું. પણ છેલ્લા આઠ વર્ષથી તેના ધણીનો પત્તો ન હોવાથી તે બાઇએ તેને તેડી જવા તેના પતિને જાહેર નોટીસ આપી છે, ને તેમ નહિ કરે તો ફરીથી લગ્ન કરી લેવાની ખબર આપી છે.

*

મુંબઇ યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશન પરીક્ષામાં સર્વથી વિશેષ માર્કસ પ્રાપ્ત કરનાર અને કોલેજમાં આગળ અભ્યાસ કરવાની કબુલાત આપનાર શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન વિદ્યાર્થીનીને "શ્રીમતી લીલાવતી ભોળાભાઈ મોહનલાલ ઝવેરી જૈન સ્કોલરશિપ" આપવામાં આવશે. અરજીપત્રક શ્રી. મહાવીર જૈન વિદ્યાલયન, ગોવાળીયા ટેંક રોડ, મુંબઈ ૨૬ ની ઓફીસેથી મળશે. અરજીપત્રો તા. ૫મી જુલાઈ ૧૯૪૮ સુધી સ્વીકારવામાં આવશે.

પેટલાદના એક જાણીતા શરાફના પુત્રનું લગ્ન ત્રણેક વર્ષ ઉપર બોરસદ તાલુકાના બેટાસી ગામે થયેલું. પણ તેમના ઘરના સ્ત્રીવર્ગને આ કન્યા સાથે અણબનાવ થતાં, (મુંબઈ પ્રાંતને વડોદરા રાજ્યમાં એક પત્નીત્વનો કાયદો હોવાથી) ખંભાત રાજ્યના ફાંગણી ગામે બોરસદની એક યુવતી સાથે ફરી લગ્ન કર્યાં.

*

શીરોહીના રાજ્યમાનાનું મુંબઈ અને અમદાવાદમાં શીરોહી રાજ્યની પ્રજા તરફથી સન્માન કરવામાં આવ્યું હતું.

*

કોલસાની તંગી માટે પુરવઠા પ્રધાન દીનકરરાવ દેસાઇની કચેરી તરફ મુંબઇની ૧૨ સ્ત્રી સંસ્થાઓના આશ્રયે સ્ત્રીઓએ કુચ કરેલી. તેને પોલીસે અટકાવી, સાત સ્ત્રીઓની બનેલી કમીટીને જવા દીધી હતી. પુરવઠા પ્રધાને તેમની ફરીઆદ સાંભળી તાકીદે પગલાં લેવાનું સાન્તવન આપ્યું હતું.

*

અમદાવાદમાં સારંગપુરની ૨૦ વર્ષની કન્યા સાથે વિવાહ થયેલો તે કન્યા રમણલાલ ડી. શાહ (ઉ. વ. ૨૨) ને ન ગમવાથી, રમણલાલે નાસી જઇ ગીરધરનગરમાં પાટણનીવાસી કુ. સુશીલા ધનજીભાઈ શાહ સાથે લગ્ન કર્યાં.

જુનાગઢના નવાબની જ્યુબિલિ વખતના રૂા. પચાસ હજાર વધ્યા છે તેમાંથી ખડારગામ ભણતી ત્રીસ બીબીઓને શિષ્યવૃત્તિ અપાશે.

*

અખિલ હિંદ મહિલા પરિષદના આગ્રહથી હિંદ સરકારે સ્ત્રીઓને સીરીલ અને પોલીસ ખાતામાં નોકરી આપવાનું સ્વીકાર્યું છે.

*

જયકુમારના 'નારી અંક'નું સંપાદન કુ. રશિદા મરચંટે કર્યું છે.

*

ગ્વાલીઅરમાં ઝાંસી રાણી લક્ષ્મીબાઈની સંવત્સરી ઉજવાઇ.

*

કાબુલ ખાતેના ફ્રેંચ એલચીના પત્ની શ્રીમતી કાબા પેશાવરથી કરાંચી રેલવેમાં જતા હતાં ત્યારે હસનાબાદ સ્ટેશને ચોરી કરવાના ઇરાદે તેમને છરાથી ઘાયલ કર્યાં હતા.

*

દમણમાં મહાત્મા ગાંધી સ્મારક જ્ઞાન પ્રચારક મંડળના આશ્રયે સાર્વજનિક વિદ્યાલયની ઉદ્દઘાટન ક્રિયા ત્યાંના ગવર્નરના હાથે થઇ.

*

આણંદની બજારમાં એક સગર્ભા બાઇ મોટર બસ નીચે કચરાઇ ગઇ.

ચીનમાં ૨૦ વર્ષની કુ. યાંગ મેઈ કહે છે કે તેણે નવ વર્ષ ઉપર એક ગોળી જેવું કાંઈક ખાધું હતું તેનાથી તેની ભૂખ મરી ગઈ છે. ત્યારથી આજ સુધી તેણે કાંઇ ખોરાક લીધો નથી. માંદગી કે નબળાઇના ચિહ્ન દેખાતાં નથી. અમેરિકન તબીબો તેની તપાસ કરવા જનાર છે.

*

ભુજના એક પહેલા વર્ગના મેજીસ્ટ્રેટની પત્નીએ એકી સાથે ત્રણ છોકરીઓને જન્મ આપ્યો. ત્રણે છોકરીઓ અર્ધી કલાક પછી મરણ પામી.

*

ચલાળામાં કુંડલાને રસ્તે સીમાડા ઉપર એક વોકળામાં કોઇ અજાણી સ્ત્રીની લાશ તદ્દન નગ્ન અવસ્થામાં મળી.

*

રામતીર્થ યોગાશ્રમ તરફથી મફત ચાલતા યોગાભ્યાસ વર્ગનો ૫૮ માણસોએ માર્ચ મહિનામાં લાભ લીધો હતો.

*

રાજકોટમાં ચાલતા વલ્લભ કન્યા વિદ્યાલયના છાત્રાલયમાં હરિજન બહેનોને ભણવા રહેવાની ખાસ સગવડ આપવામાં આવશે. ખર્ચ વ્યવસ્થા સંઘ ભોગવી લેશે. ચાર ધોરણ ભણેલી હરિજન બહેનોએ અરજી કરવી.

*

રઝાકારોએ ડોંગરગાવ પર તાજેતરમાં હુમલો કરી ત્યાંની સ્ત્રીઓ ઉપર બળાત્કાર કર્યો હતો. હિંદી સરહદ પર આવેલ સસીન ગામમાં આવતી હિંગોલીની બે હિંદુસ્ત્રીઓને જકાતી મથકે અટકાવી પંદર તોલા સોનું ખુંચવી લીધું હતું.

*

હરિજન બાઇને રાતના પોતાને ઘેર બોલાવી છેડતી કરવા માટે અંબાવના પોલીસ પટેલ પરશોતમ બાબરભાઇને આણંદ મેજીસ્ટ્રેટે એક દિવસની સજા ને છસો રૂપીઆ દંડ કર્યો.

*

પેટલાદના ખડાયતા જ્ઞાતિના શેઠ રણછોડલાલની પુત્રીએ દશાદિશાવાળ શેઠ વિનુભાઇ હરિલાલ રામદાસ સાથે આંતરજ્ઞાતિ લગ્ન કર્યો.

*

બંગાળમાં પકડાયેલા કોમ્યુનીસ્ટોને છોડી મૂકવા માટે વીસેક સ્ત્રીઓએ સૂત્ર ઉચ્ચારી દેખાવો કર્યા હતા, તેથી પોલીસે તેમને કોર્ડન કરી હતી ને સોકોને વીખેરવા માટે ટીયર ગેસ વાપર્યો હતો.

*

પોતાની બે પુત્રીઓને પરણાવવાના પૈસા ન હોવાથી અમદાવાદ જમાલપુર બહાર રહેતા ચુનીલાલ નામના ગરાસીઆએ અફીણ ખાઇ આપઘાત કર્યો.

મુંબઇ આઝાદ મેદાનમાં ભરાયેલા ઔદ્યોગિક પ્રદર્શનમાં સ્ટોલ રાખનાર માણેકલાલ ત્રિભોવનદાસ ત્રીવેદીની પોતાની પત્ની પાસે અનીતીનો ધંધો કરાવવાના આરોપસર ધરપકડ થઇ.

*

લંડનના થીએટરમાં બેગમ રહેમતુલ્લા તરફથી કાયદે આઝમ રાહત ફાળા માટે એક વેરાયટી શો ગોઠવવામાં આવ્યો છે.

*

બુલદાના નજીક માઝાપાટુડ ગામમાં એક વણઝારીના મકાન ઉપર ૭૫ માણસોએ હુમલો કરી સંખ્યાબંધ સ્ત્રીઓ ઉપર તલવારથી ઘાતકી રીતે હુમલા કર્યા હતા.

*

ઈરાકના રીજન્ટ અબ્દુલ ઇલ્લાહના માતા રાણી હારીસાહ ઈરાકની રેડ ક્રીસન્ટ નર્સિંગ ટુકડીના વડા તરીકે કામ કરવા ટ્રાન્સજોર્ડન જનાર છે. તે ટુકડીમાં રાજકુમારી બાદીઆ અને બીજી અગ્રણી મહિલાઓ જોડાઇ છે.

*

મુંબઇ-જોગેશ્વરીના શ્રી. ઉષાબહેન પટેલને પોતાના એક વર્ષના બાળક સાથે મુંબઇથી અમેરિકા વિમાનમાર્ગે જતાં શાનોનમાં અટકાવ્યાં કેમકે તેમનો પાસપોર્ટ ખોવાઇ ગયો હતો.

અમદાવાદના હરિજન બ્રાહ્મણ શ્રી. ખુશાલચંદ ફકીરચંદ શ્રીમાળી સાથે ધોળકા કન્યાશાળાના હેડમીસ્ટ્રેસ રાજપુત ગરાસીઆ બાઈ મોંઘી કહાનજી મહીડાએ વડોદરા આર્ય સમાજ મંદિરમાં હિંદુ વીધીથી પુનર્લગ્ન કર્યાં છે.

*

મોડાસામાં ગવર્નમેન્ટ લેડીઝ ટેલરીંગ ડીપ્લોમાની પરીક્ષામાં મહીલા મંદિર તરફથી બેઠેલી નીચેની બહેનો પહેલા વર્ગમાં પાસ થઇ.

મહેતા કાન્તાબેન મનોર દાસ (૭૨ માર્ક) કોઠારી જશોદાબહેન જેચંદ (૬૯) દેસાઇ સૂર્યકાન્તા જેઠાલાલ (૬૭) દેસાઇ પુષ્પાબેન જેઠાલાલ (૬૬) સોની કમળા કેશવલાલ (૬૫) દોશી જયાલક્ષ્મી પુનમચંદ (૬૧).

*

પાલીતાણા સેવાદળના સેવીકા ઇન્દુબેન અને કાન્તાબેનની સાથે નાના બાળકોની એક ટુકડી હડમતીઆ ગઇ હતી.

*

અમેરિકામાં મસુરી ખાતે નવી કોલેજ ઉઘડતી હતી તેમાં દાખલ થવા વિદ્યાર્થીઓની અરજીઓ આવી તેમાં ૮૬ વર્ષનાં એક દાદીમા શ્રીમતી એ. જે. સ્ટીફન્સનની અરજી પણ હતી.

*

મોરબીના વનેચંદ નામના વેપારી તેમના કાકાની દીકરી શાન્તાને લઇ મદ્રાસ જવા નીકળ્યા. રસ્તામાં વડોદરા ઉતર્યા ને ત્યાં કોઈ સંજોગોમાં બાઇનું ખૂન થયાનું કહેવાય છે. તેથી વડોદરા પોલીસે કાગળીયાં કર્યા ને મોરબીમાં તેમની ધરપકડ થતાં દશ હજારના જામીન ઉપર છોડયા.

*

વીંછીઆના તુળશીદાસ સોનીની વિધવાએ કુવે પડી આપઘાત કર્યો. બાઇના શબ સાથે પથરો બાંધેલા હોવાનું કહેવાય છે. બાઇની પાસે સારી મીલ્કત ને જમીન જાગીર હતી.

*

અમદાવાદ રાયપુર વિસ્તારમાં આવેલી એક પોળમાં રહેતી રબારણ યુવતીને એક સબઇન્સ્પેકટર ઉઠાવી જતાં તેની સામે રબારણના ભાઇએ ફરીયાદ નોંધાવી છે.

*

સિદ્ધખેડાના મંગાલાલ દશરથની ૧૭ વરસની દ્રોપદી નામે છોકરી રેલ્વેના કુવામાં પડીને મરણ પામી છે. શા કારણે પડી તેનું કારણ હજી સુધી સમજાયું નથી.

*

શ્રી. પુષ્પાબેન મહેતા જૂનાગઢ રાજ્યના કેળવણી પ્રધાન બન્યા છે અને કેળવણીખાતાનું દફતર તેમને તેમને સોંપાયું છે.

એજ મહિને જ નવસારીમાં ખુલેલા પારસી અશક્તાશ્રમના ફંડમાં ત્યાંનાં બાઈ પીરોજબાઈ ભરૂચા તરફથી રૂ. ૧૦૦૦ રકમ ભેટ અપાઇ છે.

*

ભરૂચ સ્ત્રીમંડળના આશ્રયે બાલમંદિરને સહાય આપવા સારૂ એક સમારંભ થયો હતો ત્યાં શ્રી. બંસીલાલ વર્માએ કટાક્ષ ચિત્રો દોર્યાં હતાં.

*

સુરત સૈયદપુરા કડિયાળીના રણજીતલાલ નગીનદાસની યુવાન પત્ની નિર્મળાનું ચૂલાની ઝાળથી દાઝી જતાં હોસ્પિટલમાં અવસાન થયું છે.

*

ડચેસ ઓફ કેન્ટે આવતા જુલાઇમાં હેન્ડન એરોડ્રોમ ખાતે સ્ત્રીઓના હળવા હવાઈ દળના સમારમ્ભમાં હાજરી આપવાના આમંત્રણનો સ્વીકાર કર્યો છે. તેઓ ઉડવાનું શિખતી ૧૫૦૦ યુવાન સ્ત્રીઓની કુચ વખતે સલામી ઝીલશે અને તે વખતે આ બધી સ્ત્રીઓએ પોતાની પાસેથી પૈસા કાઢીને એકઠા કરેલા ફાળામાંથી ખરીદેલા વિમાનનું નામ પાડવાની વીધી પણ કરશે.

*

કસ્તુરબા ટ્રસ્ટ ફંડના પ્રમુખ તરીકે મહાત્મા ગાંધીજીને બદલે સરદાર વલ્લભભાઇ પટેલ નીમાયા.

*

બીજા વિશ્વયુદ્ધ પછી નાગરીક વિમાની વ્યવહાર માટે વિમાની તરીકેનો પરવાનો મેળવનાર કેમ્બ્રિજનાં ૨૪ વર્ષનાં મિસિસ મેરો-ટેટ પહેલાં જ સ્ત્રી છે. તેઓ આવતા જુલાઈમાં હલકા વજનના વિમાનમાં દુનિઆની પ્રદક્ષિણા કરવાનો પ્રયત્ન કરવાનાં છે. અને શાહી વિમાની દળમાંથી છુટા થએલા વિમાનને નક્કી કરેલા માર્ગે ચલાવવા માટે દિશાઓનો ખ્યાલ રાખનાર ૨૪ વર્ષના મિ. માઈકલ ટાઉનસેન્ડ તેમના વિમાનને દિશા સમ્બન્ધીની યોગ્ય દોરવણી આપશે.

*

ચેલ્સી ખાતે ભરવામાં આવેલા ફુલોના પ્રદર્શનમાં ડૉ. ઇ. કે. જાનકી અમ્મલ સૌનું ધ્યાન ખેંચે છે. તેઓ તેમણે સરેમાં બે વર્ષ સુધી કરેલા કામના નમુનાઓ અને આકૃતિઓ દ્વારા બધાંને સમજાવે છે. તેઓ મદ્રાસનાં વતની છે અને લડાઈ દરમિઆન તેઓ બ્રિટન ગયાં હતાં. અત્યારે તેઓ મગફળીમાં રહેલા તેલનું પ્રમાણુ બેવડું શી રીતે કરી શકાય તેનું સંશોધન કરે છે.

*

માતર ગામના પરીએજ ગામની એક ઠાકરડા બાઇ માતર મોટરમાં આવતી હતી ત્યારે રસ્તામાં ચાલુ મોટરે પ્રસુતી થઇ ગઇ હતી.

મિસ રોઝી ન્યુમેન નામની એક શિખાઉ છબી પાડનારે એકલે હાથે કાયમી સંગ્રહ માટે એક દસ્તાવેજી ચલચિત્ર તૈયાર કર્યું છે. આ ચિત્ર ઠેકઠેકાણે બતાવીને તેમણે ધર્માદા માટે અત્યાર સુધીમાં પા. ૧૮,૦૦૦ (રૂ. ૨,૩૯,૫૮૪) એકઠા પણ કર્યા છે. તે ચિત્ર લંડન પરના જર્મનોના રાત્રિના વખતના એકધારા હવાઈ હુમલાઓનું કાયમી સંગ્રહ માટેનું એક રંગીન ચિત્ર છે.

*

મુંબાઈ રેડીયો ઉપરથી શ્રી. ભદ્રાબહેન દેસાઇએ ગૃહશૃંગાર, નૃત્યકળા અને હિંદની ચિત્રકળા ઉપર વાર્તાલાપ કર્યો હતો.

*

ગોપબંધુ ચોધરીના સેવાઘર આશ્રમમાં કેળવણી પામેલી હરીજનબાળા શ્રી. સરસ્વતી સાથે ઓરીસામાં લોકસંઘનું કામ કરનાર શ્રી. વૃન્દાવનચંદ્ર (બ્રાહ્મણ) સાથે લગ્ન થયું.

*

બ્રિટનના ગૃહમન્ત્રીએ મિસ બી. એમ. ડેનિસ ક વિટ્ટ નામનાં બાઇની સ્ત્રી-પોલિસ દળમાં ઇન્સ્પેક્ટ્રેસનો જગ્યા પર નિમણુંક કરી છે. હાલમાં તેઓ ના. શહેનશાહના પોલિસ ઇન્સ્પેક્ટરોના વડાના મદદનીશ તરીકે કામ કરે છે. મિસ વિટ્ટ આ પ્રમાણે આસિસ્ટંટ ઇન્સ્પેક્ટર તરીકે નિમાનાર પહેલીજ સ્ત્રી છે.

તાલપદાના કૃપાસિંધુની પુત્રી શ્રી. સીતામણી(બ્રાહ્મણ)નું લગ્ન ભદ્રક (ઓરીસા) ના જીવરામ ખાદી વિદ્યાલયના અધ્યાપક શ્રી ગૌરશ્યામ સામંતરાય (ક્ષત્રિય) સાથે થયું.

*

જીનીવામાં વિશ્વ આરોગ્ય સંઘની બેઠકમાં હિંદી પ્રતિનિધિ મંડળના આગેવાન તરીકે હાજરી આપવા રાજકુમારી અમૃતકુંવર વિમાનમાં જીનીવા ગયાં છે.

*

નડીઆદના વૈષ્ણવ મંદિરના વહુજી મહારાજ સામે મીલકત વેડફી નાખવાના માટે દાવો થયેલ તેમાં તે વપરાયેલ મીલકત વહુજી મહારાજની અંગત ગણી કોર્ટે દાવો કાઢી નાખ્યો.

*

કેન્ટના પોલિસ વડા મેજર જે. એર. ફર્ગ્યુસને તેમના હમણાં જ પ્રસિદ્ધ કરેલા અહેવાલમાં જણાવ્યું છે કે છેલ્લા ૧૨ મહિના દરમિયાન સ્ત્રી પોલિસોએ ૯૪ માણસોની ધરપકડ કરી હતી, ૫૧ ગુમ થએલાં માણસોને શોધી કાઢયાં હતાં, લોહીના વેપારના ૨૦૦ કિસ્સાઓ પર દેખરેખ રાખી હતી. આ બધું કામ માત્ર ૧૯ સ્ત્રી પોલિસની એક નાની ટુકડીએ જ કર્યું હતું.

*

# પુસ્તક પરિચય

શ્રી નવજીવન કાર્યાલય, અમદાવાદ તરફથી '**સંસાર અને ધર્મ**' (લેખકઃ શ્રી. કિશોરલાલ મશરૂવાળા પૃ. ૨૬૦ કિં. બે રૂપિયા) નામે પુસ્તક પ્રગટ થયું છે, તેમાં સંસાર અને ધર્મ ઉપર જુદા જુદા પ્રસંગે લખેલા લેખોનો સંગ્રહ છે. આ પુસ્તકની પ્રસ્તાવના જાણીતા પંડિત સુખલાલજીએ લખી છે. તેમાં તેઓ લખે છે કે 'આ સંગ્રહમાંનો પ્રત્યેક લેખ ગહન છે, પણ કેટલાક લેખો તો એવા છે કે ભારેમાં ભારે વિદ્વાન કે વિચારકનીયે બુદ્ધિ અને સમજણની પૂરી કસોટી કરે.' તત્વજ્ઞાન મૂળે જ ગહન વિષય છે અને સમજનારા જવલ્લે જ હોય છે. વિચારકો માટે આ પુસ્તક ખૂબ જ ઉપયોગી છે. આ સંસ્થા તરફથી, **સત્યાગ્રહ આશ્રમનો ઈતિહાસ** (લેઃ મહાત્મા ગાંધીજી. પૃ. ૯૬ કિં. રૂ. એક) પ્રગટ થયો છે તેમાં ગાંધીજીએ આશ્રમની શરૂઆત, તેની જરૂરીઆત ને પછી તે ચલાવ્યો તે સંબંધી ઉપયોગી પણ ટુંકી માહિતી આપી છે ને પાછળ તેમાં જે નિયમો હતા તે નિયમોની સમજણ ને હેતુ આપ્યા છે. ગાંધીજીએ આ ઇતિહાસ લખ્યા પછી ફરીથી સુધાર્યો નહિ હોવાથી એને એવી જ સ્થિતિમાં પ્રસિદ્ધ કર્યો છે. આશ્રમના નિયમો સમજવા માટે આ પુસ્તક ઉપયોગી છે.

ખેડુતોને હંમેશાં ઉપયોગી થઇ પડે તેવા માર્ગદર્શક-ભોમિયા જેવી '**ખેડૂત પોથી**' (સંપાદકઃ શ્રી. વિઠલદાસ કોઠારી અને નગીનભાઇ શેઠ. પૃ. ૨૦૮ કિંમત સવા બે રૂપિઆ) પ્રગટ કરી છે. તેમાં ખેડુતની જમીન, ખેડ, ખાતર અને પાકની માહિતી સાથે ખેડૂતો માટેના સરકારે કરેલા કાયદા, રાહત અને નાગરિક ધર્મની માહિતી આપી છે. આ પુસ્તક ગામડામાં વસતો એકે એક ખેડૂત વસાવી તેમાંથી પોતાને જરૂરી માર્ગદર્શન મેળવી શકશે.

કાશી વિદ્યાપીઠ પ્રકાશન વિભાગ તરફથી '**ગાંધીજી ગ્રંથમાળા**'ના પહેલા પુસ્તક તરીકે '**ગાંધીજી**' પુસ્તક (કિં. દોઢ રૂપિઓ પૃ. ૧૪૪) હિંદી ભાષામાં પ્રગટ થયું છે. આ પુસ્તકમાં ગાંધીજીના અવસાન પ્રસંગે જાણીતા લોકનેતાઓએ આપેલી અંજલીઓ અને ફોટાઓ સંગ્રહવામાં આવ્યા છે. આ ગ્રંથાવલીના સંપાદકોમાં શ્રી. કમળાપતિ ત્રિપાઠી શ્રી. કૃષ્ણદેવ ગૌડ, શ્રી. કાશીનાથ ઉપાધ્યાય, શ્રી. કરૂણાપતિ ત્રિપાઠી અને શ્રી. વિશ્વનાથ શર્મા જેવા જાણીતા વિદ્વાનો હોવાથી આ ગ્રંથમાળાના હવે પછીના પુસ્તકો ગાંધીજી સંબંધી ઉપયોગી સાહિત્ય આપશે એમ આશા રાખીએ.

અમદાવાદના ભક્તિમાર્ગ કાર્યાલય તરફથી **વિશ્વમંગળ** નામે માસિક પ્રગટ થાય છે તેનો બારમા વર્ષનો પહેલો—બીજો સંયુક્ત અંક '**મહાભારત અંક**' તરીકે પ્રગટ થયો છે. હિંદી કલ્યાણ માસિક તરફથી દર વર્ષે ખાસ અંક પ્રગટ થાય છે તેમાં આવો અંક—મહાભારત અંક—આપવામાં આવેલો, તેમાંથી આ અંક—લેખાંકન 'ને ચિત્રો સાથે તૈયાર કરવામાં આવ્યો હોય તેમ જણાય છે, સામાન્ય જનતાને ઉપયોગી થાય એવો આ અંક આપી ભક્તિમાર્ગ કાર્યાલયે સંપડાવ્યો છે. —ગ

નવસર્જન કાર્યાલય મોટા આંકડીયા (કાઠિયાવાડ) તરફથી જુદાજુદા દેશોની વાર્તાઓમાંથી એકેક સુંદર વાર્તા ઉપાડી લઈ '**પ્રલોભન**' (સંપાદક : શ્રી. શિવમ્ સુંદરમ્. પૃ. ૨૩૬ કિં. રૂ. ત્રણ) નામે વાર્તા સંગ્રહ પ્રગટ થયો છે. હિંદમાં આવી દરેક દેશની વાર્તાઓનો સંગ્રહ અને હિંદના પ્રાંત પ્રાંતની વાર્તાઓના (હિંદી ભાષામાં) સંગ્રહો પ્રગટ થયા છે. તેમાંથી આ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો જણાય છે. વાર્તાઓની પસંદગી સરસ હોવાથી રસપૂર્વક વાંચી શકાય છે.

સ્ત્રીઓ અને કન્યાઓમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું માસિક



वज्रादपि कठोराणि, मृदुनि कुसुमादपि

વર્ષ નવમું : શ્રાવણ ૨૦૦૪ : ઓગસ્ટ ૧૯૪૮ : અંક ૧૦ મો

# સમ્રાટ્

ધૂમકેતુ

એક વખત એક રાજા જંગલમાં શિકારે નીકળ્યો. જંગલમાં એ ભૂલો પડ્યો. કોઈક તપસ્વીની પર્ણકૂટિ દૃષ્ટિએ પડી. ત્યાં એને આશ્રય મળી ગયો.

રાજા તપસ્વીના આતિથ્યથી ખુશ ખુશ થઈ ગયો. એણે તપસ્વીને બહુ બહુ જ આગ્રહ કર્યો: 'એક વખત મારે ત્યાં પધારો!'

તપસ્વી રાજદરબારમાં આવ્યા. થોડો વખત રહ્યા. દિવસો જતા ગયા તેમ તેમ રાજાને એવી લાગણી થઈ, કે આ પણ છેવટે તો માણસ જેવા માણસ છે. રાજાએ એના ઉપર વધારે ઉપકાર કરી એને પોતાના બનાવી લેવાનો નિશ્ચય કર્યો.

એક વખત પોતે રાજદરબાર ભરી પોતાના તમામ નોકરોને ઇનામ બક્ષીસ આપવાની શરૂઆત કરી. રાજકવિને હાથી મળ્યો, ગવૈયાને હાર આપ્યો, નર્તકાઓને અલંકાર આપ્યા. કોઈને ગામ ગરાસ, સુવર્ણ, જમીન, ઘર: જેની જેવી સેવા તેવાં માનઅકરામ આપ્યાં.

પછી તેણે તપસ્વીને કહ્યું: 'મહારાજ! તમને શું આપુ એ મને ખબર પડતી નથી. તમે માગો તે આપુ.'

તપસ્વી થોડી વાર રાજાની સામે જોઈ રહ્યો. પછી એણે ધીમેથી કહ્યું: 'મહારાજ! મારે જે જોઈએ છે, એ તમે નહિ આપી શકો.'

'અરે! કાંઈ વાત છે પ્રભુ! આખું રાજ આપનું છે! મારું જે હોય તે તમારું.'

'રાજન્! આમાં હોવાની વાત નથી. આમાં તો નીરખવાની વાત છે. તમારું એ કામ નથી. તમે જે તમારા સેવક વર્ગને જાણ્યો છે એ ઘણું છે!'

'ના, પણ પ્રભુ! મારે તમને આપવું જ છે. તમે માગો જ.' રાજાએ આગ્રહ કર્યો.

'ત્યારે રાજન્!' તપસ્વીએ કહ્યું: 'તમારા ઉપર રાજ કરનારા બે સમ્રાટ્ છે, એ બન્ને સમ્રાટ્ મારે ચરણે પડે એટલું કરો!'

'મારા ઉપર રાજ કરનારા બે સમ્રાટ્? તમે શું બોલો છો મહારાજ! તમને ખબર નથી લાગતી, હું તો ચક્રવર્તી છું. મારા ઉપર કોઈ સમ્રાટ્ નથી. મારા ગૌરવને શોભે એવી વસ્તુ જ પ્રભુ, હવે તો માગજો. જેવું તેવું માગતા નહિ!'

'પણ મેં તો માગવાનું માગી લીધું છે. એ જ આપોને!'

'તમે શું માગ્યું છે? 'મૂલં નાસ્તિ' જેવી વાત છે!'

તપસ્વીએ શાંતિથી કહ્યું: 'રાજન્! તમારા ઉપર જેમનો હુકમ ચાલે, એ તમારો સમ્રાટ્ ખરો કે નહિ?'

'એ ખરો!' રાજાએ કહ્યું.

'ત્યારે હું આંહીં બેઠો જોઉં છું કે તમારા ઉપર બે જણાનો હુકમ તો સતત ચાલ્યા કરે છે. એક છે કામ: બીજો છે ક્રોધ. આ બન્ને સમ્રાટો નહિ?'

રાજા તો તપસ્વીની નિસ્પૃહતા જોઈ છક્ક થઈ ગયો. તપસ્વીએ ઉપડવાની તૈયારી કરતાં કહ્યું: 'મહારાજા! હું તો એવી આશાએ આવ્યો હતો કે તમારી પાસે કાંઈક રાજ હશે. પણ હું જોઉં છું કે તમારી પાસે રાજપાટ કાંઈ છે નહિ. જે મારા ગુલામ છે એ તમારા તો સમ્રાટ્ છે. હું તમારી પાસે શું માગું?' એટલું બોલીને તપસ્વી તો તરત ચાલી નીકળ્યો.

રાજાનો વૈભવ વિષેનો તમામ ગર્વ તે દિવસે ગળી ગયો.

# જમીનદારની પત્નીનું



# મનોમંથન

: અનુવાદકો :

શ્રીમતી 'આરતી'

શ્રીયુત 'પરાગ'

*

હજુ તો ચાર પાંચ વર્ષ પહેલાંની વાત છે. ત્યારે હું લખનૌ યુનિવર્સીટીમાં અભ્યાસ કરતો હતો. લખનૌમાં ત્રણ વર્ગના માનવીઓ જીવે છેઃ એક વર્ગ છે નવાબોનો, બીજો ધનિકોનો, અને ત્રીજો વર્ગ છે ગરીબોનો.

યુવાની કોને નથી આવતી? પણ મેં એક વ્યક્તિના જીવનમાં જે યુવાનીનું તોફાન જોયું છે, એવું હજુ સુધી ફરી જોયું નથી. મારી સાથે એક સુરજ નામનો યુવક અભ્યાસ કરતો હતો. જાતનો તે કાયસ્થ હતો, પણ લફંગો હતો. જોજો, લફંગાના અર્થનો અનર્થ ન કરી બેસતા. બાકી, જમાનાએ તેનો રંગ બદલ્યો છે અને એ રંગની સૌ પ્રથમ અસર કોલેજિયનો પર થઈ છે. દરેક કોલેજિયન પોતાની જાતને મહાન માને છે અને પોતાની જાતને ઉસ્તાદમાં લેખાવતા હોય છે, પણ નેકટાઈ, સુટ અને ચકચકિત બુટ પહેરીને ફરતા ઘણા કોલેજિયનોમાં વાત કરવાની આવડત પણ નથી હોતી.

સુરજની દૃષ્ટિ હંમેશાં યુવતીઓ શોધી કાઢવામાં રહેતી. છેવટે એક યુવતી પાછળ સુરજ પાગલ બન્યો હતો અને તે યુવતીનું નામ હતું સવિતા. સુરજનાં માબાપ ગુજરી ગયાં હતાં. હા, ગામડામાં તેનાં કાકા, કાકી હતા. તેમને બાલ બચ્ચાં પણ હતાં, અને સૌથી મોટી વાત તો એ હતી કે, સુરજના કાકા જમીનદાર હતા. એ જમીનદારી સુરજનો વારસો હતો એટલે જ સુરજને બીજી કોઈ ચિંતા ન હતી.

સવિતા જેટલી સુંદર હતી એટલી જ ચતુર પણ હતી. સૌથી મોટી વાત તો એ હતી કે તે વાદવિવાદમાં ખૂબ ભાગ લેતી. જ્યારે એ બોલતી ત્યારે કોઈ કહેતું : 'આવું, તો તેનો બાપ પણ બોલી શકતો ન હતો. જરૂર તે કોઈના પ્રેમમાં પડીને પ્રેમીના રટાથી આટલું સરસ બોલી શકે છે.'—પણ આવી વાતો કરવી વ્યર્થ છે. એમ કહેવાથી કોઈ માની ન લે. માનીએ કે, તે ગોખીને આવતી હશે, પણ ગોખવાથી વાસ્તવિક રીતે બોલી શકાતું નથી. આજ સુધી મેં આવી છોકરી જોઈ નથી કે જે એક પણ ભૂલ વગર આવું સરસ બોલી શકે, પણ જિંદગીમાં એક છોકરી જોઈ, અને તે સવિતા. એના વિચારો ઘણા ઊંચા હતા. વિધવાવિવાહ, છુટાછેડા, સ્ત્રીઓનું નોકરીમાં જોડાવું, માનવીઓએ સ્ત્રી-આઝાદીની જેટલી જેટલી વાતો કરી હતી, એ બધી એક સવિતાના જીવનમાંથી મળી આવે તેમ હતી. સ્ત્રી—આઝાદી પ્રત્યેના તેના વિચારો મક્કમ અને સુંદર હતા. નવા વિચારવાળી સવિતા સાંજના છોકરીઓ સાથે ફરવા નીકળતી, પાર્ટીઓમાં જતી, અને કવિતા લખતી.

સુરજે જ્યારે જાણ્યું કે સવિતા કવિતા લખે છે, ત્યારે તે સીધો ગઝલકાર 'દાશીમ' પાસે ગયો. ઉસ્તાદે તેને જોયો અને સમજી

ગયા. એના માટે જાણી લેવું અશક્ય ન હતું કે યુવાનો-તેમાં ખાસ કરીને કોલેજિયનો-નું તેના પાસે શા માટે આગમન થાય છે. સુરજના ચહેરા પર ગમગીની છવાયેલી હતી. આંખોમાં ખુશી ન હતી-ઉત્સાહ ન હતો-જે જવાનીનાં લક્ષણો હોય છે. આનું કારણ ઉસ્તાદ કળી ગયા." હાશીમે પીઠ થાબડી કહ્યું: ' એક એવી ગઝલ બનાવી આપું કે " રૂઠેલાં રીઝાઇ જાય ", જેની યાદમાં તું ખોવાયેલ છે એ ખુદ તારામાં ખોવાઇ જાય.'

ગઝલ લઈ સુરજે પાંચની નોટ ઉસ્તાદના હાથમાં સરકાવી દીધી અને ગાતો ગાતો પાછો ફર્યો. મને આશ્ચર્ય થયું કે ચાર વાગે જ્યારે તે ગયો હતો ત્યારે એક સીધો સાદો સુરજ ગયો હતો, પણ છ વાગે જ્યારે તે પાછો ફર્યો ત્યારે એક શાયર બનીને આવ્યો હતો. કદાચિત તમે પૂછશો કે સવિતા તો હિંદીમાં કવિતા લખતી હતી અને સુરજ મહાશય તો ઉર્દુમાં ગઝલ ઉપાડી લાવ્યા હતા,-પણ જાણી લ્યો કે કાયસ્થ જાતિમાં એક વિશિષ્ટતા છે કે પુરુષો હિંદી નથી વાંચતા જ્યારે સ્ત્રીઓ વાંચે લખે છે. સવિતા પણ કાયસ્થ જાતિની હતી. તેને એક નાની બહેન, એક નાનો ભાઈ તેમજ એક મોટોભાઈ હતો. મોટોભાઈ બી. એ. એલએલ. બી. માં અભ્યાસ કરતો હતો. સવિતા ગમાર ન હતી. સુરજની પાગલતા તેના જાણવામાં આવી ગઇ હતી, છતાં સવિતા સુરજની વાતોને મહત્ત્વ આપતી ન હતી. સવિતા જ્યારે જ્યારે પસાર થતી ત્યારે ત્યારે તે ગઝલ લલકારતો પણ તેનો કોઈ અર્થ નીકળતો ન હતો-સિવાય કે સવિતાનું માર્મિક હાસ્ય. અને તે મનમાં ને મનમાં હાશીમને ગાળો ભાંડતો. પરંતુ પ્રેમની કોઈ વાત છુપી રહેતી નથી. પ્રેમને કોઇ બંધન નથી હોતું, પણ પ્રેમ એક બંધન બની રહે છે, અને એ પ્રેમના બંધનમાં સવિતા અને સુરજ બંધાઇ ગયાં. બંનેની એક જ સ્થિતિ હતી. બંનેની તડપ હતી. તમે કહેશો કે તે બેવકૂફી છે. હું કહીશ, ખરો પ્રેમ એને જ કહી શકાય જેને જગત બેવકૂફી સમજે છે.

'એક દિવસ સવિતાના મોટાભાઈ મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા : ' આપ સુરજના ખાસ મિત્ર છો ? '

મેં કહ્યું: ' જી હા-શું કહેવું છે ? '

થોડીવાર વિચાર્યા બાદ તેઓ બોલ્યા: ' છોકરો કેવો છે ? ' એના આવા પ્રશ્નથી મારે સુરજના પુસ્તકવાંચન તેમ જ અભ્યાસ બાબત કહેવું પડ્યું. અને આછી રૂપરેખા સુરજના ઘર બાબત પણ આપવી પડી.

' મેં તેમના પ્રેમ બાબતની વાત સાંભળી છે તે સાચી છે ? ' સવિતાના મોટાભાઈએ મને બીજો અણધાર્યો પ્રશ્ન કર્યો.

મેં કહ્યું: ' જી એ ખાલી વાત નથી.' મારી તરફ જોઈ તેઓ હસ્યા ને બોલ્યા: 'ઠીક છે ! હું તો સ્ત્રીઓની પૂરી આઝાદીનો વિરોધી છું, પછી ભલેને તે મારી બહેન હોય. પણ જ્યાં ખુદ હું જ મારી પસંદગીની છોકરી સાથે લગ્ન કરવામાં માનું છું ત્યારે હું મારી ફરજ માનું છું કે હું મારી બહેનને મદદ કરું.'

હવે તો સવિતા સાથે મારી સારી ઓળખાણ થઇ ગઇ હતી. મારી મામીની બહેન સવિતાની ભાભી થનાર હતી, પણ અચાનક તેના અવસાનથી લગ્ન ન થઇ શક્યાં.

તેમના લગ્ન પછીના એક દિવસની વાત છે. સુરજ, હું અને મારો એક મિત્ર ચંદ્રકાન્ત કોલેજમાં ફરતા હતા. કોલેજમાં સવિતાનો અભ્યાસ ચાલુ હતો. સવિતાનું આણું નહતું થયું એટલે હમણાં તે તેના ભાઇ સાથે રહેતી હતી. લગ્નને ચાર માસ થઈ જવા આવ્યા હતા. લગ્ન થઈ જતાં માણસ ગંભીર થઇ જાય છે એ મેં થોડું જોયું છે, પણ સુરજની આદતો એમની એમ જ રહી. પણ એ દરમ્યાન

સવિતાને ત્યાં મારે આવવા જવાનું વધી ગયું. ચંદ્રકાન્ત મોઢેથી બકી નાખતો, પણ દિલનો પાકો હતો. એવો જાતની છોકરીઓ જુએ અને બસો પ્રકારની વાત કરેઃ પણ સ્ત્રીઓ પ્રત્યેની ખરાબ વાતોએ તેના દિલમાં સ્થાન લીધું હતું. સ્ત્રી પ્રત્યેનું ઝેર એના ગળાના ઉપરના ભાગમાં જ હતું.

એક દિવસ ચંદ્રકાન્તે છોકરીઓની ભીડ જોતાં મને કહ્યુંઃ 'જોયું યાર કનક! ક્યારેક તો જોઇ લે; એ જ જિંદગીની મજા છે.' પણ હું ઊંચા ખ્યાલનો માણુસ હતો. આવી બેવકૂફી ભરેલી વાતો મને ગમતી ન હતી.

જે છોકરીએ લીલા રંગની સાડી પહેરી હતી તેને ચંદ્રકાન્ત ઓળખતો હતો. છોકરીની પીઠ મારા તરફ હતી, એટલામાં એ છોકરીને મેં ત્વરિત ગતિએ લાયબ્રેરીમાં જતી જોઈ. બીજી છોકરીઓ તરફ તાકી રહેલો સુરજ જરા ધ્યાનભંગ હતો. તેણે એકાએક ચંદ્રકાન્તનો હાથ પકડી કહ્યુંઃ 'ચાલ તો જરા જોઈ તો આવીએ કે તે 'હાતીમતાઇ'ના નાટકની નાયિકા બનવાને લાયક છે કે નહિ?'

હું તો એ છોકરીને ઓળખી ગયો હતો, છતાં મૌન રહ્યો. મારી ઇચ્છા હતી કે સુરજને આજે એક એવો પાઠ મળી જાય કે જિંદગી-ભર યાદ કરે. છોકરી લાયબ્રેરીમાં પીઠ ફેરવીને ઊભી હતી. સુરજે ગંભીર અવાજે કહ્યુંઃ 'આપના દર્શનનો લાભ મળશે?'

છોકરીએ મુખ ફેરવ્યું. સુરજને કાપો તો લોહી ન નીકળે, એવો એનો ચહેરો થઇ ગયોઃ એ સવિતા હતી. પ્રથમ તો સવિતા ગુસ્સો કરવા ગઈ પણ જ્યારે તેણે સુરજને ઓળખ્યો ત્યારે મુક્તભાવે હસી દીધું. ભલા બતાવો, કોઇ સ્ત્રી પોતાના પતિને આવી હાલતમાં આવા સ્વરૂપમાં જુએ તો દુઃખ ન અનુભવે? અને છતાં આવા સમયે હસવું ન આવે એ અશક્ય છે. રેલ્વેમાં તમારૂં કોઇ ખીસ્સું કાપે અને એ

## ગુજરાતણ



ગરવી ગૂજરાતણ રે
સદા કોયલ શી કરતી કલશોર,
એનો ગાજે અમીભરેલ કંઠ રે
જાણે ટહુકે અષાઢિલો મોર–ગરવી.

શમાણું શમે ને એની આંખડિયું જાગે
લલકારે પરભાતી બોલ,
પરભાતી રાગના સાદે જાગે છે એનાં
બાલુડાં કરતાં કલ્લોલ–ગરવી.

ઘમઘમ ઘમકારે ફરતું વલોણું રે
છાશ્યુંની ઊડંતી છોળ,
ગીત્યુંની લે'રખીયું વે'તી સંગાથમાં
ઘંટીનો જાગે છે ઘોર–ગરવી.

રામને મંદિરિયે ઝીલરીયું બાજે
સાંજ પડંયે ઘનઘોર
લલકારે હળવેથી મીઠાં ભજનિયાં
વાલમો આવે ચિતચોર–ગરવી.

થાકેલા પાકેલાં એનાં છણુડીયાંના
ઘેરાતાં લોચનીઆં લોલ
હાલરડે વા'લ એના મીઠાં નીતરતાં
પોઢે નીંદરમાં અણુમોલ–ગરવી.

રમેશ મ. ભટ્ટ

ખીસ્સાકાતરુને તમે પકડી પાડો, પણ જ્યાં તેને જુઓ તો તે તમારો સગો જ ભાઈ હોય તો તમે કેટલો ક્ષોભ અનુભવો ?

અમે ત્રણે પાછા ફર્યા. ચંદ્રકાન્તને એ વાતની ખબર ન હતી કે સુરજ અને સવિતા પતિ-પત્ની છે, તેથી તેણે કહ્યું: 'આટલી ગીરદીની વચમાં મેં તને કોના પાસે ઉભો રાખી દીધો ? પણ ઇચ્છા હોય તો...ખીસામાં...... રૂપિયા જોઈએ.'

સુરજ મારી સામે જોઇ રહ્યો હતો. મારા માટે ચંદ્રકાન્તને ચુપ રહેવાનું કહેવાનું પણ અશક્ય હતું. તે કહેતો ગયો: 'આખી કૉલેજ જાણે છે, આજથી બે વર્ષ પહેલાં જ્યારે તે છોકરી ઇન્ટરમાં હતી ત્યારે તેને એક પ્રોફેસર સાથે દોસ્તી હતી. પ્રોફેસર હોંશિયાર હતો. અભ્યાસમાં પાકો અને નાટકમાં પહેલા નંબરે ભાગ ભજવતો. તેની સાથે મોટરમાં જ તે ફર્યા કરતી.' કમબખ્ત બકે જતો હતો. સુરજનું મગજ ફરી ગયું. એના ચહેરા પર ઉદાસીનતા આવી. તે ઊંડા વિચારમાં પડી ગયો. થોડીવારે તેણે કહ્યું: 'કનક ! કાકાને આ વાતની ખબર પડી જશે તો શું કહેશે ?'

થોડીવાર વિચાર કરી મેં કહ્યું: 'કેમ, ચંદ્રકાન્તને તારા કાકાના એડ્રેસની ખબર નથી તો પછી કાકાને ક્યાંથી ખબર પડશે ? હું તો કહીશ નહિ અને સવિતા પણ કેમ કહી શકે ?-પણ જો તું જ અક્કલમંદ હો તો પછી હું લાચાર છું.'

સુરજ ફરી કહેવા લાગ્યો: ''બીજું તો કંઇ 'નહિ પણ એક વાતે મારામાં શંકા પેદા કરી છે, જતાં જતાં ચંદ્રકાન્તે કહ્યું કે 'જે માણસના આ છોકરી સાથે લગ્ન થશે તે પણ પહેલા નંબરનો મૂર્ખ હશે.'

'સંભવિત છે, મેં મનમાં કહ્યું.

'મારું એક કામ કરીશ ? સવિતાને હું એકાંતમાં મળવા માગું છું. કાલે તું તેને અહીં લાવીશ ?'

મેં કહ્યું: 'ઘણી ખુશીથી-એ કંઈ મુશ્કેલ ભર્યું નથી.'

સુરજે નિસાસો મૂક્યો. ને કહ્યું: 'કાલે સાંજે તેને ઘેર જઈશ.'

બીજે દિવસે જ્યારે હું તેને ત્યાં ગયો ત્યારે તેણે હર્ષથી મારા ખભાને જોરથી હચમચાવતાં પૂછ્યું: 'શું કહ્યું સવિતાએ ?' મને મનમાં હસવું આવ્યું. કાયદાની નજરે, ધર્મના બંધને, સમાજના ધોરણે સવિતાનો તે દેવતા છે, છતાં વાત તો એવી રીતે કરે છે કે જાણે આપણું થયા પહેલાં તેનો તેના પર અધિકાર હોય. મેં કહ્યું: 'હેઠો બેસ, પછી વાત કરું.'

સુરજે બેસીને સીગારેટ સળગાવી.

મેં કહ્યું: 'હું ગયો હતો. સવિતાએ મને કહ્યું કે તેડું થયા વિના હું તેમની પાસે કેમ આવી શકું ? હજુ આણું નથી કર્યું એટલે હું નહીં આવી શકું.'

સુરજ ગુસ્સે થયો: 'પ્રોફેસરને મળવામાં સંકોચ ન હતો; ને મને મળવા આવવામાં સંકોચ ?'

મેં કહ્યું: 'પ્રોફેસરને મળવું એ સ્વાભાવિક હતું; તારે ત્યાં આવવાનો અર્થ સ્પષ્ટ છે. જગતને હસવાની તક મળે.'

'ત્યારે જગત નહોતું હસતું ?' સુરજે વધુ ઉગ્ર થતાં મને કહ્યું.

મેં કહ્યું, 'તું પણ અજબ માણસ છો. વસ્તુથી દુનિયા ડરે છે. આપણું દિલ સાફ ન હોય તો...'

પણ સુરજની સમજમાં જે આવવું જોઇએ તે ન આવ્યું. તેણે ટેબલ પર હાથ પછાડતાં કહ્યું: 'તો એક મહિનામાં જોઈ લેજે.'

તેના વિચિત્ર વર્તન અને વાતથી મને ફરી હસવું આવ્યું. સુરજે તેના કાકાને લખી દીધું અને મહિનામાં તો સવિતા, સુરજના ઘેરે બહુરાણી બનીને આવી ગઈ.

હવે તો સુરજ મને પણ વારંવાર ન કહેવાના બોલ કહી લેતો. કારણ કે, વારંવાર

હું સવિતાની તરફેણમાં ઊભો રહેતો. થોડા દિવસ તેમની જિંદગી એવી રીતે પસાર થઇ કે જાણે ચાહ, અને દૂધ. પણ સાકર બનીને હું ક્યાં સુધી બન્નેનો સ્વાદ જાળવી રાખું ?

એક દિવસ સુરજે સવિતાના પૂર્વજીવન વિષે પૂછ્યું.

સવિતાએ કહ્યું: 'આપ આવી વાતો પૂછી શકો છો ? ખરેખર મને આપની આવી વાતોથી આશ્ચર્ય થાય છે. પુરુષો જે શંકા લાવે છે એવી શંકાઓ સ્ત્રીઓ કદી લાવી નથી શકતી, એ શું આશ્ચર્ય નથી ?'

સુરજ મનમાં ને મનમાં સમસમી રહ્યો. એના દિલમાં જે શંકાઓએ આજ ઘણા દિવસો થયાં આગ લગાડી હતી એ ભભૂકી ઊઠી. મનમાં ને મનમાં તે સળગી ઊઠયો, અને બબડયો: 'સ્ત્રી અને પુરુષની શી બરાબરી ! માસ્તર સાથે સવિતાનો શું સંબંધ હતો, એ વાત પર કોઈ બોલતું નથી. જો મને માસ્તરના નામની ખબર પડે તો...'

વાત સીધી સાદી હતી. જો સુરજ પૂછી લે તો વાત ત્યાં જ સ્પષ્ટ થઇ જાત–પણ જ્યારે કાળના ચક્રમાં માનવી સપડાય છે ત્યારે અંધ બને છે. સારાસારનું તેને ભાન નથી રહેતું. કુદરત જ્યારે માનવીની ક્રુર મશ્કરી કરે છે ત્યારે થોડા સમયને માટે માનવી પોતાનો સાચો રાહ ભૂલી જતાં ખોટા રાહ પર જીવ્યે જાય છે.

સવિતાએ કહ્યું: 'જો તમે મારામાં વિશ્વાસ નહિ મૂકો અને બીજાનું કહ્યું માનશો તો કોણ જાણે શું થશે ? મને મારી વાત પૂરી કરવા દેશો—પણ શું તમો મારી વાતમાં વિશ્વાસ લાવશો ? સંભવિત છે કે કોઈ પોતાની બુરાઈ-ની વાત પોતાના મુખે ન કહે. છતાં તમે તમારી પત્નીની દ્રષ્ટિએ પણ જો મારામાં વિશ્વાસ ન રાખો તો બહેતર છે કે હું ચુપ રહું.' થોડી વાર પછી તેણે કહ્યું. 'તમે તો કહ્યું હતું કે તમે મને તમારી ગુલામડી નહિ બનાવો;

## વાદળી



કે ગગન ઉર પર શું વિલસંત !
નીર–ભરી હું વાદળી !
કે ઉજ્વલ હૈયે શું હરખંત !
નીર–ભરી હું વાદળી !

હૈયાના હેમથાળમાં જ્યોતિ વિજલડીની !
રચું આરતી દિલના દેવની !
નીર–ભરી હું વાદળી !

નર્તન્તી વ્યોમાર્ણવનાં વીચિએ હું નાવડી !
કરું સફર દિવ્ય દેશની !
નીર ભરી હું વાદળી !

અનંત હિન્ડોલે હિંચતી હું રસ–રમણી !
લ્હેરાય ઇન્દ્રચાપ–પાલવડો !
નીર ભરી હું વાદળી !

ગગન સરોવરે મલકંતી હું પોયણી !
સોહવતી સંજીવની સૌરભ !
નીર ભરી હું વાદળી !

કે ગગન ઉરપર શું વિલસંત !
નીર–ભરી હું વાદળી !
કે ઉજ્વલ હૈયે શું હરખંત !
નીર–ભરી હું વાદળી !

કનૈયાલાલ જોષી

પણ હું જોઉં છું કે લગ્ન પહેલાં જે 'સ્ત્રી–આઝાદી'ના સ્વતંત્ર વિચારો તમે રજુ કર્યા હતા તે અત્યારે તમારામાં લેશ માત્ર દેખાતા નથી.'

તે સમયે સુરજે વાતને હસવામાં ટાળી દીધી અને સાંજે તે સવિતા માટે રેશમી સાડી લઈ આવ્યો. પહેલાં તો સવિતાએ પ્રસન્નતા દેખાડી, અને પછી કહ્યું: 'આવી મોંઘવારતમાં આની શું જરૂર હતી?'

'તેથી શું થઈ ગયું? પચીસ જગ્યાએ આવવા જવાનું થાય છે.' હસતાં હસતાં સુરજે કહ્યું.

'આપ મારી દિવસની વાતોથી નારાજ તો નથી થયા?' સવિતા કરુણ સ્વરે બોલી.

સુરજની આંખો ઢળી ગઈ. સવિતાના શબ્દો તીરની પેઠે દિલમાં જખ્મ કરી ગયા.

'આપ મારી વાતોથી દુઃખ ન લગાડતા' સવિતાએ ફરીને કહેવા માંડયું: 'મને બચપણથી જ બક બક કરવાની આદત પડી ગઈ છે. કારણ કે મા–બાપ નહોતાં એટલે સારી રીતે બોલતાં કોણ શીખવે? પણ મેં એક વાતનો નિશ્ચય કરી લીધો છે, કે હવેથી હું એવું જ કામ કરીશ જેનાથી આપ ખુશ થાવ. સ્ત્રીના એ જ સિદ્ધાંત અને વિચારો હોવા જોઈએ જે તેના પતિના હોય. તમે મને એક વખત ક્ષમા આપો.' આટલું બોલતાં તે રડી પડી.

સુરજે સ્નેહથી તેનાં આંસુ લુછયાં અને કહ્યું. 'તમે રડે છે શા માટે? ગાંડી નહિ તો!'

સુરજે જ્યારે મને, બીજે દિવસે તે વાત કહી ત્યારે મેં કહ્યું: 'આ છે હિંદુસ્તાન, આને કહે છે પુરુષની હાર.'

'શું કહે છે? કેવી હાર?' સુરજે આશ્ચર્ય પામતાં કહ્યું.

'એક જંગલમાં આઝાદીથી ફરતું પંખી પાંજરામાં પુરાયા બાદ વિચારે છે, કે પીંજરું જ જીવનનું મોટામાં મોટું સ્વર્ગ છે.'

'સમજ્યો, પણ તું હજુ એકલો છે. જ્યારે બંધનમાં બંધાઈશ ત્યારે ખબર પડશે.'

પહેલાંની માફક મારું આવવા જવાનું ચાલુ હતું. જે માણસનું દિલ શંકાર્થ, ભરેલું હોય એવા માણસના માનસ ઉપર નજીવી વાતની લહેર પણ તેને શંકા કરવા પ્રેરી જાય છે. છતાં જો તે ધારે તો હંમેશને માટે તેનું માનસ સ્વચ્છ થઈ શકે છે. કોલેજમાં મને સુરજે કહ્યું: 'આજ તો જમુનામાં બોટીંગ માટે જઈશું અને ત્યાંથી સીનેમામાં જઈશું. તું સાડા ચાર વાગે મારા ઘરે આવી પહોંચજે.'

જ્યારે હું તેના ઘરે પહોંચ્યો ત્યારે સુરજ બજારમાંથી પાછો આવ્યો નહતો. સવિતાએ મને વચલા ઓરડામાં લઈ જઈને બેસાડયો. સ્ટવ પર ચાનું પાણી મૂકયું અને પૂછયું: 'નાસ્તો કરશો ને?'

મેં કહ્યું: 'જે હોય તે ચાલશે, જો તમે ખરેખર ખવડાવવા માગતા હો તો.'

તે હસી પડી અને બોલી: 'ખાવાની તો ઉતાવળ નથી ને? તેમની તો રાહ જાશો ને?'

હું ચુપ રહ્યો.

'હમણાં આવતા જ હશે.' તે હસતાં હસતાં બોલી: 'વખત થયો છે. કેમ આજે કોઈ ખાસ પોગ્રામ છે?'

મેં જવાબ આપ્યો: 'જી...ના, ખાસ પોગ્રામ તો નથી. જરા નદીની સહેલ કરવાની ઈચ્છા છે અને ત્યાંથી સીનેમા...'

તેણે વાત કાપતાં કહ્યું: 'તો શું આખી રાત્રી ફરવામાં જ પસાર કરવી છે?' આટલું બોલતાં ફરી તે હસી અને કહ્યું: 'આપ જાણો છો, મેં કોલેજ છોડી દીધી છે.'

'એમ? શા માટે? ખરેખર, મને તો ખબર ન હતી!'

'હવે કોલેજમાં જાઉં એ એમને પસંદ નથી. કહેતા હતા કે બી. એ. તો પાસ થઈ ગઈ છું. એમ. એ. થઈને કયાંય નોકરી મેળવવી છે!' સવિતાના અવાજમાં તીવ્ર વેદના હતી, જે તેના હસવાના પ્રયત્નથી વધુ કોરતાની આછી ઝાંખી કરાવતી હતી. મને એવો ભાસ

થયો કે જાણે કોઈ બાલકની સામે રમકડાં મૂકી બાલકને કહે છે: 'ખબરદાર રમ્યો છે તો!' મેં આશ્ચર્ય પામતાં કહ્યું: 'આપે સુરજને ન કહ્યું કે તેને બી. એ. સુધીનો અભ્યાસ કરવાની શું જરૂરત છે!'

'એ તો આપ જ પૂછી શકો છો. મારામાં હવે તેમને એક વાત પૂછવા જતાં સો વાત સાંભળવાની શક્તિ નથી રહી.'

મેં સાંભળ્યું પણ મારા મનની જિજ્ઞાસા જાગતી જ રહી. મેં સ્વસ્થ થતાં કહ્યું:

'એક વાત પૂછું છું. માફ કરજો, વાત જરા કડવી છે. આપ કોલેજમાં ન હોત તો સુરજભાણુ આપને કદી જોઈ શકત? અને જો આવું જ પરિણામ લાવવું હતું તો શા માટે આપની સાથે પ્રેમલગ્ન કર્યાં? કાકાને કહીને શા માટે જૂના રીતરિવાજને પાળતી કોઇ ગમાર છોકરી સાથે લગ્ન ન કર્યાં? તેને એવો કયો અધિકાર......' મનમાં તો ઘણું કહી દેવાની ઇચ્છા જાગૃત થઇ હતી, પણ એટલામાં સુરજ ઓરડામાં દાખલ થયો. એનું આગમન એવું એકાએક હતું કે અમે બન્ને ચમકી ગયાં. અને તેણે અમને ડરી જતાં જોયાં.

બીજે દિવસે જ્યારે હું સુરજને ઘેર ગયો તો ઘરની ચાલીમાં જ હું અટકી ગયો. અંદરથી સુરજના બોલવાનો અવાજ આવતો હતો: 'મારી ગેરહાજરીમાં કોઇ આવે તો દરવાજો ખોલવાની તો શું, જવાબ આપવાની પણ જરૂરત નથી.' ત્યાં સવિતાનો અવાજ આવ્યો. 'આપના કાકા આવે તો પણ નહિને?'

'એમને તો દૂર કરવાની કોશીષ તો તું કરીશ જ. પણ હું તો બીજાઓની વાત કરું છું.'

'......તો મેં કોને કોને બોલાવ્યા છે!' સવિતા બોલી.

'કાલ કોણ આવ્યું હતું?' સુરજે પ્રશ્ન કર્યો.

'મેં બોલાવેલ કે આપે! મેં તો ઉલ્ટાનું આપને આપના મિત્રની નજરમાં હલકા પડતા બચાવ્યા હતા.'

'મારે તારા એવા ઉપકારોની જરૂર નથી.'

## ઢેલને



હો ઢેલડીને કોણ મનાવવા જાય?
આભે પેખીને મેહ,
લાગી લાખેણી લેહ,
મોરલો તો થનગન થાય રે;
હો ઢેલડીને કોણ મનાવવા જાય?
પૂરી સાધી છે કળા,
નાચે છે નૃત્ય ભલાં,
નયનાંમાં આભ છલકાય;
એવો મયૂરરાજ,
છોડીને સકલ સાજ,
ઝંખે છે અંબરનો રાય રે;
હો ઢેલડીને કોણ મનાવવા જાય?
તારો પ્રિય એકદા
ન્હોતો રહેવાનો સદા,
શાને ઓ ઢેલ! મુરઝાય?
ભૂલી જઈ ભૂતકાળ
તું યે બન નૃત્યબાળ,
કેમે યે મેહ મુસ્કુરાય રે!
હો ઢેલડીને કોણ મનાવવા જાય?

સરોદ

સુરજનો સ્વર વધુ ઉગ્ર બનતો હતો.

'આપની જેવી ઇચ્છા. મને કોઇની સાથે મતલબ નથી.' સવિતાએ જવાબ આપ્યો.

મેં સાંભળ્યું. ક્રોધથી મારો આત્મા ઉકળી ઊઠયો. સુરજ મને હોળીનું નાળીએર બનાવી મારો સાથે દગો રમ્યો હતો–મારા પર કલંક લગાડવા માગતો હતો. હું ત્યાંથી જ પાછો ફરી ગયો. અને તે દિવસથી મેં તેની સાથે સંબંધ ઓછો કરી નાખ્યો.

પરીક્ષા પૂરી થઈ ગઈ હતી. એક છોકરો આવીને મને મારી સાયકલ પાછી આપી ગયો. તેના હાથમાં એક પત્ર હતો. મેં પત્ર લીધો અને વાંચવો શરૂ કર્યો. તેમાં લખ્યું હતું.

'પ્રિયભાઈ, અમો મામકે જઇએ છીએ. આપની સાયકલ પરત કરું છું. ધન્યવાદ.

આપની બહેન સવિતા.

મેં સાયકલ ઘરમાં લીધી. મને ખાતરી હતી કે આ સાયકલ જ કજિયાનું મૂળ છે. મારો એક મિત્ર હતો. સાયકલ ચોરવી એ એનો ધંધો હતો. એક દિવસ તે કાનપુરમાંથી એક સાયકલ ચોરીને મારી પાસે લાવ્યો અને મને કહ્યું: 'ઘણા દિવસ થયાં સસ્તી સાયકલ માંગતો હતો તે આજે લઈ લે.' મેં કહ્યું: 'વાહ ભાઈ! માગી હતી પુરુષ સાયકલ અને લાવ્યો સ્ત્રીઓની સાયકલ–અને પાછો માથે હાથ શાનો રાખે છે?' તેણે કહ્યું: 'વધુ માથાકુટ ન કર. મારે વધુ રૂપીઆ નથી જોઇતા. ફક્ત વીસની જ જરૂરત છે. ચાલ લઇ લે.' ચંદ્રકાન્તની ભાભી આવવાની હતી, એટલે એને કામ આવશે એમ માની સાયકલ ખરીદી લીધી.

એક દિવસ સવિતા કોલેજમાં મને મળી અને કહેવા લાગી: ''જુઓ મારું ઘર દૂર છે એટલે ચાલી ચાલીને દમ નીકળી જાય છે.' મેં કહ્યું. 'આપને સાયકલ તો હું આપું, પણ થોડા દિવસોને માટે!' સવિતા ખુશ થઈ. હવે તે સાયકલ ઉપર જ કૉલેજ આવવા લાગી.

એક દિવસે સવિતાએ મને રોકયો. તે લંગડાતી ચાલતી હતી.

મેં કહ્યું, 'કેમ પગે શું થયું છે!'

'પડી જતાં પગ મચકોડાયો છે.'

'હવે તો ઠીક છે ને?'

'હા, પણ એક તકલીફ આપવી છે.'

'કહો.'

'મહેરબાની કરીને એક ટાંગો લાવી આપો.'

'કેમ સાયકલનું શું થયું!'

'તે હું પાછી મોકલી આપીશ.'

'કેમ?'

'કાલે ભાઇ ઘેરે આવ્યા હતા. જ્યારે હું ઘરે ગઈ ત્યારે ભાઇએ પૂછ્યું: 'સુરજને આ વાતની ખબર છે!'

'એમને તો હું કદી મળતી જ નથી.' મેં ઉત્તર આપ્યો. ભાઇએ કહ્યું. 'આજ સુરજભાણુ આવ્યા હતા તે કહેતા હતા કે કાકા આવ્યા હતા, તેમણે સવિતાને સાયકલ પર બેઠેલી જોઇ હતી. કાકાને ઘણું ખરાબ લાગ્યું. ભલા, કોઇપણ સારા ઘરની વહુ–દીકરી કદી સાયકલ ઉપર બેસે છે?' ભાઇને કદી ગયા કે સવિતાને સાયકલ ઉપર ફરવાની ના કહેજો. મેં ભાઇને કહ્યું: 'આપે કહ્યું નહિ કે ઘરથી કોલેજ ઘણી દૂર થાય છે!' ભાઇએ તેમને એ વાત કહી હતી. પણ સુરજે કહ્યું કે જો એ જ વાત મહત્વની હોય તો ભણવાની શી જરૂરત છે? મને ઘણું દુઃખ થયું. મેં ગુસ્સે થતાં કહ્યું, 'એમ વાત હોય તો હું જરૂર સાયકલ ઉપર બેસીશ.' ત્યારે ભાઇએ કહ્યું: 'જો સવિતા, હવે તું નાની બાળકી નથી. તારે તારી આંખો ખુલી રાખીને ચાલવાનું છે. હવે તારે તારું બચપણ વિસરી જવાનું છે.' આટલી વાત કરતાં સવિતા ચુપ થઇ ગઇ ને જતાં જતાં કહ્યું: 'આપની સાયકલ પાછી મોકલી આપીશ.'

મેં કહ્યું, 'સાંભળ્યું છે કે આપની...'

'જી...હાં.' તેણે શરમાતાં કહ્યું.

મારો આછો ઇશારો તેની સમજમાં આવી ગયો. તે અંદર ચાલી ગઈ.

પત્ર હાથમાં લેતાં મેં વિચાર્યું કે હવે તો તે ગામ પણ ચાલી ગઈ હશે. સાયકલ આપવા આવનાર છોકરો તો ઘણા દિવસો બાદ સાયકલ આપવા આવ્યો હતો. એ પણ એક એની મહેરબાની જ હતી. એ મારો નોકર નહતો કે હું તેના પર ગુસ્સો કરું.

એક પછી એક પ્રસંગો મારી દૃષ્ટિ સમક્ષ આવીને ઊભા. આ હતી સવિતાની સુરજ પ્રત્યેની ઉપેક્ષા. એની આદતોની વાસ્તવિકતા જોઇ ધીરે ધીરે તેનું મન અંદરો અંદર સુકાતું જતું હતું. પણ યૌવન સદા પ્યાસું જ રહે છે. સમાજના જે બંધનની વ્યાખ્યા આપણે 'લગ્ન' કરી છે, એ લગ્ન કેવળ લગ્ન નહિ કિન્તુ પુરુષના જીવનમાં જાગેલી પ્યાસ–પુરુષના જીવનમાં જાગેલી વાસનાને તૃપ્ત કરવા એક જાતનો મોહ છે. લગ્ન કેવળ દેહના નહિ–આત્માના થવા જોઇએ, એમ ઘણા આદર્શ યુવકો પુકારી પુકારી કહેતા હોય છે પણ વાસ્તવમાં એનું પાલન સેંકડે પાંચ ટકા યુવકો નથી કરતા. જે હું કહું છું તેમાં કેટલે અંશે સાચો છું એ હું નથી કહી શકતો, પણ એટલું ચોક્કસ છે કે મનુષ્યના જીવનમાં કલા, વિજ્ઞાન અને તોફાન જે ભાગ ભજવે છે એના મૂળમાં તો એક પ્રકારની તૃષ્ણા છુપાયેલ છે–જેને તેઓ સંવેદના, સહાનુભૂતિ અને પ્રેમની મુખ્ય તૃષ્ણા સમજે છે. સવિતાનું જીવન એવી તલવારની ધાર જેવું હતું કે જેની ધારને કાયર યોદ્ધો પથ્થર ઉપર ઘા કરી તોડી નાખવા માંગતો હતો. એનામાં એટલી હિંમત ન હતી કે એ તલવારને પોતાના મજબુત પંજામાં પકડી, સમાજના નિંદાને પાત્ર એવા કાયદાઓ ઉપર ઘા કરે અને તેના લોહીથી તલવારની ધારને વધુ ચકચકિત કરે.

સવિતાની નાની બહેન ક્યારેક ક્યારેક મને

## પીયૂષ



ઝૂલણાં

આજ વૈશાખના ઘોમ તડકા પડયા
ધરતીને અંગ શી આગ લાગી !
આજ મધ્યાહ્નના ઘોમ તડકા તપ્યા
ધરતીની પ્યાસ કેવી ય જાગી !
ભાનુને વદન આ ઉગ્રતા શી વરી
લે ધરા ફેરવી મૂખ અર્ધું ?
તોય અર્ધું તપે, સ્હેજ આઘી ખપે
સાન્ધ્ય–રવિ આપતો સ્મિત છેલ્લું !
આજ તાપે તપી, અંગ આ, લા મૂકી
નસ–નસે અગનની રેલ ચાલી !
દેવ, આવી કરી આગની આરતી,
મશ્કરી આપની ચે નિહાળી !
તે પછી તું નિયંતા, અહો મેઘને
મોકલે રાગ મલ્હાર ગાવા !
વીજ–સરસીજનું આભ આંડી પ્રલો !
ચેતના–મ્હેકમાં કે'છ ન્હાવા !
વિવિધ–રંગી મૂકયા કુસુમ તેં વેણીમાં
ઇન્દ્ર–ધનુની કરી વેણી, વ્હાલા !
વિધ, આની વિધે, નિયમ તારો દિસે:
'પાપ જલવી દઈ પીયૂષ પાવા !'

ભૂપત વડોદરિયા

## લગ્ન સુભાષિત

કન્યા રૂપે ને કળીસ્વરૂપે,
મહેકી મીઠી બેન સુગંધ તારી,
ગૃહિણી રૂપે ને પુષ્પ સ્વરૂપે,
ઉડાવજો સૌરભની ફુવારી,
ને ઇચ્છું, માતૃત્વને કિનારે,
મીઠી બજાવો મમતા સિતારી,
વીરી, તમારા ધ્યેય સ્વરૂપે,
રહેજો ભલી કસ્તુરબાઈ નારી.
ગોવિંદ કવિ.

કૉલેજમાં મળતી ત્યારે સવિતાના કાગળપત્રની પૂછપરછ કરતી, પણ હું જવાબ આપતોઃ 'જ્યાં તમને પત્ર નથી લખતી તો પછી મને તે કેવી રીતે લખે?' અવિશ્વાસની કાતીલ છરીથી સુરજે સવિતાના સ્નેહી સ્વજનોના સંબંધ કાપવા માંડયા હતા, પણ તેના છાંટા તેને ખુદને ઊડયા. મને વિચાર આવતાઃ 'શું હવે તેમનું જીવન સુખી થયું હશે? સુરજ સુધરી ગયો હશે?' આમ ને આમ સમય પસાર થતો ગયો.

*

હું એક દિવસ અલાહાબાદમાં ગંગાના કિનારે ટહેલતો હતો, સુરજ આથમવાની તૈયારીમાં જ હતો. છેલ્લી વિદાયનાં લાલ કિરણોથી ગંગાનું પાણી લાલ થઇ ગયું હતું. હવામાં થોડી ઠંડી હતી. એવામાં પરિચિત અવાજ સંભળાયો. 'કનકભાઈ, તમો અહીં ક્યાંથી?'

એકાએક પાછળ જોઇ હું આશ્ચર્ય પામ્યો પ્રથમ તો મને વિશ્વાસ ન આવ્યો.

તે સવિતા હતી. સવિતાને હું જોઈ જ રહ્યો. તે એકલી હતી. તેના શરીર પર એક સાદી સાડી હતી. માથામાં સિંદુર ન હતું પણ કપાળે ચાંદલો અને હાથમાં ચૂડી હતાં. જીવનમાં જેણે ફેશનને જ સ્થાન આપ્યું હતું એ સવિતા આજે આટલા સાદા......મારા મુખમાંથી એકાએક શબ્દો સરી પડયાઃ 'સવિતાદેવી! આપ અહીં? એકલાં?'

તેણે હસીને પૂછ્યુંઃ 'આપ અલાહાબાદ ક્યારે આવ્યા?'

'હું તો કાલે જ રીસર્ચના કામ માટે અહીં આવ્યો છું ને હૉટેલમાં ઉતર્યો છું.'

'મારે ત્યાં આવવામાં આપને કોઇ તકલીફ પડત?'

'આપ ક્યાં ઉતર્યાં છો?'

'જી, હું તો અહીં જ રહું છું.'

થોડીવાર અમે સાથે જ ફર્યાં. થોડી ઘણી રીસર્ચ બાબતમાં વાતચીત થઇ, ત્યાં તો અંધારું થવા આવ્યું. એકાએક સવિતાએ કહ્યુંઃ 'ચાલો હૉટેલથી સામાન લઇ ઘર તરફ જઇએ!'

'ઘર!' મેં આશ્ચર્ય પામતાં પૂછ્યું.

તેણે હસીને જવાબ આપ્યોઃ 'હા! એક રૂમ છે. તેને ઘર સમજી લ્યો, બંગલો સમજી લ્યો, પણ મારા માટે તે પુરતું છે. નાની બહેનને અને મોટા ભાઇને આવવા લખ્યું છે. આવશે તો બીજા રૂમો ભાડે રાખીશ. અત્યારે તો એક રૂમ......' વાત કાપી નાખતાં તેણે કહ્યું, 'ચાલો જઇએ ઠંડી વધતી જાય છે.'

અમો ચાલવા લાગ્યાં. ચાલતાં ચાલતાં હું એટલું જ વિચારી શકયો કે સવિતાનું હવે એ જીવન ન હતું જેમાં મસ્તી ભરી હતી. સવિતાના જીવન પરિવર્તન સાથે વિચારોનું પણ પરિવર્તન થયેલ હતું. તેના એક એક શબ્દમાં ગંભીરતા હતી. જ્યારે અમે હૉટેલે પહોંચ્યાં ત્યારે ઠંડી સારા પ્રમાણમાં વધી ગઇ હતી. હૉટેલથી સામાન લઇ અમો ઘેર પહોંચ્યાં. મેં એક ખુરશી પર જગ્યા લીધી અને સવિતા રસોઈ કરવા ગઇ. જ્યારે તે રસોડામાંથી બહાર આવી ત્યારે તે હિંદુસ્તાનની સ્રીઓમાંની એક લાગતી હતી. હજુ ગઇ કાલ સુધી તો તે હિંદુસ્તાનની આવી સ્રીઓ પ્રત્યે નફરત ધરાવતી હતી. હું સીગારેટ પીતો બેઠો હતો ત્યાં સવિતાએ પ્રશ્ન કર્યોઃ 'આપ ક્યાં આરામ કરશો? વરંડો તો નથી. અગાશીમાં તો ઠાર પડે છે. ત્યાં આપ ભીંજાઈ જશો.' (ચાલુ)

### ત્રાવણકોરનાં મુખ્ય સર્જન

## ડૉ. શ્રીમતી

# પૂનન લુકોસ

લગ્ન કે કુટુંબજીવન શક્તિશાળી સ્ત્રીને તેની સ્વતંત્ર કારકિર્દી જમાવવામાં નડતરરૂપ થઈ પડે છે, એવી ટીકાઓ સ્ત્રીઓની પ્રગતિના વિરોધીઓ તરફથી થઈ રહે છે. આવા ટીકાકારોને એના જવાબમાં અનેક દૃષ્ટાંતો આપી શકાય એમ છે. પરંતુ અત્રે એક જ જ્વલંત દૃષ્ટાંત તેમની આગળ ધરવાનું બસ થશે. ત્રાવણકોર રાજ્યના તબીબી ખાતાનાં વડા સર્જન જનરલ તરીકે સ્થાપિત થયેલાં ડૉ. શ્રીમતી પૂનન લુકોસ એનું જ્વલંત દૃષ્ટાંત છે. શ્રીમતી પૂનન લુકોસ એક વ્યવસાયી મહિલા તબીબ છે અને આવાં પદ પર સ્થાપિત થયેલાં હિંદનાં પહેલાં મહિલા તબીબ છે.

શ્રીમતી પૂનન લુકોસ એક તબીબનાં પુત્રી છે. એમનું કુમારીકા તરીકેનું નામ મેરી કોન્સ્ટન્ટ પૂનન છે, અને તેઓ ખ્રિસ્તિ છે. ત્રિવેન્દ્રમની મહારાજા કોલેજમાં બી. એ. ની પદવી લીધા પછી તેઓ લંડન વિદ્યાપીઠમાં જોડાયાં અને તે પછી ડબ્લીનની રોટન્ડા ઇસ્પિતાલમાં દાખલ થઇ સ્ત્રીઓના રોગો અને સૂતિકા ઉપચાર શાસ્ત્રમાં પારંગત થયાં.

તેમની વિવિધ શક્તિઓ જોઇને તેમને શસ્ત્રક્રિયા કરવાની પણ છૂટ આપવામાં આવી હતી. વિદ્યાર્થી વર્ગ પૈકી આવી છૂટ મેળવનાર એકલા તેઓ જ હતાં. એમની આ કામગીરી માટે ડૉ. હેરીંગ્ટન સેન્સબરી જેવા *નિષ્ણાત તબીબનો ઘણો ઊંચો અભિપ્રાય* હતો અને તબીબી વ્યવસાયના કોઈ પણ ઊંચામાં ઊંચા સ્થાન માટે કુમારી પૂનન લાયક છે એવું મંતવ્ય તેમણે અનેકવાર વ્યક્ત કર્યું હતું.

૧૯૧૭ સુધી કુમારી પૂનન ઇંગ્લાંડમાં રહ્યાં. ત્યાં સુધીમાં એમ. બી. બી. એસ. (લંડન) એલ. એમ (રોટંડા) અને એમ. આર. સી. ઓ. જી. ની પદવીઓ તેમણે મેળવી. યુદ્ધ દરમ્યાન સંખ્યાબંધ લશ્કરી ઇસ્પિતાલોમાં તેમણે સેવાઓ આપી હતી.

હિંદ પાછા ફર્યાં પછી તેમણે ત્રાવણકોરની વડી અદાલતના શ્રી. લુકોસ સાથે લગ્ન કર્યું. તેઓ બે બાળકોનાં માતા પણ છે. આ લગ્ન અને કુટુંબજીવનથી તેમની પ્રવૃત્તિમાં જરા ય અંતરાય આવ્યો નથી. એ પ્રવૃત્તિમાં તેઓ આગળ ને આગળ કદમ બઢાવતાં જ ગયાં છે.

ત્રિવેન્દ્રમની સ્ત્રીઓ અને બાળકોની ઇસ્પિતાલનો સંપૂર્ણ અખત્યાર શ્રીમતી ડૉ. પૂનન લુકોસને સોંપવામાં આવ્યો. આ સ્થાન પરથી તેમણે જે માનવસેવા કરી, તેણે ત્રાવણકોરનાં સર્વ વર્ગોમાં તેમને લોકપ્રિય બનાવી દીધાં. હિંદભરમાંથી તેમની ઇસ્પિતાલમાં દરદીઓ આવવા લાગ્યાં. છેક મલાયા અને ફિલીપાઇનમાંથી પણ, તેમની સારવાર માટે દરદીઓ આવતાં થયાં.

એ પછી શ્રીમતી ડૉ. પૂનનને રાજ્યના તબીબી ખાતાના વડા તરીકે નિયત કરવામાં આવ્યાં, ત્રાવણકોરના રાજકુટુંબનાં તબીબપદે પણ તેઓ *નિમાયાં, અને ૧૯૩૭ થી તેઓ* તેમની કારકિર્દીનાં શિખરે પહોંચેલાં છે. ત્રાવણકોરના તબીબી ખાતાના કાયમી વડા તરીકે તેઓની *નિમણુક* થયેલી છે. અને 'સર્જન જનરલ' તરીકે તેઓ ઓળખાય છે. રાજ્યના અગત્યના ખાતાના વડા તરીકે આવું ઉચ્ચ સ્થાન ધરાવનારાં તેઓ પ્રથમ વ્યવસાયી મહિલા છે.

*

# સ્ત્રી-પરિચયો

*



જર્મન સ્ત્રીઓને રસોડું, ઘર અને બાળ-બચ્ચાંના વાતાવરણમાંથી જગતના રાજકારણમાં ખેંચી લાવવા માટે હિટલરની હાર જરૂરી હતી. કેમકે હીટલરના પતન પછી લુઇસ શ્રાઇડર નામની સામાન્ય સ્ત્રી ૧૯૪૭ના મે મહિનામાં બર્લીનના મેયર તરીકે પ્રથમ વાર ચૂંટાઇ છે. એ સ્ત્રીઓનો વિજય હતો. સોવિયેટની સત્તાઓ ટકાવી રાખવા અને પતન થયેલા શહેરના કાર્યવાહક તરીકે તેનું સ્થાન ઘણું મુશ્કેલી ભરેલું છે. તેનો જન્મ, હર્બર્ગ પાસે અલ્ટોનામાં થયો હતો. તેનો બાપ સોસ્યાલીસ્ટ કડીઓ હતો. ખંતીલા વિદ્યાર્થી તરીકે તેણી સોસીયાલીસ્ટ ડેમોક્રેટીક પાર્ટીની મેમ્બર બની હતી અને હીટલરની સામેના ધારાસભાના સભાસદોમાં તે સૌથી નાનામાં નાની સભાસદ હતી. નાઝી-ઝમના જમાનામાં લુઇસને પકડવામાં આવી ન હતી, પણ તેની ઉપર વારંવાર જાસૂસોની નજર રહેતી હતી. સોસીયાલીસ્ટો રેડ મેયરને ઇચ્છતા ન હતા અને કોમ્યુનીસ્ટો માનતા કે સ્ત્રી તરીકે તેને રમાડી શકાશે. એવા બન્ને પક્ષના સમાધાનને લીધે તે બન્ને પક્ષ તરફથી ચુંટાઈ હતી. શ્રીમતી લુઇસ સોખંડી ઇચ્છા શક્તિવાળી અને શક્તિશાળી સમાધાનકાર નીવડી છે. બહારની દૃષ્ટિએ તો સાદી સામાન્ય સુરત અને પ્રતિભા વગરની લાગે. તે લોખંડની રીંગવાળા ચશ્મા પહેરે છે અને સાદા કપડાં અને સામાન્ય રીતભાતવાળી સ્ત્રી છે. જાણે કે કોઇ સામાન્ય કુટુમ્બની વૃદ્ધા સ્ત્રી હોય એમ લાગે, પણ બર્લિનવાસીઓ તેને ચાહે છે અને પોતાનામાંની એક હોય એમ એને માને છે.

*

આંતરરાષ્ટ્રીય નેતાઓની પત્નીઓ વિષે પણ આપણે ઘણું જાણીએ છીએ. પણ આપણે કદી પણ શ્રીમતી સ્ટેલીનનું નામ સાંભળ્યું નથી. એનું કારણ એ કે, તે સ્ટેલીન સાથે પરણી ત્યારે જેવી સીધી સાદી હતી તેવી જ અત્યારે રહે છે. જ્યારે તે પરણી ત્યારે સ્ટેલીન રશિયાનો મહાન નેતા હતો, તેથી તેનો કદી ફોટો નથી પાડવામાં આવતો, તે કદી વાણુ-પ્રવચન નથી કરતી, રશિયન વર્તમાનપત્રો તેનું નામ કદી છાપતા નથી. મે-દિનના દિવસની રેડ સ્કવેર પેરેડના દિવસનો પણ તેનો ફોટો મળતો નથી.

સ્ટેલીનની પહેલી પત્ની ૧૯૦૭માં મૃત્યુ પામી હતી. સ્ટેલીનની બીજી પત્ની માટે સ્ટેલીનને ખૂબ સ્નેહ હતો. ૧૯૩૨ માં તે મૃત્યુ પામી. કહેવાય છે કે સ્ટેલીન માટેની ઝેરવાળી ચા તેણે પીધી હતી, અને ત્યાર બાદ આ લગ્ન થયું છે.

સ્ટેલીનની અત્યારની પત્ની તેની ત્રીજી પત્ની છે અને યહુદી છે. રોસા કાગાનોવીચ એ તેનું મૂળ નામ છે અને તે લાઝાર કાગાનોવીચની બહેન થાય. લાઝાર પીપલ્સ કોમીસરની કાઉન્સીલનો ઉપપ્રમુખ હતો. લાઝાર સ્ટેલીનનો ખાસ મિત્ર હતો. રાજકીય ચળવળ વખતે બંને મિત્રો સાથે કામ કરતા, આથી ઘણી વખત રોસા અને સ્ટેલીને સાથે મુસાફરીઓ કરેલી. લગ્ન બાદ તેના વિષે બીજી માહિતીઓ મળતી નથી. તે મોસ્કવા નદી પાસેના મકાનમાં રહે છે. સ્ટેલીન પણ અઠવાડિયાના ચાર દિવસ ત્યાં ગાળે છે.

# ઇટાલીના સરમુખત્યાર મુસોલીનીની વિધવા પત્ની



# ડોના રાચેલ

*

ઇટાલીના નામચીન સરમુખત્યાર બેનીટો મુસોલીનીએ એક વખત આખી દુનિયામાં પોતાની જુલમથી નામના મેળવી હતી, પરંતુ તેને ઇટાલીના લોકોએ જ મારી નાખ્યો. તે પછી તેને હવે કોઈ યાદ પણ નથી કરતું. દુનિયામાં જુલમગાર માણસોની ને તેમની પછી તેમના કુટુંબની કેવી બૂરી દશા થાય છે તેની માહિતી હમણાં જ બહાર આવી છે.

મુસોલીનીએ હિટલરની સાથે હાથ મિલાવ્યો ત્યારે તેને એમ થયું કે પોતે આખી દુનિયા ઉપર રાજ કરવાના હિટલરના ઘમંડી સ્વપ્નને સિદ્ધ કરવામાં ભાગીદાર બની શકશે. પરંતુ એ બન્ને સરમુખત્યારોનો એવી રીતે નાશ થઇ ગયો કે તેઓની પાછળ કોઇનેયે સહાનુભૂતિ નથી રહી. હિટલરને જર્મનો ધિક્કારે છે. મુસોલીનીને ઇટાલીની પ્રજા શાપ દઇ રહી છે.

મુસોલીનીની વિધવાની દશા પણ એટલીજ દયાજનક બની ગઈ છે, એમ તેની તાજેતરમાં લેવાએલી મુલાકાત દરમીઆન જાણી શકાયું છે. ડોના રાચેલ એવું નામ છે. આજે એ પોતાનાં બે બાળકો સાથે નેપલ્સના અખાતમાં આવેલા એક સુંદર ટાપુના એક નાના બંગલામાં રહે છે.

ડોના રાચેલ જ્યારે વીસ વર્ષની નવયૌવના હતી ત્યારે એક નાની હોટલમાં કામ કરતી હતી. એ હોટલના માલિકના છોકરાનું નામ હતું બેનીટો મુસોલીની. ડોના હોટેલમાં કામકાજ કરતાં કરતાં બેનીટો મુસોલીનીના નિકટ પરિચયમાં આવી ત્યારે ડોના સત્તર વર્ષની હતી ને બેનીટોની ઉમ્મર ચોવીસની હતી. ડોનાએ મુસોલીની સાથે લગ્ન કર્યું એ સમયે મુસોલીનીને તેની રાજકીય પ્રવૃત્તિઓને કારણે સ્વીટ્ઝરલેન્ડમાં હદપાર કરવામાં આવેલો હતો. એવી સ્થિતિમાં તેઓનાં લગ્ન થયાં ને એ લગ્નજીવનમાં તેમને છ બાળકો થયાં.

ડોના રાચેલ બહુ ભણેલી બાઈ નથી. બચપણમાં તે માત્ર બે ચોપડી ભણી છે ને પછી તો ખેતરમાં ભાત આપવા જવાનું કે ઘેટાં ચારવાનું, એવાં કામો કરતી હતી, એટલે ડોનાએ મુસોલીની સાથે લગ્નસંબંધ બાંધ્યા પછી પણ તેની સાચા અર્થમાં સહચરી ન થઇ શકી. મુસોલીનીએ ઇટલીમાં એક વખત જે પ્રસિદ્ધિ મેળવી તેમાં ડોના ભાગીદાર ન બની શકી, તેનું કારણ પણ ડોનાની ઘરરખ્ખુ વૃત્તિ જ પ્રધાનપણે જવાબદાર હતી. મુસોલીનીને તેના જ માણસોએ ફાંસીએ ચઢાવી દીધો તે વિષે ડોનાને પૂછવામાં આવ્યું ત્યારે તેણે એમ જણાવ્યું કે 'હું સમજી જ નથી શકતી કે ઇટલીના લોકોએ મુસોલીનીને શાથી મારી નાંખ્યો!' એટલું જ નહિ, ડોના એમ પણ કહે છે કે 'ઇટાલિયનોએ મુસોલીની પ્રત્યે બેવફાઈ કરી છે.'

ડોનાને તેના પોત વિષે કોઈ કંઇ પ્રશ્ન

૨૭ વરસની ઉંમરનાં ઇંગ્લાંડમાં પ્રેક્ટીસ કરતાં હિંદી મહિલા બેરીસ્ટર કુ. કમીલા તૈયબજી અદાલતોમાં ને પ્રીવી કાઉન્સીલમાં હિંદી સાડીનો પોષાક પહેરીને હાજર થાય છે. પહેલા આ પોષાકથી લંડનના પુરૂષ બેરીસ્ટરો ભડકતા હતા, પણ હવે તેઓ કબુલ કરે છે કે કુ. તૈયબજીના પોષાકથી મધુરતાનું વાતાવરણ ફેલાય છે. કુ. કમીલાના દાદા બદરૂદ્દીન તૈયબજી પહેલા વ્હોરા બેરીસ્ટર હતા. કુ. તૈયબજી કટ્ટર રાષ્ટ્રવાદી છે.

પૂછે છે તો તે કાંઇ જવાબ નથી આપતી, પણ પોતાનાં દુઃખો જ બધાની પાસે ગાયા કરે છે. તેણે હમણાં જ એક મુલાકાત દરમીઆન જણાવ્યું હતું કેઃ મારા દિલનું દુઃખ કોઈનીયે સમક્ષ કહી બતાવવા કરતાં મારા મનમાં જ ભરી રાખવાનું હું વધારે પસંદ કરૂં છું. પરંતુ કેટલીક વાર મને ખૂબ જ દુઃખ લાગી આવે છે એ હકીકત છે. અને મારા જેવી વૃદ્ધાએ જે પ્રકારની મનની પ્રસન્નતા ને ધીરજ કેળવવી જોઇએ તેવી હું કેટલીક વાર નથી સાચવી શકતી. કોઇ વાર મારાથી ઊંચેથી બોલાઇ જવાય છે. હું છાપાંઓ વાંચું છું, ત્યારે પણ જાણે હું બધું જ ગુમાવી બેઠેલી હોઉં એવો અનુભવ કરૂં છું. આવો એકરાર કરવા છતાં તે એમ પણ કહે છે કે પોતાનો પતિ બેનીટો મુસોલીની ખોટો ડોળ કરનારો, ઘાતકી, બેવફા અને તુચ્છકારવા જેવો માણસ હતો. મુસોલીનીના આવા હીન સ્વભાવનો ડોનાને પૂરો અનુભવ થએલો હતો, તેથી એને વિષે વધુ એ કાંઇ કહેતી નથી. પરંતુ મુસોલીનીએ ડોનાને લખેલા છેલ્લા પત્રનો ઉલ્લેખ કરીને તેણે કહ્યું હતું કેઃ " તેને ફાંસી દેવાઇ તેને આગલે દિવસેજ તેણે મને એક પત્ર લખ્યો હતો. મને એ દિવસ આજે બરાબર યાદ આવે છે, ને જાણે એ મારા કાનમાં ધીમેથી વાત કરતો હોય એવા ભણકારા મને વાગે છે. મેં મુસોલીનીને કોઇક સલામત સ્થળે વિમાનમાં ઊડી જવાની ભલામણ કરી ત્યારે તેણે મને એટલુંજ કહેલું: કે ' મને મારા ભાગ્ય સાથે જ જવા દે, મારે નાસી જવું નથી.' "

મુસોલીનીના અવસાન પછી ડોના હવે તદ્દન એકલી શાંત કૌટુંબિક જીવન ગાળે છે. ' તમારી પાસે હવે જૂની વસ્તુઓ કઇ કઇ રહી જવા પામી છે ?' એવા પ્રશ્નના ઉત્તરમાં તે ગંભીર થઇને બોલી: " મારાં જૂનાં ચશ્માં અને પહેરેલાં કપડાં—એટલુંજ મારી પાસે રહ્યું છે. બાકીની નાની મોટી તમામ ચીજો જપ્ત કરવામાં આવી છે. મારા ચશ્મા અમને મુસોલીનીએ આપેલાં છે, એટલે, મારાથી એના વડે પૂરું વંચાતું નથી તો પણ તેને બદલે નવાં ચશ્મા ખરીદવાની મને ઇચ્છા નથી થતી "

' તમને મુસોલીનીના જૂના મિત્રો તરફથી કોઇ પત્રો મળે છે ખરા ?' એવા પ્રશ્નના ઉત્તરમાં ડોનાએ જણાવ્યું:

" કેટલાક એવા માણસોના પત્રો મારી ઉપર આવે છે ખરા, જેઓ કોઇક પ્રકારની સહાય મારી પાસે માગતા હોય છે. પણ તેમને હું લખું છું કે હું હવે શી સહાય કરી શકું? હું તો માત્ર પ્રાર્થના કરી શકું તેવી સ્થિતિમાં આવી પડી છું. મારી ઉપર અન્ય માણસોના પણ પત્રો આવે છે. તેમાં મુખ્યત્વે અમેરિકનો છે, અને કેટલીક વખત મને જુદી જુદી ચીજોના પાર્સલો પણ ભેટ તરીકે મળે છે."

ડોના પોતાની એક પુત્રી ને એક પુત્રની સાથે રહીને દિવસો પસાર કરે છે. હમણાં અમેરિકન સરકારને તેણે વિનંતિ કરીને વોશીંગ્ટનમાં વસવાટ કરવા દેવાની માગણી કરી છે, જેનો ઉત્તર આવવાની રાહ જુએ છે.

# બાપુનાં સંભારણાં

લેખક :



કુ. મનુબહેન ગાંધી

( ગતાંકથી ચાલુ )

નવાખાલીમાં આમકી કરીને એક ગામડું છે. આપણી માન્યતા છે કે ગામડાંમાં દૂધ ઘણું હોય છે, પણ ઉલટું જ તે ગામમાં બાપુજી માટે મને દૂધ ક્યાંય ન મળ્યું. આસ-પાસ ઘણી તપાસ કરાવી, અને છેવટે હારીને બાપુજી પાસે ગઇ અને કહ્યું: 'બાપુ, દૂધ નથી મળતું.' બાપુજીએ મને કહ્યું: 'એમાં શું થયું ? નાળિયેરનું દૂધ બકરીના દૂધની ગરજ બરાબર સારશે અને બકરીના ઘીને બદલે આપણે નાળીયેરનું તાજું તેલ કાઢશું અને ખાશું.'

હું ખૂબ જ રાજી થઇ ગઇ. મારા માથેથી એક મોટો ભાર ઓછો થયો. અને નવાખલીમાં નાળિયેરનો તો તોટો જ ક્યાં હતો ? જ્યાં જુઓ ત્યાં નાળિયેરી જ નાળિયેરી. ચાલવાની પણ જગ્યા નહિં. ઘણે ઠેકાણે તો સુરજનાં દર્શન જ ન થાય તેવી ઘાડી ઝાડી. વળી જેટલું નાળિયેરનું દૂધ મીઠું હતું એટલો જ હવાથી લહેરાતાં એના પાનનો મધુર ખરખર અવાજ મીઠો લાગતો. એટલે જો કે બાપુજીએ તો એકબે નાળિયેર જ મંગાવ્યાં હતાં, પણ જો દશવીશ પણ મંગાવ્યાં હોત તો પણ મને બકરીનું દૂધ ગોતવામાં જેટલી વાર લાગી તેટલી વાર ન લાગત.

એની રીત બાપુજીએ મને શીખવી. અને મેં દૂધ તથા તેલ તૈયાર કરી બાપુજીને આપ્યાં. બાપુજી બકરીનું દૂધ ૮ ઔંસ લેતા, એ રીતે નાળિયેરનું દૂધ ૮ ઔંસ લીધું. પણ એ દૂધ પચવામાં ઘણું જ ભારે પડ્યું અને બાપુજીને દસ્ત થવા લાગ્યા. એથી સાંજ સુધીમાં એટલી બધી નબળાઇ આવી ગઇ કે બાપુને બહારથી ઝૂંપડા સુધી અંદર આવતા હતા ત્યાં ચકરી આવી ગઈ.

બાપુજીને જ્યારે જ્યારે ચક્કર આવતાં ત્યારે ત્યારે નિશાનીરૂપે એમને બગાસાં બહુ જ આવવા લાગતાં; પરસેવો પુષ્કળ થાય; હાથ પગ ઠંડા પડી જતા અને ક્યારેક તો આંખો ચઢાવી જતા. એ પ્રમાણે ચક્કર આવવાની શરૂઆતની સૂચના તો બગાસાં ખાવા લાગ્યા એટલે મને આગાહી મળી ચૂકી. પણ મારા મનમાં એમ કે હવે પથારી ચાર જ ફૂટ દૂર છે, ત્યાં સુધીમાં તો પહોંચી જવાશે.

પણ એ ગણત્રી ખોટી નિવડી. અને બાપુજી મારા ટેકે ચાલતા હતા તે પડવા લાગ્યા. મેં સંભાળથી માથું પકડી રાખ્યું અને તુરત જ બૂમ મારીને નિર્મળબાબુને બોલાવ્યા. એ આવ્યા અને અમે બંનેએ મળીને બાપુજીને પથારીમાં સુવાડયા. પછી મને થયું કે લાવને ડૉ. સુશીલાબહેન પાસેના ગામડામાં છે, એમને બોલાવી લઉં ! કદાચ કંઇ વધારે થશે તો હું જ સુરખમાં ખપીશ. એ હિસાબે ચિઠ્ઠી

લખવા બેઠી. તે મોકલાવવા માટે નિર્મળાબાનુના હાથમાં જેવી આપી તેવા જ બાપુ જાગ્યા અને મને બોલાવીઃ 'મનુડી ! (બાપુજી જ્યારે લાડથી બોલાવતા ત્યારે હંમેશાં મનુડી કહેતા.) તેં ભૂલ મારી અને નિર્મળાબાનુને બોલાવ્યા તે મને જરાએ નથી ગમ્યું. પણ તારી ઉંમર જોઈને હું તને માફી આપી શકું. છતાંયે તારી પાસેથી તો આવા સમયે મને કંઈ જ ન કરતાં રામનામ હૃદયથી લેવાની આશા રાખું. હું તો મનમાં **રામનામ** લેતો જ હતો. અને તેં નિર્મળાબાનુને બોલાવવાને બદલે રામનામ લેવું શરૂ કરી દીધું હોત તો મને ઘણું જ ગમત. હવે તું આ વિષે સુશીલાને ન કહેતી, કે ન લખીને બોલાવતી, કારણ કે મારો સાચો દાક્તર તો **રામ** જ છે. એને મારી પાસેથી કામ લેવાની ગરજ હશે ત્યાંસુધી જિવાડશે અને નહિતર ઉપાડી લેશે."

'સુશીલાને ન લખતી' એ શબ્દો કાન પર પડ્યા અને ઘડીભર હું તો કંપી ગઈ. નિર્મળાબાનુના હાથમાંથી ચિઠ્ઠિ ઝુંટવી લીધી. ચિઠ્ઠિ ફાડી ગઈ. બાપુજીએ કહ્યું: "કેમ તેં તો લખી પણ નાખ્યું હતું ?" મેં લાચારીથી હા પાડી.

મને કહે, "આજે તને અને મને ઈશ્વરે બચાવ્યા. જોકે આ ચિઠ્ઠિ વાંચીને સુશીલાબહેન તો પોતાનું કામ છોડી મારી પાસે દોડતી આવી જાત, પણ મને એ જરાએ ન ગમ્યું હોત. તારી ઉપર ને મારી ઉપર હું ચીડાત. આજે મારી કસોટી થઈ. જો રામનામ મંત્ર મારા હૃદયમાં સોંસરવો ઉતરી જશે તો હું કદીયે માંદો પડીને મરવાનો નથી. આ નિયમ દરેક માણસ માટે છે, મારા એકને માટે નહિ. જે માણસ ભૂલ કરે છે તેનું ફળ એને ભોગવ્યે જ છુટકો છે. એ રીતે મેં દુઃખ સહન કર્યું. માણસના આખરના શ્વાસ સુધી રામનું નામસ્મરણ હોવું જોઈએ. પણ પોપટની માફક નહિ—હૃદયથી. જેમ રામાયણમાં છે કે જ્યારે હનુમાનજીને સીતાજીએ માળા આપી. ત્યારે તેમણે તે તોડી નાખી, કારણ કે તેમાં રામ શબ્દ છે કે નહિં તે તેમને જોવું હતું. તે પ્રસંગ સાચો હશે કે નહિં તેની પંચાતમાં આપણે શા માટે પડીએ ! હનુમાનજી જેવું કદાચ ભલે પહાડી શરીર આપણે ન કરી શકીએ, પણ આત્મા તો પહાડી કરી શકીએ: ઉપરનું ઉદાહરણ માણસ ધારે તો સિદ્ધ કરી શકે. સિદ્ધ ન પણ કરી શકે તો પણ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે તો પણ બસ છે. ગીતા માતાએ કહ્યું છેને કે માણસે પ્રયત્ન કરવો, ફળ ઈશ્વરના હાથમાં સોંપવું. એ રીતે તારે, મારે અને બધાએ પ્રયત્ન કરી જ છુટવું જોઈએ.

"હવે તું સમજી શકી હશે કે મારી, તારી કે કોઈપણ દરદીની માંદગીમાં મારું માનસ શું છે."

...અને એ મહાન વિભૂતિએ એક અતિ માંદી બહેન ઉપર કાગળ લખતાં અંદર લખ્યું: "રામબાણ દવા તો જગતમાં એક જ છે ને તે છે રામનામ. અને એ રામનામ રટનારે અધિકાર પરત્વે જે નિયમોનું પાલન કરવું જોઈએ તે નિયમોનું પાલન કરે. પણ એ રામબાણ દવા આપણે બધા ક્યાં અજમાવી શકીએ છીએ ?"*

**૩૦ મી જાનેવારી ૧૯૪૭ ના રોજ બનેલ**

એ રામનામની અચળ શ્રદ્ધા એમની આખરી પળ સુધી રહી. ૧૯૪૭ ના ૩૦ મી જાનેવારીને દિવસે ઉપરનો મીઠડો પ્રસંગ બની ગયો. અને ૧૯૪૮ ના ૩૦ મી જાનેવારીને દિવસે મને કહેલ કે "છેલ્લા શ્વાસ સુધી રામનામ રટવું જોઈએ."

...એમ બે વખત મુખેથી છેલ્લા શ્વાસે રા...મ...રા...મ મારે જ કાને સાંભળવાનો કારમો અવસર આવશે તેની મને શી કલ્પના !

* (મારી નવખાલીની નોંધપોથીમાંથી)

જ્યારથી પૂ. બાપુજીએ પોતાના બધા જૂના અને જાણીતા સાથીઓને નવાખલીના જુદા જુદા ગામડાઓમાં મુકયા ત્યારથી બાપુજી ઉપર કામનો બોજો ઘણો વધી પડયો હતો. બાપુજીના દફતરનું કામ એટલું બધું રહેતું કે ૭ માણસો પણ મુશ્કેલીથી પહોંચી શકતા. તેની જગ્યાએ એકલા નિર્મળબાબુને બાપુજી સાચવવા કેટલી મુશ્કેલી પડતી હતી તે કલ્પના થઇ શકે તેમ છે. જો કે શ્રી. નિર્મળકુમાર તો હતાજ બહુ કુશળ, પરંતુ એ કંઇ બાપુજીની બધી ટેવોના જાણીતા થોડા જ હતા? વળી અંગ્રેજી અને બંગાળી માટે ઠીક, પણ બીજી ભાષાઓમાં પત્રોના જવાબો આપવાના રહે. ઉપરાંત લોકોને રોજ ને રોજ મળવાનું, કેટલાક ગાળો દેનારા આવે, તો કેટલાક દુઃખીઓ આવે! આ બધાને યોગ્ય જવાબ આપવાનું, અને તેમાંયે સૌથી મોટું કામ તો એક ગામેથી બીજે ગામ જવાનું હતું.

સામાન્ય રીતે આપણે ગામમાં ને ગામમાં જ જો વર્ષમાં એકાદ બે વાર ઘર ફેરવવાનું આવે તો બહેનો કેટલી કંટાળી જાય છે? એ તો સૌનો કદાચ જાતિ અનુભવ હશે જ. એટલે રોજ ને રોજ સામાન બાંધી બરાબર ૭ ના ટકોરે તો બહાર નિકળી જ જવું જોઇએ. ભલે સામાન વગેરે તૈયાર કરવાનો બોજો મારા ઉપર હતો, છતાં હું વહેલી તૈયાર થઇ જાઉં છું કે નહી તે જોવાનું તો રહે જ ને?

ઘણાને થશે કે બાપુજીને વળી સામાન શું હશે કે એમાં આટલી ચિંતા રાખવી પડે? પણ બાપુજી કદી કોઇના ઉપર બોજારૂપ થતા ન હતા. પોતાની જરૂરી ચીજો સોય દોરા, કાતર ચપ્પુ કે લખવાની સામગ્રીથી માંડીને રસોઇ કરવાનાંવાસણો—પાટલી, વેલણ, સાણસી, તવી (લોઢી), ચીપિયો, બે તપેલી, નાનકડું કુકર, પોતાનો ખાવાનો પથ્થરનો વાટકો, દૂધ પીવાનો ગ્લાસ (લાકડાનો), ખાવા માટે ચમચો, થાળી, નાહવાને માટેની બાલદી, કમોડ, વગેરે હોય, ઉપરાંત ઘઉંનો લોટ, મધ વગેરે ખાવાની ચીજો પણ પોતાની સાથે રાખવા અમને સૂચના હતી. જો કે ખોરાકમાં તો મીઠા વગરનું બાફેલું શાક, બકરીનું દૂધ, અને ઘઉંના લોટના ત્રણ પાતળા ખાખરા, એવું જ લેતા.

પણ આ બધી વસ્તુઓ નહી કે નવાખાલીમાં બધાં ઘરો ભસ્મીભૂત થઇ ગયા માટે ન મળે એટલે, પરંતુ બિરલાજી જેવાના મહેલમાં જાય તો યે—પોતાની વસ્તુઓનો જ ઉપયોગ કરવાનું એમને વધુ પસંદ હતું.

અને વળી ઓફીસ કામની સામગ્રી જુદી હોય, એ બોજો મારી કે બાપુજી ઉપર ન હતો, શ્રી. નિર્મળબાબુ ઉપર હતો. છતાંયે એક બગલથેલો—જેમાં બાપુજીના ગુરૂ (વાંદરા), રામાયણ, ગીતા, બાઇબલ, કુરાને શરીફ, ભજનાવલી ઉપરાંત એમાં જવાહરલાલજીના, સરદારજીના, વાઇસરૉયના, સુહરાવર્દી સાહેબના, કાગળો હોય—પણ ઘણી વખત એના જવાબો—ટપાલમાં કાગળો આવ્યા હોય અને લખનારે વિવેક ખાતર પાછળ કંઇ ન લખ્યું હોય તો એનો ઉપયોગ કરી લઇ એમાં જવાબો લખવાનું શરૂ કરી દીધેલ હોય. કેટલીક વાર હું ભૂલ પણ ખાઇ બેસતી કે આવા નકામા થોથા શું કામ પડયા હશે? પણ પાછળ જોઉં ત્યાં કોઇના ને કોઇના ઉપર કાગળ લખેલ હોય. આમાંથી એક ચબરખી પણ જાય તો મારું આવી બને, એટલું જ નહિ પણ પૂજ્ય બાપુજીનું કામ જ અટકી પડે. એટલે આખું યંત્ર ખોરવાઇ જાય.

આ થેલાની જવાબદારી જો કે મારી ઉપર હતી, છતાંએ બાપુજીને એની ચિંતા કરવી જ પડતી. મને કહેતા—"કંઇ ખોવાશે તો તું તો છટકી શકીશ પણ મને કોણ છટકવા દેશે?" આ ઉપરથી બાપુજીને કેટલી ચિંતા રહેતી તે સમજી શકાશે.

એક લખાણુમાં બાપુજીએ લખ્યું હતું કે "અહીંના કામને કેમ પહોંચી વળાય? મારી અહિંસાની આવડત કયાં? અને કેટલી? જ્યાં જોઉં છું ત્યાં અંગાર છે ઇશ્વરની મહાન કૃપા છે કે મને નભાવી લ્યે છે. મારી સત્ય અને અહિંસા બંને મોતી જોખવાનો કાંટો હોય છે તેના કરતાં પણ વાળનો સોમો–ભાગ કરીને એવું વજન જેમ કાંટે તોળાય–(એટલે મારી સત્ય અને અહિંસાની પરીક્ષા સૂક્ષ્મમાં સૂક્ષ્મ રીતે કરવી) તેમ તોળાય, ત્યારે ચારે બાજુ જુઠાણું ચાલે છે, અતિશયોક્તિનો પાર નથી, સત્ય ગોત્યું ય જડતું નથી, હિંસાને નામે અહિંસા થાય છે, સત્યને નામે અસત્ય થાય છે, ધર્મને નામે અધર્મ થાય છે. જો કે મારી સત્ય અને અહિંસાની એની વચ્ચે જ પરીક્ષા થાયને? એ સમજુ છું તેથી જ અહીં પડયો છું." બાપુજીના નવખાલીના યજ્ઞમાં આવી તો મનોવ્યથા હતી.

વળી એક ગામથી બીજે ગામ જવું એટલે એમ નહિ કે ચાલો એક જ દહાડો આ ઘરમાં રહેવું છે, માટે જેમ સામાન મુકી દઇશ તેમ ચાલશે. ઓચિંતા મારી વ્યવસ્તિતા જોવા બાપુ આવી ચઢતાં.

આ બધા બોજાને પહોંચી વળવા બાપુજી રોજ બે વાગે ઊઠતા. મને પણ ઊઠાડે. એક તો અસહ્ય ઠંડી હોય, એટલે ગોદડામાંથી આટલી વહેલી રીતે ઊઠવાનો સ્હેજે ય કંટાળો આવે, પણ બાપુજી ભલે ને પછી રાતના ૧૧ વાગે સુવા પામ્યા હોય તો પણ બે વાગે ઊઠતા. એમને કંટાળો ન આવે.

મેં હસતાં હસતાં બાપુજીને કહ્યું: 'બાપુજી! જો આજ રાતના કાં તો ઘડીયાળ જોવામાં ભૂલ થાય અને કાં તો આંખ જ મોડી ઉઘડે તો ભગવાનને એક દીવો કરીશ. ઘણાએ કાઠીઆવાડમાં આમ માનતા લે છે એટલે હું પણ શીખી ગઇ છું.'

બાપુજી ખૂબ હસ્યા, મને કહે: "જોઉં છું હવે તારા ભગવાનને તારા દીવાની લાલચ થાય છે કે નહિ?" પણ સાચે જ બીજે દહાડે એવું બન્યું કે ભગવાનને ય મારા દીવાની પડી ન હોય તેમ બે વાગ્યા અને માથે મીઠી ટાપલી મારતો હાથ પડયો. "મનુડી, ઉઠ, જો તારા ભગવાનને દીવાની લાલચ ન થઇને? એવો ભગવાન લાલચુ કયાં હતો?" આમ મશ્કરી કરી ફાનસ કરવાનું કહ્યું. બાપુજી રોજ રાતે ફાનસ ઠરાવી નાખે. એટલે મેં બાપુજીને કહ્યું: 'બાપુજી! આપ ફાનસ ઠરાવી નાખો છો, પણ આપણે માંડ ૧૨ કે ઘણી વખતે ૧૧॥ વાગે સૂઇએ છીએ અને વળી બે વાગે–ન વાગે ત્યાં ઊઠાડો જ છો, તો ભલેને ફાનસ રહેવું.' બાપુજીએ કહ્યું: "તારી વાત તો સાચી, પણ હું તો રહ્યો ગરીબ! તને તો ઠીક, તારા બાપ આપશે એટલે ઘાસલેટ બાળવાનું સૂઝે, પણ મને કોણ આપે? વળી નથી તું એક પાઈ પણ કમાતી, કે નથી હું કમાતો. પણ ફાનસ કરવામાં મારા બે કામ સરે છે. એક તો તું ફાનસ કરે એટલી વારમાં તારી ઉંઘ ઊડી જાય અને એટલે હું તને લખાવું તો તું લખવામાં ભૂલ ન કરે (ઝોલાં ન આવે) અને બીજું તો દેખીતું છે કે બે કલાક તો બે કલાક ઘાસલેટ તો બચે? એટલે મારે 'એક પંથ અને દો કાજ' થાય છે. આ કહેવતનો અર્થ તું જાણે છે?"

મેં આ કહેવતનો સામાન્ય અર્થ જે આપણે બધા જ જાણતા હોઇએ છીએ તે કહ્યો. 'એક પંથ અને દો કાજ' એટલે એવો કયો પંથ કે જે લેવાથી આપણા બે ય કામ સરે? બે કામ એટલે અહીં ફક્ત બે જ કામ નહિ, પણ અનેક અથવા કહોને સો. અહીં હજારો માણસો ખૂઆર થયા છે એ ઉપરથી સ્હેજે ય વિચાર આવે છે કે આપણે એક પળ પણ નકામી ન જવા દઇએ. શરીરને જરૂર

## અમૂલો અવસર



આજ આનંદ ઉર ઊછળે બહેનીજી;
ઉછળતો કાંઈ હરેક હિન્દુસ્તાન રે!
અમૂલો...અમૂલો અવસર આવીયો બહેનજી.

સ્વપ્નાં સફળ થયાં આપણાં બહેનજી
ઉઘડીયાં આજ સ્વતંત્રતાના દ્વાર રે,
અમૂલો અવસર આવીયો બહેનીજી.

મંડપ રચાવો લીલા વાંસનો બહેનીજી
રોપાવો રૂડાં કદળી કેરા સ્થંભ રે,
અમૂલો અવસર આવીયો બહેનીજી.

ચોક પૂરાવો સાચા મોતીએ બહેનીજી
પ્રગટાવો કાંઈ ઘરઘર દિપક આજ રે
અમૂલો અવસર આવીયો બહેનીજી.

આજ પધારે ભારત માત રે બહેનીજી,
ઉજવશું કોઈ સ્વતંત્રતાનો દિન,
અમૂલો અવસર આવીયો બહેનીજી.

અમર થયા રે ગાંધી બાપુ રે બહેનીજી,
અમર રહેજો પટેલ જવાહીર વીર,
અમૂલો અવસર આવીયો બહેનીજી.

હિન્દ સ્વતંત્ર કર્યું આપણું બેનીજી,
ભારત માની બોલો જયજયકાર રે,
અમૂલો અવસર આવીયો બહેનીજી.

ઈન્દુમતી વ્યાસ

હોય તેટલી જ ઉંઘ, તેટલો જ ખોરાક, વગેરે લઈએ અને કરીએ "આજનો લ્હાવો લીજીએ રે કાલ કોણે દીઠી'તી!" એ ભજન પ્રમાણે આપણને ખબર નથી કે એક ક્ષણ પછી આપણું શું થવાનું છે! હું તને અત્યારે (રાતે બે વાગે) આ સમજાવી રહ્યો છું, અને ઈશ્વરને જો મને કે તને બેમાંથી કોઈને ઉપાડી જવા હોય તો ઉપાડી લ્યે. એ દોરી ઈશ્વરે પોતાના જ હાથમાં રાખી છે. ત્યારે, એવો સોનેરી પંથ કયો કે જે લેવાથી બધા અર્થો સરે! એ પંથ કેવળ પરોપકારનો જ છે. પરોપકાર એટલે જ પડોશીની સેવા અથવા-કહે કે ઈશ્વર ભક્તિ. પણ ઈશ્વરભક્તિ માળા ફેરવ્યે કે તિલક કર્યે નથી થતી. એક બાજુ તિલક કરીને નીકળવું અને પાછળથી ચુપ-ચુપ કોઈને છરા ભોંકાવતા જવું—જે અત્યારે બધે થઈ રહ્યું છે—તો તો એ દંભ જ થયો કહેવાય. પણ નરસિંહ મહેતાએ કહ્યું છે કે "ભક્તિ તો શીશ સાટે છે" એટલે તું સમજ કે કદી તારાથી શરીર વડે કોઈની સેવા ન પણ થઈ શકે તો મન વડે તો કરીએ. ઉઠતા, બેસતા, ખાતા, પીતા, હરતા ફરતા, હસતા આખા જગતનું કલ્યાણ ઈચ્છીએ. અને ઈશ્વર આપે તે આપણા હાથમાં આવેલી સેવા કરી છુટવી. આટલું તું સમજ્યા તો તું ઘણું શીખીશ. જો, મેં તો તને આવી નાનકડી મશ્કરીમાંથી આ પાઠ આપી દીધો. આપણી કહેવતોમાં આવા ગૂઢ અર્થો ભર્યા છે.

આ મહાન ગુરૂએ કુદરતની નિરવ શાંતિમાં, પાછું કોઈ જાગે નહિ તેમ, ધીમા અવાજે જીવનનો અણમોલ રૂપો મને આપી દીધો.

*

વધુ સંસ્મરણો આવતે અંકે

❧

# આપણાં વ્રતો



નાની નાની બાળાઓની વસંત આવે છે અષાઢ માસમાં. તે વખતે તેઓ ફૂલની માફક સોળે કળાએ ખીલે છે. અલુણા વ્રત જેને ગોર્યો (ગોરીવ્રત) અથવા મોળાતકના નામથી પણ ઓળખવામાં આવે છે, એ વ્રત કુંવારી કન્યાઓનું છે. આજની એ કન્યાઓ આવતી કાલની ગૃહિણી બનવાના ભાવિ જીવન સમણાંમાં રાચે છે અને એ સ્વપ્નસૃષ્ટિની સિદ્ધિ માટે પાર્વતી પાસે વરદાન મેળવવા વ્રત-તપ કરે છે.

આ વ્રત વાવેતરથી આરંભાય છે. અષાઢની શરૂઆતમાં કન્યાઓ ગામના ગોંદરેથી માટી લાવી એક માટીના વાસણમાં-શકોરામાં કે કુંડીમાં એ માટી નાખી પાણી રેડે છે ને તેમાં જવનું વાવેતર કરે છે. જે અનાજથી જગતના પ્રાણ પોષાય છે તે અન્નનાં ઉત્તમ બીજ વીણી વાવી તેને પોષી ઉછેરવાની ભાવના પાછળ જગતના સર્જન, પોષણ અને વિકાસની કલ્પના છેઃ માતૃત્વના ભવ્ય મંડાણનું પ્રતિક છે.

જગત માતૃત્વ વિના ટકતું નથી અને એ માતૃત્વ પ્રફુલ્લ, સંતોષી અને આનંદપ્રદ વાતાવરણ વિના પાંગરતું નથી, એથી ગૌરીવ્રત કરનાર બાળકન્યાઓ એ વ્રતમાં કશી રોકટોક વિના સંપૂર્ણ છૂટથી પોતાના હૃદયની ભાવનાઓ વ્યક્ત કરે છે.

અષાઢ શુદી દશમના રોજ રાતના મીષ્ટાન્ન જમી હારો કરે છે ને પછી અગીયારસથી પૂનમ સુધી રોજ વહેલી ઉઠી સ્ત્રીઓને ચાંદલા કરે અને ગાયના ખીલા પૂજે છે અને એ વાવેલા અનાજમાંથી ઉગેલા જવેરા રોજ સવારે નદી, તળાવ કે વાવ હોય ત્યાં સમૂહમાં ગાતી ગાતી જાય છે, અને ત્યાં ન્હાઈ ધોઈ જવેરાનાં પૂજન કરે છે. શીવ મંદિરે પાર્વતીનાં દર્શન કરે છે ને ત્રણ દિવસ એ રીતે જવેરા પૂજે છે. ચોથે દિવસે સૂર્ય સામે જવેરા રાખી પૂજા કરે છે. ને પાંચમે દિવસે શિવ મંદિરે પાર્વતી સન્મુખ પૂજે છે અને ઉત્તમ વર મેળવવા વરદાન મેળવે છે.

આ કન્યાઓ જમતી વખતે પથારી કરીને બેસે છે ને જમ્યા પછી એ જગ્યાએ બેસી રહે તો પથારી પરથી ઉઠતા પહેલાં ફરી ખાઈ શકે છે. ચત્તા સુઇ રહેવાય ને ઉઠીને ખવાય, પણ પડખું ફર્યા પછી ઉઠીને ખવાતું નથી. ખોરાકમાં ઘઉં, દૂધ, ખાંડ, ઘી જેવા પદાર્થો ખાઈ શકાય છે. ફળાહારની હરતાં ફરતાં ખાવાની છૂટ હોય છે.

આ દિવસોમાં અલુણું—મીઠા વગરનું ભોજન એક ટંક જમે છે ને પૂનમની રાતે જાગરણ કરી વદી એકમને દિવસે જવેરાનું વિસર્જન કરે છે. નદી તળાવમાં જઈ એ જવેરા પાણીમાં પધરાવે છે.

આ પાંચ દિવસોમાં કન્યાઓ ભાવિ ગૃહિણી તરીકેની ભાવનાઓ-ભાવી સ્વપ્નમાં રાચે છે. તેઓ ઢીંગલા ઢીંગલી પરણાવી માતા અને સાસુ બનવાનો, છોકરીઓ અંદરો અંદર વર વહુ બની મનાવા રીસાવાનો, મોસાળાં ભરવાનો, વરઘોડા કાઢવાનો, ફટાણાં ગાવાનો અને જે કદી ન અનુભવાય એવો રડવા-કૂટવાનો—

શંકર



પાર્વતી



દેરો ફૂટવાનો લ્હાવો પણ લે છે અને એ રીતે ભાવી ગૃહિણી બન્યા પછી સમાજના રૂઢી-બંધનોમાં જે રીત-રિવાજો હોય તેનું શિક્ષણ મેળવી લે છે. અને એ રીતે પોતાની નવી દુનિયા રચવાની ભાવનામાં મોટી દુનિયાનું અનુકરણ કરે છે.

આર્ય કન્યાઓ આ વ્રત કરી સમર્પણની ભાવના કેળવે છે. ભાવી જીવનમાં એને સર્વ સમર્પણ કરવાનું છે; પીયર છોડી સાસરે જવાનું, લગ્ન જીવનમાં પત્ની તરીકે પતિને સર્વસ્વ સમર્પણ કરવાનું, ગૃહસ્થ જીવનમાં માતા તરીકે અન્નપૂર્ણા—પોષણદાતા બનવાનું, સાસરીના નવા વાતાવરણમાં સર્વનો પ્રેમ જીતી લેવા વગેરેમાં જે આત્મ સમર્પણની ભાવના છે એ બધી આ વ્રતદ્વારા કન્યાઓ મેળવે છે. આ વ્રત પાંચ વર્ષ સુધી કર્યા પછી એનું ઉજવણું કરે છે. જૈન કન્યાઓ આ દિવસોમાં ગલા કરે છે. તેઓ જવેરા વાવતી નથી, પણ સૌભાગ્યવતી, અને કુંવારી કન્યાઓને ચાંદલા કરે છે, ને બપોરે એકાસણાં કે બેસણાં કરે છે. તેઓ બધું બાજે બેસીને ખાય છે. પણ ફરાળ કે હાલતા ચાલતાં બીજું કાંઈ ખાતી નથી.

કુંવારી કન્યાઓનું જેમ અલુણાવ્રત છે તેમ સૌભાગ્યવતીઓનું જયા પાર્વતી વ્રત છે. તે આ દિવસોમાં જ હોય છે. પોતાનું સૌભાગ્ય અખંડ રહે તે માટે સંહારના સ્વામી શંકરનું અને તેમના પત્ની પાર્વતીનું સૌભાગ્યવતી સ્ત્રીઓ પૂજન કરે છે અને પાંચ દિવસ સુધી સમુદ્રમાં જળક્રીડા સ્નાન કરવા જાય છે, ગીતો ગાય છે અને શંકરને દહેરે જઈ પૂજા કરે છે.

આ વ્રતની પાછળ પતિની કુશળતા, પોતાના સૌભાગ્ય-એવાતનની અખંડતા અને સંતાન પ્રાપ્તિની વાંચ્છના છે. આ પર્વ તેરસથી શરૂ થઈ બીજના જાગરણે પછી પૂર્ણ થાય છે.

# દેવદાસી



લેખક :
શ્રી. અંબાલાલ નૃ. શાહ

*

આજે ય જેના ભણકારા વાગે છે, એ 'દેવદાસી'ની પ્રથા હવે કાયદાથી અદશ્ય થઇ.

'દેવદાસી'ની પ્રથાએ સ્ત્રીજીવનની અધોગતિ કરવામાં અને ધર્મને નામે અનાચાર થવા દેવામાં ઓછું નથી કર્યું ! થોડાંક વર્ષોની જ વાત છે.

હિન્દની મુસાફરીએ નીકળેલી એક વિદેશી, છતાં સેવાભાવી વિદૂષી છેવટે આવા એક સ્થળે આવી પહોંચી. બ્રાહ્મણોની દૃષ્ટિએ અતિ પવિત્ર ગણાતાં એવા એક દેવમંદિરમાં અહિન્દુને લઇ જઈ શકાય ત્યાં સુધી પુરોહિતો તે વિદૂષી સન્નારીને અંદર લઈ ગયા. મંદિરની કળાથી તેને આનંદ થયો, સ્થાપત્યનાં તેણે મુક્ત કંઠે વખાણ કર્યાં. પ્રેમભરી નજરે તેણે દૂરથી પૂતળીઓની કારીગરીનું નિરીક્ષણ કર્યું.

પાસેના ઓરડામાં સંગીતની રમઝટ જામેલી તેણે સાંભળી. સંગીતમાં અનેરા પલટા આવતા અને જતા. તેણે આવું મોહક છતાં માદક સંગીત અને નૃત્ય અનુભવેલું કે નિહાળેલું નહિ. વળી ડગલે ને પગલે અવનવા સ્થંભો જોવા મળતા હતા. મણિ–માણિક્યમય આવા સ્થંભોની વચ્ચે એણે એક ઓર દસ્ય નિહાળ્યું. એક એકથી ચઢતી અને અત્યુત્તમ પુષ્પરાજ તથા અનુપમ વસ્ત્રોની સજાવટમાં શોભતી નવયુવતીઓ કૌતુકપૂર્ણ હાવભાવથી સંગીત અને નૃત્ય–અભિનયોથી કોઈક સુંદરતાનું નવસર્જન કરતી હોય એમ લાગતું હતું.

એટલામાં જ આ સુંદરીઓના સાથમાંથી દેવાંગનાશી એક બાળા બહાર આવી. શ્વેત વસ્ત્રમાં સુસજ્જ, જરીભર્યાં તેનાં દિદારથી લચી જતી કૂદતી અને નાચતી, નૃત્યના મધુર થાપ દેતી, કંઠમાં લોલ–વિલોલ નાચતાં અલંકાર સાથે તે દેવપ્રતિમાને હસતી હસતી નમી: દેવના કંઠમાં તેણે પુષ્પમાળ આરોપી.

મન્દિરની મુલાકાતે આવેલી વિદેશી વિદૂષીને હિન્દુસ્તાનના સામાજિક જીવનનો ઊંડો પરિચય થયો નહોતો; છતાં તેના હૈયાને આ દસ્યથી ન સમજી શકાય તેવો આંચકો લાગ્યો. આ સુકોમળ બાળાના પરવાળા સરખા હોઠ સુકાઇ જતા હતા. તે સરસ હસતી હતી, પણ તેમાં અત્યાચાર લાગતો હતો. તેના ગુલાબી ગાલની લાલી ઊંડી નિરાશામાં લુપ્ત થતી લાગતી હતી. તેની આંખ પરની કાળી ભમ્મરો ઊંચી થતાં જ ઢળી પડતી હતી. તેની વિશાળ આંખો કોઇની સાથે મળતાં જ નીચે નમી જતી હતી. પણ આ દસ્ય લાંબા સમયને માટે રહી શક્યું નહિ. અતિથિને લઇ આવનાર પુરોહિતો તેને લઇને ત્યાંથી ચાલ્યા ગયા.

પણ આટલું શું ઓછું હતું ?

એ બાળાનું નામ હતું લક્ષ્મી. તેને ચોથું વર્ષ બેઠું ત્યારથી આજ સુધીની તમામ વિગતોનો તેને બરાબર ખ્યાલ હતો. અત્યારે તે સાત વર્ષની હતી. તે એક કુલીન બ્રાહ્મણ વિધવાની પુત્રી હતી. તેને તેની મરતી માના શબ્દો આજે ય યાદ આવે છે:

"બેટા, તારું શું થશે ! હું ગરીબ–નિરાધાર વિધવા તારું શું કલ્યાણ કરી શકીશ ? પહેરામણી હું લાવીશ ક્યાંથી ? તને પરણાવવાનો ખર્ચ હું ક્યાંથી કરીશ ? અને પૈસા સિવાય તારું લગ્ન થઈ શકશે પણ શી રીતે ? હું તને શરમાવનારી પણ શી રીતે થઈ શકું ! હું શું કરું તે જ મને સમજાતું નથી."

આ મરતી માના આખર સમયના શબ્દોના કરુણ રણકાર હજુ ય તેને સ્મરણે છે. ટૂંક સમયમાં તેની માતાને દમનો વ્યાધિ ઉગ્ર થતો ગયો. એક અંગ્રેજ સન્નારી, જે ડોકટર હતી, તેણે તેની સારવાર કરવા માંડેલી; પરંતુ તે મોડી પડી હતી. તેણે તો કહ્યું હતું કે: 'બહેન, તમારે આરામની ઘણી જ જરૂર છે. અને આ તમારી લાડકી પુત્રીમાં તમારો જીવ છે. તમારી રજા હોય તો હું તેને મારે ઘેર લઈ જાઉં. દરરોજ હું તેને મારી સાથે અહીં લેતી આવીશ અને તેની પણ સારી માવજત થશે.' લક્ષ્મીની માતા સાંભળી જ રહી. શું કરવું તે તેને સમજાતું નહોતું.

અને આ લેડી ડોકટર જ્યારે ત્યાંથી ગયાં, ત્યારે જાણે તક શોધતી હોય તેમ એક ભભકદાર સ્ત્રી ત્યાં પ્રવેશી. નખશીખ અલંકારોથી શોભતી હતી. કાંડા ઉપર કિંમતી સુવર્ણ બંગડીઓ પહેરી હતી. તે કોઈ જ નહિ પણ જગત જે નામે જેમની જાતને ઓળખે છે તે દેવદાસી હતી. તેણે છટાથી વાત કરી. લક્ષ્મીની માતાને મીઠી વાણીથી ભીંજવવા માંડી.

"બહેન, એક દિવસ જે બધાંને મારે નિર્માયેલો છે તે દિવસ તમારી સન્મુખ આવી ઊભો છે. જાઓ, ખુશીથી જાઓ. તમારે માટે સ્વર્ગનાં દ્વાર ઊઘડશે. અને તમે તમારી આ લાડઘેલી પુત્રી લક્ષ્મીમાં જીવ ન રાખશો. એનું કલ્યાણ કરનાર આપણા હિન્દુઓ ક્યાં નથી ? હું સ્ત્રી છું, હિન્દુ છું. સન્નારી છું, તમારી માના તરીકેની ચિંતાની હું કદર કરું છું. તમે મને તમારી પુત્રી સોંપશો તો હું તેને પ્રભુની સાથે પરણાવી દઈશ. મીરાં પ્રેમદિવાની હતી, એમ પ્રભુની દિવાની થશે તમારી લક્ષ્મીદેવી ! પછી તો તેને અવનવાં વસ્ત્રો પહેરવાનાં મળશે, ઝવેરાત, મોતી, માણેક–બધું એનાં બનશે. એટલું જ નહિ, પણ સૌ તેને પૂજશે. તમારી જેમ એને વિધવા થવાનું કદી બનશે નહિ. હિન્દુસમાજ જે વિધવાજાતને અપશુકનિયાળ માને છે એવા ભયંકર અપમાનમાંથી એ સદાને માટે મુક્ત બનશે. બોલો, શું કહો છો ! ફૂલથી યે કોમળ છે તેનું શરીર. તેનું સુગોળ નાક વિશ્વને ય ડોલાવી શકે, એવી શક્તિ ધરાવે છે. લાવણ્ય તથા બુદ્ધિચાતુર્યનો આવો કિંમતી સુમેળ ક્યાંયે જડે એમ છે ખરો ! આવી કુદરતી બક્ષિસથી તે દુનિયામાં નામ કાઢશે. સારો બ્રહ્મસમાજ તેના ચરણે ઢળશે. પ્રસંશા–વેલ સાથે સુવર્ણજડિત રત્નોનો ઢગ તેના પાદને નમસ્કાર કરશે. આવું ક્યાં યે મળશે ખરું ! બોલો, બોલો, ત્યારે તમે મને તમારી લક્ષ્મીને સોંપી દો છો ને ?"

પણ કોણ જાણે શાથી લક્ષ્મી તેની માની કોટે રડતી રડતી વળગી પડી: "મા, મને છોડીશ નહિ–તરછોડીશ નહિ." તે ખૂબ રડી. એટલી બધી રડી કે તેની જ સાથે તેની મા પણ રડવા લાગી. પુત્રીને હેતથી છાતી સરસી ચાંપી. બહુ જ વિચારને અંતે આંસુ લૂછીને જરાક સ્મિત ભાવે તેણે કહ્યું:

"જ્યારે મારે દુનિયા છોડીને પરલોક જવાનું જ છે, ત્યારે મારે નિશ્ચય કરી નાંખવો જોઈએ. હું તમારી વાત સ્વીકારું છું. દેવની સેવા કરવાનું સદ્ભાગ્ય મારી પુત્રીને સાંપડતું હોય તો હું તેનો સત્કાર કરીશ. મારે તો જવાનું જ છે, એટલે મીઠડિ પર ભરુસો રાખી તમારા હાથમાં મારી પુત્રીને સોંપું છું. વિશ્વાસનો ભંગ થશે તો પ્રભુ રૂઠશે, એ નક્કી જાણજો ! મારા હૃદયમાં આનાકાની રહ્યા જ

કરે છે, જ્યાં મારે ગમે તે એકની પસંદગી કરવી જ રહી. ચાલો ત્યારે! લક્ષ્મી બેટા, હું તને યોગ્ય સ્થળે જ સોંપું છું અને તેમાં તને હરકત આવશે તો પ્રભુ તને સહાય કરશે.'

અને ત્યારથી લક્ષ્મી તેની માતાથી વિખૂટી પડી. પ્રથમ બળદગાડીની મુસાફરી શરૂ થઈ. આજુબાજુ પડદા નંખાઈ ગયા. પેલી સુંદરીના ખોળામાં લક્ષ્મીએ માથું ઢાળીને ચોધાર આંસુએ પછી રડવાનું શરૂ કરી દીધું.

તેનું નવજીવન એટલે દેવોને દેહ-સમર્પણ કરતું જીવન તેના જેવી કેટલી ય કળિઓ શી અને દેવાંગના શી બાળાઓ સાથે લક્ષ્મીને ય મળ્યું. તેને ય દેવને પરણવાનું હતું. કોમળ કલિકાઓ તેમનામાંના સૌન્દર્યને કારણે જ પસંદગી પામતી હતી. તેમને નૃત્ય તથા સંગીતનું સારામાં સારું શિક્ષણ આપવામાં આવતું, લાંબાં લાંબા કાવ્યો ઇચ્છા-અનીચ્છાએ પણ તેમને કંઠસ્થ કરવાં જ પડતાં. આમ તેઓ કલાભિજ્ઞ જરૂર બનતી હતી. દેવોને માટે પસંદ કરાયેલાં કે રચાયેલાં કાવ્યોમાં શૃંગારમયતા જ હતી. લક્ષ્મીને આ ગીતો પસંદ નહોતાં. તેની પાસે કોઈ જ કારણ નહોતું; છતાં તે તેની વિરુદ્ધ જ હતી.

એક દિવસ તેનાથી સહ્યું ગયું નહિ. તે બરાડી ઊઠી: "મારાથી આવું આવું ભણી શકાશે નહિ."

"શાથી નહિ ભણી શકાય? ભણવું જ પડશે!" તેની નવી માએ કહ્યું. તેની જિંદગીમાં આ પહેલો જ ફટકો હતો.

તેના જેવી બીજી બાળાઓ પણ નવો ભણતી હતી. એ બધી બાળાઓમાં એક બાર વર્ષની 'તારા' હતી.

તારાનો પિતા ધનાઢ્ય હતો. પુત્રપ્રાપ્તિ માટે તેણે પ્રભુના આશીર્વાદ મેળવવા તારાને દેવની સાથે પરણાવી દીધી હતી. ત્યારથી તારાના દુઃખનો પાર નહોતો.

એક દિવસ તેણે લક્ષ્મીને કહ્યું: 'તું સમજતી નથી, પણ હું હવે બધું સમજું છું. મને બીક નથી રહી. મને તેઓ દેવદાસી બનાવી શકશે જ નહિ. અને તે મારો નિશ્ચય પાર પડશે તે પણ તું જોશે."

તે જ રાત્રે આઘેના એકાન્ત ઓરડામાંથી કોઈ બાળાની ભયગ્રસ્ત ચીસો સંભળાઈ. ક્રોધ અને વેદનાની એ ચીસો હૈયાની આરપાર ઊતરી જતી હતી.

"એ તો નાની લીલી! તેને આટલી જલ્દીથી દેવદાસી બનાવવાનું આ પાપકૃત્ય આ પુરોહિતે શા માટે પસંદ કર્યું હશે? આમ તો તેને ગુમાવી બેસશે. તેના દેહનો તે જલ્લાદ બની જશે." લક્ષ્મીએ તેની 'મા'ને પરોક્ષ બબડતી સાંભળી.

પણ તારા બોલી: "લીલી એટલી સુંદર છે...પણ એને શું? એ ગમે તેટલી નાની હોય પણ તેની તેમને ક્યાં પડી છે? ઇચ્છાનાં અમે બધાં રમકડાં! પુરોહિત ક્યાં સુધી રાહ જોઈ શકે? મારું કહેલું યાદ રાખજે. જોજે, હવે મારો વારો છે. પણ હું મારી જાતને બચાવીશ."

બીજે દિવસે સવારે તેઓએ તેનું શરીર કુવામાં તરતું જોયું. તેણે આપઘાત કરીને તેના શરીરનું લીલામ થતું બચાવ્યું.

લક્ષ્મીના શિક્ષણનો સમાપ્તિકાળ આવી પહોંચ્યો હતો. દેવના મનરંજન માટે જરૂરી નૃત્ય વગેરે કળાઓ એણે અપનાવી લીધી હતી. તેનામાં દુનિયાદારીની સમજ પણ પૂરતા પ્રમાણમાં આવી ગઈ હતી અને તેના ભોગનો વારો પણ લગોલગ આવી પહોંચ્યો હતો.

તેને તેનો ભૂતકાળ બરાબર યાદ હતો. દેવની સાથે તેને પરણાવી દેવામાં આવી હતી. લીલીનું કિસ્મત હજી તેને મળ્યું નહોતું, છતાં તે માટે વાર પણ નહોતી. આની બેચેની તેને ઘણી જ હતી.

છેવટે એ દિવસ આવી લાગ્યો. જે રાત્રે

લક્ષ્મીના શિયળનો ભોગ આપવાનો હતો તે રાતે તેણે નોકરનો પોષાક પહેરી લીધો અને ખૂબ હોશિયારીથી ઘર બહાર છટકી ગઇ. યાત્રાળુઓના ટોળામાં ભળી જઇ તે અંદર અને બહાર ઘૂમવા લાગી.

કઇ ઘડીએ તે પકડાઈ જશે તેની તેને ખૂબ ધાસ્તી હતી. તેનાથી દોડી શકાય તેમ તો નહોતું જ. તેમ કરે તો તે વહેલી પકડાઈ જાય. તેણે એક ઓછી વસ્તીવાળી સાંકડી ગલી પસંદ કરી. ત્યાં છુપાવાની કોઈ જગ્યા મળે તો છુપાઇ જવાની પેરવી કરી.

પણ ત્યાં જ તેના ખભા ઉપર કોઇક બદમાશનો હાથ પડયો. એટલે તેણે દોડવા માંડયું. લક્ષ્મીને દોડતી જોઇ બદમાસે તેને ખેંચવા પ્રયત્ન કર્યો. આમ કરવાથી તો તેનો પોષાક છતો થઈ ગયો.

"કોણ દેવદાસી? છટકી જાય છે?" પેલો બદમાશ તરત જ બરાડી ઊઠયો અને તેને જાત્રાળુઓના સંઘની પણ મદદ મળી.

લક્ષ્મી દોડયે જ જતી હતી. તેનામાં હતું તેટલું જોર એકઠું કરીને ભયગ્રસ્ત લક્ષ્મી દોડવા જ લાગી. શ્વાસ માતો નહોતો. તેની આસપાસ સારી દુનિયા ચકરાતી હતી.

"ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા;
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ! લઇ જા."

તે શ્વાસભરી પ્રાર્થતી હતી; પરંતુ આ સ્ત્રીશિકારની પાછળ માનવ શિકારીઓ દોડયા આવતા હતા. તે થાકીને લોથપોથ થઈ ગઇ હતી. હવે તેનાથી વધારે દોડાય તેમ નહોતું... અને તે આખરે પકડાઇ ગઇ.

પાસેના મકાનમાંથી પેલી વિદેશી સન્નારી બહાર આવી. લક્ષ્મીની આંખો તેના પર પડતાં જ તે તેને ઓળખી ગઈ. તેને તેનો બચાવનાર મળી ગયો. લક્ષ્મી સન્નારીના પહોળા કરેલા સત્કારભર્યા હાથમાં દોડીને કૂદી પડી અને બોલીઃ પ્રભુને નામે હું તમારું શરણું શોધું છું."

તે મહિલાએ ટોળા સામે વક્ર-ક્રોધપૂર્ણ દૃષ્ટિ કરી અને ગર્જી ઊઠીઃ 'શું છે?'

"એ દેવદાસી છે. એ પ્રભુની વેશ્યા છે! તે અમારા દેવની દાસી છે. દેવમંદિરમાંથી તે નાશી છૂટેલી છે એટલે તમારે અમને સોંપવી પડશે. અમારો પુરોહિત તેનો ન્યાય કરશે!"

આવા કેટલાય અવાજો આવ્યા. તે બધાય ધમકીના હતા. પણ તે સન્નારીએ કહી દીધુંઃ

"આ બાળાએ પ્રભુને નામે મારું શરણ શોધ્યું છે! જાઓ, ચાલ્યા જાઓ. તમારું અહીં કંઇ જ ચાલશે નહિ."

બધા શાન્ત થયા. કંઈ જ નહિ ચાલે એમ લાગતાં ધીરે ધીરે બધા વીખરાવા લાગ્યા. વિદેશી મહિલાએ લક્ષ્મીને તેના અંકમાં લીધો. લક્ષ્મી સાચે જ નિર્ભય બની ચૂકી હતી.

"હું તમારો શો આભાર માનું? તમે મને પ્રભુને નામે બચાવી છે. તમારા માટે હું શું કરું? હું નાચું? ગાઉં?" લક્ષ્મીએ શ્વાસભેર કહી નાખ્યું.

"અત્યારે એમાંનું કશું જ કરવાનું નથી. શાન્તિથી રહો." આશ્વાસન આપતાં તે સન્નારીએ કહ્યું.

એક વર્ષ સુધી લક્ષ્મીની આવી જ ભ્રમણા રહી. ત્યાર બાદ તેને સુખ અને શાંતિ દેખાવા લાગ્યાં. જે જે શિક્ષણ આ વિદેશી મહિલાના આશ્રય નીચે મળ્યું તેનો તેણે સદુપયોગ કર્યો.

'દેવદાસી'ની પ્રથા કોઈ રીતે નાબુદ થાય તેને માટે જેહાદ જગાવવાનો તેનો નિશ્ચય વધતો ગયો. પ્રભુને નામે પુજારીઓ પાખંડ ચલાવે વ્યભિચાર નભાવે, ભક્તોની આંખોમાં ધૂળ નાખે અને કુમળી બાળાઓના પાખંડી પુરોહિતો ભોક્તા બને એ એનાથી સહ્યું જતું નહોતું. દેવદાસીઓને બચાવવા માટે એણે તેનું જીવન સમર્પણ કર્યું.

આજે 'દેવદાસી'ની પ્રથા ગઇ હોય તો તેમાં આવાં જીવનોનો મહાન હિસ્સો છે.

*

સ્ત્રીઓને અપાતી

# લશ્કરી તાલીમ

લેખિકાઃ



**શ્રી. રાજકુમારી અમૃતકુંવર**

લશ્કરી તાલીમ લેવાની ઇચ્છા સ્ત્રીઓમાં વધારે ને વધારે ફેલાતી જાય છે તેથી મને એક જાતની દિલગીરી થાય છે એમ મારે કબૂલ કરવું જોઇએ. એક રીતે આવી ઇચ્છા અથવા લાગણી સ્ત્રીઓમાં જાગે તેથી નવાઇ પામવા જેવું કશું નથી, કેમ કે તાજેતરમાં બની ગયેલી કરુણ ઘટનાઓમાં અનુભવ થયો છે કે ક્રોધથી માણસની હલકામાં હલકી વૃત્તિઓ બહેકી જાય છે ને એવી રીતે વૃત્તિઓ બહેકી ગયા પછી તેની હેવાનિયતનો પહેલો શિકાર સ્ત્રીઓ બને છે. સ્ત્રીઓ તેમ જ બાળકોનાં અપહરણોની ઘટના આપણા સમાજને માટે કાળામાં કાળા કલંકરૂપ છે અને એ સ્ત્રીબાળકોને પાછાં મેળવવાને આપણને પોલીસનાં તેમ જ લશ્કરનાં માણસોની સહાય લેવી પડે છેઃ ખરેખર એ મોટી નામોશીની વાત છે. ક્રોધ શમી જાય ને બહેકી ગયેલી હલકી વૃત્તિઓ ટાઢી પડે ત્યારે અસલ ગુનેગારો પોતાની રીતરસમોના પ્રાયશ્ચિત્તરૂપે થોડા વખત પર પોતે જેમને ઉપાડી ગયા તે નિરાધાર સ્ત્રીબાળકોને આપમેળે ખુશીથી પાછાં સોંપી દે. એ ગમે તે હો, સ્ત્રીઓ આ બધી બીનાઓથી ડરી ગઈ છે અને હવે પોતાના બચાવને માટે સામર્થ્ય કેળવવા ઇચ્છે છે. માનવજાતનો મોટો ભાગ માને છે તેમ બહેનો પણ માનવા લાગી છે કે બંદૂકબાજીની તાલીમ લેવાથી પોતે વધારે સુરક્ષિત રહી શકશે ને બળવાન બનશે.

જેમાં શિસ્ત કેળવાય છે, સહકારથી કાર્ય કરવાનું જેમાં શિક્ષણ મળે છે, ઘવાયેલાંને પ્રારંભિક મદદ કેમ કરવી ને ઘવાયેલાંને-માંદાને એક જગાએથી બીજી જગ્યાએ કેમ ફેરવવાં, એવા જેમાં જાતજાતના પાઠ મળે છે, અને જેનાથી તેઓ સ્વાશ્રયી ને નીડર બની શકે તે લશ્કરી તાલીમથી તેમને અમુક પ્રકારનો ફાયદો છે તેની હું ના પાડતી નથી. પરંતુ દરેક મુલકની

*

સ્ત્રીજાતિના ઉત્તમોત્તમ પરંપરાથી ઊતરી આવેલા સંસ્કારોથી બંદૂકબાજી શીખવાની વાત તદ્દન વિરોધી છે. આ પૃથ્વી પર પોતાના કાર્યને અર્થે વિતાવેલા લાંબા ગાળા દરમિયાન ગાંધીજીએ આપણને સ્ત્રીઓને જે પાઠ આપ્યો છે તે તરફ મારી બહેનોનું હું ધ્યાન ખેંચવા માગું છું. તેઓ ઘણી વાર કહેતા કે "રાવણની અપાર રાક્ષસી શક્તિની સામે સીતા કોઈ ભૌતિક શસ્ત્રાસ્ત્રોની મદદથી નહિ, પણ પોતાની અગ્નિ-શુદ્ધ ને જેની સામે આંખ પણ ઊંચી ન થઈ શકે તેવી પવિત્રતાથી અડગ ખડી રહી હતી. એકલી સ્ત્રીજાતિના કલ્યાણને ખાતર પણ સ્ત્રીઓ પોતાના ચારિત્ર્યની અને આત્મબળની શક્તિ પર હમેશ આધાર રાખશે ને અહિંસાનો માર્ગ કદી નહીં છોડે એવી મને પુરી આશા છે."

## માથાનો શણગાર



# વાળ

*

વાળ ઓળવાની જુદી જુદી પદ્ધતિ ભિન્ન ભિન્ન સ્ત્રીઓની રૂચિને કારણે છે. આજની કેળવાયેલી સ્ત્રીઓ વાંકો સેંથો, એક અંબોડો, એક છૂટા અંબોડાની લટ કે બે પૂંછડાં છૂટાં ગૂંથે છે. કેટલીક સેંથામાં સિંદુર પૂરે છે, કેટલીક કલીપ, પીન, અથવા વાળના પૂંછડામાં બો તરીકે ફીતનો ઉપયોગ કરે છે. કેટલીક માત્ર તેલ નાખે છે તો કેટલીક વેસેલાઇન, હેર ક્રીમ કે એવી વસ્તુઓ નાખી વાળને વીખરાતા અટકાવવા યત્ન કરે છે. પ્રાચીન સ્ત્રીઓ વાળને ગુંથી અંબોડો બાંધવામાં ગર્વ સમજતી. પછીથી વાળની લટોને જુદી જુદી રીતે ગૂંથી જાત જાતના અંબોડા ગૂંથવા લાગી ને તેમાં વેણી, ફૂલ કે પાંદડું ભરાવવામાં સૌંદર્યની લાગણી અનુભવતી; જ્યારે પરદેશની સ્ત્રીઓ વાળ છૂટા રાખવામાં કે કપાવી નાખી બોબ્ડ હેરમાં શોભા માને છે. તેનું અનુકરણ આજની ભણેલી સ્ત્રીઓ હિંદમાં પણ કરે છે.

છતાં હિંદની પ્રાચીન સંસ્કૃતિનાં મૂળ ઘણાં ઊંડાં છે. મોટા ભાગની સ્ત્રીઓ વાળ કપાવવામાં માનતી નથી. તેઓ વાળને જુદી જુદી રીતે ગુંથવામાં પોતાની કળા સમજે છે. વળી કેટલીક સ્ત્રીઓ કલીપ કે પીન ભરાવવાનું પસંદ્દતી પણ નથી. તેમાંની કેટલીક વાંકો કે સીધો સેંથો લઇને માથાની શોભા વધારે છે અથવા અંબોડો કે છુટી વેણી રાખી એટલામાં સંતોષ માને છે. મહારાષ્ટ્ર, મદ્રાસ કે ગુજરાતની મોટા ભાગની સ્ત્રીઓ આ કોટીમાં આવે. તેમનામાં લાંબી છૂટી વેણીને બદલે અંબોડાની પ્રથા વધુ પ્રમાણમાં જોવામાં આવે છે.

સેંથાના માટે તો સ્ત્રીઓ આજે વાંકો સેંથો લે છે, પણ વાંકો સેંથો કાંઈ દરેક સ્ત્રીને શોભતો નથી. પોતાનો ચ્હેરો અને કપાળની લંબાઈ પહોળાઇનો વિચાર કરી સેંથો વાંકો લેવો કે વચ્ચે સીધો લેવો તેની પસંદગી કરવી.



પારસી, ખ્રીસ્તિ અને ભારતના કેટલાક પ્રાંતોમાં અંબોડો લેવાનો રિવાજ છે, પણ તેમાં બંગાળ, મહારાષ્ટ્ર, ગુજરાત અને મદ્રાસમાં એ રિવાજ વિશેષ પ્રમાણમાં છે. અંબોડો જુદી જુદી રીતે ગૂંથવામાં આવે છે. કેટલીક બહેનો વાળની ચોટલી ગૂંથીને અંબોડો વાળે છે જ્યારે કેટલીક બહેનો વાળના ઝુડાને વળ દઇ એમ ને એમ અંબોડો વાળી લે છે. પણ અંબોડો કેટલે સુધી ઢળતો રાખવો અથવા કઠણ બાંધવો તે દરેક બહેને પોતાની રૂચી પ્રમાણે નક્કી કરવું જોઈએ, કારણ કે બહુ ઢળતો અંબોડો અથવા બહુ કઠણ અંબોડો લેવાથી શોભામાં ખલેલ આવે છે.

ચોટલાની પ્રથા તો હિંદમાં ઘણી જૂની છે અને અત્યારની સ્ત્રીઓ છૂટા વાળ રાખવામાં અને બે પૂંછડા ગૂંથવામાં ફેશન માને છે.

કાળા, લાંબા અને ખૂબ પ્રમાણમાં વાળ હોય તો છૂટા વાળ સુંદર લાગે છે. એવા વાળને તંદુરસ્તીની દૃષ્ટિએ પણ છૂટા રાખવા હિતાવહ છે, પણ જો ટુંકા વાળ ખુલ્લા રાખવામાં આવે તો ઉલટૂં ખરાબ લાગે છે. એવા વાળને બે ચોટલામાં ગૂંથી, નીચે છૂટા લાંબા ઝૂમતા ગુંથવાથી સુંદર લાગે છે.

બે ચોટલાની ફેશન પારસી, બંગાળી, ખ્રીસ્તિ અને અંગ્રેજી છોકરીઓમાં મોટા પ્રમાણમાં છે. તેઓ બે ચોટલા ગૂંથી નીચે ફક્ત રીબન બાંધી લે છે. બે ચોટલા ટુંકા વાળને લાંબા બતાવવામાં સહાયરૂપ છે. વળી બે ચોટલા ગૂંથી નીચે છૂટા લટકતા મૂકી દેવાથી ગરદન ઉપર પણ ભાર થતો નથી, એથી કાંઈ નુકશાન નથી.

વાળના ભરાવા માટે સાધારણ રીતે તેલ નાખવામાં આવે છે, પણ તેલ કરતાં હેરક્રીમ વધુ ઉપયોગી છે. હેરક્રીમથી વાળ ચોંટી રહે છે અને ઈચ્છા મુજબ એની પટીઓ પાડી શકાય છે. વાળને ઉડતાં કે વીખરાતા અટકાવવા પીનનો ઉપયોગ કરવામાં આવે છે. પણ પીન તીણી ધાર કે અણીવાળી ન વાપરવી, કેમકે વાગી જવાનો ભય રહે છે.



હેરક્લીપનો ઉપયોગ વાળની શોભા અને વાળને વીખરાતા અટકાવવા માટે છે પણ વધારે ક્લીપો તો ઉલટી વાળની શોભા બગાડે છે. માટે દરેક બાજુ એકેક હેરક્લીપથી વધારે ન ભરાવવી.

ગૂંચળાવાળા વાળ સ્ત્રીઓ પસંદ કરે છે. કેટલીક સ્ત્રીઓને કુદરતી રીતે વાળ ગૂંચળાવાળા હોય છે; પણ નથી હોતા તેઓ ગુંચળાવાળા વાળ બનાવવા પ્રયત્ન કરે છે. આ ફેશન પશ્ચિમની છે. લાંબા વાળને કલાકો સુધી ગુચ્છા કરી બાંધી લેવામાં આવે છે અને એ રીતે વારંવાર કરવાથી વાળ કુદરતી જેવા ગૂંચળાવાળા બની જાય છે.

વાળ ઓળવાની પણ કળા છે. વાળ ઓળતી વખતે ચહેરો ખીલી ઉઠે એવી રીતે ઓળવા ને ચ્હેરા ઉપર કોઈ દોષ હોય તો તે ઢંકાય—ઓછા દેખાય ને વાળ તરફ જ ધ્યાન ખેંચાય એ રીતે વાળ ઓળવા જોઇએ. ગોળ મોઢા વાળી સ્ત્રી જો કાન સુધી વાળના પટીયાં પાડે તો ચ્હેરો લાંબો દેખાય છે અને અડધા કાન ઢાંકવા માટે ગાલ સુધી વાળ લાવવા અથવા બેસારવાને બદલે ઉભડક રહે ને ઉંચા દેખાય એ રીતે પટીયાં પાડવાથી વાળની સુંદરતા ઉપરાંત ચ્હેરા ઉપરના દોષો છૂપાવવામાં સફળતા મળે છે.

## હૈદ્રાબાદની લોકશાહી લડતમાં

# સ્ત્રીઓની સેવા

*

હૈદ્રાબાદની લોકશાહી લડતમાં પ્રજાજનોને રઝાકારો તરફથી પુષ્કળ ત્રાસ વેઠવો પડયો છે. નિઝામના ગુંડાઓએ સ્ત્રીઓ ઉપર અમાનુષી અત્યાચાર ગુજાર્યો છે અને નાનાં બાળકોને તેમની માતાની નજર સામે રહેંસી નાખ્યાં છે. ગયા ઓગસ્ટથી માર્ચ સુધીમાં ૪૪૨ સ્ત્રીઓની લાજ લૂંટાઇ, ૧૭ સ્ત્રીઓની કતલ થઇ ને ૪૧ ને સખત ઘાયલ કરી છે. છતાં ત્યાંની સ્ત્રીઓ આ લડતને પૂરેપૂરો સાથ ને સેવા આપે છે.

તેલંગણની શૂરવીર સ્ત્રીઓએ સિતમના સામનામાં એક નવું અને વીરત્વભર્યું પ્રકરણ ઉમેર્યું છે. 'કાશ્મીર છોડો'ની લડત વખતે કાશ્મીરી સ્ત્રીઓ સરઘસો કાઢતી, સભાઓ ભરતી, અને "ડોગરાશાહી મુર્દાબાદ"ના બુલંદ નાદ પોકારતી, પણ તેલંગણમાં તો સ્ત્રીઓ નિઝામશાહીના નાશ માટે પુરુષો સાથે ખભેખભા મિલાવી લડી રહી છે. વૃદ્ધ ખેડુત સ્ત્રીઓ નાનાં નાનાં રક્ષણ દળો તૈયાર કરીને જે કંઇ હથિયાર મળે તેનાથી દુશ્મન સાથે કેમ લડવું એની તાલીમ લે છે.

તેમનું ખાસ હથિયાર છે ખાંડેલાં મરચાં. જ્યારે જ્યારે દુશ્મન આવી ચઢે છે ત્યારે સ્ત્રીઓ તેમની આંખોમાં મૂઠીઓ ભરીને મરચાં નાખે છે. આથી નીપજતી અવ્યવસ્થા અને દિઙ્મૂઢતા દરમિયાન પુરુષ વર્ગ સામના માટે તૈયાર થઇ જાય છે.

આ પ્રજાલડતમાં પોતાના લાડીલાઓનું બલિદાન આપવાની તત્પરતાવાળી વૃદ્ધ સ્ત્રીઓની અનેક વાતો છે. એક દિવસ એક ગામમાં આંધ્ર મહાસભાના એક નેતા એક સભામાં લોકલડત માટે અનુરોધ કરતાં બીજાં મુક્ત થયેલ ગામોમાં ખેડૂતોએ જમીન કેવી રીતે પાછી મેળવી હતી એ સમજાવી રહ્યા હતા. એ સમયે એક વૃદ્ધ માતા ઊભી થઇ અને બોલી, "મારે ત્રણ દીકરા છે. હું તમારા દળ માટે બે આપવા તૈયાર છું."

પુરુષોની સાથોસાથ સક્રિય લડત વેળાએ સ્ત્રીઓને ખાસ કામગીરી બજાવવાની હોય છે અને તે લડતના નેતાઓનું, તેલંગણના કિસાનોનું અને ગેરિલાઓનું રક્ષણ કરવાની તથા જરૂર પડયે સંતાડવાની વ્યવસ્થા કરવાની.

આંધ્ર મહાસભાના એક વ્યવસ્થાપક, ખેડુત સ્ત્રીઓના એક જૂથને સ્વરક્ષણનું શિક્ષણ આપી રહ્યા હતા તેવામાં જ, બારણે ટકોરા પડયાઃ "બારણાં ખોલો, પોલિસ છે."

શું કરવું ? નેતાને પોલિસને તો સોંપી દેવાય નહિ. તો પછી ? તરત જ તેમણે તેને નીચે સુવાડી દીધો, ઉપર ઘાસ પાથરી દીધું અને એના ઉપર સફેદ ચાદર ઢાંકી દીધી. પછી એના ઉપર પોતાની પૂજાસામગ્રી મૂકી એની ચારેકોર બેસી ભજન ગાવાં શરૂ કર્યાં. એક સ્ત્રીએ બારણું ખોલ્યું. પોલિસ આમતેમ તપાસ કરીને હાથ ઘસતી પાછી ફરી.

સ્ત્રીવર્ગ હથિયાર ખરીદવાને પુરુષવર્ગને પોતાનાં ઘરેણાં સુદ્ધાં આપી દે છે. એ રીતે બંદૂક ખરીદી આવેલા પોતાના પૌત્રને એક વૃદ્ધ દાદીમાએ કહેલું "દીકરા, તારી બંદૂક તો મને બતાવ ! આજ સુધી આવી બંદૂકો આપણા લોકોને મારવા વપરાતી, આજ પછી એ આપણા દુશ્મનો અને સિતમખોરોને મારશે.'

આમ હૈદ્રાબાદની હિંદુ કન્યાઓ બહાદુર પત્ની અને વીર માતાઓ પોતાના સ્વાતંત્ર્ય માટે આવી પડતી મુશ્કેલીઓ અને દુઃખનો સામનો કરવા તત્પર બની છે.

## વિધવિધ-સમાજના
# રીતરિવાજો



બન્ડો સ્ત્રી

*

મદ્રાસ અને ઓરીસાની સરહદે ત્રણ હજાર ફીટની ઉંચાઈએ વસતી બન્ડો જાતિ હિંદની કોઈ પણ પ્રજા કરતાં વધારે ધાતકી પ્રજા છે. તે પ્રજા તદ્દન અભણ છે. હથીઆરબંધ પોલીસ પાર્ટી સિવાય કોઈ ત્યાં જઈ શકતું નથી અને તેઓ પોતાનું ગામ છોડી કયાંય જતા નથી. દશ બાર ગાઉ દૂરના ગામે જવું એને મોટી મુસાફરી ને સાહસ ગણે છે. તેઓ ગરીબ અને નગ્ન પ્રજા છે. પુરુષો લંગોટી ભીડે છે ને સ્ત્રીઓ એબ ઢંકાય એટલો કકડો કેડે વીંટે છે. માથે સ્ત્રીપુરુષો કપડાનો એક લીરો બાંધે છે ,અને તેઓ તેને સૌંદર્યની નિશાની માને છે.

ગળાથી નાભિ સુધી તેઓ ખોટાં મોતી અને કોડિયાં વગેરેનાં ઘરેણાં પહેરે છે ને કાંડે કડી પહેરે છે: તે હથીઆરની ગરજ સારે એવી મજબૂત હોય છે. દરેક છોકરો બચપણથી જ માથે મુંડો કરાવવાનો કાળજી રાખે છે, ને છોકરીઓ વાળના ઝુલ્ફાં રાખે છે.

બન્ડો સ્ત્રી પ્રેમમાં પડે તો જ પરણે છે. પણ પોતાના પ્રેમીની સાથે પ્રેમમાં પડવું સહેલું નથી, તેઓ પોતાના ગામની કોઈ છોકરી સાથે પરણી શકતા નથી કે તેની સાથે જાતીય છૂટ લઈ શકતા નથી, એટલું જ નહિ, પણ તેની સાથે વ્યભિચાર પણ સેવી શકે નહિ, એવો સખત નિયમ છે. આવા સખત નિયમને કારણે યુવકો અને યુવતીઓને સંસર્ગમાં આવવાનું ભારે મુશ્કેલ બને છે એટલે તેઓ પ્રેમીને શોધવામાં કેમ સફળ થાય? પણ તેનો તોડ એમણે બુદ્ધિશાળીની રીતે શોધી કાઢયો છે.

દરેક ગામને સીમાડે એક ખાડો ખોદી તેના ઉપર છાપરું બાંધવામાં આવે છે ને પરણવા લાયક તમામ યુવાન કન્યાઓ ત્યાં સુવા જાય છે. (અત્યારે ત્યાં પાકાં મકાનો બાંધવામાં આવ્યાં છે.) ને આજુબાજુના ગામના જુવાનો ત્યાં દશ બાર માઈલ ચાલીને રાત્રે મળવા આવે છે.

આ જગ્યાએ માત્ર અગ્નિ સિવાય કાંઈજ હોતું નથી અને આજુબાજુથી લાકડાં ભેગા કરી વચ્ચે અગ્નિ સળગાવે છે ને એક બાજુ પાંચ છ યુવાનોનું ટોળું બેસે છે ને બીજી બાજુ યુવાન નગ્નકન્યાઓ બેસે છે. પછી ગીતો કોરસના રૂપમાં બધા સાથે ગાય છે. બન્ડો છોકરાઓ એક બીજાને લાકડી મારે કે ઠીંકાપાટુ મારે એ સામાન્ય છે. એ રીતે એક યુવાન પેલી સામે બેઠેલી નગ્ન યુવતીના સાથળ ઉપર થપાટ મારે છે. એટલે પેલી યુવતી એ યુવાનની પીઠ ઉપર પડીને તેને ચુંબનનો ચુચકારો બોલાવે છે એટલે યુવાન તેને પકડવા જાળું નાખે છે. યુવતી તે વખતે તેને દૂર રાખવા તેના મ્હોં ઉપર થુંકે છે અથવા એને ગલીપચી કરે છે. ને આ રીતે એક જોડાની

મુજાક શરૂ થાય છે, એટલે બીજા યુવાનો ને યુવતીઓ તેમાં ભળે છે ને એક બીજાને થપાટો મારવા, મશીપચી કરવા મંડી પડે છે ને એવું વહેલી પરોઢ સુધી ચાલે છે. તેઓ થાકી જાય એટલે ઝૂંપડાની એક બાજુએ યુવાનો ને બીજી બાજુએ યુવતીઓ સામસામા પગ અડાડીને સૂએ છે.

આ પ્રસંગને થોડા મહિના ગયા પછી છોકરાને પેલી છોકરી તરફ મન જાય તો પોતાના થોડા મિત્રો લઈને તે પેલા સ્થળે જાય છે અને તેમની હાજરીમાં પેલી યુવતીને બંગડીઓ ભેટ આપે છે. જો એ છોકરી બંગડીઓ સ્વીકારે તો તેમનું સગપણ–વિવાહ થયો ગણાય. બાન્ડો પત્નીઓમાં પવિત્રતા એ ઉત્તમ ગણાય છે ને ભાગ્યે જ કોઈ દુષિત સ્ત્રી હોય છે અને એક કરતાં વધુ સ્ત્રીઓ ભાગ્યે જ કોઈ પરણે છે.

( ૨ )

યુરોપમાં સ્વીડન દેશમાં સહશિક્ષણ, કુદરત સાથે ગાઢ સંબંધ, કડકડતો ઠંડો શિયાળો, જાતીય વાતો તરફ ખેલદિલી અને સ્ત્રી–પુરુષ વચ્ચેના સંબંધની સહુકાઈને કારણે ત્યાં લગ્ન પહેલાં જાતીય સંબંધને ખરાબ ગણવામાં આવતો નથી. આખા દેશમાં આ જાતનું વાતાવરણ છે ને આવી વાતો તરફ ઉદાર માનસ હોય છે. એક પ્રોફેસરને હું મળી ત્યારે તેણે કહ્યું કે 'આ દેશમાં દશ બાળકોએ એક બાળક લગ્ન પહેલાં જન્મેલું હોવાનો રેકર્ડ નોંધાયેલ છે. મારી દીકરી હમણાં જ પરણી. તેને લગ્ન પહેલાં એક મહિના અગાઉ પુત્રી જન્મી છે. તેની શાળામાંની બહેનપણીઓમાંથી પાંચની આવી સ્થિતિ છે.' આ રીતે નીતિની ભાવના તેમની ઘણી ઉદાર છે.

એક મેળાવડામાં મને એક બાઇએ એક ત્રણ પુત્રોની માતા બનેલી તેની બહેનપણીનું ઓળખાણ કરાવતાં કહ્યું કે 'આ શ્રીમતી (મીસીસ) ......' તે બાઇએ કહ્યું: 'શ્રીમતી (મીસીસ) ને બદલે કુમારી (મીસ) કહેશો તો ચાલશે.'

આ છોકરાંઓ તેને બે જુદા જુદા પુરુષ સાથેના સંસર્ગથી થયાં હતાં. તેણે કહ્યું. 'આ બાળકો આટલાં સુંદર છે, પણ જો તેમને તેમના પિતાના સહવાસમાં ઉછેરવાની મને તક મળી હોત તો......' આ તો એક દાખલો છે, પણ આખા દેશમાં-મોટા શહેરમાં લગભગ આવું જ વાતાવરણ છે. ગામડામાં પણ ગેરકાયદેસરની સંતતી એ ગુન્હો ગણાતો નથી.

આવા ગેરકાયદે બાળકોના હિત માટે કેન ધારાસભાએ કાયદો કર્યો છે, તેને લીધે હવે એ બાળકો તેના પિતાનું નામ અને અટક રાખી શકશે ને તેની મિલ્કતમાંથી હિસ્સો-પણ મેળવી શકશે.

કન્યા–માતાઓને સરકાર તરફથી ગેરકાયદે બાળકો ઉછેરવા માટે સારી રકમની મદદ મળે છે ને સામાજિક તિરસ્કાર વગેરે મુશ્કેલીઓ તેમને નડતી નથી. છૂટાછેડા ખૂબ થાય છે એટલે તે મેળવતાં મુશ્કેલી નથી, પણ તે છાપામાં પ્રગટ કરવામાં આવતા નથી. ગર્ભપાત માટે બે વર્ષની સજા કરવામાં આવે છે ને ગર્ભ અટકાવવાના સાધનો આખા દેશમાં ખૂબ વપરાય છે. સ્ત્રીઓની સંખ્યા વધારે હોવાથી –ખાસ કરીને મોટા શહેરમાં–વિચિત્ર કોયડો ઉભો થયો છે.

આ દેશમાં સામાન્ય કમાતા દંપતી બે બાળકોથી, જરા સુખી ત્રણ બાળકોથી અને પૈસાદાર ચાર બાળકોથી સંતોષ માને છે ને પછી ગર્ભનિરોધના સાધનોનો ઉપયોગ કરે છે.

—(વાર્ડ રોબ્સ)

આયુર્વેદમાં વર્ષાઋતુના મહિનાઓ



# અષાડ અને શ્રાવણ

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

*

ગ્રીષ્મ ઋતુ પૂરી થઈ વર્ષાની શરૂઆત થાય છે. ધરતી તપી તપીને આકરા તપ તપે છે અને માનવી જગત પણ આ ગ્રીષ્મની ગરમી, ઉકળાટ અને બફારામાંથી બચવા માટે, શરીરની તાકાતના રક્ષણ માટે વરસાદની ઝંખના કરે છે. ગ્રીષ્મનો ઉકળાટ–ગરમી અને બફારો લાંબો વખત ચાલે તો ઋતુઓના અતિયોગના કારણે અતિ ગરમીમાંથી થનારા ઝાડા, મરડો, તાવ અને મહદ્ અંશે કોલેરા જેવા ભયંકર વિનાશકારી રોગો પણ ફાટી નીકળે છે. ગુજરાતમાં જે કોલેરાનું મોજું ફરી વળ્યું છે તેના કારણોમાં આ ગરમીનો ઉકળાટ અને વરસાદની ખેંચ એ મુખ્યપણે કહી શકાય તેવાં કારણો છે; એટલે આવા આગંતુક રોગોમાંથી બચવા માટેની ઢાલ એ આપણી ઋતુઓની નિયમિતતા–ઉપર જ આધાર રાખે છે અને એ રીતે રોગોની શાંતિ અને નિવારણ માટે વર્ષાની જરૂર અનિવાર્ય બને છે.

આવી અકળાવનારી સ્થિતિમાં વર્ષાનાં મંડાણ થાય છે. અષાડ માસ એ વર્ષાનો પૂર્વકાળ છે. ગ્રીષ્મના ખાનપાન અને ગરમીના કારણે સંગ્રહાયેલા વાયુનો આ વર્ષાઋતુમાં પ્રકોપ થાય છે અને મંદાગ્નિવાળા માણસોને વર્ષાઋતુની ભેજવાળી આબોહવામાં ખોરાકનું પૂરતું પાચન થઈ શકતું નથી ત્યારે ઝાડા, મરડો, અજીર્ણ થઈ આવે છે. એમાં મુખ્યત્વે વર્ષાઋતુમાં જે રોગો આવે છે એનો પ્રકાર આ વાયુના પ્રકોપના કારણે આંતરડાના કાર્યની અનિયમિતતા કે મંદતાને પરિણામે પેદા થતા દરદો છે.

આરોગ્યની આટલી પૂર્વભૂમિકા નજર સામે રાખીને આપણા ખાનપાનની અને એજ રીતે આપણા પર્વોની રચના કરવામાં આવી છે. આ અષાડ માસમાં જે પર્વો આવે છે એ બીજા કોઈ પણ મહિના કરતાં ઓછા છે અને તેમાં ય જે મુખ્ય પર્વો છે તે પણ કન્યાઓના અને સ્ત્રીઓના જ પર્વો યોજવામાં આવ્યા છે.

અશાડના પર્વોમાં પહેલું વ્રત અશાડ સુદ દશમના દિવસે આશા દશમીનું ગણવામાં આવ્યું છે. બીજું ગોપદ્મ વ્રત, ત્રીજું જયા પાર્વતી વ્રત અને ચોથું સ્વસ્તિક વ્રત છે.

આયુર્વેદ શાસ્ત્રમાં ઋતુઓના બે વિભાગ કરી નાખવામાં આવ્યા છે. એક વિભાગ શરીરના દેહબંધારણને પોષણ આપે છે અને અને બીજો વિભાગ દેહ બંધારણનું પોષણ શોષી લ્યે છે. વર્ષા, શરદ અને હેમંત એ શરીર–દેહને પોષણ આપનારી વિસર્ગ કાળની ઋતુઓ છે અને આ વિસર્ગ કાળની શરૂઆત વર્ષાના મંડાણથી થાય છે.

માનવીના દેહમાં બળનો સંગ્રહ જીવનની અનેક આશાઓ પ્રકટાવે છે અને દુન્યવી માનવી આ આશાના સંચારનું ગાન કરે છે. આપણા પુરાણોએ પણ બરાબર અશાડ સુદ દશમને દિવસે "આશા દશમી"નું પર્વ યોજીને એની સાર્થકતા કરી છે.

પુખ્ત ઉમરની કન્યાઓ સારા શ્વસુરગૃહ અને પતિ માટે, સૌભાગ્યવતીઓ પોતાના પતિના ચિરાયુષ્ય માટે અને જીવનનો આનંદ માણવા માટે, વંધ્યાઓ સંતાનપ્રાપ્તિ માટે, કન્યા-

ઓના મોળા વ્રત, સૌભાગ્યવતી જયા–પાર્વતી વ્રત અને આમ પ્રજા માટે સ્વસ્તિક વ્રત આ જ મહિનામાં આવે છે અને જે જે પ્રકારની ઉણપ માણસના જીવનમાં ખૂંચતી હોય તે પૂર્ણ કરવા માટે આ આશાદશમીનું પર્વ છે.

પરંતુ આવી આશાઓનું કેવળ માનસિક પોષણ નિષ્ફળતામાં પરિણમે છે. આશાઓમાં કર્મપરાયણતા ભળે તો જ એમાં સિદ્ધિ રહેલી છે. આવી સર્વાંગસિદ્ધિ માટે સૌથી પહેલી જરૂર આરોગ્યની અને સ્વાસ્થ્યની છે. ભેજવાળી આબોહવા, વરસાદનો કાદવ અને ગંદકી, અનેક પ્રકારના ખનિજ તત્ત્વો સાથે ઘસડાઇને આવનારાં નવાં પાણી, વરસાદની હેલીના કારણે શારીરિક કસરતનો અભાવ વિગેરે–નાનાં મોટાં કારણો, જો વ્યક્તિ પુરતો સાવચેત ન રહે તો રોગના મોઢામાં ધકેલી દે છે. આશા દશમીને દિવસે આ રોગના પંજામાંથી બચવા માટે–ઉપવાસ કે પથ્ય, સ્વાદ રહિત ખોરાક કે ફળાહાર કરીને દેહની શુદ્ધિ જાળવવા માટે મદદરૂપ બને છે, અને શાસ્ત્રોએ એનો નિર્દેશ કર્યો છે. એકાદશીનું ગૌવણી વ્રત આજ ભાવનાને અનુસરે છે.

ત્રીજું પર્વ એ સ્ત્રીઓનું મહામૂલું જયા–પાર્વતીનું વ્રત આવે છે. સ્ત્રીજીવનમાં આ પર્વની ભારે મોટી પ્રતિષ્ઠા અને પ્રશંસા કરવામાં આવી છે, કારણ કે આ પર્વમાં અખંડ સૌભાગ્યની અને એ સૌભાગ્યની પાછળ માતૃત્વની જાગૃત ભાવના પડી છે. ભગવાન વિષ્ણુએ વ્રતરાજ નામના શાસ્ત્રીય ગ્રંથમાં એક બ્રાહ્મણ દંપતીને આ વ્રતનો નિર્દેશ કરીને વાંઝીયાપણું દૂર કરવા સંતાન પ્રાપ્તિ માટે આ વ્રતની પ્રતિષ્ઠા સ્થાપી છે અને આજે મહાગુજરાતની સ્ત્રીઓ અષાડ સુદ તેરસના દિવસે આ પર્વ યોજીને પોતાની મનેચ્છાઓ પ્રગટ કરે છે.

જયા પાર્વતિનું વ્રત એ અષાડ માસનું પર્વ છે. આ પર્વ પહેલા ધરતી વરસાદથી તૃપ્ત થઈ ગઈ હોય છે. આબોહવામાં ઠંડક આવી ગઇ હોય છે અને માનવીના દેહમાં પણ શીતળતા વ્યાપી ગઇ હોય છે. ગ્રીષ્મના તાપ અને ગરમીના પરિણામે ઉશ્કેરાયેલી સપ્ત ધાતુઓ વરસાદના અમૃતમાં જ નાહીને સંતૃપ્ત, સ્થિર અને શાંત બની ગઇ હોય છે અને પરિણામે ગર્ભ સ્થાપવા માટે એમાં યોગ્યતા આવી ગઈ હોય છે.

આટલી કુદરતનિર્મિત સ્થિરતા અને શિતળતા આવી ગયા પછી પણ રહ્યા સહ્યા દોષોને દૂર કરવા માટે જયા પાર્વતી વ્રતદ્વારા દોષો દૂર કરવાની સાહજીક દ્રષ્ટિ, ભાવના આપણા પૂર્વાચાર્યોએ રજુ કરી છે.

સુદ તેરસથી વદ બીજ સુધીના પાંચ દિવસ સુધી સ્વાદરહિત, પોષક અને પથ્ય ખોરાક લઇને વ્રતના અર્ધ્ય અને પૂજનદ્વારા માનસિક વૃત્તિઓ અને શારીરિક સપ્ત ધાતુઓનું શોધન–શુદ્ધિ કરીને પછી જ સંતાનની ઇચ્છાવાળી સ્ત્રી યોગ્ય વિહાર કરે તો જ ભાવી પ્રજા વીર્યવાન અને સશક્ત બને. જયા પાર્વતીના મંગળ પર્વની પાછળ આ ઉદાત્ત આરોગ્યની ભાવના અને વૃત્તિ પડી છે. આપણો નારીસમાજ આ દ્રષ્ટિને સમજે અને એ દ્રષ્ટિએ જ આ પર્વની ઉજવણી કરે એવી રચના કરવામાં આવી છે.

વર્ષાના મંડાણ માનવી જગતને તૃપ્તિ અને સંતોષ આપે છે. આ સંતોષના જાગૃત ભાન સાથે જ આ વર્ષાઋતુમાં કેટલીક સાવચેતી પણ આરોગ્યની જાળવણી માટે રાખવાની હોય છે.

ભેજવાળુ હવામાન હોય છે. ગ્રીષ્મના ખાનપાનને પરિણામે અજીર્ણ થયેલું હોય છે. આવી પરિસ્થિતિમાં માણસને ખારા, તીખા, ખાટા અને તળેલ ગરમાગરમ પદાર્થો ખાવાનું ગમે છે. એ ભાવે છે અને વર્ષાના વાયુ પ્રકોપને દૂર કરવા માટે એનું મહત્ત્વ અને આવશ્યકતા

પણ સ્વીકારાઈ છે.

પરંતુ આ ખાટા, ખારા અને તીખા પદાર્થો જેમ વાયુને દૂર કરે છે તેની સાથે જ તેના સેવનનો અતિરેક થઇ જાય તો એ પિત્તનો પણ સંગ્રહ કરે છે અને પરિણામે વર્ષા પૂરી થઇ શરદ ઋતુ આવે કે તુરતજ ભાદરવી તડકામાં આ પિત્તનો પ્રકોપ મેલેરીયા–તરીયો તાવ અને બીજા નાના મોટા દરદોને પેદા કરી રોગી બનાવે છે. એટલે આવા જીવલેણ દરદોનો પાયો આ વર્ષામાં જ નખાય છે. માનવી જમતે આ ઋતુમાં પુરતા સાવચેત રહીને જ પોતાની દિનચર્યા, ઋતુચર્યા ગોઠવવી જોઇએ કે જેથી ઋતુઓના હીન, મિથ્યા કે અતિયોગના પરિણામે પેદા થનારા દરદો સામે ટકવાની શક્તિ મળી રહે.

આ ઋતુમાં પૂરતી શક્તિ ટકાવી રાખવા માટે અને રોગની સામે ટકર ઝીલવા માટે કુદરતે આપણને લીંબુ જેવું અમૃત ફળ આપ્યું છે. વર્ષાનાં મંડાણ થાય છે કે તુરત જ પીળા રસપૂર્ણ લીંબુના ઢગલા બજારમાં આવીને પડે છે. માણસો એની ખટાસથી ભડકીને એના ઉપયોગથી દૂર ભાગે છે પરંતુ આ ઋતુમાં ખાટા રસનો ઉપભોગ એ આરોગ્ય માટે પ્રધાન રસ ગણવામાં આવ્યો છે. અજીર્ણને પરિણામે આંતરડામાં સડતા મળની ખટાશને તોડવા માટે લીંબુનો ઉપયોગ મહત્ત્વનો છે. એના સેવનથી અજીર્ણ, ગેસ અને ખટાશ દૂર થાય છે અને ખોરાકના પાચન માટે ભેજવાળી આબોહવાથી મંદ થતા અગ્નિને પ્રદિપ્ત રાખે છે. લીંબુનું સેવન પિત્તના સંગ્રહને પણ શાંતિ આપે છે.

અષાઢ માસમાં આરોગ્ય જાળવવા માટે નીચેના નિયમો મહત્ત્વના બને છે.

(૧) નદીના વહેતા પાણી કે તળાવના તાજા ભરાયેલા વર્ષાળુ પાણી ન પીવાં. કુવાનાં પાણીનો જ ઉપયોગ કરવો અને બને તો ઉકાળીને જ વાપરવું. (૨) તાજા પાણી ચડેલા શાકભાજી ન ખાવાં જોઇએ અથવા શકય એટલાં ઓછા ખાવાં. (૩) લીંબુનો છૂટથી ઉપયોગ કરવો. (૪) વરસાદના દિવસોમાં શરીરની ગરમી ટકાવી રાખવા માટે સુંઠ તોલો પા અને ગોળ તોલો પા મેળવીને એની ગોળી કે સુંઠેલું ખાવું. (૫) વરસાદમાં ન પલળવું તેમ જ ભેજ વાળો પવન પણ ન ખાવો જોઈએ. કફવાળા દરદીઓ—શ્વાસ, દમ, ક્ષય, સસણીની જેને અસર હોય તેમણે ખૂબ જ સાવચેત રહેવું. (૬) વરસાદમાં ખૂલ્લા પગે બહાર ન ફરવું. (૭) પૂરતા ગરમ કે સુતરાઉ કપડાથી શારીરિક ગરમી ટકાવી રાખવી. (૮) ગરમા ગરમ તળેલા, ખાટા, ખારા અને તીખા પદાર્થોનો ખોરાક માટે રૂચી પ્રમાણે ઉપયોગ કરવો. (૯) તેલથી તળેલા પદાર્થો આ ઋતુમાં ગરમી આપવા માટે ઉપયોગી છે એટલે એ ગરમાગરમ હોય તે રીતે જ તેનો ઉપયોગ કરવો. કેમકે ઠંડા અને વાસી થવાથી પચવામાં ભારે અને આરોગ્યને નુકશાનકારક બને છે. (૧૦) અજીર્ણ કે મંદાગ્નિ જેવું લાગે કે તુરતજ ઉપવાસ કે લઘુ ભોજન કરવું.

આ રીતે અષાઢ માસના નિયમોનું અનુસરણ કરવામાં આવે તો અશાઢ માસ એ પોષણ આપનારી ઋતુઓના વિસર્ગ કાળમાં આરોગ્યને જાળવવા માટે ભારે મહત્વનો મહિનો બની જાય છે. અને ભવિષ્યમાં આવનારી રોગોની માતા જેવી શરદ ઋતુમાં આવનારાં દરદોમાંથી બચવા માટે શારીરિક શક્તિ અને આરોગ્યનાં બીજ વાવે છે.

આયુર્વેદ તો કહે છે કેઃ—

વર્ષાળુ–પૂર્વનો પવન–વરસાદમાં ભીંજાવું, તડકો કે ભેજવાળી હવામાં રહેવું, વધુ પડતો શ્રમ કરવો, પાણીમાં નદીકિનારે ફરવું, દિવસે સુવું–રૂક્ષ વાસી અન્ન ખાવું અને શારીરિક તાકાતને વેડફી નાખવા માટે બ્રહ્મચર્યનો કાયમી

ભંગ કરવો એ આ ઋતુના આરોગ્યમાં નુકસાનકારક છે.

*

શ્રાવણ માસ એ વર્ષા ઋતુનો ઉત્તર કાળ છે અને માનવજીવી માટે આનંદ અને સંતોષ પ્રવર્તે છે.

વર્ષામાં વાયુનો પ્રકોપ થવો એ એની ખાસ ખાસિયત છે. ઝાડા મરડો અજીર્ણ અને હવામાનમાં ભેજ હોવાના કારણે શ્વાસ દ્વારા જૂની શરદી અને ફેફસાંના દરદો આ ઋતુમાં પેદા થાય છે. ખાસ કરીને પાચનના અભાવે નાના બાળકોનાં દરદો આ ઋતુમાં વિશેષ આવી પડે છે.

હવામાન ભેજવાળું રહે છે. વારંવાર વરસાદના ઝાપટાં આવી જનતાને સતત કામ કરતી અટકાવી દે છે. ખેડુતો વાવણી પછી શ્રાવણ માસમાં ઠીક નિરાંત અનુભવે છે. આવી આ નિરાંતના જીવનની પરિસ્થિતિને નજરમાં રાખીને વાયુનું શમન થાય તેવા ખાનપાન અને રોગ સામે પ્રતિકારની શક્તિ પેદા કરે એવા પર્વોની રચના કરવામાં આવી છે.

શ્રાવણ એ મહાદેવનો મહિનો છે. આખો મહિનો મહાદેવની પૂજા થાય થાય છે અને બીલીપત્ર દ્વારા એને અર્ધ્ય આપવામાં આવે છે. પુરાણોમાં જણાવવામાં આવ્યું છે કે રોગો એ શંભુની માયા છે, એનું સર્જન છે. બ્રહ્મા જગતને પેદા કરે છે. વિષ્ણુ જગતનું પોષણ કરે છે અને મહેશ (શંકર) જગતનો સંહાર કરે છે. વર્ષા ઋતુ પછી આવનારાં ભાદરવો, અને શરદ ઋતુ એ રોગોની માતા છે, આવો ભયંકર રોગચાળો ફેલાવે તેવી આવનારી ઋતુમાં રોગ સામે પ્રતિકારની શક્તિમળી રહે અને આરોગ્ય જળવાય એ માટે ભગવાન શંકરની પૂજા અને એના અનુષ્ઠાન દ્વારા શરીરના અનારોગ્ય પેદા કરનારા દોષોને દૂર કરવાની ભાવના પડી છે. શ્રાવણ માસમાં લોકો એકટાણા અને ઉપવાસ પણ કરે છે.

આ ઉપવાસ અને લઘુભોજન લેવાથી, ભેજવાળી આબોહવાના કારણે, તેમજ વરસાદની પ્રતિકૂળતાને પરિણામે, જે શ્રમ વિના ખોરાકનું પાચન થતું નથી તેનું પાચન થાય છે. આ પાચનના અભાવે ખોરાકમાંથી છૂટા પડેલાં પોષણ આપનાર આમ રસ નકામોજ પડયો રહે છે, સડે છે. અને રોગોના મૂળ નાખે છે. બધા રોગોનું મૂળ એ આ આમ દોષ છે એવું આજે તો લગભગ નક્કી થઇ ગયું છે. આવા આ આમ સંગ્રહના કારણે તાવ ઝાડા મરડો-અજીર્ણ-મંદાગ્નિ-અને એથીય આગળ જોઇએ તો રીબાવી રીબાવીને મારી નાખનારા લાંબો વખત ચાલતા દરદો આવી પડે છે, કહે છે કે દુશ્મન તો ઉગતાંજ દબાવેલો. સારો, એજ રીતે આમ દોષ એ આરોગ્યનો દુશ્મન છે એટલે એને પણ ચીવટ પૂર્વક વેળાસર દબાવી દેવો જોઇએ. આ દબાવવાનું સાચું અને મહત્વનું કોઇપણ હથિયાર હોય તો તે ઉપવાસ અને લઘુભોજન છે, એથી આમનું પાચન થઇ શરીરને પોષણ અને શક્તિ મળે છે.

આ ઉપવાસ અને તપવ્રતને નજર સામે રાખીને શ્રાવણના પર્વોમાં નાગપંચમી-શીતળા સાતમ, જન્માષ્ટમી પુત્રદા એકાદશી-અજા એકાદશી-રક્ષા બંધન-મંગળા ગૌરીવ્રત જેવાં મુખ્ય વ્રતોની રચના કરવામાં આવી છે.

શ્રાવણ માસમાં દૂર્વા (ધ્રો) નું અતિશય મહત્વ સ્વીકારવામાં આવ્યું છે. અને આ માસના પર્વોમાં ધ્રો અને ગણપતીનું પૂજન કરવાનો નિર્દેશ કરવામાં આવ્યો છે. ધ્રોની શક્તિ બતાવવા માટે પુરાણોમાં કેટલીક કથાઓ પણ છે. કુબેરનો ધનભંડાર આ ધ્રો સામે વજન કરતાં ઓછો પડે છે. રાક્ષસ માય જેટલું ભોજન લીધા છતાંય જે તૃપ્તિ થતી નથી તે ધ્રોના થોડાએક રસથી થાય છે એવી રૂપક કથાઓ દ્વારા એનું મહત્વ બતાવવામાં

આવ્યું છે. આવી મહત્વપૂર્ણ વનસ્પતિની જે પુરાણોએ પ્રશંસા કરી છે તેને આરોગ્યની દૃષ્ટિએ પણ આપણે જોઇ જઈએ. આવી આ વનસ્પતિની આયુર્વેદ શાસ્ત્રોએ પણ એની ભારોભાર પ્રશંસા કરી છે અને મહર્ષિ ચરકે એને પ્રજાસ્થાપન કરનારી, પ્રજાનું રક્ષણ અને પોષણ કરનારી વનસ્પતિ ગણી છે. વેદકાલિન સમયમાં અને યજુર્વેદમાં આ ધ્રોને ગર્ભ સ્થાપન કરનારી વનસ્પતિ તરીકે પ્રતિષ્ઠા આવામાં આવી છે અને સૌરાષ્ટ્રના પ્રખર વૈદરાજ સ્વ. અમૃતલાલભાઈ પટણીએ એક બહેનને કેવળ આ ધ્રોનો રસ પીવડાવીને એનાં બાળકો જિવાડી આપ્યાનો દાખલો મળે છે. આવી આ ધ્રો એ ચોમાસાનું સાહજીક ખડ છે. એ પુષ્કળ પ્રમાણમાં મળી રહે છે અને પ્રજાના આરોગ્ય, સંરક્ષણ અને પોષણ માટે ઉપયોગી છે.

ધ્રોનો ઔષધીય રીતે વિચાર કરતાં વર્ષાના મંડાણ પછી જેમ વાતાવરણમાં શિતળતા આવે છે એવીજ રીતે મનુષ્યના દેહમાં પણ શિતળતા વ્યાપે છે. શરીરમાં રહેલી સપ્ત ધાતુઓ (રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર–રજ,) પણ જે ગરમીથી ઉશ્કેરાયેલા પ્રવાહી સ્વરૂપમાં ગરમ હોય છે તે આ વર્ષા પછી સ્થિર અને ઠંડા બને છે. પરંતુ પ્રકૃતિ ભેદથી કે કોઈપણ પ્રકારના દોષજન્ય વ્યાધિથી આ ધાતુઓની ખામી રહી જાય છે ત્યારે કાંતો ગર્ભ સ્થાપન થયા પછી કસુવાવડ થઇ જાય છે. રક્ત પ્રદર અને રક્ત પિત્તના દરદો પેદા થાય છે અથવા તો પુરા દિવસે પ્રસુતિ આવ્યા પછી પણ બાળકોને રતવા કે એવાજ બીજા ગરમીના દરદના ભોગ બનવું પડે છે. આવી સ્થિતિમાં દરદો ઉપર ધ્રો ભારે ઉપયોગી વનસ્પતિ છે. જનતાના આરોગ્ય માટેજ પર્વોમાં અને વ્રતોમાં ધ્રોનું મહત્વ સ્વીકાર્યું છે.

વર્ષાના બીજા પર્વોમાં શિતળા સાતમ અને અષ્ટમી આવે છે. સાતમના દિવસે ઠંડુ ખાવાના નિમિત્તે આપણો ગુજરાતી સમાજ એ પહેલાના ચારપાંચ દિવસથી ચોક્સ પ્રકારના પાક પકવાનો અને તળેલાં ફરસાણો બનાવે છે પરંતુ અજીર્ણ અને મંદાગ્નિ પેદા કરી દરદો પેદા કરે તેવી ભેજવાળી ઋતુમાં આ જાતના પદાર્થો આપણને નુકશાન કરે છે. ઘડીભર ધાર્મિક લાગણીને સંતોષવા માટે જો ઠંડુ ખાવાનું સ્વીકારીએ તો પણ એ કેવળ એકજ દિવસ ચાલે તેટલું આગળની સાંજે બનાવીને બીજા દિવસે ઉપયોગ કરવો જોઇએ, લાંબા વખતના વાસી અન્ન કોઇ પણ સંયોગોમાં નજ ખાવાં જોઇએ. સામાન્ય રીતે આ ઠંડી ભેજવાળી ઋતુમાં ગરમાગરમ ખાટા ખારા તીખા પદાર્થો ખાવાનું મહત્વ સ્વીકારાયું છે એટલે એ પણ જરૂરિયાત પ્રમાણે બનાવીને ગરમ જ લેવા જોઈએ.

આ વાસી અન્ન લીધા પછી બીજા જ દિવસે જન્માષ્ટમી આવે છે. આ દિવસે ઉપવાસ કે નકોરડે જ ફળાહારનો નિર્દેશ છે. ઠંડા વાસી અન્ન ખાઇને જે નુકશાન પ્રજા નોતરે છે તેનાથી બચવા માટે આ ઉપવાસ મહત્વનો બને છે, પણ આજે કોણ આ રીતે અષ્ટમી ઉજવે છે? સામાન્ય દિવસોમાં જે પથ્ય અને પાચક ખોરાક લેવાનો હોય છે તેને બદલે આ ઉપવાસ નિમિત્તે ભારે મલાઈવાળા પદાર્થો-શીંગ, બટેટાં અને એવાં તળેલાં ફરસાણો અને એવી જ બીજી વસ્તુઓ લેવામાં આવે છે. આ દિવસોના વિવેકહીન ખાનપાન પછીજ દવાખાનાંઓમાં દરદીઓ વધે છે.

શ્રાવણ સુદી એકાદશીનો પુત્રદા એકાદશી તરીકે શાસ્ત્રોમાં નિર્દેશ કરવામાં આવ્યો છે. વ્રતોના પણ કેવા ભાવવાહી નામો નક્કી કરવામાં આવ્યા છે? એકાદશી તો ઘણી આવે છે, પણ શ્રાવણની એકાદશીને જ આ પુત્રદા

નામ આપવામાં આવ્યું છે. કારણ કે ગ્રીષ્મના તાપ અને ઉકળાટ પછી વીર્ય અને રજમાં શિથિલતા આવી ગઇ હોય છે, અને વર્ષાના મંડાણ પછી વિસર્ગકાળ શરૂ થતાં હોઇ માનવીના દેહમાં નવી તાકાત, નવું બળ અને શક્તિ આવે છે. આવી આ શક્તિનો વીર્યનો ઠંડી ઋતુમાં જ પ્રજા સ્થાપન કરવા માટે ઉપયોગ કરવામાં આવે તો વીર્યવાન પ્રજા પેદા કરી શકાય. પ્રજોત્પત્તિ માટે પણ આ રીતે આયુર્વેદ શાસ્ત્રે ઋતુઓનું એની આબોહવાનું મહત્વ સ્વીકાર્યું છે. પુત્રદા એકાદશીનું આવું જ બીજું વ્રત શરદના પિત્તને ઉશ્કેરી મૂકે તેવો તડકો દૂર થયા પછી માહ માસમાં શાસ્ત્રોએ રજુ કર્યું છે.

આપણે જોયું કે શ્રાવણ એ વર્ષાનો ઉત્તરકાળ છે. વર્ષામાં વાયુના શમન માટે જે ખાનપાન લેવામાં આવે છે એથી વાયુનું તો શમન થાય જ છે, પણ એની સાથે જ પિત્તનો પણ સંગ્રહ થતો જાય છે. અને ભાદરવા મહિનામાં શરદઋતુ શરૂ થાય કે તુરત જ એ દોષ કોપી ઉઠે છે અને દરદોને પેદા કરે છે. આ પિત્તના સંગ્રહને અટકાવવા માટે શ્રાવણના છેલ્લા દિવસોમાં યોગ્ય પ્રકારનાં વ્રતો યોજવામાં આવ્યાં છે. અજાદશી અને બારસનું દધીવ્રત આ પ્રકારનાં વ્રતો છે. પિત્તનું શમન કરવા માટે કોઇ પણ મહત્વનું ખાનપાન હોય તો તે દૂધ છે.

પુનમના દિવસે રક્ષાબંધન તરીકેનું વ્રત યોજવામા આવ્યું છે. આજે જે પ્રકારની ઉજવણી આ રક્ષાબંધન નિમિત્તે થાય છે તેની પાછળ પણ એક યોગ્ય પ્રકારની ભાવના પડી છે. રક્ષા માટે રંગબેરંગી સુતરનો દોરો એ તો ભાવનાનું પ્રતિક છે. એની પાછળનો ઉદ્દેશ તો છે શરદ ઋતુમાં આવનારા રોગો માટે, એ આવે તે પહેલાં શરીર અને મનને રોગ સામે રક્ષણ મેળવવા માટે આરોગ્ય મળે તેવા ખાનપાનના બંધનો સ્વીકારી એનું આચરણ થાય તેવી રચના કરવાનો. આટલી સમજણ અને ચીવટ આ પર્વો અને વ્રતોના અનુસરણ માટે પ્રગટે તો આરોગ્ય જળવાય.

અષાઢ અને શ્રાવણ એ બંને વર્ષાઋતુના મહિના છે. વર્ષા જેમ માનવીના દેહને પોષણ આપે છે તેવી જ રીતે માનવીને ઉપયોગી એવી વનસ્પતિઓને પણ પોષણ આપી રસપૂર્ણ બનાવે છે.

આવી આ વર્ષા માનવ માત્રને આનંદ આપનારી આહ્લાદક નીવડે છે. માનવી જો થોડીએક ચીવટ અને સમજણપૂર્વક જીવે તો વર્ષા કેટલાય દોષોને દૂર કરી નવી તાકાત અને બળ આપે તેવી પ્રકૃતિક ઋતુ છે.

શ્રાવણ માસમાં આરોગ્ય જાળવવા માટે આટલું કરવું જોઇએ.

(૧) ઉપવાસ કે લઘુ ભોજન કરી મનના સંયમને અટકાવવો. (૨) વરસાદના દિવસોમાં વાયુને હણનારા ખાટા, ખારા, તીખા, તળેલા પદાર્થો ગરમાગરમ હોય ત્યારે જ લેવા. (૩) શ્રાવણના છેલ્લા દિવસોમાં તળેલા પદાર્થોની સાથે ખીર કે પાચન થઇ શકે તો દૂધપાક જેવા દૂધના પદાર્થો લેવા. (૪) તાજાં ભરાયેલા વર્ષાનું પાણી ન પીવાં જોઇએ; પીવા જ પડે તો ઉકાળીને પીવાં. (૫) લીલાં શાકભાજી ઓછાં ખાવાં જોઇએ. (૬) શરીરની ગરમી ટકાવી રાખવા માટે અને રોગોને પેદા કરનારા કાચા આમ રસના પાચન માટે સુંઠ તોલો ૦। ગોળ તોલો ૦। સાથે મેળવીને લેવાં. (૭) આ ઋતુમાં સુવાવડી સ્ત્રીઓએ છૂટથી સુંઠ લેવી જોઇએ. સુંઠનો ઉકાળો—સુંઠના લાડુ કે બીજી કોઇ પણ રીતે લેવાથી સુવાવડમાં સહજ રીતે થનારા વાયુ અને અજીર્ણ દૂર થશે અને મંદાગ્નિ મટી પાચન વધશે. બાળક માટે પુષ્કળ ધાવણ પેદા થશે. વર્ષાનું ઉપયોગી ફળ લીંબુ છે એનો છૂટથી ઉપયોગ કરવો.

આટલું કરવામાં આવશે તો શ્રાવણમાં આરોગ્ય જળવાશે અને શરદમાં રોગમાંથી બચાશે.

## આપણી સ્ત્રી-સંસ્થાઓ

: સંપાદક :



શ્રી. જ્યોત્સ્નાબહેન મહેતા

*

### ઇન્દોરની સ્ત્રી-સંસ્થાઓ

૧ ભગિની સમાજ
૨ સાવિત્રી કલામંદિર
૩ મહિલા શિક્ષણ સેવાસંઘ
૪ અખિલ હિંદ મહિલા પરિષદ શાખા

ઇંદોરની સ્ત્રી સંસ્થાઓમાં એક ગુજરાતી બહેનોની ભગિની સમાજ છે. અહીં ગુજરાતી પુરુષોમાં જ શિક્ષણ ઓછું છે, એટલે સ્ત્રીઓમાં તેનો તદ્દન અભાવ હોય એમાં શી નવાઇ ? વાંચનારને ખબર હશે કે અશિક્ષિત અથવા અથવા ઓછું ભણેલ લોકો બીજી જાતના લોકો સાથે ભળી શકતા નથી; પોતાના પ્રાંતના અથવા જ્ઞાતિના લોકો સાથે જ તેઓ વ્યવહાર રાખે છે; એટલે અહીંની ગુજરાતી બહેનો માટે જુદી સંસ્થા સ્થાપવાની જરૂર પડી. વળી તેમનામાં સમાજ-સેવાની ભાવનાનો વિકાસ પણ ઝાઝો થયો નથી. એટલે સેવાનું કામ કરાવવું બહુ મુશ્કેલ છે. પરંતુ હિંદુ સંસારમાં સ્ત્રીનું જીવન ઘણે ભાગે કચરાયલું હોય છે-સંયુક્ત કુટુંબની પ્રથા તથા બીજા સામાજીક રીતરિવાજો, પુરુષોની જોહુકમી, નિર્બળ શરીર, ઉપરા ઉપરી અનેક પ્રસુતી, વગેરેને લીધે સ્ત્રીનું જીવત રૂંધાઇ જાય છે. એટલે કોઇ સંસ્થાની મારફત સ્ત્રીઓને આનંદ તથા મનની પ્રફુલ્લિતતા મળે તો તે પણ કંઇ શુભ કર્મ થયું એમ માની ભગિની સમાજ સ્ત્રીજીવનમાં મનનો ઉલ્લાસ રેડવા નવરાત્રીમાં ગરબા, નૃત્ય, સંગીત, કોઇ વખત ઉજાણી, કોઇ વખત બાળકો તથા સ્ત્રીઓની રમતગમત (sports) વગેરે ગોઠવે છે. રમતગમત વખતે સ્ત્રીઓ બહુ જ સંકોચથી થોડી જ રમતોમાં ભાગ લે છે. ધાર્મિક કાર્યક્રમ હોય તો તેમાં જવાનું સ્ત્રીઓને મન થાય છે, તેથી વર્ષમાં એકાદ વાર હરિકથાનું આયોજન થાય છે. બહારગામથી જો કોઇ જાણીતાં સ્ત્રીપુરૂષો આવે, તો તેમનાં ભાષણ ગોઠવવામાં આવે છે. કોઈ વખત હસ્તકળાનું પ્રદર્શન થાય છે. બીજા પ્રાંતમાં દુષ્કાળ જેવું સંકટ આવી પડે, ત્યારે તેને માટે ફાળો ઉઘરાવવામાં આવે છે. પૂજ્ય ગાંધીજીની જયંતી આજ સુધી હર્ષથી ઉજવાતી હતી. પરંતુ દેશને દુર્ભાગ્યે હવે શોક સાથે ઉજવવામાં આવશે.

અહીં બીજા બધા કરતાં દક્ષીણી સ્ત્રીઓ આગળ વધેલી છે. તેઓ કેટલાક મહોલ્લામાં ન્હાની સંસ્થાઓ ચલાવે છે. તે સંસ્થાઓમાં વાંચન, સીવણ, ભાષણ એવા કાર્યક્રમ રાખવામાં આવે છે ને અઠવાડીઆમાં એકાદ વખત સ્ત્રીઓ એકઠી થાય છે. કોઇ વખત તિલગુળ વગેરેનાં અથવા બીજી હસ્તકળાનાં ન્હાના પ્રદર્શન થાય છે. તેમાંની એક સંસ્થા ગરીબ તથા મધ્યમવર્ગના લોકોને માંદગીમાં

જરૂર પડે તેવાં સાધનો—થર્મોમીટર, શેક કરવાની કોથળી (હોટવોટર બેગ), આઇસ બેગ વગેરે આપે છે. આવી ચીજો મોંઘી હોવાથી સાધારણ લોકો તે ખરીદી શકતા નથી, એટલે જરૂર વખતે વાપરવા માટે સંસ્થા તરફથી આપવામાં આવે છે પણ તેને સંભાળવાનું પણ શીખવવું પડે છે.

સાવિત્રી કલામંદિર નામની સંસ્થા લગભગ ત્રણ વર્ષ પર શરૂ થઇ છે. તેટલા વખતમાં તેણે બહુ સારી પ્રગતી કરી છે. એમાં શીવણ, ગુંથણ, જાત જાતનું ભરતકામ (hand embroidery, machine embroidery), ચામડાનું કામ, તથા રમકડાં બનાવવાનું કામ શીખવવામાં આવે છે. હસ્તકળાની તાલીમ લીધેલી ત્રણ શિક્ષિકાઓને સારા પગારે રોકવામાં આવી છે, એટલે કામ સારૂં થાય છે. ભાડાના મકાનમાં જગ્યાની તંગીને લીધે માત્ર ચાળીસેક વિદ્યાર્થીનીઓને શિક્ષણ આપી શકાય છે. બાકી ઘણી કન્યાઓ તથા સ્ત્રીઓની દાખલ થવાની ઇચ્છા હોવા છતાં ના કહેવી પડે છે. વિદ્યાર્થિનીઓ પાસેથી માસિક રૂ. ૪ ફી લેવામાં આવે છે. પણ ખર્ચ દર મહિને ત્રણસો રૂપિઆથી પણ વધારે થાય છે, તે માટે માસિક લવાજમ આપનારાં સભાસદ કર્યાં છે, તેમ જ દાનની સામટી રકમ આપનારા લોકો પણ મળી આવે છે. તે મેળવવાનું કામ સંસ્થાના સંચાલિકા શ્રી. સાવિત્રી ભાર્ગવ કરે છે. સંસ્થાની સ્થાપના તથા વ્યવસ્થાનું શ્રેય એમને જ છે. વિદ્યાર્થીનીઓ ડીપ્લોમાની પરીક્ષા આપશે ત્યારે તેમને કોઈ પણ જગાએ નોકરી મળી શકશે.

મહિલા શિક્ષણ સેવા સંઘ નામની સંસ્થા ૧૯૧૮ની સાલમાં અહીં શરૂ કરવામાં આવી હતી, એટલે તેને લગભગ ત્રીસ વર્ષ થયાં. તે વખતે માત્ર ચાર વિદ્યાર્થિનીઓ દાખલ થઈ હતી ને તેમને લખતાં વાંચતાં તથા થોડું શીવણ શીખવવામાં આવતું હતું. તેમાંથી વધીને અત્યારે લગભગ સો એક વિદ્યાર્થીનીઓ થઈ છે, ને તેમને ઉપરના વિષયો ઉપરાંત મરાઠી સાહિત્ય, હિંદી સાહિત્ય અને અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ આપવામાં આવે છે. તે ઉપરાંત જાતજાતનું ભરતકામ, ગુંથણ, સંગીત તથા રમકડાં બનાવવાનું કામ શીખવાય છે. આ સંસ્થાનો હેતુ અશિક્ષિત સ્ત્રીઓને જ્ઞાન આપવાનો તથા જેને જરૂર હોય તેને ગુજરાનનું સાધન આપવાનો છે. આટલાં વર્ષોમાં અનેક સ્ત્રીઓ અહીંથી શીખીને ગઈ છે. તેઓ બીજાં ગામોમાં જઇને કાં તો આવી સંસ્થાઓ ચલાવે છે, અથવા નોકરી કરીને પોતાનું ઉદરપોષણ કરે છે. આ સંસ્થાનો બધો યશ શ્રી સરસ્વતીબાઇ મ્હાળસને છે. તેમણે આરંભ કર્યો ત્યારે અહીંના લોકો બહુ જુના વિચારના હતા. સામાન્ય રીતે આવી સંસ્થાઓની જરૂર વિધવા સ્ત્રીઓને જ હોય છે. એ જમાનામાં વિધવા એકલી શાળામાં ભણવા જાય એ રૂઢિચુસ્ત લોકોને ગમતું નહતું. એના કુટુંબી લોકો જ ના કહેતા હતા. જે કુટુંબમાં વિધવા નિરાધાર હોય ત્યાં શ્રી. સરસ્વતીબાઇ જઇને ઘરના માણસોને સમજાવે, ત્યારે માંડ માંડ કબુલ કરે. તેમાં પુસ્તક કે સીવણના કપડાંના થોડા પૈસા પણ ખરચવા પડે તો સાફ ના કહી દે. તેથી શરૂઆતમાં વિદ્યાર્થિનીઓને એ બધું શાળા તરફથી મફત આપવામાં આવતું હતું. હાલ સીવવાના ત્રણ ચાર સંચા રાખવામાં આવ્યા છે. સીવવનું કાપડ તો આજથી પાંચ છ વર્ષ પહેલાં જ મફત આપવાનું બંધ કર્યું છે, કારણ કે લડાઇની પરિસ્થિતિને લીધે કાપડ અતિશય મોંઘું થઇ ગયું છે. વિદ્યાર્થિનીઓ પૈસા ખર્ચીને જે કાપડ લાવે તે પોતે જ વાપરવાનું હોય, તેથી સીવવામાં કુદરતી રીતે જ વધારે કાળજી રાખે, બાકી શરૂઆતમાં શીખનારને હાથે જે કપડાં

ખરાબ ધાટમાં થતાં તેનું શું કરવું તે સમજાતું નહિ. કોઈ એ ખરીદવા તૈયાર ન હોય, એટલે ગરીબ લોકોને તે આપવામાં આવતાં હતાં. આ સંસ્થામાં મોટી ઉંમરની સ્ત્રીઓ પાસે કોઈ પણ જાતની ફી લેવામાં આવતી નથી. ફક્ત કેટલીક કન્યાઓ આવે છે, તેમની પાસે જ ઘણી જ થોડી ફી લેવામાં આવે છે. તેમનામાં પણ જે ગરીબ હોય છે તેમને માફી આપવામાં આવે છે, એ આ સંસ્થાની વિશિષ્ટતા છે. માસિક ખર્ચ લગભગ દોઢસો બસો રૂપિઆનો છે. તેને માટે શ્રી. સરસ્વતીબાઈએ ઘેર ઘેર ફરીને આશરે ૫૦૦ સભાસદ કર્યા છે. તેઓ માસિક લવાજમ બે આનાથી માંડીને બે રૂપીઆ સુધી પોતપોતાની અનુકૂળતા પ્રમાણે આપે છે. કોઈને ઘેર લગ્ન વગેરે શુભ પ્રસંગ હોય ત્યારે તેમની પાસે દાનની રકમ માગવામાં આવે છે, અને દીવાળી વગેરે પ્રસંગોએ પણ ઉઘરાણું કરવામાં આવે છે. તે ઉપરાંત હવે તો બીજું દાન આપનારા પણ મળી આવે છે. આવી જ રીતે ખર્ચ ચાલ્યુ છે, માત્ર એકેક વર્ષ થયાં સરકાર તરફથી માસિક રૂા. ૫૦ ની ગ્રાંટ મળવા માંડી છે. તે સિવાય ત્રીસ વર્ષ સુધી બધો ખર્ચ લોકોના લવાજમમાંથી ચાલ્યો છે. દર મહિને કેટલાક સભાસદ શહેર છોડી ચાલ્યા જાય, કે નોકરીમાંથી નિવૃત્ત થાય, કે મૃત્યુ પામે એટલે તેમનું લવાજમ બંધ થાય, તે માટે શ્રી. સરસ્વતીબાઈને ફરીને નવા સભાસદ કરવા પડે છે. તેમની જ મહેનતથી સંસ્થા માટે લગભગ ત્રીસેક હજાર રૂપીઆ એકઠા કરીને મકાનમાં ખર્ચ કરવામાં આવ્યું છે. હજી વધારે રકમની જરૂર છે. દર મહિને રૂ. ૮ થી ૨૫ સુધીનો પગાર લઈને શિક્ષકો સેવાભાવથી કામ કરે છે. શિક્ષકોમાંથી કોઈ રોજ એક કલાક કામ કરે અને કોઈ બે અથવા ત્રણ કલાક કામ કરે છે. મધ્યમવર્ગની સ્ત્રીઓને અનુકૂળ પડે માટે શાળાનો સમય બપોરે બે વાગ્યાથી રાખવામાં આવ્યો છે.

અખિલ હિંદ મહિલા પરિષદ્‌ની શાખા ઇન્દોરમાં ૧૯૨૭ ની સાલથી સ્થપાએલી છે. તેની મારફત શરૂઆતમાં તો માત્ર સ્ત્રીઓમાં જાગૃતિ આણવાનું કામ જ થઈ શક્યું, કારણ કે તે સમયની સાધારણ સ્ત્રીઓ સમાજ સેવાની જવાબદારી સમજતી નહોતી. આ શાખા તરફથી શહેરમાં સ્ત્રીઓની જાહેર સભાઓ ભરવામાં આવતી ને તેમાં પરિષદ્‌નો હેતુ તથા કાર્ય સમજાવવામાં આવતાં. પરિષદ્‌ના લગભગ દરેક અધિવેશનમાં ઇન્દોરનાં પ્રતિનિધિઓએ હાજરી આપી છે.

અહીંની સરકાર તરફથી પ્રસુતિ હિત કાયદો (Maternity Benefit Act) થએલો હતો, પણ તેનો અમલ થતો નહોતો, કારણ કે સ્ત્રી-મજુરોને ખબર નહોતી કે આવો કાયદો થએલો છે. જો કે હિંદી ભાષામાં કાયદો છાપીને તે કાગળો મિલની ભીંતો પર ચોંટાડવામાં આવ્યા હતા, પણ મજુરોને વાંચતાં આવડતું નહોતું, તેથી એ વિષે અજ્ઞાન હોવાને લીધે કોઈપણ સ્ત્રી એનો લાભ લેતી નહોતી. ઉપર લખેલી સંસ્થાનાં સભાસદોએ આ કાયદો સ્ત્રી-મજુરોને સમજાવવાનું કામ માથે લીધું. મિલના માલીકોની રજા લઈને તેમણે દરેક મિલમાં એવી સ્ત્રીઓની સભાની ગોઠવણ કરી, આ કાયદો વિગતવાર સમજાવ્યો. પણ એ સ્ત્રીઓ મિલમાંથી ઘેર ગયા પછી મહોલ્લામાં કોઈ સભા થાય તો એમાં કદી પણ જતી નહિ. કારણકે ત્યાં જવાથી કંઈ જાણવાનું મળશે કે પોતાને કાયદો થશે એવું સમજતી નહિ, મિલમાં તો મેનેજર તરફથી ગોઠવણ થાય એટલે સભામાં જવું પડે. હવે એમને સમજાયું કે પ્રસુતિ વખતે મજુરસ્ત્રીને બે મહિનાનો પગાર કામ કર્યા વગર મફત મળી શકતો હતો, પણ તેને માટે જે અરજી કરવી પડે તે

લખતાં આવડતી નહોતી. તેથી શરૂઆતમાં આ સંસ્થાનાં સભાસદોએ અરજીઓ લખી આપવા માંડી. તેમાં કંઇ ભૂલ નીકળે તો ઘણીવાર મૅનેજર પાસે જઇને ફેરફાર કરવો પડતો હતો. બાળકના જન્મ પછી જે સ્ત્રી આ રકમ લેવા જાય તેને જન્મ નોંધનું સર્ટિફિકેટ બતાવવું પડતું હતું. તે સર્ટિફિકેટ મ્યુનિસિપૉલિટીમાંથી મળતું હતું. તેમાં ફક્ત બાળકના પિતાનું નામ લખવામાં આવતું હતું-માતાનું નામ નહોતું. એટલે મિલના મૅનેજરને ખાત્રી થતી નહોતી કે એ જ સ્ત્રી બાળકની માતા છે. તેથી તેઓ પૈસા આપવાની આનાકાની કરતા હતા. ઉપર કહેલી સંસ્થાનાં સભાસદોએ આ જાણ્યું, એટલે તેઓ મ્યુનિસિપાલિટીના અધિકારી પાસે ગયાં. તેમને વિનંતિ કરી કે નવાં ફૉર્મ છપાવે તેમાં બાળકની માતાનું નામ લખે. બહુ મહેનતે એમણે કબુલ કર્યું ને માતાનું નામ લખવા માંડયું, એટલે કામ સરળ થયું.

મિલમાં કામ કરનારી મજુર સ્ત્રીઓનાં બાળકોને સાચવવાની કંઇ વ્યવસ્થા હોવી જોઇએ. તે વખતે ઇન્દોરની મિલોમાંથી ફક્ત એકાદમાં એવી જગા રાખેલી હતી, પણ તે સંતોષકારક ન હોતી, ને તેમાં બાળકોને સંભાળનાર કોઇ સ્ત્રી નહોતી. અ. હિં. મ. પરિષદ શાખાનાં સભ્યોએ ત્યાં જઈ તપાસ કરી તો જણાયું કે પહેલાં એક બાળક ત્યાં મરણ પામ્યું હતું. તેથી હવે કોઇ પણ મજુર સ્ત્રી એ સ્થળે પોતાનાં બાળક રાખવાનું કબુલ કરતી નહોતી, કારણ કે ભૂત કે ડાકણ બાળકને ખાઈ જાય છે એવું તેઓ માનતી હતી. તેથી એ સ્થળ ખાલી પડેલું હોવાથી મિલના વ્યવસ્થાપકોએ ત્યાં બીજી કંઇ ગોઠવણ કરી નહોતી. આપણા દેશમાં કંઈપણ સામાજિક કાર્ય કે સુધારો કરવા જઇએ ત્યાં આવા વ્હેમ નડ્યા નડે છે. એટલે મિલોના વ્યવસ્થાપકોને મળીને વિનંતિ કરી કે દરેક મિલમાં મજૂર સ્ત્રીઓનાં બાળકોને સંભાળવાની સારી વ્યવસ્થા હોવી જોઇએ. તેને પરિણામે કેટલીક મિલોમાં એ ગોઠવણ થઈ છે. તે ઉપરાંત મૅનેજરોની વિરૂદ્ધ એ સ્ત્રીઓની જે ન્હાની મોટી ફરીઆદો હતી, તે પણ પતાવવાનો પ્રયત્ન કર્યો.

આ શાખાની સૌથી મોટી કાર્યસિદ્ધિ એ હતી કે હિંદુ વિધવાને પતિની મિલ્કતમાંથી ભાગ મળી શકે એવો કાયદો ઇન્દોર રાજ્યમાં કરાવ્યો. તે માટે ઘણી મહેનત પડી ને ૧૯૨૦ ની સાલમાં એ કાયદો મંજુર થયો. હિંદમાં ડૉ. દેશમુખના બિલને પરિણામે જે કાયદો થયો છે, તેવો જ બરોબર આ પણ છે.

૧૯૩૮ ની સાલમાં એમણે ગ્રામોદ્ધારનું કામ હાથમાં લીધું, ને તેમાં સરકાર તરફથી મોટી મદદ એ મળી કે શહેરથી ચારેક માઈલ દૂરના ગામ જવા માટે સરકારી મોટર એમને આપવામાં આવતી હતી. અઠવાડિયામાં એક વખત સભ્યો ગામડામાં જતાં હતાં. અમે શરૂઆતમાં માત્ર માંદાં લોકોને મફત દવા તથા દાક્તરી મદદ આપવા માંડી. તેને માટે એક પુરૂષ ડૉક્ટર, એક સ્ત્રી ડૉક્ટર અને એક દાંતના ડૉક્ટર વારાફરતી અમારી સાથે આવતા અને કંઇપણ મહેનતાણું લીધા વગર સલાહ આપતા હતા.

સંતતિનિયમન (birth control) ની સલાહ તથા સાધનો સ્ત્રીપુરૂષોને આપવા માટે અમે એક દવાખાનું શરૂ કર્યું. તે કામ થોડો વખત સારૂં ચાલ્યું, પણ પછી બંધ પડ્યું.

હરિજન સેવક સંઘ તરફથી જે વર્ગો પ્રૌઢ શિક્ષણના કામનો આરંભ થયો, તે સમયે સ્વયંસેવિકાઓએ મદદ કરીને ત્રેત્રણ મહિનામાં ઘણી જ સ્ત્રીઓને લખતાં વાંચતાં શીખવી દીધું.

સરકારે જ્યારે અનાજ પર નિયંત્રણ (કંટ્રોલ) કર્યું ને રેશનની દુકાનો ઉઘાડી, ત્યારે શરૂઆતમાં સ્ત્રીઓને એ દુકાનો પર

મુસીબત વેઠવી પડતી હતી, પુરુષોની ધક્કાધક્કીમાં જવું પડતું ને દુકાનદારો તેમને છેતરતા હતા. તે વખતે અમારી સ્વયંસેવિકાઓ કેટલીક દુકાને જઈને તેમને મદદ કરતી અને અરજી વગેરે લખવાની જરૂર પડે તો લખી આપતી હતી. કપડાં ખરીદવાનું પણ બહુ મુશ્કેલ થયું હતું અને કાળા બજારને લીધે સાધારણ લોકોને કપડાં મળતાં નહોતાં. અમે સરકારી અધિકારીઓ તથા મિલના માલીકોને મળ્યાં અને સ્ત્રીઓ માટે કપડાં વેચવાની એક ખાસ દુકાન કહાડી. એક બે મિલમાલીકે સસ્તે ભાવે અમને કાપડ આપ્યું, ને પોતાની લોરીમાં મોકલવા માંડયું. તેથી સેંકડો સ્ત્રીઓને કાપડ ખરીદવાની સગવડ થઈ ને જે નફો થયો તે સંસ્થાને મળ્યો.

પ્રસુતિવાળી સ્ત્રીઓને મકાઈ કે જુવાર જેવાં અનાજ પચી શકતાં નહોતાં. તેથી અમે સરકારી અધિકારીને વિનંતિ કરી કે પ્રસુતા સ્ત્રીઓને વધારે ઘઉં આપવાની વ્યવસ્થા કરવી જોઈએ. તેમણે તે કબુલ કર્યું ને બીજા કરતાં દોઢગણા ઘઉં આપવા માંડયા. પણ તે માંગનાર સ્ત્રીઓ જુઠું ન બોલે ને ખરેખર પ્રસુતિવાળી જ છે, તેની ખાત્રી કરવાનું કામ અમને સોંપવામાં આવ્યું, તેથી અમે એવી ગોઠવણ કરી કે, વધારે ઘઉં માગનાર સ્ત્રી કાં તો જે ડાકટરને હાથે પ્રસુતિ થઈ હોય તેનું સર્ટિફિકેટ લાવે, અથવા મ્યુનિસિપાલિટીમાંથી જન્મનોંધનું સર્ટિફિકેટ લાવે, કારણ કે દરેક વખતે ડાકટર હાજર હોતા નથી; વધારે ભાગે તો નર્સ અથવા દાયણને હાથે પ્રસુતિ થાય છે. આવી ખાત્રી કર્યા પછી તેમને સર્ટિફિકેટ આપીએ, તે બતાવ્યાથી વધારે ઘઉં મળે છે.

આ રીતે ઇન્દોરની સ્ત્રી-સંસ્થાઓ ઇન્દોરની બહેનોની સેવા કરે છે.

*

## હરિવરનું શરણું



ઝંખે છે જીવનનું ઝરણું,
બસ એક હરિવરનું શરણું.

શોધું છું સાયર લહરિમાં,
આવે છે તિમંત્રણ વનવનમાં,
પલભર પેખું નયનનમાં
તેજોજ્વલ સન્મુખ એ ચરણું:
બસ એક હરિવરનું શરણું.

કો પંખીનાં કલશોર મહીં,
ઝરણાંનાં ઝાંઝર સૂર મહીં,
સુણાતાં મીઠાં ગીત ધ્વનિ
આ કાળ ભરે મનનું હરણું:
બસ એક હરિવરનું શરણું.

આ જીવનના પગથાર ભમી,
જગ શોધી રહું પ્રભુ તારી છબી,
અવ્યક્ત રહી દૂર સ્વપ્ન સમી
કદી ભાન કરાવે મૃગજળનું:
બસ એક હરિવરનું શરણું.

રમણલાલ વ્યાસ



# હુન્નર ઉધોગ



: લેખક : કુમારી પુષ્પેન્દ્રકુમારી

## નાના બાળકના રમવા માટે ઉનનો બતક

જોઈતી ચીજો–એક ઔંસ ચાર પ્લાઈટ વાળું ઉન; સુયા નં. ૮ ની જોડ એક અને અંદર ભરવા માટે રૂ અગર કામળ. બે કાચની આંખો.

સુયા પર ૬૩ ટાંકા માંડો અને ૬ લાઇનો મોસ ટાંકામાં ગુંથો (મોસ ટાંકા એટલે ૧ સાદો, ૧ ઉંધો, ૧ સાદો) આ પ્રમાણે બધી લાઇનો ગુંથવી.

૭મી લાઈન–૧ ટાંકો વધારે તથા આખી લાઇન મોસ ટાંકામાં ગુંથી જાવ અને છેલ્લે એક ટાંકો વધારો.

૮ મી લાઈન–મોસ ટાંકામાં ગુંથો.

૯ મી લાઇન–મોસ ટાંકામાં આખી લાઇન ગુંથો અને છેલ્લે એક ટાંકો વધારો.

૧૦ મી લાઇન–મોસ ટાંકામાં ગુંથો.

૧૧ મી લાઇન–૭ મી લાઇન પ્રમાણે.

૧૨ મી લાઇન–૮ મી લાઈન પ્રમાણે.

૧૩ મી લાઇન ૯ મી લાઇન પ્રમાણે.

૧૪ મી લાઈન–૧૦ મી લાઈન પ્રમાણે.

૧૫ મી લાઇન–૭ મી લાઇન પ્રમાણે ગુંથો.

હવે ૭ લાઇનો મોસ ટાંકામાં ટાંકા વધાર્યા વગર ગુંથો. એથી સુયા પર કુલ ૪૧ ટાંકા થશે.

૨૨ મી લાઈન–મોસ ટાંકામાં ગુંથો અને છેલ્લે એક ટાંકો ઘટાડો; પાછી ત્રણ લાઇનો મોસ ટાંકામાં ગુંથો.

૨૬ મી લાઇન–૨૨ મી લાઇન પ્રમાણે ગુંથો અને પાછી ત્રણ લાઇનો મોસ ટાંકામાં ગુંથો.

૩૦ મી લાઇન–૨૨ મી લાઇન પ્રમાણે ગુંથો. એટલે સુયા પર ૩૯ ટાંકા રહેશે.

૩૧ મી લાઈન–મોસ ટાંકામાં ગુંથો.

૩૨ મી લાઈનમાં મોસ ટાંકા ૧૧ ગુંથો અને ૧૬ ટાંકા બંધ કરો. બાકીના ટાંકા મોસ ગુંથો. પછી ફેરવો. ગુંથણ તથા છેલ્લા ૧૧ ટાંકા ઉપર માથા માટે નીચે પ્રમાણે ગુંથો. ચાર લાઇનો મોસ ગુંથો. ૫ મી લાઇનમાં ૧ ટાંકો વધારો. આખી લાઇન મોસમાં ગુંથો અને છેલ્લે એક ટાંકો વધારો, હજી બીજી ૨ લાઈનો મોસમાં ગુંથો. ૮ મી લાઈન–એક ટાંકો વધારો તથા આખી લાઇન મોસ ગુંથો.

૯ મી લાઇન–મોસ ટાંકામાં ગુંથો.

૧૦ મી લાઈન–૮ મી લાઈન પ્રમાણે,

૧૧ મી લાઈન–૯ મી લાઈન પ્રમાણે,

૧૨ મી લાઈન–૧૦ મી લાઇન પ્રમાણે,

૧૩ થી ૧૭–પાંચ લાઈનો મોસ ગુંથો.

૧૮ મી લાઈન–ટાંકો ઘટાડો અને મોસ ગુંથો. છેલ્લે એક ટાંકો ઘટાડો.

૧૯ મી લાઈન મોસ ટાંકામાં ગુંથો

૨૦ મી લાઈન–૧૮ મી લાઈન પ્રમાણે.

૨૧ મી લાઈન–મોસ ટાંકામાં ગુંથો.

૨૨ મી લાઈન–૧૮ મી લાઇન પ્રમાણે.

૨૩ મી લાઇન–મોસ ટાંકામાં ગુંથો.

પછી ટાંકા બંધ કરી દો.

પૂંછડું–હવે જે ૧૧ ટાંકા મુકયા છે તેમાં ઉન જોડીને મોસ ટાંકામાં બે લાઇન ગુંથો.

૩ જી લાઇનમાં ૧ ટાંકો ઘટાડો. આખી લાઇન મોસ ગુંથો. ૪ થી લાઇનમાં આખી લાઇન મોસ ગુંથો તથા છેલ્લે ઘટાડો. ૫ મી લાઈન મોસ ગુંથો.

૬ઠી લાઇનમાં ૧ ઘટાડો અને આખી મોસ ગુંથો છેલ્લે ૧ ઘટાડો. ૭ મી લાઈન- મોસ ગુંથો. ૮ મી લાઇન–ચોથી લાઈન પ્રમાણે ગુંથો.

# રસોઇ ઘર

કુમારી શ્રી. પુષ્પેન્દ્રકુમારી



## બીસ્કીટ (ગળી)

સાધનઃ-એક શેર ઝીણો રવો, ઝીણી ખાંડ, ચોખાનો લોટ, માખણ વગેરે ૭ ૭ અધોળ અને પાવલી ભાર એમોનીયા.

એમોનીયાને લાકડાના પાટીયા પર બરાબર વાટી, પછી રવો, ખાંડ અને ચોખાનો લોટ એ સર્વે ભેગું કરી બરાબર મસળી નાખવું. પછી માખણ નાખી લોટ બાંધવો. લોટ નરમ ન થવા દેવો. જો માખણથી બંધાય નહિ તો સ્હેજ દૂધ લઇ કઠણ ભાખરી જેવો રાખી કસણવો. આ સર્વ કરવા માટે તાજી કલાઇના વાસણ વાપરવાં, કારણ કે એમોનીયા આવવાથી જલ્દી કટાઈ જાય છે. પછી ભાખરી માફક સ્હેજ જાડો રોટલો વણી તેના ગોળ, ચોરસ, અથવા લંબચોરસ-જેવાં સાધન હોય તેવાં આકાર પાડવા. બીસ્કીટ માટે ભઠ્ઠી હોય તો વધારે સારૂં, પણ જો ન હોય તો છીછરૂં વાસણ ચાર આંગળની ઉંચાઈ વાળું લેવું, પણ તે પહોળું વધારે હોવું જોઈએ. તેની અંદર આવે એવા પાતળા પતરાના છીછરા થાળ બે વારા ફરતી મૂકવા માટે રાખવા, ને ઉપરનું ઢાંકણું અંદર પડતું રાખવું. પછી શગડીમાં થોડા દેવતા રાખી ઉપર વાસણ મૂકવું ને થાળીમાં કાપેલી બીસ્કીટ થોડા થોડા અંતરે ગોઠવી ઉપર ઢાંકી ખૂબ દેવતા ભરવો.

આમ કરવાથી પાંચ મીનીટની અંદર બીસ્કીટ તૈયાર થશે. નીચે તો સ્હેજ સ્હાજ દેવતા રાખવો, પણ ઉપર માટે બીજી સગડી તૈયાર રાખવી, જેથી ઉપર વારંવાર દેવતા ભરી શકાય. આ બીસ્કીટને થતાં વાર લાગતી નથી, માટે બળી ન જાય તેની સંભાળ રાખવી; ને વારંવાર બંને થાળ મુકયા કરવા. આ બીસ્કીટ ઘણીજ ઉત્તમ ને સ્વાદીષ્ટ હોય છે. બજારનાં કરતાં કોઈ રીતે ઉતરે તેમ નથી. ફક્ત તેનાં સાધન બરાબર હોવાં જોઇએ.

*

## ગોપા પુરી—પાંદડીઆ ગોપા પુરી

એક શેર મેંદો, એક શેર ઘી,અચ્છેર દૂધ, પાશેર ચણાનો લોટ, એક રૂપીયાભાર મીઠું, અર્ધો રૂપિઆભાર મરી અને પા રૂપીયાભાર જીરૂ.

શેર મેંદો તથા પાશેર ચણાનો લોટ ભેગો કરી અંદર જીરૂ તથા મરી આખુભાગુ ખાંડીને નાખવું તથા મીઠું પણ નાખવું. પછી નવટાંક ઘીનું મોણ દઈ દૂધથી કઠણ કણક બાંધવી. પછી ખૂબ મસળી તેના પુરી જેવા નાના લુવા કરવા; પછી તેની પાતળી ને મોટી પુરી વણવી. પછી તે પુરીને સુયાથી કાણાં પાડવાં જેથી પુરી ફુલે નહિ. જ્યારે બધી પુરી તૈયાર થાય ત્યારે પેણીમા ઘી ગરમ કરી ધીમે તાપે તળવી. બહુ લાલ ન થવા દેવી, તેમ કાચી પણ ન રહે તેવી રીતે તળવી. આ પુરી ફરસી ને સરસ થાય છે. આ પુરીનું નામ ગોપા પુરી.

*

## વટાણા-પોહો

સાધનઃ—એક શેર પૌઆ, અર્ધો શેર લીલા વટાણાના દાણા, અર્ધો શેર કુંગળી, અને ત્રણ અધોળ તેલ. અડધા નાળીયેરનું ખમણ, અને કોથમીર ઝીણી સમારેલી. બે રૂપીઆભાર મીઠું, અર્ધા ભાર મરચાંની ભુકી, પા ભાર હળદર, પા ભાર રાઈ, બે આની ભાર લવંગ તથા બે આની ભાર ઈલાયચી લેવી.

કાંદાને છોલી, ધોઈ, બારીક કાતરી કરવી. પછી ચુલા પર એક તપેલીમાં તેલ મૂકી, તેમાં રાઇ નાખી તે તતડે એટલે તેમાં કાંદા નાખી સાંતળવા. પછી કાંદા લાલ થાય ત્યારે તેમાં વટાણાના દાણા નાખી, મીઠું હળદર તથા મરચાંની ભુકી નાખી પાશેર પાણી નાખી વટાણા શીજવા દેવા. ત્યાં સુધીમાં પૌંઆને વીણી સાફ કરી ધોઈ નાખવા. વટાણા ચડી શીજી તૈયાર થાય ત્યારે તેમાં ધોએલા પૌંઆ નાખી દઈ હલાવવું. જ્યારે બધું બરાબર એક-મેક થઇ પૌંઆ વગેરે તૈયાર થાય ત્યારે તેમાં કોપરૂં અને કોથમીર નાખી હલાવી ઉતારી લેવું; જો લીંબુ ખાવું હોય તો એક લીંબુનો રસ રસ નાખી હલાવી પછી તેને ખાવામાં વાપરવું.

## બટાકા-કાંદાંનો શીરો (ખારો)

એક શેર બટાકા, એક શેર કુંગળી, દોઢ-પાશેર રવો ઝીણો, અને નંગ ૨ લવીંગનાં કટકા, એક રૂપીયાભાર મીઠું. નં. ૧૦ લીલાં મરચાંની કાતરી, અડધા નાળીયેરનું ખમણ, કોથમીર (ઝીણી સમારીને).

બટાકાને એક તપેલીમાં બાફી નાખી, તેને છોલી ઘણા જ બારીક સમારવા. પછી કુંગ-ળીને છોલી તેને પણ બારીક સમારવી. પછી એક તપેલીમાં અધોળેક ઘી મૂકી તેમાં લવીં-ગના કટકા નાખી વઘાર થાય ત્યારે કાંદા નાખી તે બદામી રંગનું થાય ત્યારે કાઢી લઈ, પછી તપેલીમાં બીજું ઘી મુકી તેમાં રવો નાખવો, અને સાંતળવો. બરાબર થાય પછી તેમાં મરચાં, કોથમીર નાખી હલાવી, તેમાં રવા જેટલું જ પાણી નાખી, તેમાં મીઠું; કાંદા; બટાકા નાખી એકમેક બધુ હલાવી ઢાંકી શીજવા દેવું. તેને ધીરા તાપે ચડવા દેવું. દસ મીનીટ પછી તેમાં નાળીયેરનું ખમણ નાખવું અને સારૂં હલાવી છુટો થાય ત્યારે નીચે ઉતારી ખાવાના કામમાં લેવો.

---

( પા. ૬૬૦ થી ચાલુ )

૯ મી તથા ૧૦ મી લાઇન-૫ મી તથા ૬ઠ્ઠી પ્રમાણે. ૧૧ મી લાઇન-બે ભેગા(બે વખત)

૧૨ મી લાઈન-બે ભેગા ગુંથો. ઉન તોડી નાખી એક ટાંકામાં પરોવી લ્યો; બીજા ભાગ માટે પણ આ રીતે જ ગુંથો.

ચાંચ-સુયા પર ૧૧ ટાંકા માંડો પછી ૧॥ ઇંચ સુધી મોસ ટાંકામાં ગુંથો.

હવે પછીની લાઇન-૨ ભેગા (આખી લાઇન ગુંથો.)પછીની લાઇન-૨ ભેગા; ટ; છેલ્લે ૨ ભેગા ગૂંથી તે ટાંકાં ઉન પરોવી લ્યો.

નીચેનો ભાગ-સુયા પર ૯ ટાંકાં માંડો ૨ લાઇનો મોસ ટાંકામાં ગુંથો.

૩જી લાઇન-એક ટાંકો વધારો અને આખી લાઇન મોસ ટાંકામાં ગુંથો તથા છેલ્લે એક વધારો હજી બીજી બે લાઇનો મોસ ગુંથો.

૬ ઠ્ઠી લાઇન-૩ જી લાઈન પ્રમાણે ગુંથો. હજી બીજી બે લાઇનો મોસ ગુંથો.

૯ મી લાઈન-૩ જી પ્રમાણે ગુંથો. સુયા પર હવે ૧૫ ટાંકાં થશે. પછી ૨૨ લાઇનો વધાર્યા ઘટાડયા વગર મોસ ટાંકામાં ગુંથવી. ૩૨ મી લાઈન-૧ ટાંકો ઘટાડો અને મોસ ગુંથો અને છેલ્લે એક ટાંકો ઘટાડો બે લાઇનો પાછી મોસ ગુંથો. છેલ્લી ત્રણ લાઇનો હજી બે વખત ફરીથી ગુંથો.

બતકના પડખાં બરાબર સીવી લ્યો. પાછળનો ભાગ રૂ ભરવા માટે બાકી રાખવો. નીચેનો ભાગ નીચેની ધાર સાથે સીવો; પછી બતકની અંદર રૂ ભરો. પછી ચાંચ સીવો; પછી માથું સીવો; પછી બરાબર ધાર પ્રમાણે રૂ ભરીને સરસ બતક સીવી દયો અને કાગની આંખો ચોડી દયો એટલે બતક તૈયાર થશે.

આપણા સમાજમાં ચાલતો



# લોહીનો વેપાર

*

વઢવાણમાંથી ગુંડાઓની વ્યવસ્થિત ટોળીના પ્રતાપે છોકરીઓને ભગાડવાના અને તેમના ઉપર અત્યાચાર ગુજારવાના બનાવો તાજેતરમાં ઠીક ઠીક બન્યા છે.

થોડા દિવસ પહેલાં એક સદ્‌ગૃહસ્થ વકીલના ઘરમાંથી એક અજાણી સ્ત્રીનો પોલીસે કબજો લીધો હતો. જોરાવરનગર ખાતે આ ટોળીનું એક બીજું પરાક્રમ બહાર આવ્યું છે. આ ટોળી વઢવાણથી ત્રણ છોકરીઓને ઉપાડી ગઇ હતી. આ છોકરીમાં એકની ઉમ્મર સોળ વર્ષની, બીજી બેની ઉમ્મર લગભગ બાર તેર વર્ષની છે. આ છોકરીઓને જોરાવરનગર એ ત્રણ દિવસ રાખવામાં આવી, ત્યાંથી અમદાવાદ, ભરૂચ વગેરે જગ્યાએ લઇ ગયા, અને અંતે ભરૂચ ખાતેથી પકડાયા.

આ સગીર ગભરૂ છોકરીઓ ઉપર ગુંડાઓની ટોળીએ સતત અત્યાચાર ગુજાર્યાના ચોંકાવનારાં નિવેદનો બાળાઓએ કર્યાં છે.

આ ટોળીએ ગુમ કરેલી એક ચોથી બાળા વાંકાનેરમાંથી મળી આવી છે.

પોલીસે આ ટોળીને પકડી પાડી છે અને તેમાંની બાઈ રામકુંવર, યુવતી રંભા વગેરેની ધરપકડ થઇ છે.

*

મુંબઇમાં એપોલો બંદર ઉપર રેડીઓ ક્લબ સામે રહેતી અને સીનેમા નટી તરીકે ઓળખાવતી ઇશ્રત સુલતાના, કોલાબા ઉપર રહેતી અનવર સુલતાના (શીલાદેવી) અને રેસની દુનિયામાં જાણીતી વરલી સી ફેઈસ ઉપર રહેતી ફીરોઝી નામની સ્ત્રીની અનીતિના ધંધા કરવા માટે ધરપકડ થઈ છે.

*

વડોદરામાં ફતેપુરામાં રહેતી એક ગાનારીને ત્યાં નાગરવાડામાં રહેતા કોઈ માણસોએ સગીર વયની એક છોકરીને પૈસા લઇ વેચી હોવાની બાતમી પરથી નાયબ ફોજદારે એક ભીલની છોકરીને છોડાવી કારેલી બાગની સ્ત્રીસંસ્થામાં મોકલી આપી છે.

*

ભુવાલડીની એક સગીર બાળાને કુજાડ ગામે પરણાવેલી, ત્યાં તેને સાસરીયામાં ત્રાસ હોવાથી અને બાઈના માબાપ ગુજરી ગયા હોવાથી તે મજુરી કરી પેટ ભરતી. તે થોડા દિવસ ઉપર ખડની ભારી વેચવા અમદાવાદ આવેલી, ત્યારે ખોડા નથુ, તેની પત્ની તથા સોમા મોતી વગેરેએ રસ્તામાં ફોસલાવી બાઇને ખેડા જીલ્લામાં નાતરે દઇ દેવાની ગોઠવણ કરી ને આંકલાવથી ચતુર ઇશ્વર તથા શંકર દરભાઇ નામના પાટીદારોને બોલાવ્યા ને બધા આંકલાવ ગયા. ત્યાં પોલીસને ખબર પડી જતાં પોલીસે બધાને પકડી લીધા છે.

*

વીણાના બારૈયા જેણા સોમાની ઓરતને લોહીનો વેપાર કરનાર ટોળીના છ સાત માણસો ઉપાડી ગયા ને બે માસ રાખ્યા પછી ત્રણસો રૂપીઆ લઇને છોડી. આ ત્રણસો રૂપીઆ માટે જેણાંને ખેતર વેચવું પડેલું. આ પછી તે બાઇનો આબરૂ લેવા મુસ્લીમો તરફથી પ્રયાસ

થયેલો, તેથી બાઇએ ફરીઆદ કરી, ને કોર્ટના કામમાં તેને નડીઆદ આવવું પડયું ત્યારે પેલી ટોળી પાછળ પડી અને અમદાવાદી બજારમાં બાઈને આંતરી તેના ઉપર હુમલો કર્યો. તે પછી તે બાઈ બજાર ગયેલી ત્યાંથી આ બાઇને બળજબરીથી પેલી ટોળી ઉઠાવી ગઇ. તેથી પોલીસમાં ખબર અપાઈ. છેવટે ખીલોદરામાં એક બાઈની લાશ મળી આવી છે, તે આ બાઇની હોવાનું કહેવાય છે.

આ ટોળીનો ભોગ બનેલ એક બારોટ બાઈને ત્રણસો રૂપીઆ આપીને છોડાવ્યાની વાત જાણીતી છે ને રેલ્વેના પોર્ટરની પત્નીને ઉઠાવી ગયા પછી આજ સુધી તેનો પત્તો લાગ્યો નથી.

*

મેમકાનો એક વણીક ત્રણ હજાર રૂપીઆ આપી વણીક યુવતીને પરણવાના લોભે જોરાવરનગરની લોહીનો વેપાર કરતી ટોળીના એક માણસને હાથે ફસાયો હતો. આ માણસ એક યુવતી અને તેની માને લઇને મેમકા ગયો. યુવતી કોઈ શ્રમજીવી વર્ણની છે અને પરણેલી છે. તે યુવતીને સમજાવવામાં આવ્યું હતું કે તે દશા શ્રીમાળી વાણીઆ છે એમ કહેવું, પણ પોલીસને હાથે બધા ઝડપાઈ ગયા

*

અમદાવાદમાં લોહીનો વેપાર કરતી એક ટોળીના ચાર પાંચ માણસો અને લીલા નામની ખવાસણ એક શાન્તા નામની વાઘરણને ઉચ્ચ કોમની ઠરાવી વેચવા માટે મહેસાણા તરફ ગયા હતા ને ત્યાં એક ગામમાં બાઇને રૂા. આઠસો લઇ વેચી. તેનો દસ્તાવેજ થયા પછી ઘર અને વર ન ગમવાથી શાન્તાએ રડવા માંડયું. તે ઉપરથી તકરાર થતાં પોલીસને હાથે બધા ઝડપાઇ ગયા.

*

લગભગ છ મહિના ઉપર ખેડાના મોહનલાલ મગનલાલની ૧૭ વર્ષની પુત્રી શારદાને રમણલાલ વિઠ્ઠલદાસ નામનો માણસ ટેક્ષી મોટરમાં નાખી વડોદરા લઇ ગયો હતો અને અને ત્યાં તે બાઇને ૫૫ વર્ષ ઉપરની ઉંમરના અમરતલાલ છગનલાલને રૂા. ૩૭૫૧ લઇ પરણાવી દીધી.

બાઈના પિતાની ફરીઆદથી પોલીસે કોપરગાંવમાં એક ઘરમાંથી ગોંધી રાખેલી બાઇ શારદાનો કબજો મેળવ્યો. આ પછી તે અમૃતલાલનો ભત્રીજો અંબાલાલ બાઈ શારદાનો કબજો લેવા બેઠો આવ્યો. એટલે પોલીસે તેને પકડી લીધો છે. કેમકે બાઇ શારદાને હાથ પગ બાંધી ઘરમાં પૂરી રાખવામાં આ અંબાલાલ અને તેની પત્ની બાઇ લીલાવતીનો હાથ હતો એવું પોલીસને જણાયું છે.

*

લંડનની ૩૮ વર્ષની એક તંદુરસ્ત અંગ્રેજ મહિલા 'કન્યા વેચવાની છે.' એવી જાહેરાત કરીને ૧૫૦૦ પૌંડમાં તેણીએ કોઈ પણ વાંઢાની પત્ની બનવાનું જાહેર કર્યું છે. એ લંડનની ઇસ્પીતાલની એક નર્સ છે. તે હાલમાં જે ઇસ્પિતાલમાં કામ કરે છે ત્યાંથી તેને પાણીચું મળી જાય તેટલા માટે એણે પોતાનું નામ પ્રસિદ્ધ કર્યું નથી. તે કહે છે કે હું ત્રણ પૌંડ અને પાંચ શિલિંગમાં એક અઠવાડિયું એકલી નભાવી શકતી નથી. તેથી કોઈ પણ ધંધાદારી કે કોઇ પણ ઉમ્મરનો મુરતિયો મને ચાલશે.

*

અમરેલીમાં એક નાંમચીન મુસ્લિમ અગ્રેસરના ઘર ઉપર દરોડો પાડી એક પંદર વર્ષની સગીર હિંદુ બાળાનો કબજો મેળવ્યો છે. આ મુસલીમે ઘણી જેલ ભોગવી છે. આ છોકરીને ઉપાડી લાવી, તેને મુસલીમ ધર્મમાં લઇને તેની સાથે લગ્ન કરવાની તૈયારીમાં હતો તેવામાં આ છોકરીના વાલીએ ફરીઆદ કરતાં પોલીસે તેને પકડી પાડયો.

*

# ન્યાયની



# અદાલતમાં

*

શ્રી ટી. એ. મેનન, આઈ. સી. એસ. પશ્ચિમ બંગાળના એક સનંદી અમલદાર છે, અને કહેવાતા લાંચરૂશ્વતના આરોપસર તેમને સસ્પેન્ડ કરવામાં આવ્યા છે. એ આરોપ માટે તેમણે પ્રીવી કાઉન્સીલને અપીલ કરી છે.

સાત વર્ષ પહેલાં શ્રી ટી. એ. મેનનનાં લગ્ન સદ્દગત સર શંકર નાયરની પૌત્રી સાથે કલકત્તામાં થયાં હતાં. શ્રી ટી. એ. મેનનની સરકારી નોકરીમાં મુશ્કેલી ઉભી થઇ અને એમ કહેવાય છે કે, તેમની સાસુએ પતિપત્નીને જુદા થવાની સુચના કરી. અદાલતથી જુદા પડવાના હુકમ મેળવ્યા સિવાય, કહેવાય છે કે, શ્રી ટી. એ. મેનનની સાસુ શ્રીમતી કે. કે. ચેતુરના કુટુંબના એક સભ્ય, થેટેકર શીવશંકર મેનન સાથે પુનર્લગ્નની વ્યવસ્થા કરી હતી.

શ્રી. ટી. એ. મેનને લગ્ન અટકાવવા મનાઇ હુકમ મેળવ્યો, અને લગ્નના હક પુરા કરવા એક બીજો દાવો પણ અદાલતમાં દાખલ કર્યો. પક્ષકારો વચ્ચે અદાલતમાં એવી સમજુતી થયાનું કહેવાય છે કે પાર્વતીએ હિંદ છોડવું નહિ.

શ્રી. ટી. એ. મેનનનો કાયમી નિવાસ કલકત્તામાં હતો. શ્રીમતી પાર્વતી મદ્રાસ રહેતી હતી. કેટલોક સમય પસાર થયો અને પતિને પત્નીના કંઇ વાવડ ન હતા. એક દિવસ શ્રી. ટી. એ. મેનન નવી દિલ્હી આવ્યો અને પોતાની પત્ની ક્યાં હતી તે બાબતની નવીન હકીકતો તેના જાણવામાં આવી.

પતિ કલકત્તામાં હતો, ત્યારે કહેવાય છે કે, પાર્વતીએ વિદેશખાતાની કચેરી પાસે પાસપોર્ટની અરજી કરી હતી, જે અરજીમાં પોતાને તેણીએ કુમારી પાર્વતી સુવે વર્ણવી હતી, અને તે અરજીમાં વિશેષમાં જણાવવામાં આવ્યું હતું કે તેણીને ઇગ્લાંડ ફરવાના ઈરાદે જવું હતું. સ્ટલાગની અછતના કારણે સામાન્ય રીતે ફરવા જવાને માટે પાસપોર્ટ મળતા જ નથી. શ્રીમતી પાર્વતીને તો પાસપોર્ટ તુરત મળ્યો. પાર્વતીબાઈના પાસપોર્ટનો નં. ૨૨૭૬ એ. ન. ડી. અને તારીખ ૫મી માર્ચ ૧૯૪૮ હોવાનું કહેવાય છે.

આ પાસપોર્ટના ડેકલેરેશનમાં મધ્યસ્થ સરકારના સંયુક્ત વ્યાપાર મંત્રી શ્રી. કે. કે. ચેતુરની એન્ડોર્સ કરનાર તરીકે સહી છે. શ્રીમતી પાર્વતીબાઈ તો મદ્રાસમાં રહેતા હતાં છતાં પાસપોર્ટમાં તો તેમનું સરનામું ૩૨, સીકંદરા રોડ, નવી દિલ્હી લખાયું હતું. શ્રીમતીજીએ તો પોતાને અવિવાહિતા અને એકલી તરીકે વર્ણવી છે, અને પોતાનું નામ હોલીવુડની નટીઓમાં જેમ પરણ્યાં છતાં પોતાને કુંવારા ગણાવવાની 'ફેશન' છે તે ફેશન મુજબ કુમારી પાર્વતી આપ્યું છે.

શ્રીમતી મેનનની એકાએક અને ઝડપથી ઇગ્લાંડ ઉપડી જવાની ઘટનાનું કારણ પણ એક સવાલ બની રહેલ છે. મદ્રાસમાં તેનાં પુનર્લગ્નની વ્યવસ્થા થઈ હતી. વરનું નામ શ્રી. થેટેકર શીવશંકર મેનન હતું. પણ આ યોજના તો શ્રી. ટી. એ. મેનને ઉંધી વાળી નાંખી. વર થવાની આશા સેવતો થેટેકર શીવશંકર તાજો જ ગ્રેજ્યુએટ હતો, પણ વેપાર ઉદ્યોગ ખાતામાં ઉચ્ચ કક્ષાના કારકુનની તેને જગ્યા મળી હતી, કેમકે વ્યાપાર મંત્રી શ્રી. ચેતુરની ધર્મપત્નીનો તે કુટુંબી હતો. કારકુની તો ક્ષણુજી હતી. થોડા વખતમાં જ આ ભાઈની ઉત્તરોત્તર ઉચ્ચ કક્ષાએ નીમણૂંક થતી રહી. નોકરીમાં ચાર મહિનાઓ વિત્યા નહિ હોય

ત્યાં તો તેનો પગાર રૂા. ૭૫૦ નો થયો. હાલ તેઓ હિંદી સરકારના બર્લીનના એલચી ખાતાની વેપાર શાખામાં સહાયક અધિકારી છે.

મદ્રાસમાં શીવશંકર મેનન સાથે નક્કી થયેલ પુનર્લગ્ન અટકી પડયાં એટલે પાર્વતીનો ઈંગ્લાંડનો પ્રવાસ બાર્લીન જઇ શીવશંકર મેનન સાથે જોડાવા માટે જ યોજાયેલો હોવાનો આક્ષેપ શ્રી. ટી. એ. મેનન–શ્રીમતી પાર્વતીના પતિદેવ તરફથી મુકવામાં આવે છે.

શ્રીમતી પાર્વતીનાં કહેવાતાં પરાક્રમોને પરિણામે તેનાં પતિ શ્રી. ટી. એ. મેનને શ્રીમતી પાર્વતીને ઇંગ્લાંડની મુસાફરીમાં મદદરૂપ થનારાઓ હિંદ સરકારના ઉચ્ચ અધીકારીઓ ઉપર અનેક દાવા દાખલ કરેલ છે.

શ્રી. ટી. એ. મેનને શ્રી. કે. કે. ચેતુર સામે આક્ષેપ કર્યો છે, અને તેમણે શ્રી. ચેતુર પાસેથી એક લાખ રૂપીઆ નુકસાની મેળવવા દાવો કર્યો છે. એ દાવામાં શ્રી. ચેતુર સામે આક્ષેપ કરતાં જણાવવામાં આવ્યું છે કે, શ્રીમતી પાર્વતી મેનન પરણેલી સ્ત્રી હોવાનું જાણતા હોવા છતાં જે પાસપોર્ટમાં પાર્વતીએ પોતાને કુંવારી અને એકલી વર્ણવી હતી ને ડેકલેરેશનમાં ચેતુરે એન્ડોર્સમેન્ટ કર્યું હતું. ઉપરાંત શ્રીમતી પાર્વતીના પુનર્લગ્નના કાવત્રામાં મદદગારીનો પણ શ્રી. કે. કે. ચેતુર ઉપર આક્ષેપ મૂકવામાં આવ્યો છે. આ અપકૃત્યને પરિણામે.પોતાને વહોરવી પડેલી બદનામી, સહન કરવી પડેલી માનસિક વેદનાઓ, ભોગવવી પડેલી તકલીફો, પોતાની સામાજીક પ્રતિષ્ઠાને આવેલી આંચ, અને પોતાના મિત્રો અને સગાંઓ વચ્ચે સહન કરવું પડેલુ નીચું જોવાપણું વિગેરેનો શ્રી. મેનને આ દાવામાં ઉલ્લેખ કર્યો છે. વળી શ્રી. ટી. એ. મેનને હિંદી સરકારના વ્યાપાર ખાતાના નાયબ મંત્રી શ્રી. ટી. જી. મેનન પાસેથી પણ રૂા. ૫૦,૦૦૦ નુકસાની માગી છે. આ નુકસાની માગવાનું કારણ શ્રીમતી પાર્વતી મેનનના હિંદ છોડી જવાના કાવત્રા વિષે તેણે આંખ આડા કાન કર્યાનું જણાય છે. આ નાયબ-મંત્રીની પત્ની શ્રીમતી ટી. જી. મેનન પાસેથી પણ તેટલી જ રકમની નુકસાની માગી છે.

શ્રી. ટી. એ. મેનને હિંદના વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂ સમક્ષ પણ પોતાની પત્નીને પૂરતી તપાસ અને યોગ્ય કારણ આપ્યા સિવાય અપાએલ પાસપોર્ટ માટે, તે આપનાર ખાતાંએ ફરજપાલન કરવામાં બતાવેલ ક્ષતિઓ પ્રત્યે વિરોધ નોંધાવ્યો છે. (બ્લીટ્સ)

*

થાણા જીલ્લાના આત્મારામ નારણભાઈ પટેલે એક પત્ની હયાત છતાં બીજી પત્ની કરવાથી તેની સામે કેસ થયેલો. તેમાં તેને એક દિવસની સજા અને દશ રૂપીઆ દંડ થયો હતો. તે સામે તેણે મુંબઈ હાઇકોર્ટમાં અપીલ કરી હતી ને કહ્યું હતું કે, હિંદુ કાયદામાં એક કરતાં વધુ પત્ની કરવાની છૂટ હોવાથી મુંબઈ સરકારનો અનેક પત્ની પ્રતિબંધ કાયદો લાગુ પડતો નથી. પણ ન્યાયમૂર્તિ શ્રી. ચાગલાએ અપીલ કાઢી નાખી અને કહ્યું કે 'મુંબઈ સરકારે જે અનેક પત્ની પ્રતિબંધ કાયદો કર્યો છે તે કાયદેસર છે.'

*

વસઆલના ભક્તિ પૂંજાને હીરા નામની પત્ની હયાત છતાં તેણે ચંચી નામની બીજી સ્ત્રી સાથે પુનર્લગ્ન કરવાથી પહેલી સ્ત્રીઓ ફરીઆદ કરી હતી તેમાં ભક્તિ પૂંજાને અમદાવાદના મેજીસ્ટ્રેટે ૭ માસની સજા ને સો રૂપીઆ દંડ કર્યો.

*

વધી આશ્રમની બે અંતેવાસિઓ શ્રીમતી સતવંતકુંવર અને તેમનાં પુત્રી શ્રી. ચંદારાણી વર્ધાથી દીલ્હી જતાં હતાં ત્યારે રસ્તામાં તેમનું ખૂન કરવાનો પ્રયાસ કરનાર બે મુસ્લીમ કોન્સ્ટેબલોને આઠ આઠ વર્ષની સજા થઇ.

# કેટલાક કિસ્સાઓ

શિહોરના વતની અને હાલમાં ભાવનગરમાં નોકરી કરતા રાજગોર સમવાય જ્ઞાતિના એક યુવાન પોતાની પત્ની હયાત હોવા છતાં બીજું લગ્ન કરવા તૈયાર થયા છે.

આ ભાઇના પત્ની છેલ્લા ૧૦–૧૨ વર્ષથી ત્યક્તા જીવન ગાળે છે. તાજેતરમાં આ યુવાને પાલીતાણાના વાળુકડ ગામે પોતાનું બીજું વેવીશાળ કર્યું હોઇ ગોહિલવાડમાં વસતા બ્રાહ્મણ યુવાનોમાં ભારે ખળભળાટ મચ્યો છે.

*

સોજીત્રાની કુલવાન ગણાતી પાટીદાર કોમમાં તાજેતરમાં એક જ ઘેર ધર્મજથી બે જાનો આવેલી. કન્યાઓની ઉંમર અનુક્રમે ૧૬–૧૭ વર્ષની હતી અને વરરાજાઓની ઉંમર લગભગ ૬૫ વર્ષની ઉપરની હતી. બન્ને વરરાજાઓમાં એક દમથી અને બીજા લકવાની અસરથી પીડાતો હતો.

ગામના યુવકોને આ અયોગ્ય લગ્નની ખબર પડતાં તેમણે ભારે વિરોધ ઉઠાવ્યો હતો અને કોઇપણ હીસાબે આ લગ્ન અટકાવવાનો નિર્ણય કર્યો હતો. યુવકોના આ મક્કમ નિરધાર પાસે નિરાશ થઇને એ બન્ને મુરતિઆઓ લીલા તોરણે પરણ્યા વિના જ પીછેહઠ કરી ગયા હતા.

*

તાજેતરમાં કરજણ તાલુકાના સણીયાદ ગામમાં એક વૃદ્ધ લગ્ન અટકાવવામાં આવ્યું હતું. ૬૦ વર્ષના વરરાજા ૧૧–૧૨ વર્ષની બાલિકા સાથે પરણવાના હોવાની ખબર ડૉ. જીવરાજ મહેતાને મિયાંગામ સ્ટેશને પહોંચાડવાથી ત્યાં ને ત્યાં વહીવટદારને તપાસ કરવા હુકમ લખી આપ્યો અને એ રીતે તાકીદે કામ લેવાથી આ લગ્ન અટકી ગયાં હતાં.

*

ભાવનગર પાસે કોળીઆક ગામે દરિયામાં નકલંક મહાદેવનું મંદિર આવેલું છે. તેની બાજુમાં બે માઇલ કુંભલી નામનું ગામ છે.

*

ત્યાંના શેઠ છોટાલાલની ૧૩ વર્ષની દમયંતી અને ૧૧ વર્ષની ચંદ્રા નામની બે કન્યાઓ રાતના ત્રણ વાગે કુંભલીથી નીકળી અંધારામાં ચાલી નકલંક મહાદેવ ગઇ. ત્યાંના મહારાજે પૂછયું કે બહેનો એકલી કેમ છો? તેમણે જણાવ્યું કે બીજા પછવાડે આવે છે. ત્યાર બાદ બંને ગીત રાસડા ગાતી ગાતી દરીએ ગઇ. ઘરેણાં તો ઘરે કાઢી નાખ્યાં હતાં, પરંતુ કાચની બંગડીઓ હતી તે પણ દરીઆકાંઠે મૂકી, બંને બહેનોએ આંકડા બીડી દરીઆમાં પડી જીવન વિસર્જન કર્યું. બંને બહેનોને શંકર પર બહુ જ ભક્તિ હતી એમ કહેવાય છે. દમયંતીનું શબ મળ્યું છે પણ ચંદ્રાના શબનો પત્તો મળ્યો નથી.

*

વીશા શ્રીમાળી વણિકની એક જાન પરણવા આવેલી. તેમાં હસ્તમેળાપ વખતે વરરાજાએ કન્યાને હાથમાં કંઇક આપવું પડે તેવો રિવાજ હશે, પણ વરરાજાએ કંઇ આપ્યું નહિ, તેથી કન્યાનો મીજાજ બગડી ગયો. તે એકદમ માંડવામાંથી ઉભી થઇ ગઇ અને કહેવા લાગી કે 'આ મને અત્યારે કાંઇ આપી શકતા નથી, તે આખી જીંદગી કેવી રીતે મને પાળશે? માટે આ વર મારે બાપ સમાન છે. મારે એને પરણવું નથી.'

વરરાજા પણ કંઇ કમ નહતા. એણે સામું કહ્યું કે 'હું પરણું તો આ કન્યાને જ પરણું.' છેવટે મહાજન મળ્યું, અને વરરાજા ઉછીના પૈસા લાવીને કન્યાને નામે ત્રણ હજાર રૂપીઆ મૂકી પરણી ગયા.

*

માલીસ કરવું, ને થોડો પરિશ્રમ થાય એવું કામકાજ કરતા રહેવું. એથી તમારૂં દર્દ મટી જશે.

*

મારા ચહેરા ઉપર ઝીણા ઝાણા વાળ ઉગે છે. કાનની બાજુમાં, મૂછની જગ્યાએ અને ગાલ ઉપર રૂંવાટી થઇ છે એથી મને શરમ આવે છે. આને માટે ઉપાય બતાવશો ?

—શકુંતલા

શરીરના બધા અંગોમાં મ્હોંનો ભાગ વધુ કોમળ અને સુંદર છે. માટે તેની સુંદરતા સાચવી રાખવી ભારે જરૂરી છે. કોઇ ગરમ-તેજ દવા વાપરવી ઠીક નથી, કેમકે એથી ડાઘ પડવાનો સંભવ છે. આજકાલ વીજળીના ઉપચારથી આવા વાળ કાઢવા માટે પ્રયત્ન થાય છે, તો તમે સ્થાનીક લેડી દાક્તર પાસે કે કોઇ સારા કલીનીકમાં જઇ એ માટે ઉપચાર કરાવશો. એથી કોઇ નુકસાન થતું નથી. પણ જો એ ઠીક ન લાગે તો મ્હોં ઉપર રોજ તેલ ઘસવું, ને સ્નાન કર્યા પછી ખરબચડા રૂમાલથી મ્હોં ઉપર વાળ ઉગ્યા હોય ત્યાં ખૂબ ઘસવું. પણ ચામડી છોલાઇ જાય એટલું જોરથી ઘસવું નહિ.

*

મારી ઉંમર ૧૬ વર્ષની છે. મારી પાસે કેટલાક યુવકોએ મારી સાથે લગ્ન કરવાની ઈચ્છા બતાવી છે. એક મેટ્રીક પાસ છે ને ધનવાનનો પુત્ર છે, પણ વહેવારની વાતમાં મીંડું છે. બીજો બી. એ. પાસ છે પણ ઘણો ઉંચો—તાડ જેવો છે. તેના માબાપ ઘણાં કંજુસ છે. ત્રીજો બી. એ. થયો છે ને પૈસાદાર છે. સ્વભાવનો સરસ ને દયાળુ છે. તેનો મારા ઉપર ઘણો પ્રેમ છે, પણ તેની ઉંમર ૩૦ વર્ષની છે એટલે અમારી ઉંમરમાં ઘણો તફાવત છે. તો હું કોની સાથે લગ્ન કરૂં ? —કુ. અંજના

લગ્ન એ જીવનમાં બધા કાર્ય કરતાં ગંભીર કામ છે. કેમકે જીવન સુખી કે દુઃખી કરનાર લગ્ન છે. જેનું લગ્ન જીવન બગડયું એની જીંદગી બગડી કહેવાય. લગ્ન ઉપર તો એનો જીવન મરણ અને સુખ દુઃખનો પ્રશ્ન છે. આપણે નાની વાતોમાં મોટા મોટા વિચારો કરીએ છીએ પણ લગ્નની વાત પ્રત્યે ઉદાસિનતા સેવીએ છીએ એ ઘણું ખરાબ છે.

લગ્ન પહેલાં બધી વાતનો વિચાર કરવો જરૂરી છે, કેમકે લગ્ન કરવાથી તેને જીવનસાથી બનાવવામાં આવે છે, એટલું જ નહિ, પણ સમગ્ર જીવન તેને ચરણે મૂકવાનું—તેને સોંપવાનું છે. તે નિરોગી અને સદાચારી છે કે નહિ; જુમ્મેદારી ઉઠાવવાની, રક્ષણ કરવાની ને પાલન પોષણ કરવાની તાકાત છે કે નહિ; બન્ને વચ્ચે સ્વભાવનો મેળ ખાય એમ છે કે નહિ; એ દૃષ્ટિએ તેમના સહવાસમાં આવી જોવું ને વિચાર કરવો કે એ બધી દૃષ્ટિએ એમાંથી કોણ યોગ્ય છે. જો તમારાથી લાગણીને વશ બની જઈ સ્વતંત્ર વિચાર કરી શકાય તેમ ન હોય તો સમજણી બહેનપણીની સલાહ લેવી, પણ ઉતાવળીયું પગલું લેવું નહિ.

*

સ્ત્રીઓએ પુરૂષની પેઠે સામાજીક અને રાજકિય ક્ષેત્રમાં ભાગ લેવો જોઇએ કે નહિ ? એ સંબંધમાં આપ શું માનો છો ?

—શશીબાળા

પુરૂષોની પેઠે સ્ત્રીઓ સામાજીક ને રાજકીય ક્ષેત્રમાં પોતાની સેવાઓ આપે એ ઇચ્છનીય છે પણ સ્ત્રીઓએ એ ન ભૂલવું જોઇએ કે તે પહેલી ગૃહિણી છે ને પછી સેવિકા છે. ઘર અને બાળબચ્ચાંને ભૂલી જો એ આખો વખત સેવાના કામમાં બહાર ફર્યા કરે એ ઇચ્છનીય નથી. તેણે પહેલાં ઘર અને બાળકોની સેવા ને વ્યવસ્થા કરવી જોઇએ. જો ઘર અને કુટુંબની બધી વ્યવસ્થા યોગ્ય રીતે થઇ શકે તેવો પ્રબંધ હોય તો તેને માટે આખો વખત બહારની સેવામાં રહેવાથી નુકસાન નથી. વળી પોતાની સેવાથી દેશને મોટો લાભ થતો હોય

તો ઘરનું કામ બીજાને સોંપી પોતે એવા કામમાં જોડાય તો ખોટું નથી. અને જેમની હાજરીથી ઘરની વ્યવસ્થા બગડતી હોય તો તેવી બહેને ઘરની સેવા પહેલાં કરવી જોઈએ, કેમકે ઘરમાં રહીને પણ બહેનો ઘણી સેવા કરી શકે છે.

*

મારો વિચાર એક યુવાન સાથે લગ્ન કરવાનો છે, કેમકે તે સત્યવક્તા અને સુશીલ છે. પણ વાંધો માત્ર એટલો છે કે તે અંધ છે. તે મારી નાતનો જ હોવાથી બીજો કોઇ વાંધો નથી. છતાં જ્યારે મારા બાપુને મેં મારી ઇચ્છા કહી ત્યારે તેઓ ગભરાઈ ગયાં ને ગુસ્સે થઇ ગયા બાપાજી કહે છે કે 'એ આંધળો તારૂં ભરણ પોષણ શી રીતે કરી શકશે?' મેં કહ્યું કે, હું ભણેલી છું એટલે નોકરી કરીને એનું પોષણ કરીશ. પણ બાપાજી કહે છે કે 'મારા જીવનમાં તો આવું લગ્ન નહિ થવા દઉં. હું મરી જાઉં પછી તને 'ઠીક પડે તેમ કરજે.' ને કદાચ બાપાની રજા લઉં તોય મારી બા તો કોઇ વાતે સમજે એમ નથી.

હું વિચાર કરૂં છું કે આ લગ્ન કરૂં તો તેમાં મારી કોઇ ભૂલ થતી નથી ને? કદાચ લગ્નજીવન નિષ્ફળ બને તો મારા માબાપની શી સ્થિતિ થાય? તેઓ એ સહન કરી શકશે?

—કુમારી

આ પ્રશ્ન ઉપર વાચક બહેનો પોતાનો વિચાર લખી મોકલે એમ ઇચ્છીએ છીએ. આવતા અંકમાં એ બધા જવાબો છાપીશું. આ પ્રશ્ન ઉપર વિચાર કરે ને શું કરવું એ સંબંધી ટુંકાણમાં લખી મોકલે. —સંપાદક

*

મારો દોઢેક માસનો પુત્ર તંદુરસ્ત અને રૂપાળો છે પણ મ્હોંમાં અંગુઠો નાખી ચુસવાની ટેવ પડી છે. કોઇએ મને કહ્યું કે એ રીતે ચૂસવાની ટેવ પડે તો ચહેરો અને મુખાકૃતિ વિકૃત બને છે. તો તેની આ ટેવ ભૂલાવવા શું કરવું? —કમળાબહેન

નાનાં બાળકને આ ટેવ ભૂલાવવી મુશ્કેલ છે, કેમકે તેની ઉંમર ઘણી જ નાની છે. એટલા નાનાં બાળકોનું ધ્યાન બીજી ચીજ તરફ દોરી શકાય નહિ, તેથી તે અંગુઠો ચૂસ્યા કરે છે. તેની આ ટેવ ભૂલાવવા માટે કોઇ જબરજસ્તી ન કરવી. ઘણીવાર નાનાં બાળકોને અપચો હોય તો તે અંગુઠો ચુસે છે. અંગુઠો ચૂસવાથી તેને ભૂખ અને તરસ લાગે છે. જો બચ્ચું અંગુઠો ચુસતાં ઉંઘી જાય ને મ્હોં ખુલ્લું હોય તો ધ્યાન રાખીને હોઠ બંધ કરી દેવા, એટલે તે નાકવાટે શ્વાસ લઈ શકે. બાળક જેમ મોટું થાય તેમ તેમ ચુસણી હાથમાં આપવી એટલે એ ચુસણી ચૂસશે ને અંગુઠો લેવાનું ભૂલી જશે.

કેટલીકવાર મોટી ઉંમરની છોકરીઓ કે છોકરાઓ અંગુઠો ચુસતાં હોય છે. તેમનો અંગુઠો ગળી જાય છે તોય એ ટેવ તેઓ ભૂલી શકતાં નથી. કેટલીક વખત તેમાં જાતિયતાનું કારણ હોય છે. હસ્તદોષની કુટેવ પેઠે મોટી ઉંમરની કન્યા કે યુવતી અંગુઠો ચુસીને પોતાની ઇચ્છા સંતોષે છે. આ ટેવ તેમને તો ભૂલવવી જ જોઇએ.

*

મારી સાત વરસની છોકરી એક મહિનો થયા લગભગ રોજ રાતે બીછાનામાં પેશાબ કરી નાખે છે. શરીરમાં બધી રીતે તંદુરસ્ત છે. રાતના સુવાડતી વખતે પેશાબ કરાવીને સુવાડું છું. રાતમાં ફરી એકવાર ઉઠાડીને કરાવું છું છતાં કોઈ વાર પેશાબ કરી નાખે છે. આનો કોઈ ઘરગથ્થુ ઉપાય સુચવશો. —રસીકાદેવી

આનો જવાબ સ્ત્રીજીવનના આગલા અંકોમાં છપાયેલ છે તે જોઇ લેશોજી.

*

આપણા સમાજમાં જૂના વિચારની સ્ત્રીઓ સોનાનાં ઘરેણાં પહેરવામાં આનંદ માનતી અને નવા જમાનાની સ્ત્રીઓ ઘરેણાં પહેરવાનું બહુ પસંદ નથી કરતી, તેનું શું કારણ હશે?

—સરસ્વતી

# સૌરભ







હિસ્ટિરિયાનો ભોગ થઇ પડનાર છોકરીઓ નાનપણમાં અત્યંત ઊર્મિલ, વાતચીતની અત્યંત શોખીન અને મનમોજી હોય છે. આવા સ્વભાવ સાથે બેદરકાર ઉછેર અને ખરાબ કેળવણી ઉમેરાતાં હિસ્ટિરિયાને દાખલ થવાનો માર્ગ સરળ બને છે. ગરીબ કરતાં તવંગર વર્ગમાં, અને કામ ન કરનારાં આળસના ગોસડાં જેવાં થઇ ગયેલાં બૈરાંઓમાં એ વધારે પ્રમાણમાં દેખાય છે.

જેમણે નાનપણમાં લાડકવાઇ જીંદગી ગુજારી હોય, જેમણે નિશાળમાં બાંકડા પર બેસી કે નાટક સીનેમા જોઇ જોઇ પોતાની કલ્પાસૃષ્ટિ ઘડી હોય, જેમણે આદર્શગૃહિણી કે માતા બનવાના મનોરથ સેવ્યા હોય છતાં યે સંસારના અનેક માઠાં બળોને પરિણામે જેમની કલ્પનાસૃષ્ટિ નાશ પામી હોય એવી કુમારીકાઓમાં કે યુવાન વિધવાઓમાં આ દરદ મોટે ભાગે જોવામાં આવે છે. કારણ, નવું જાણવાનો જીવનનો લ્હાવો લેવાના, નવું નવું પહેરવા ઓઢવાના કે મોજ માણવાના એમના આદર્શો સંસારના ભયંકર વાયુઓના સપાટામાં ઉડી જાય છે. સંસારના કષ્ટ, મિત્રદલ વીરાની બેદરકારી કે પશુતા, તીખી તમતમતી ઇતર જનોની ટીકાઓ એના મનમાં ક્ષોભ ઉત્પન્ન કરે છે. આ રીતે પરિસ્થિતિનો સામનો કરવા મન નબળું પડ્યું હોય, ત્યાં એકાદ ત્રાસ, ભય ક્લેશ કે શોક ઉત્પન્ન કરનાર બનાવ બનતાં આ રોગ દેખા દે છે.

*

હોલીવુડનો પ્રખ્યાત નટ કલાર્ક ગેબલ 'ગોન વીથ ધી વીન્ડ'થી ખૂબ જ જાણીતો થયો છે. તેણે ૧૯૨૪માં જોસેફાઇન સાથે લગ્ન કર્યું હતું. ૧૯૩૦માં તેની સાથે છુટાછેડા લીધા ને પોતાના કરતાં દશ વર્ષ મોટી ઉંમરની શ્રીમતી રીઆ લેંગહામ સાથે ફરી લગ્ન કર્યું. તેનું આ બીજું લગ્નજીવન ફક્ત પાંચ વર્ષ જ ટક્યું. ૧૯૩૯માં એણે હોલીવુડની વિખ્યાત રમૂજી અભિનેત્રી કેરોલ લોમ્બાર્ડ સાથે ત્રીજી વારનું લગ્ન કર્યું. એનું આ જીવન ખૂબ જ સુખી હતું એમ તેણે એના મિત્રોને કહેલું. પરંતુ આ લગ્નનો અંત કરુણ આવ્યો. ૧૯૪૨માં નેવાદાના લાસ વેગાસ મુકામે થયેલા વિમાન અકસ્માતમાં લોમ્બાર્ડનું મૃત્યુ થયું.

*

શીલીપાઇ માટે ચોખા લેવા માટે સીઆમ આવેલા મનીલા નેશનલ રાઇસ એસોસિએ·

---

જૂના જમાનાની સ્ત્રીઓ પરંપરાથી ચાલી આવતી રૂઢી મુજબ સોનાં રૂપાનાં ઘરેણાં પહેરે છે. સોનું શરીરના આરોગ્ય માટે જરૂરી છે તેથી વૈદક દૃષ્ટિએ તે પહેરવાનો રિવાજ પડ્યો હશે. વળી તે વખતે જો સ્ત્રી વિધવા બને કે ત્યક્તા થાય તો તેની પાસેનું ઘરેણું તેની જીવાદોરી બને. આજે તો સ્ત્રીઓ સોનાનાં ઘરેણાં ઘણાં જ હલકાં ને ઓછાં પહેરે છે, કારણ કે તેમાં તેઓ ગુલામી માને છે. તેથી સોનાનો તેમની ત્વચાને ઓછો સ્પર્શ થવાથી શરીરમાં સુવર્ણના રજકણથી જે આરોગ્ય રહે છે તે મળતું નથી, તેથી દવા સાથે સોનાના પાનાં ખાવા પડે છે. સોનાના દાગીના દરેક સ્ત્રીએ ત્વચાને સ્પર્શ કરે તે રીતે પહેરવા હીતાવહ છે.

શનના પ્રમુખ જજ શ્રી. સગીલો રહ્માકુઝે મેંગડોકમાં કહ્યું કે 'ઘણા સીયામી વિદ્યાર્થીઓ ફીલીપાઈનમાં ભણવા આવી, ત્યાંની છોકરીઓ સાથે પ્રેમમાં પડીને તેમને પરણી લાવ્યા હતા. તમે જો અમને યોગ્ય આપશો તો અમે છોકરીઓ આપશું, ને આપણો પરસ્પરનો વેપાર ચાલુ રહેશે.'

સીયામના વેપાર પ્રધાન ફકયા મહાઈ સવાને વચન આપ્યું કે 'અમે સીયામી વરરાજાઓને તમારે ત્યાં નીકાશ કરી આ ધંધો ચાલુ રાખીશું.'

*

નાગપુર રોટરી કલબની વાર્ષિક સભામાં ભાષણ આપતાં મધ્ય પ્રાંતના ગવર્નર શ્રી. મંગળદાસ પકવાસાએ જણાવ્યું હતું કે 'જો પુરૂષો દુનિયામાં શાંતિ ન સ્થાપી શકતા હોય તો હવે એવો સમય આવ્યો છે કે તમામ દેશોએ સ્ત્રીઓને કારભાર સોંપી દઇ તેમને તક આપવી.

આજે સ્ત્રીઓ ભારે પ્રગતી કરી રહી છે તે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પુરૂષો સાથે હરીફાઇ કરી રહી છે. મહાત્માજીની એવી કલ્પના હતી કે હિંદના પ્રથમ ગવર્નર જનરલ તરીકે કોઇ અમથી સન્નારીની નિમણુંક થાય. તેઓ એમ માનતા હતા કે જગતમાં તમામ દેશોમાં માનવી માનવી વચ્ચે શાંતિ અને એકતા સ્થાપવામાં ભારે પ્રયત્નો જ્યાં પુરૂષો હાર્યા છે, ત્યાં સ્ત્રીઓ સફળ થઈ શકે એમ છે.

*

ઈંગ્લાંડમાં છેલ્લા નવ વર્ષથી ઘરકામ કરનાર નોકરોની ભારે તંગી હતી, કારણ કે સ્ત્રીનોકરો તો લશ્કરી નોકરીમાં, કારખાનામાં, ને બીજી જાહેર નોકરીઓમાં જોડાઈ હોવાથી સ્ત્રીનોકરોની બધી ભારે તંગી રહેતી. પણ તાજેતરમાં ગૃહકામ કરનાર સ્ત્રી નોકરોના નેશનલ ઇન્સ્ટીટયુટે તેમના પગાર, કામના કલાક, રજાઓના દિવસો, હક્ક રજા, ને ખાવા પીવા ને રહેવાની સગવડ વગેરે ધોરણો નક્કી કરી સારો લાભ મળે એવી વ્યવસ્થા કરી આપવાથી ઘણી છોકરીઓ સ્કુલ છોડી કારખાના કે ઓફિસની નોકરીને બદલે આ સંસ્થામાં ગૃહકામનું શિક્ષણ મેળવી ઘરકામની નોકરી કરવા આવે છે.

*

દક્ષિણ આફ્રિકામાં બ્લોમ ફન્ટેનના ચર્ચમો ડચ રીફોર્મ કલબના આશ્રયે મળેલી સભામાં પાદરી જે. એફ. મેન્ઝે સખત શબ્દોમાં કહ્યું હતું કે 'આપણા દેશની છોકરીઓ અર્ધનગ્ન પોષાક પહેરી જાહેરમાં પ્રદર્શન કરે છે તે ખરાબ છે. ઈશ્વરે આપણને સૌંદર્ય આપ્યું છે માટે તેને પવિત્ર રાખવું જોઇએ. વળી આ બધી વસ્તુઓ નૃત્યમંડળીમાંથી શરૂ થઈ શરાબ મંડળીમાં પુરી થાય છે. બેબી શોમાં બાળકોને પણ પૈંડ તોળવામાં આવે છે તે ઘણું ખરાબ છે.'

*

ઓસ્ટ્રેલીઆમાં મેલબોર્નમાં ૮૩ વર્ષના ડોશીમા મીસીસ જી. પીંકસ તેના નાના પુત્રના લગ્નમાં પહેરવા માટે પોષાક ખરીદવા ૨૭ વર્ષ પછી પહેલી જ વખત શહેરમાં આવી ત્યારે તેણે જુની ઢબનાં પોષાકની માગણી કરી ને કહ્યું કે 'એ જૂની ફેશન છે છતાં મને ગમે છે.'

*

હિંદને ૧૫મી ઓગસ્ટે આઝાદી મળી તે પ્રસંગે કલકત્તામાં આવેલ લશ્કરી કિલ્લો વીલીઅમ ઉપરથી યુનીયન જેક ઉતારી લઇ તેને સ્કોટલેન્ડમાં આવેલ ફોર્ટ વીલીયમના કીલ્લા ઉપર આ મહિને ચડાવવામાં આવ્યો ત્યારે તે જોવા મળેલ માનવ મેદનીમાંથી મીસ વીન્ડીવુડ નામની સ્કોટીશ રાષ્ટ્રવાદી મહિલાએ તે ધ્વજારોહણ થતું અટકાવવા પ્રયાસ કર્યો હતો. તે એકદમ ધ્વજ તરફ દોડી ગઈ હતી પણ પોલીસે તેને પકડી, ને તેની સાથે ઝપા-

ઝપી થઈ. તેણે કહ્યું કે 'આ ધ્વજ અહીં ચડાવવો તેમાં સ્કોટલાંડનું અપમાન છે. કેમકે કલકત્તાના 'ફોર્ટ' વીલીયમ ઉપર જે ધ્વજ બળજબરીથી ચડ્યો હતો તે ધ્વજ હિંદની પ્રજાએ સ્વતંત્રતા મેળવી ઉતારવાની ફરજ પાડે તેવી હિંમત બતાવી છે ને હવે એ ધ્વજ અહીં ચડાવવો તે સ્કોટલાંડની પ્રજા હિંદી પ્રજા કરતાં ઓછી હિંમતવાન હોવાનું સૂચવે છે.'

*

થોડા સમય પહેલાં અંગ્રેજોમાં એક એવી જાતનો વહેમ પ્રચલિત હતો કે, લગ્ન કરનાર કન્યાઓએ લગ્નક્રિયા વખતે જે પોષાક પહેર્યો હોય તે ઉતારતી વખતે તમામ ટાંકણીઓ કાઢી નાંખવી જોઇએ. જો ભૂલેચૂકે એકાદ પણ ટાંકણી કપડામાં રહી જાય તો પરણ્યા પછી ગૃહસ્થાશ્રમમાં અનેક સંકટો ભોગવવાં પડે એમ તેઓ માને છે. વળી બીજા કેટલાક પ્રાંતોમાં વસતા લોકોમાં એથી ઉલટા પ્રકારનો વહેમ ચાલે છે. કન્યાના લગ્ન પછી તેના પોષાકમાંની તમામ ટાંકણીઓ જે જે કુંવારી કન્યાઓના હાથમાં જાય તે દરેકને તુરતમાં જ લગ્નસંબંધથી જોડાવાના પ્રસંગ પ્રાપ્ત થાય છે. આ કારણથી પરણનાર કન્યા લગ્નક્રિયા પતી ગયા પછી જ્યારે દેવળમાંથી દેવના દર્શન કરી પાછી ફરે છે, ત્યારે તેના પોષાકમાંથી ટાંકણીઓ મેળવવા માટે કુંવારી કન્યાઓનો દરોડો પડે છે.

*

અમેરિકામાં બે હજાર સ્ત્રીઓ રેડીઓ ઓપરેટર તરીકે કામ કરે છે. તેમને જુવાન સ્ત્રીઓ ( યંગ લેડીઝ ) નો ખીતાબ મળે છે.

*

અમેરિકન છાપાઓમાં સ્ત્રીઓ જોડાય છે ને તંત્રી કે પ્રકાશકના ખબરપત્રી તરીકે સ્ત્રીઓ કામ કરે છે. ભાગ્યે જ છાપું એવું હશે કે જેમાં સ્ત્રી કામ કરતી નહિ હોય. સમાચાર સંચય કરનાર એસોસીએટેડ પ્રેસે ૧૯૪૧ માં માત્ર આઠ જ સ્ત્રી લેખિકાઓને ચાર જુદા જુદા વિભાગ માટે રોકી હતી, પણ ૧૯૪૭માં તે સંખ્યા વધીને ૯૦ સ્ત્રીલેખિકાઓની થઈ હતી.

આંતર રાષ્ટ્રિય સમાચાર સંચય કરનાર સંસ્થામાં દશ સ્ત્રીઓ ખબરપત્રી હતી, ને ખૂબ જાણીતી લેખિકા શ્રીમતી એન. ઓ. 'હેરી મેકોર મીક' ન્યુયોર્ક ટાઈમ્સના ખબરપત્રીનું કામ કરતી. તેણે લડાઇના વખતે યુરોપમાં ફરી અમેરિકા અને યુરોપને લડાઇના સમાચાર પૂરા પાડ્યા હતા.

ન્યુયોર્ક હેરોલ્ડમાં ૩૯૦ સ્ત્રીઓ કામ કરે છે. તે પત્રના પ્રકાશક શ્રીમતી ઓડગન રીડ છે. મહિલા સૈનિકદળના વડા શ્રીમતી ઓવેટા કલ્પ હોબીએ ' પેસ્ટ ' નામના છાપામાં ઉપપ્રમુખ તરીકે કામ કર્યું હતું.

*

લીલાદેવીના નામથી પારિતોષિક તથા વિશ્વવિદ્યાલયમાં ભાષણો અપાય છે તે કવયિત્રી હતાં. તેમનું પુસ્તક ' કિસલય ' એક વખત બહુ પ્રસિદ્ધ હતું. તેમની સ્મૃતિ જાળવી રાખવા માટે તેમના પિતા શ્રી. રવીન્દ્રનાથ ટાગોરે કલકત્તા વિશ્વવિદ્યાલયને દાન આપી પારિતોષિક તથા ભાષણો આપવાની ગોઠવણ કરી છે. પારિતોષિક ફક્ત સ્ત્રીઓ માટે જ છે. ભાષણો માટે પણ કોઇ વાર સ્ત્રીની પસંદગી કરવામાં આવે છે. શ્રીમતી અનુરૂપાદેવીની પસંદગી પહેલવહેલી થઇ હતી.

*

ચાલુ વર્ષે કલકત્તા વિશ્વવિદ્યાલયે બે જાણીતા ગદ્યલેખિકાઃ શ્રીમતી સીતાદેવી તથા શાંતાદેવીનું બહુમાન કર્યું છે. શ્રીમતી સીતાદેવીને ૧૯૪૮નું 'લીલા પારિતોષિક' મળ્યું છે તથા શ્રીમતી શાંતાદેવીને ૧૯૪૭ નો 'ભુવન મોહિની' ચંદ્રક મળ્યો છે. આ બંને લેખિકા 'મોર્ડન રિવ્યુ' તથા 'પ્રવાસી'ના સ્થાપક તંત્રી સ્વ. રામાનંદ ચેટરજીની પુત્રીઓ થાય છે. એમની બે નવલકથાઓ 'સુવર્ણા' અને 'કલ્યાણી' સ્ત્રીજીવનના ગ્રાહકોને વર્ષો પહેલાં ભેટ અપાઇ છે.

કલકત્તા યુનિવર્સિટીમાંથી પી. એચ. ડી. થઇ 'ઘોષ પ્રવાસી શિષ્યવૃત્તિ' મળતાં શ્રીમતી સુરમા દાસગુપ્તા કેમ્બ્રીજની ન્યુ હેમ વિદ્યાપીઠમાં જોડાયાં ને 'સાહિત્ય વિવેચનના સિદ્ધાંતોનું મૂલ્યાંકન' એ વિષય ઉપર મહા નિબંધ લખી પી. એચ. ડી. ની ડીગ્રી મેળવી. આવું માન એ વિદ્યાપીઠમાંથી મેળવનાર આ બહેન પહેલાં છે.

*

કસ્તુરબા ટ્રસ્ટ ફંડમાંથી ૧૯૪૭ની સાલમાં લગભગ ૨૧૮ મહિલાઓએ ગ્રામસેવિકાની તાલીમ પૂર્ણ કરી છે. બાવીશ ઉમેદવાર મહિલાઓએ માધ્યમિક શિક્ષિકાની અને સત્તરે પ્રાથમિક શિક્ષિકાની તાલીમ પૂરી કરી. ૧૩ નર્સો તરીકે અને બીજી ૧૯ બહેનોએ સામાજીક કાર્યકર તરીકે જ્ઞાન મેળવ્યું છે. આ રીતે ગ્રામ સેવિકાઓનો આંકડો ૧૧૭૧ સુધી પહોંચ્યો છે.

આ ટ્રસ્ટ નીચે ૧૧૦ ગ્રામ સેવા કેન્દ્રો, ૧૫ પ્રાથમિક શાળાઓ, ૧૭ પ્રસુતિગૃહો, ૧ પતીતાઆશ્રમ ને ૧૫૭ દાયણુ પરિચારિકા કેન્દ્રો છે. ને તેમાં ૨૪૨ તાલીમ પામેલી ગ્રામસેવિકાઓ ઉપરાંત દાક્તરો છે.

આ ટ્રસ્ટમાંથી આ વર્ષે રાયપુર, મદુરા, અને મદ્રાસમાં દાયણુ પરિચારિકા કેન્દ્રો અને પૂર્વ પંજાબમાં રેવારી ખાતે 'સેવિકાઆશ્રમ' ખોલવામાં આવશે.

*

ઘરકામમાં ગુંચાઇ રહેનાર ને ઘરની બહાર નીકળી ન શકનાર માણસોને ફીલ્મો બતાવવા માટે છેલા નવ વર્ષથી સેન્ટ લુઇસ મસુરીમાં એક મંડળ સ્થપાયું છે. તેમાં આજે ૬૨૭ રાજ્યો છે. તેમની પાસે મોટી ફીલ્મ લાયબ્રેરી અને ૧૦ પ્રોજેક્ટર છે. તેઓ ઉત્તમ ફીલ્મો પસંદ કરે છે, અને હોસ્પિટલના દર્દીઓ અને મોટે ભાગે ઘરની અંદર જ રહેનારને એ બતાવે છે. આ મંડળ સેન્ટ લુઇસના રહીશોએ યોજ્યું છે ને છેલા ૧૯ વર્ષથી મીસ મારજોરી લેન્ગ નામની સ્ત્રી તેમાં સક્રિય હીસ્સો આપી દેશના દરેક ભાગમાં ફીલ્મો બતાવે છે.

*

પ્રેસીડેન્ટ ટ્રુમેને અમેરિકન સ્ત્રીઓને સશસ્ત્ર લશ્કરી દળમાં લેવાનું તા. ૧૨મી જૂને ઠરાવ્યું. છેલ્લી લડાઇમાં સ્ત્રીઓએ જે કામ કરી બતાવ્યું એ ઉપરથી આ નિર્ણય થયો છે.

લશ્કરમાં શરૂઆતમાં બે ટકા સ્ત્રીઓની ભરતી થશે. બે વર્ષને અંતે ૫૦૦ ઓફીસર સ્ત્રીઓ, ૭૫ વોરંટ ઓફીસર, ૭૫૯૦ સીપાઈ સ્ત્રીઓની ભરતી થશે; નૌકાદળમાં ૫૦૦ ઓફીસર, ૧૦ વોરંટ ઓફીસર, અને ૧૦૦૦ સિપાઇ; હવાઇ દળમાં ૩૦૦ ઓફીસર, ૪૦ વોરંટ ઓફીસર, અને ૪૦૦૦ એરવુમનને દાખલ કરાશે. જે સ્ત્રીઓએ ગઇ લડાઇમાં અથવા તે વખતથી લશ્કર (વેક) નેવી (વેઝ) અને મરીન પ્રોપર્સમાં ભાગ લીધો હશે તેમને પહેલો ચાન્સ અપાશે. નવા ઉમેદવારોને ૯૦ દિવસ તાલીમ અપાશે, ને તેમને પુરૂષ જેટલાજ પગાર અપાશે. અને તેમના ઉપર ખરેખર આધાર રાખતા હશે તેવા પતિ અને બાળકો માટે ભથ્થાં અપાશે.

*

અમેરિકામાં ગામડાના કુટુંબોને ગૃહજીવન, ગૃહવ્યવસ્થા શીખવવા માટે ૩૦૦૦ સ્ત્રીઓ પગારથી કામ કરે છે. અને ૫ લાખ સ્ત્રી-વોલીન્ટીયરો વગર પગારે કામ કરે છે. તેઓ ગામડામાં ઘરે ઘરે ફરી સ્ત્રીઓને ગૃહજીવન અને ગૃહવ્યવસ્થાની સમજણ આપે છે, અને એથી પાંત્રીસ લાખ કુટુંબોને લાભ થવાનું અડસટવામાં આવે છે.

*

સ્ત્રીઓમાં રાષ્ટ્રભાવના જાગે એટલા માટે ટર્કીમાં સ્ત્રી પ્રતિમાઓ મૂકવામાં આવે છે.

# સ્ત્રી-જગત  સમાચાર

નીઝામ તરફથી બધી જાતની સ્ત્રીઓને જાસુસી તરીકે રોકી લઇને હિંદના પ્રાંતોમાં મોકલી અપાઈ છે, તેમાંની એક એંગ્લો ઈન્ડીયન બાઈ મુંબઇમાંથી પકડાઇ છે.

*

કેલીફોર્નીઆમાં પોલીસ દળમાં ભરતી થવા અત્યારે ચાળીશ સ્ત્રીઓની એક ટુકડી બંદુક વગેરે હથીઆરો વાપરવાની તાલીમ લે છે.

*

વરાડમાં અકોલા ખાતે બે જુદી જુદી કોમોની સ્ત્રીઓ વચ્ચેના ઝઘડાએ ઉગ્ર સ્વરૂપ લેતાં તેમાંથી કોમી બખેડો થવા પામ્યો હતો.

*

આસ્ટ્રેલીયાની ઓલીમ્પીક ટીમમાં વીશ વર્ષની 'મીસ આસ્ટ્રેલીઆ' તરીકે જાણીતી કુ. જુડી ગેધનરોડ ઇંગ્લાંડમાં આવી છે ને ૭ માસ સુધી જુદેજુદે સ્થળે ફરશે.

*

સુરત જીલ્લાના ચીખલીમાં રહેતા શ્રી રવિશંકર મણિશંકર ત્રિવેદીનાં લગ્ન મધ્યપ્રાંતના હરિજન પ્રધાન શ્રી રામેશ્વર અગ્નિભોજની પુત્રી પ્રભાવતી સાથે થયાં.

*

લંડન ઓલીમ્પીક ટીમના મેમ્બરોમાં કુ. મુરીન ગાર્ડનર અને કુ. આઈરીન રોઝસ ચુંટાયાં છે.

*

સરસપુર પોટલીયા તળાવ નજીક ખેતરમાંથી પસાર થતી બાઇ મણીને સરસપુર પોલીસે શક પરથી પૂછપરછ કરતાં તેની પાસેથી સોનાના બે વેઢ મળી આવ્યા હતા. આ દાગીના અંગે બાઈ સંતોષકારક ખુલાસો ન આપી શકવાથી તેને અટકમાં લેવામાં આવી.

*

અખિલ હિંદ મહીલા પરિષદની ગુજરાત મધ્યસ્થ કમિટિમાં શ્રી. જ્યોત્સનાબહેન શુકલ પ્રમુખ તરીકે, શ્રી. વત્સલા સુબેદાર ઉપપ્રમુખ તરીકે, શ્રી. પોરોચીસ્તી જીનવાલા અને શ્રી. પદ્માબહેન મહેતા તંત્રીઓ તરીકે અને શ્રી. મંદાકિની મુન્સફની ખજાનચી તરીકે વરણી થઇ.

*

રાજપીપળા સ્ટેટના ભાલોદ ગામે પંચોતેર વર્ષનો વૃદ્ધ વરરાજા નવ વર્ષની કન્યા સાથે લગ્નની મોજ માણવા તૈયાર થયો, પણ યુવકસંઘના વિરોધથી લગ્ન અટકી પડયાં.

સુરત જીલ્લા સ્કુલબોર્ડમાં ફરજીયાત કેળવણી અંગે શ્રી. પદ્માબહેન રતિલાલ શાહ એરેન્જમેન્ટ ઓફીસર તરીકે નીમાયાં.

*

સુરતમાં સૌ. લક્ષ્મી મગનલાલ ગુલાબભાઇની માથીની છોકરી શાન્તા પાસેથી લક્ષ્મીને નામે કમાઇ કરી કપડાં વગેરે લઇ આવવા માટે નવસારીના રવજીભાઇને પોલીસે પકડયો છે.

*

પલસાણાના સ્વ. રણછોડજી બાપુભાઇ દેસાઈ સોલીસીટરના વીધવા બાઇ મણીબહેને તેમના પતિનું તૈલચિત્ર પલસાણા સાર્વ. પુસ્તકાલયમાં મૂકવાની શરતે રૂ. હજારનું લાયબ્રેરીને દાન કર્યું ને કેળવણી તથા બીજા લોકોપયોગી કામો માટે ચૌદ હજાર રૂપીઆ આપ્યા.

*

સુરત શહેર સમિતિના હોદ્દેદારોમાં શ્રી. જ્યોત્સ્નાબહેન પ્રમુખ અને શ્રી. વસુમતીબહેન ઠાકોર ઉપપ્રમુખ ચુંટાયાં.

*

અમદાવાદના શેઠ સુરેશચંદ્ર માણેકલાલ મણીલાલ રણછોડદાસનાં પત્ની શ્રી. કાન્તાબેન (અંબાલાલ હરિવલ્લભદાસ ભગતનાં પુત્રી) એ (ઉ. વ. ૨૩ આસરે) અગ્નિસ્નાન કર્યું.

*

મહાત્મા ગાંધીજીના શિષ્યા અને તબીબ ડૉ. સુશીલા નાયર લંડનથી ન્યુયોર્ક જવા ઉપડી ગયાં છે. ત્યાં તેઓ એક વર્ષ રહીને સમાજશાસ્ત્ર અને ઉદ્યોગ વિષયક અભ્યાસ કરશે.

*

હૈદ્રાબાદ રાજ્યના બુલદાણા જીલ્લાની સરહદે આવેલ પીપલગાંવ ઉપર રઝાકારોએ હુમલો કર્યો હતો તેને પરીણામે સાત સ્ત્રીઓ ઘાયલ થઈ હતી. લોકોએ પોતાનાં બૈરાં છોકરાંને ઘરમાં પૂરી તાળાં વાસી, રઝાકારોનો સામનો કર્યો હતો. પાછળથી રઝાકારોએ ઘરમાંથી તાળાં તોડીને સ્ત્રીઓને બહાર ખેંચી કાઢી હતી ને તેમને સરઘસ આકારે ગામમાં ફેરવી હતી અને ગામમાંની ત્રણ સ્ત્રીઓ ઉપર બળાત્કાર કર્યો હતો. અને ઉસ્માનાબાદ જીલ્લાના દેવલાલી ગામમાં ૨૫ સ્ત્રીઓને હારબંધ ઊભી રાખી તેમના ઉપર બળાત્કાર કરવામાં આવ્યો હતો.

*

રાયપુર નાઈવાડાના નાકે આવેલા પંડયા ભુવનમાં ત્રીજે માળે રહેતા હરિલાલ વેલસીભાઈની રંજન નામની સાત વરસની પુત્રી અચાનક નીચે ઉછળી પડતાં તેની ખોપરી તૂટી જતાં ત્યાં જ મૃત્યુ પામી હતી.

*

ઉમરેઠની એક યુવતીએ ઇંદોર જઈ આંતરજ્ઞાતિય લગ્ન કર્યાનું કહેવાય છે.

વિજાપુર સ્ટેશને સખ્ત ગરમીના કારણે બે સ્ત્રી-ઉતારૂઓ ગરમીથી બેભાન થઈ હતી જે પૈકી એકનું અવસાન થયું.

*



દક્ષીણ આફ્રીકા સત્યાગ્રહમાં ભાગ લઈ જેલ જનાર બહેનો.

*

વડોદરા સેકન્ડરી ટ્રેઇનીંગ કોલેજ તરફથી 'ફ્રી ઈન્ડીયામાં કેળવણીમાં અંગ્રેજીનું સ્થાન' વિષય ઉપર નિબંધની હરીફાઈમાં પ્રથમ ઈનામ મદ્રાસની લેડી વીલીંગ્ડન ટ્રેઇનીંગ કોલેજ મદ્રાસની કુ. શારદા હરીહરને ને બીજું ઈનામ વડોદરા ટ્રેઈનીંગ કોલેજની કુ. સવિતા દેસાઈને મળ્યું છે. ને આશ્વાસન ઈનામ સ્પેન્સ ટ્રેઈનીંગ કોલેજ જબલપુરની કુ. જે. પી. શેઠનાને મળ્યું છે.

*

મુંબઇ રેડીઓ સ્ટેશનના આસિ. સ્ટેશન ડાયરેક્ટર શ્રીમતી મહેરાં મસાણી આસામના રેડીઓ સ્ટેશન ડાયરેક્ટર નીમાયાં.

દરભંગામાં અત્યંત દરિદ્રતાને કારણે ભૂખમરો વેઠી રહેલી એક બાઇએ પોતાનું એક માસનું બાળક માત્ર રૂા. ૧૦ માં એક મીઠાઇવાળાને વેચી દીધુ હતું.

*

નીઝામની જાસુસી કરતી એક અંગ્રેજ યુવતી કાસ્મીરમાં પકડાઈ છે. મુંબઈમાં પણ નીઝામની જાસુસી કરતી રૂપસુંદરીઓ હોવાનું મનાય છે.

*

કસ્તુરબા ટ્રસ્ટફંડના કાર્યવાહક મંત્રી તરીકે જાણીતા સામાજીક કાર્યકર્તા શ્રીમતી સુશીલા પાઈ નીમાયાં છે.

*

સામાજીક કાર્યકર અને મરાઠી લેખિકા શ્રી. કાશીબાઇ કનિટકરનું ૭૧ વર્ષની ઉંમરે પૂનામાં અવસાન થયું.

*

મુંબઇમાં એક બાળાનું અપહરણ કરવા માટે શાન્તાક્રુઝના શ્રી. નગીનદાસ ચુનીલાલ અને તેની પત્નીસવિતાને પોલીસે પકડયાં છે.

*

ઇરાકની સરકારે ચાર નર્સોને શિક્ષણ માટે પરદેશ મોકલવાનો નિર્ણય કર્યો છે.

*

નાગપુર શહેર સમિતિમાં પ્રમુખ તરીકે શ્રીમતી વિદ્યાદેવી દીવેદીઆ બીનહરીફ ચૂંટાયાં છે.

લીંબડાના લલ્લુ સાથે રૂા. પાંચસો લઈ, વિધવા પુત્રી કહીને પરણાવેલી તખુ ઘરમાંથી ચોરી કરી નાસી જતાં પકડાઈ ગઈ. તેનો આગલો પતિ હયાત છે.

*

જંબુસર તાલુકામાં જંત્રાલના સૈયદ રસુલમીંઆએ તેમની પત્ની બાઇ બીબીનું મરણ નીપજાવવાની ફરીઆદ થઈ છે.

*

કરાંચીના ગુજરાતી દૈનિક પાકીસ્તાન 'સમાચારના ન્યુસ એડીટર' શ્રી. નાગેન્દ્ર વ્યાસે તેમના પત્ની ને ત્રણ બાળકો સાથે મુસ્લીમ ધર્મ સ્વીકારી નીઝીમ અહમદ અને તેમના પત્નીનું નામ શમીમ રાખ્યું.

*

સુરતમાં જીવન ભારતી નામની સંસ્થા શ્રી. રવિશંકર રાવળને હાથે ખુલ્લી મુકાઈ. તેમાં સ્ત્રીઓને હુન્નર ઉદ્યોગ અને ચિત્રકળા, ભરત ગૂંથણ વગેરે શીખવાય છે. તેમાં પહેલે વર્ષે આવતી ખોટમાં અગીઆરસો રૂપીઆ શ્રી. સરસ્વતીબહેન ઝવેરી આપશે.

*

સુરતમાંબાઈ તુળશી ભાવરાવની પુત્રવધુ કુપદને નસાડી જવાની ટીકુભાઈ ઠાકોરદાસ સામે ફરીઆદ થવાથી પોલીસે તેમને પકડી જામીન ઉપર છોડયા છે.

*

અખિલ હિંદ મહિલા પરિષદને આશ્રયે કર્વે કોલેજના મેટ્રીકથી જી. એ. સુધીના વર્ગો સુરતમાં શ્રી. સુભદ્રાબહેન મારફતીઆ ચલાવશે.

*



મીસ એલેક્સીસ સ્મીથને લોસએન્જલ્સની ચેમ્બર ઓફ કોમર્સ તરફથી 'મીસ વર્લ્ડ ટ્રેડ' નો ખીતાબ અપાયો છે.

*

પાકીસ્તાનમાં સૌંદર્યવતી સ્ત્રીઓની હરીફાઈમાં મીસીસ જોઈસ ડેરી નામની એક એંગ્લો ઈન્ડીયન યુવતી પહેલો નંબર લઈ ગઈ અને તે 'મીસ પાકીસ્તાન' તરીકે જાહેર થઈ છે.

*

લંડન વિદ્યાપીઠના ઉપકુલપતિ તરીકે પ્રાધ્યાપિકા વિલિયન એમ. પેનરાનની ચૂંટણી થઇ છે. તેઓ ૫૧ વર્ષની ઉંમરનાં છે ૧૯૩૦ થી તેઓ બેલફર્ડ કોલેજમાં પ્રાધ્યાપિકા છે. ૧૯૩૮ થી ૪૪ સુધી તેઓ આર્ટસ ફેકલ્ટીના ડીન હતાં. ૧૯૪૦ થી સેનેટનાં સભ્ય છે.

ન્યુયોર્કના ૬૮ વર્ષના એન્થની ફ્રન્ટેને 'અત્યારે ૩૨ બાળકો છે. એની ચોથી પત્નીને ત્રણ બાળ સામટાં જન્મ્યાં છે એવા સમાચાર મળતાં તે એકદમ ખુશ થઇ ગયો હતો ને નાના છોકરાની સાઇકલ પર ન્યૂયોર્કની શેરીઓમાં ફરવા નીકળી પડયો હતો. એની પહેલી પત્નીથી એને ચાર જોડકાં થયાં, બીજી અને ત્રીજી સ્ત્રીને જે બાળકો જન્મ્યાં તેમાં અનેક જોડકાં હતાં. પણ તે કેટલાં હતાં એ અત્યારે પતિરાજને યાદ નથી.

*

સુરતના પારસી પ્રગતી મંડળે 'ગાંધીજી માટે ઉત્તમ સ્મારક શું ?' એ વિષય ઉપર માગેલ નિબંધોની હરીફાઈમાં સુરતના કુમારી એપસી દીનશાજી મહેતાજી પહેલું રૂા. એકાવનનું ઈનામ જીતી ગયાં.

*

કલ્યાણ અને વાલધુણી વચ્ચે એક સ્ત્રી–ડાક્ટર પોતાની મોટરમાં મુસાફરી કરતાં હતાં ત્યારે અચાનક થોડા માણસોએ મોટર અટકાવી તેમના ગળામાંથી દાગીના લૂંટી લીધા

*

કસ્તુરબા ગ્રામસેવિકા વિદ્યાલયનો ત્રીજો વર્ગ કોખા (સાબરમતીથી સાત માઇલ દૂર)માં ૧૫ ઓગસ્ટે શરૂ થશે.

*

રાણી ધનમીન અને તેની બે શાહજાદીઓને મોટર અકસ્માતથી ઇજા થઇ છે.

*

તાડીમાંથી બનતી વસ્તુઓના સંશોધન કાર્ય માટે મુંબઇ સરકારે સુરતના શ્રી. બિન્દુબહેન નરેન્દ્ર શ્રોફની માનદડાયરેક્ટર તરીકે નીમણુંક કરી છે.

*

સુરત સુધરાઇની પ્રાથમીક શાળાઓના વિદ્યાર્થીઓની શારીરિક તપાસ માટે ડો. પ્રમીલા શેઠવાળાની નીમણુંક થઇ. તેમને વાર્ષિક ચારસો રૂપિઆની માનદવૃત્તિ મળશે.

*

સુરત સલાબતપુરાની બાઇ પાર્વતીએ તેના પતિ ગાંડાભાઇ ઘેલાભાઇ સામે ભરણપોષણનો દાવો કરેલો તેમાં તેને માસીક ત્રીસ રૂપિયાની છુવાઇ આપવાનો ન્યાયાધીસે હુકમ કર્યો.

*

સીંધના લીગી કાર્યકરોએ દારૂનાં પીઠાં અને વેશ્યાગૃહો ઉપર પીકેટીંગ કરી તે બંધ કરાવવા માગણી કરી છે.

*

મોરબીમાં હિંદી કળાના નિદર્શન માટે યોજેલા સમારંભમાં શ્રી. વિજયાલક્ષ્મી પંડિત હાજર રહ્યા હતાં. તેમાં હિંદનાં સંગીત, શીલ્પ અને નકશી બતાવતી ફીલ્મ બતાવાઇ હતી.

*

જુનાગઢના કેળવણી પ્રધાન શ્રી. પુષ્પાબેન મહેતાનું અમદાવાદમાં સ્ત્રીઓ તરફથી સન્માન કરવામાં આવ્યું હતું.

*



લખનૌ યુનિવર્સિટીમાં બી. એ.ની પરીક્ષામાં ૧૯ વર્ષની ઉંમરની કુ. હેમલત્તા સી. વી. રંગે પ્રથમ વર્ગમાં પહેલા નંબરે પાસ થઇ.

*

સુરત સોની ફળીઆમાં નળ ઉપર પાણી ભરવા ગયેલી બે સ્ત્રીઓ લડી પડી તેમાં એકે બીજીને બચકું ભરી લીધું.

*

સીંધમાંથી નિર્વાસિત બનીને આવેલ કુ. પ્રેમલતા કાળીદાસ શાહે (રાજકોટવાળા મોઢ વણીક) અમદાવાદના મહેતા મોહનલાલ જુરાચંદ સાથે સ્નેહ લગ્ન કર્યાનું કહેવાય છે. પ્રેમલતા તદન અભણ હોવાનું મનાય છે.

*

કેમ્બ્રીજના ૨૪ વર્ષની ઉંમરના શ્રીમતી મેરી રેટ આ મહિને વિમાનમાં પૃથ્વી પ્રદક્ષિણા કરવાનાં છે.

અમદાવાદમાં પ્રાર્થના સમાજ પાસે તરતની જન્મેલી એક છોકરી મૂકીને નાસી જનાર સુલોચના નામની વિધવા દક્ષીણી બાઇને પોલીસે પકડી છે. બાઇએ તે છોકરી પોતાની હોવાનું ને મૂકીને નાસી ગયાનું કબુલ કર્યું છે.

*

અમદાવાદમાં ગોમતીપુરમાં ગૃહકલેશને કારણે નાથી નામની હિંદુ યુવતીને તેના પતિ સોમાજી ચપ્પા વડે ઘાયલ કરી નાસી ગયો છે.

*

મોંઘીર જિલ્લામાં આવેલા બેગુસરાઇમાં સોહાગરાતને દિવસે એક નવવધૂ અલોપ થતાં પચાસ વરસની વયે એક ગભરૂ બાળા સાથે લગ્ન કરનાર એક શ્રીમંત ખૂબ જ નિરાશ થઇ ગયો હતો. એણે ૨૦૦૦ રૂપિયા આપીને એ બાળા સાથે લગ્ન કર્યાં હતાં, અને નવવધૂ લગ્નની પ્રથમ રાત્રિએ જ એકાએક ગુમ થયેલી માલુમ પડી હતી. ખૂબ શોધખોળ કરવા છતાંયે એનો પત્તો લાગ્યો ન હતો.

*

શ્રીમતી કાશલ્યા યાદવ એડવોકેટની દીલ્હીના મેજીસ્ટ્રેટ તરીકે નીમણુંક થઇ છે તેમણે ૧૯૪૦ માં ધારાશાસ્ત્રીની પદવી મેળવી છે. હાલ તેઓ બાળકો અને સ્ત્રીઓના કેસો સંભાળશે.

*

વિમાનમાં સૌથી વધુ ઝડપે પ્રવાસ કરવાનું માન કુ. જેકલીન કોચરન નામના અમેરિકન બહેનને મળે છે. લડાઈ દરમ્યાન તેમણે 'લશ્કરી ચંદ્રક' મેળવ્યો હતો.

*

વર્ધાગંજમાં એક મુસ્લીમ એક હિંદુ સ્ત્રીને ફોસલાવી હૈદ્રાબાદ ઉપાડી જતો હતો તે પકડાઈ ગયો. અને એક નિવૃત શિક્ષક એક હિંદુ સ્ત્રીને વટલાવી તેના નીકા પઢાવી દેવાની તજવીજમાં હતો તેવામાં પોલીસે તેમને પકડી પાડયા.

*

અમદાવાદમાં એક વાંદરીનું બચ્ચું ઉપાડી ગયું તેથી કોઇ વિરહથી તે વાંદરી કાંઇ ખાધા પિધા વિના ટળવળતી હતી. અંતે બચ્ચું મળી આવ્યું પણ તે પહેલાં વાંદરી મરી ગઇ.

*

જૂનાગઢમાં ૫૦ સ્ત્રીયોની એક ટુકડીને રાઇફલ વાપરવાની તાલીમ અપાય છે ને બીજી ૮૦ સ્ત્રીઓની ટુકડીને તાલીમ આપવામાં આવનાર છે.

*

મોમ્બાસામાં ઇન્ડીયન વીમેન્સ એસોશીએશનદ્વારા એક કુમારીકા મંડળની સ્થાપનાથઇ. આ મંડળમાં ૧૦ થી ૧૮ વર્ષની કોઇ પણ કુમારીકા બહેન સભાસદ બની શકશે.

*

વીરમગામ સ્ટેશન યાર્ડમાં ગણેશ નામની બાઇ ઉપર બળાત્કાર કરવાના ગુના માટે પકડાયેલ રોબર્ટ અને હરગોવંદ સેસન કોર્ટમાં નિર્દોષ છૂટયા.

*

મોમ્બાસા હિંદુ મહિલા મંડળમાં વટ સાવિત્રી વૃત ઉત્સવ નિમિતે મંદિરમાં બહેનોના ગરબાનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો, તે મુજબ જયા પાર્વતિ વૃત નિમિતે પાંચે દિવસ સુધી બહેનોના ગરબાનો કાર્યક્રમ નકકી થયો છે.

*

અમેરિકામાં ઝેકોસ્લોવેકીઅન ચિત્રકાર શ્રીમતી ઇનીટ ફાક્મેનના દોરેલાં અમેરિકન આગેવાનોના ૭૫ તૈલચિત્રોનું પ્રદર્શન ખુલ્લુ મુકાયું છે તે સપ્ટેમ્બરની પંદરમી તારીખ સુધી ખુલ્લુ રહેશે. આ ચિત્રકાર બહેને ૧૯૩૯ માં અમેરિકામાં આવી પાંચ વર્ષ સુધી ચિત્રો દોરી આ આખો સંગ્રહ ૧૯૪૭ માં સોસાયટીને કાયમી યાદ માટે ભેટ આપ્યો છે.

*

અમદાવાદમાં બદો પોળને નાકે રહેતા કાન્તીલાલ ચીમનલાલ જમનાદાસની પત્ની બાઇ સવિતાએ અગ્નિસ્નાન કર્યું. કહેવાય છે કે ઘરમાંથી કંઠી ખોવાએલી તેથી સવિતાની સાસુએ સવિતા ઉપર આક્ષેપો કરેલા. થોડા દિવસ પછી અગ્નિસ્નાનનો બનાવ બન્યો છે.

આખા અમેરિકામાં પ્રમુખની ચુંટણીમાં મત આપવાનો અધિકાર બહેનોને તા. ૨૬ ઑગસ્ટે ૧૯૨૦ માં મળ્યો છે તે મુજબ આ વર્ષે પ્રમુખની ચુંટણીમાં ૪૮૧૫૫૦૦૦ સ્ત્રીઓને મતાધિકાર છે. ૧૯૩૬માં ૪૨, ટકા ૧૯૪૦માં ૪૫, ટકા અને ૧૯૪૪ માં ૪૫½ ટકા સ્ત્રીઓને મતાધિકાર હતો તે આ વર્ષે વધીને ૫૧ ટકા જેટલો થયો છે.

*

મણુંદમાં એક રાવળીઆણી બાઇને સંતાન ન હોવાથી એક ભાવસારબાઇનો પુત્ર ચોરી જવા ઘરમાં પેઠેલી તે પકડાઈ ગઇ.

*

મહાત્મા ગાંધીજીની ભસ્મ દક્ષિણ આફ્રિકામાં લઈ જતાં વચ્ચે તે પાત્રને મોમ્બાસાની જનતાને દર્શન માટે પરેલ સમાજમાં વ્યવસ્થા થઈ હતી. ભસ્મના દર્શન માટે લોકોનાં ટોળેટોળાં ઉમટી પડયાં હતાં. આ સમયે મોમ્બાસાની હિંદુ બહેનોની એક સ્વયંસેવક ટુકડીએ દરવાજે ખડી રહીને પૂ. બાપુનાં અસ્થિ દાખલ થતાં રાષ્ટ્રપિતાને સલામી આપીહતી. બહેનોએ ખડે પગે વ્યવસ્થા જાળવી હતી.

*

સ્ત્રીઝાકારો હૈદ્રાબાદ અને સીકંદરાબાદની શેરીઓમાં નૃત્ય કરે છે ને નાઝી જર્મન સ્ત્રીઓનું નગ્ન બનાવે છે.

બાળકૂજનવણીકાર સ્વર્ગસ્થ ગિજુભાઈની નવમી પુણ્યતિથિ નિમિત્તે હિન્દુ મહિલા મંડળના આશ્રયે બહેનોની સભા થઇ.

મોમ્બાસા સમાજ સેવાની લાયબ્રેરી દર મંગળવારે બહેનો માટે ખુલ્લી રાખવાનું ઠર્યું છે.

*

કાંહલાલ તાબે લીલવાના જીણા જેરા મકવાણાની ૧૮ વર્ષની પત્ની તેના ભાઇના લગ્નમાં જવા ઇચ્છતી હતી, પણ પતિની ઇચ્છા ન હતી, તેથી બાઇએ આગ્રહ કરતાં પતિએ ધારીઉં મારી એનું ખૂન કર્યું ને પછી કુવે પડયો. પણ લોકોએ તેને બચાવી લીધો.

*

ત્રાજના માજી પોલીસ પટેલ ચતુરભાઇ છોટાભાઇએ એક સુથારના ઘરમાં પ્રવેશી સુથારણ બાઈની ઇજ્જત લેવા પ્રયાસ કર્યાના આરોપસર તેમની ધરપકડ થઈ છે.

*

મુંબઇમાં કોટમાં મધરાતે એક બાહુઆતનું મકાન તોડી તેનો સામાન બહાર ફેંકી દેવા માટે મકાન માલીકણ બાઇ ગીતાબાઈ તુકારામની ધરપકડ થઇ હતી, તેને જામીન ઉપર છોડવામાં આવી છે.

*

રેનાલડ્ઝ નામની સીનેમા નટી પર દુનીયાના જુદા જુદા ભાગોમાંથી દર મહીને લગભગ ત્રીસ હજાર પત્રો આવે છે.

ઓરમાના જીલ્લાના નંદરાલ ગામમાં રઝાકારોએ સંખ્યાબંધ સ્ત્રીઓ ઉપર ત્યાં ને ત્યાં બળાત્કારો કર્યાં હતા અને બીજી ઘણી સ્ત્રીઓને ઉઠાવી ગયા છે. એવી અપહરણ થયેલી એક સ્ત્રીના પતિ હરનભાઈ ગુરવેએ પોતાની પત્નીની માગણી કરી ત્યારે તેને સખત માર પડયો છે.

*

જુનાગઢમાં કન્યાછાત્રાલય શ્રી. માવલંકર દાદાને હાથે ખુલ્લું મુકાયું.

*

હૈદ્રાબાદ રાજ્ય કોંગ્રેસના ત્રણ સ્ત્રી-કાર્યકરો શ્રીમતી જ્ઞાનકુમારી હેડા, શ્રીમતી લલિતાદેવી તીર્થ અને શ્રીમતી રમાબાઇ જોશીએ ભણશાળીજીના ઉપવાસ અંગે નિવેદન પ્રગટ કરી શનિવારે સહાનુભૂતિ માટે બધી સ્ત્રીઓને ઉપવાસ કરવા વિનંતી કરી છે.

*

અમેરિકાની મેયો કોલેજમાં ભણતાં ડૉ. કુ. જ્યોતિ મનસુખલાલ એ. માસ્તરે વોશીંગ્ટનમાં શ્રી. હરભાઇ એમ. ત્રીવેદી બેરીસ્ટર સાથે લગ્ન કર્યાં

*

સાન્ફ્રાન્સીસ્કોમાં શ્રીમતી શાલમ ધારીલાલે આગાહી કરી છે કે શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિત થોડા વખતમાં અમેરિકામાં હિંદના એલચી નીમાશે.

હાલોલના વતની ને અમદાવાદ રેશનીંગ ઓફીસમાં કામ કરનાર વણીક શાન્તીલાલ હરગોવિંદને પોતાની પત્ની સવિતા હયાત છે તેને હાલોલ મૂકી આવી, વઢવાણ જઇને પાટીદાર યુવતી ઉમા સાથે ફરી લગ્ન કર્યું તેથી સવિતાએ ફરીઆદ કરી.

*

હૈદ્રાબાદ રાજ્ય પ્રદેશમાંથી મુસાફરી કરતી ૩૩ વર્ષની એક મુસ્લીમ સ્ત્રી કુબલી સ્ટેશન ઉપર કોઇની રાહ જોતી ફરતી હતી તેની પોલીસે જડતી કરતાં રીવોલ્વર સાથે પકડાઇ.

*

નદીઆ (બંગાળ) જીલ્લાના શાંતીપુરમાં શાળામાં ભણવા જતી ત્રણ હિંદુ છોકરીઓની ગુંડાઓએ છેડતી કરવાથી તોફાન થયું.

*

દામનગરના સીનેમામાં સ્ત્રીઓ પાસે તેમની સાથેનાં બાળકોની ટીકીટો માગવામાં આવી ત્યારે 'હવે તો એકમ થયું છે'નું સૂત્ર પોકારી ધમાલ મચાવી હતી.

*

મુંબઇમાં ઉલ્કું હુલ્લડ થયું ત્યારે એક દંપતી પોતાના બાળક સાથે ગાડીમાં જતા હતા, પણ તોફાનની બુમ સાંભળી પતિપત્ની ઉતરી નાસવા મંડયાં ને બાળક ગાડીમાં રહી ગયું. બીજે દિવસે બાળક હોસ્પીટાલમાંથી મળ્યું.

*

'મોત'–મરણ વિષે વિચાર કરતા કરી મૂકે તેવું ઉત્તમ પુસ્તક **મોત ઉપર મનન** (લેખકઃ પ્રો. ફિરોજ કાવસજી દાવર. પૃ. ૩૮૦ કિંમત રૂ. ચાર) પ્રગટ કર્યું છે. 'મોત' એ માણસને માટે ભયજનક ગણાય છે, છતાં યોગીઓ એને નિર્માલ્ય કરી મૂકે છે; એમ જગતમાં મનુષ્યો મોતનો વિચાર કરી પોતાનું આ જીવન પૂર્ણ થાય ત્યારે સાથે લઈ જવાનું પુણ્યરૂપી ભાથું અને આ જગતમાં પોતાની કામગીરી આટોપી લેવાની હંમેશની તૈયારી–એ બે માટે જો હંમેશાં જાગ્રત રહે, તો મોત અનિવાર્ય અને આવશ્યક હોવાથી એનો ભય માણસમાંથી નીકળી જાય. આ વિષય ઉપર લેખકે દુનિઆની જુદી જુદી ભાષાઓમાં તત્વચિંતકોએ, યોગીઓએ કે મરજીવાઓએ પોતાના મંતવ્યો રજુ કર્યાં છે તેમાંથી વીણીવીણીને આ પુસ્તકમાં આપ્યાં છે. અને એ રીતે મોતની બીક ઓછી કરી મનુષ્યને સત્પંથે જીવન જીવવાનો રાહ બતાવ્યો છે. પુસ્તક દરેકે વાંચવા જેવું છે.

શ્રી. ચંદ્રભાઇભટ્ટનું **ક્રાંતિના પરિબળો** નામનું પુસ્તક આપણને મળેલું તેના અનુસંધાનમાં **લોકક્રાંતિ** (પૃ. ૨૫૪ કિં. ૪–૦–૦) નામનું પુસ્તક નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર અમદાવાદે પ્રગટ કર્યું છે. આ પુસ્તકમાં રૂશી લોકક્રાંતિ સુધીની લોકક્રાંતિની ઘટના રજુ કરે છે. બબ્બે હજાર વર્ષના જીવનકલહમાંથી જે જે લોકક્રાંતિ ઉભી થઈ અને એ ક્રાંતિએ માનવાને નવી દૃષ્ટિ, નવું બળ અને નવજીવન આપ્યું એ ક્રાંતિ–મજદૂરોની ક્રાંતિ જગતભરમાં થઇ તે આમાં સમજાવાઇ છે.



એ જ સંસ્થા તરફથી **નવનીતા** (લેખક શ્રી. ઇંદ્ર વસાવડા પૃ. ૨૩૨ કિં. ૨–૧૨–૦) નામે નવ વાર્તાઓનો સંગ્રહ પ્રગટ થયો છે. લેખકની નવલ વાંચતાં જે મજા પડતી તેમ આ વાર્તા વાંચતાં કંટાળો આવે છે. ભાઈ વસાવડા ટૂંકી વાર્તાઓ લખવા કરતાં નવલકથાઓ જ આપે એમ કહેવાનું મન થાય છે.

પણ એ સંસ્થાએ નવરાશમાં આલ્હાદ આપે તેવી નવી નવલ **સુવાસિની** (લેખક પ્રબોધ મહેતા પૃ. ૧૮૪ કિં. રૂ. ૩–૦–૦) આપણને સંપડાવી છે. જુલેવર્નની કોઈ સાહસ કથા વાંચતા હોઇએ એવી આ નવલકથા આપણને આજના સાયન્સની વચ્ચે મૂકીને વાચકને દક્ષિણ ધ્રુવ સુધીની સફર કરાવે છે. પ્રશ્ન માત્ર એટલો જ છે કે લોખંડની તોપો કે બોમ્બ લોહચૂંબક વડે ચૂપ કે નિર્માલ્ય કરી મૂકવાની વાતો અને અખતરા કરનાર એક ડોક્ટર સાયન્સ વિજ્ઞાનની પોતાની કોઇ આવડત ક્યાંય બતાવતો નથી. છતાં અંગ્રેજોની ખટપટ, અને ધૂર્તવિદ્યા, સ્ત્રીઓના મનની ચંચળતા અને પ્રેમ વગેરે લેખકે સરસ રીતે રજુ કર્યાં છે. નવલકથા રસદાઇ હોવાથી વાંચવી ગમે એવી છે.

આપણા જાણીતા સ્વ. કવિ કેશવલાલ હ. શેઠના કાવ્યોનો નવો સંગ્રહ જે તેમણે પોતાની હયાતીમાં છાપવો શરૂ કરેલો તે તેમના અવસાન પછી શ્રી. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે પ્રગટ કર્યો છે. આ કાવ્ય સંગ્રહ **પદ્મપરાગ** (પૃ. ૧૫૦ કિં. રૂ. દોઢ) માં રાષ્ટ્રભાવ અને રણગીતો, સમાજ અને સ્નેહ સંસાર, વ્યંગચિત્રો અને ભક્તિ ગીતો વગેરે વિભાગ કરી એકંદરે ૭૧ ગીતો આપ્યાં છે. સ્વ. કવિની કાવ્ય પ્રતિભા તો એકેક કાવ્યમાં દેખાય છે. પણ તેમાંનાં કેટલાંક કાવ્યો તો ઘણાં જ સરસ છે. ભરૂચદ કાવ્યો, રાસગીતો અને ખંડ કાવ્યો એમ દરેક વિભાગોની રચના આ પુસ્ત-

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક




वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ નવમું : ભાદરવો ૨૦૦૪ : સપ્ટેમ્બર ૧૯૪૮ : અંક ૧૧ મો

# માતા

મૂળલેખક: શ્રી. ક્ષિતિમોહન સેન * અનુ. શ્રી. મોહનલાલ મ. પટેલ

*

જે દિવસે મારો જન્મ, તે દિવસે દીક્ષામાં મને જે એકાક્ષરી મંત્ર મળ્યો હતો તે છે 'મા'. જો યોગદૃષ્ટિથી ભૂતકાળનો પડદો ઉપાડીશું તો જણાશે કે, કેટલી સાધના પછી આ મનુષ્યદેહ પ્રાપ્ત થયો છે; પૃથ્વીના કયા કયા ભાગોમાં કેવાં સ્વરૂપ ધારણ કર્યા પછી આ સ્થળે આ જન્મમાં આવી પહોંચ્યાં છીએ. એક જ માતાના ખોળામાં જન્મ લઈને જ આપણે આ જગતમાં આવી પહોંચ્યાં છીએ એવું નથી, પણ કેટલી યે માતાઓના સ્નેહથી પુષ્ટ થઈ આ જન્મ મેળવવા ભાગ્યશાળી થયાં છીએ. પરન્તુ જ્યારે જ્યારે આપણે જ્યાં જ્યાં જન્મ લીધો હશે ત્યારે ત્યારે બધે આપણે માતા પ્રાપ્ત કરી છે. એટલા માટે જ્યારે અહીં આટલી બધી નારીઓને એકત્ર થયેલી જોઉં છું ત્યારે મને એમ થાય છે કે, મેં પણ કેટલી યે માતાઓના ખોળામાં જન્મ લીધો હશે, જેની ગણતરી પણ ન થઈ શકે. તેથી જગત ચરાચરમાં જેટલી નારીઓ છે તે સર્વમાં માતાના સ્વરૂપને વિસ્તૃત થયેલું જોઉં છું. માતા પોતાના સ્વરૂપનો વિસ્તાર કરીને સર્વ નારીસમૂહમાં આજે પણ સ્થિત છે. તેનું નારીહૃદય આ સર્વ નારીઓમાં છે. પૃથ્વીમાં કેટલાં યે જુદે જુદે સ્થળે જન્મ લીધો હશે તેની શું આપણને ખબર છે? આજે આ સર્વ માતાઓના દર્શનથી મને એમ થાય છે કે, કદાચ મેં અહીં કેટલા ય જન્મ લીધા હશે.

આવે જ કોઈ દિવસે હું એક માતાના ખોળામાં જન્મ લઈ આ જગતમાં આવ્યો હતો. તે વખતે મને એમ લાગતું કે આખા જગતમાં મારે તો મારી એક જ માતા હતી. આજે મને એવી પ્રતીતિ થાય છે કે, સર્વ માતાઓમાં મારી માતા આજે પણ વિદ્યમાન છે. એટલા માટે, જે માતાના ખોળામાં જન્મ લીધો હતો તે તો ચાલી નીકળી, પણ તેનું માતૃત્વ નથી ગયું. બધી માતાઓમાં પોતાનું માતૃત્વ મૂકી તેણે જગતમાંથી વિદાય લીધી હતી. આજે હું સર્વ માતાઓમાં મારી માતાનો અનુભવ કરું છું.

જ્યારે કળીમાંથી ફૂલ ફૂટવાનું હોય છે ત્યારે કળી પોતાનું હૃદય ફાડીને ફૂલને બહાર લાવે છે, જ્યારે ફૂલમાંથી ફળને આવવાનો સમય આવે છે ત્યારે ફૂલ પણ પોતાનું હૃદય ચીરીને ફળને બહાર આણે છે–રસ્તો મોકળો કરી આપે છે. એટલા માટે તે યથાર્થ માતા છે. કળી પ્રયોજનકાળ સુધી જ ફૂલને પોષે છે, ફૂલ પ્રયોજનકાળ સુધી જ ફળને પોતાનામાં પોષે છે. પછી કળી ફૂલને બહાર આવવાનો માર્ગ કરી આપે છે, તેવી જ રીતે જ્યારે ફળને બહાર આવવાનો અવસર આવે છે ત્યારે ફૂલ તેને બહાર આવવાનો રસ્તો કરી આપે છે. તેવું જ ઘઉં, જવ, વગેરે અનાજની બાબતમાં. ઘઉં, ધાન્ય વગેરેમાં જ્યારે અંકુર ફૂટવાનો સમય આવે છે ત્યારે છોડું પોતાનું હૃદય ફાડીને અંકુરને બહાર આવવાનો રસ્તો આપે છે; માતા તેવી જ રીતે પુત્રની રક્ષા કરે છે. પણ હા, પરિપૂર્ણતા પ્રાપ્ત કરતી વખતે–તેની સાધનાનો સમય પૂર્ણ થયો હોય તો–પોતાના આત્માને મુક્ત ભાવે પ્રગટ કરે છે. જો કળી કહે છે કે જે ફૂલ મારામાં છે તે મારું જ છે, એ હું જગતને નહીં આપું, તો જગત નિરાનંદ પુષ્પહીન થઈ જાય. ફૂલ કહે કે મારામાં જે ફળ છે તે મારું જ છે, એને હું બરાબર નહીં આવવા દઉં તો જગત નિષ્ફળ મરુભૂમિ જેવું વેરાન થઈ જાય. શસ્ય વગેરેની બાબતમાં પણ એવું જ છે. જો છોડું કહે કે હું ધાન્યના અંકુરને બહાર આવવાનો માર્ગ નહીં આપું તો જગતમાં ચારે બાજુએ દુર્ભિક્ષ દુર્ભિક્ષ થઈ જશે. માતાનું પણ એવું જ છે. તમારે ઘેર ઘેર જે બાળકો આવ્યાં છે તેમને જો તમારા સ્વ–સુખને માટે તમારામાં રાખી મૂકશો અને તેમને તમારા ઘરમાં બંધ કરી રાખશો, તેમને જગતમાં વિકસિત થવા માટે રસ્તો ખુલ્લો નહીં મૂકો, તો બાહ્યજગતમાં જેવો દુર્ભિક્ષ આવે છે, તેવો જ અધ્યાત્મજગતમાં પણ આવી જશે.

જેવી રીતે પોતાનું હૃદય ફાડીને ફળને માટે રસ્તો આપે છે તેવી પણ તમારાં બાળકોને વિકસિત થઈ પૂર્ણતા પ્રાપ્ત કરવાનો રસ્તો

* કાસીન્દ્રા મુકામે દિન્નીમાં આપેલા આપણમાંથી.

# અવંતીનાથ સિદ્ધરાજની
# પ્રતિજ્ઞા

ધૂમકેતુ

દાદાકજીના મનમાં એક મહાન પ્રશ્ન ખળભળી રહ્યો હતો. મહારાજની પ્રતિજ્ઞાનું શું?

આજ સાંજ પહેલાં એ પ્રતિજ્ઞા પળાવી જોઈએ. સાંજ પહેલાં એ પ્રતિજ્ઞા પળાશે નહિ એ ચોક્કસ હતું. મહારાજનો પ્રતિજ્ઞાભંગ એ ભારતવર્ષના તમામ રાજાઓની વચ્ચે એમની ઠેકડી ઉડવાનો પ્રસંગ હતો. યશોવર્માએ કાં ગજરાજને ખાડામાં જ તળ રાખી દઈને, અને નહિતર મહારાજની લંબાતી માર્ગ વિડંબનાનો આધાર લઈને, બેમાંથી એક રીતનો ફાંસલો ગોઠવ્યો હતો. આ બીજો ફાંસલો હતો. આજ સમય કસોટીનો હતો. જેમ જેમ દિવસનું યુદ્ધ લંબાતું ગયું—તેમ તેમ ખાત્રી થઈ કે દક્ષિણ દરવાજો આજ તો અજિત રહેશે! કાલની વાત કાલ!

દાદાકજી એ ચિંતામાં હતા. તેણે દૃષ્ટિ કરી, પણ મુંજાલમંત્રીનો ક્યાંય પત્તો ન હતો. અંબરાજ તો આગળ છેક મહારાજ પાસે ઘૂમતો હતો. ઉદયન ને કેશવ પણ એ તરફ હતા. એણે એક સંદેશો મોકલાવ્યો. રણક્ષેત્રમાંથી રસ્તો કાપતો માણસ પહોંચ્યો પણ ખરો. થોડીવારમાં ઉતાવળો મુંજાલ આવી પહોંચ્યો:

'પ્રભુ! દાદાકજી! કેમ મને યાદ કર્યો? સાં હરપળે જુદ્ધનો રંગ બદલાય છે. મારું કામ ત્યાં છે!'

'મુંજાલ મહેતા! આમ આવો, આમ. આપણે બે પળ વિચાર કરવાનો છે. ત્યાં થોડે દૂર—આપણે જઈએ!'

રણક્ષેત્રના એક ખૂણામાં એક પીપળાના ઝાડ પાસે બન્ને ઊભા. દાદાકજીએ મુંજાલ મહેતાના ખભા ઉપર હાથ મૂક્યો: 'મહેતા! મહારાજ કર્ણદેવ બળવા તૈયાર થયા હતા એ તમને સાંભરે છે? દેવપ્રસાદજીએ તો અગ્નિસ્નાન કર્યું પણ હતું. રાજમાતા મીનલદેવીના પિતૃગૃહે પણ, પ્રતિજ્ઞા માટે જયકેશી મહારાજે પ્રાણ આપ્યાની વાત તાજી જ છે. એ વારસો મહારાજ જયદેવનો છે. તમને કાંઈ વિચાર આવે છે? સાંજ હમણાં પડશે. દક્ષિણ દરવાજો આજ નહિ પડે. પછી?'

'પ્રભુ! પણ મહારાજની પ્રતિજ્ઞા છે—આપણે સાંજ પહેલાં ધારાદુર્ગનો એક ભાગ પણ પાડવો જ પાડવો!'

'મુંજાલ મહેતા! તમે કહો છો એ હું સમજું છું. પણ એ ન થયું—આવા હઠીલા જુદ્ધમાં કાંઈ પળે પળ સચવાય?—તો! અપકીર્તિ મારી ને તમારી થશે. દેશભરમાં કહેવાશે કે, આવા વૃદ્ધ મંત્રીઓ સાથે હતા છતાં આપદ્ધર્મમાંથી રસ્તો કાંઈ ન શોધી શક્યા! ઉદયન પણ ત્યાં છે. કેશવ તો મહારાજ પાસે જ છે. આપણે રસ્તો કાઢો. નહિતર બે ઘડી પછી વાત હાથમાં નહિ હોય!'

મુંજાલ વિચાર કરી રહ્યો. દાદાકજીએ અચાનક કહ્યું: 'એક રસ્તો છે મહેતા! આમ આવો. આ સામે શું દેખાય છે તે જુઓ!'

દાદાકજીએ બતાવ્યું હતું ત્યાં મુંજાલે જોયું. આધે ખાખરાનાં વન હતાં. બીજું કાંઈ દૃષ્ટિએ પડ્યું નહિ.

'ત્યાં તો ખાખરાનાં વન, પ્રભુ!—પલાશ વન—છે. કેમ એમાં શું છે?'

'એની પાછળ આવી રહેલી નાની મોટી ટેકરીઓમાં બર્બરકે ખોટો ખોટો એક માટીકોટ બનાવ્યો છે. આબેહૂબ જાણે ધારાદુર્ગ જોઈ લ્યો. એક દોરાવાનો ફેર નહિ, હો! મહારાજ જયદેવ સાંજ પહેલાં એ તરફ વળે—ને મુંજાલ મહેતા! આપણે આપદ્ધર્મે એ દુર્ગ ઉપર

હલ્લો કરો ! મહારાજની પ્રતિજ્ઞા નહિ પળે–તો આપણા સૌના મોં ઉપર બે ચાર મણક મેંશ ઢળી પડશે. દેશભરમાં મશ્કરી આપણી થાશે. કાવ્યો એનાં જોડાશે. દોહા એના થાશે. મુંજાલજી! હવે તો વખત પણ નથી. તમે દોડો; મહારાજ તરફ પહોંચો, કેશવનો કાન ફૂંકો, જુદ્ધ ભલે ચાલતું રાખો—પણ મહારાજને કહો, આશરાજને પલાશવન તરફ દોરો. આ એક જ રસ્તો છે !'

'પ્રભુ ! રસ્તો એ એક જ છે. આશરાજને પહેલાં પકડીએ. તમે આવો તો ફેર પડે. એ પણ હઠીલો રજપૂતી રંગ પકડે તો— વખત હવે નથી. સૂરજ ભાગવા માંડ્યો છે !'

બન્ને જણાંએ ઘોડાં ઉપાડ્યાં. પળ બે પળમાં આશરાજને પડખે આવી ગયા. જરાક તક મળી ને દાદાકજીએ કહ્યું: 'મુંજાલ મહેતા કહે છે તે સાંભળ્યું ? આપણે પહેલાં હવે મહારાજની પ્રતિજ્ઞા સંભાળવાની છે એનું કરો; જુદ્ધ તો કાલે પણ થાશે !'

'પ્રભુ ! બે પળમાં તમે જોશો. હું હમણાં આ ઉપડ્યો ! અમારા નડૂલના ચાહમાન ઘોડેસવારો ત્યાં તૈયાર ઊભા છે. પેલા પલાશ વનમાં જ છે !'

દાદાકજી ચમક્યા : 'પલાશ વનમાં ? ત્યાં શું કરવા ? ક્યાં ઉપડવાના છે. ?', તેમણે ઉતાવળે પૂછ્યું.

'જુદ્ધમાં એમનો હલ્લો એ છેલ્લો જ હલ્લો હશે, પ્રભુ !' અશ્વરાજે ઉતાવળે કહ્યું. 'પેલા પલાશવનની પાછળથી જેમ ગોફણમાંથી પાણા છૂટે એમ, પળ બે પળમાં એ ઘોડેસવારો છૂટવાના છે. સંદેશો હું હમણાં મોકલું કે શંખનાદ કરું એટલી જ વાર છે. એ છૂટતાંની સાથે જ હાથી, ઘોડેસવારો, પદાતી બધાની ભેગંભેગા થઈને નાસભાગ થઈ સમજો. અને તરત ત્યાગભટ્ટજી પરાઃપટ્ટને દક્ષિણ દરવાજે હંકારી મુકવાના છે....'

'અરે ! પણ આશરાજજી ! એ ઘોડેસવારો હમણાં ભલે ત્યાં જ રહ્યા. મારું માનો. અરિદળનો આવો હઠીલો સંગ્રામ એક દોરાવા આમ કે આમ નીકળે જ. એમાં વખત નહિ સચવાય. આપણી ધારણા ધૂળમાં મળી જાશે. મીનલદેવીબાના પિયરની પ્રતિજ્ઞાનો વારસો આ મહારાજ જયદેવ પાસે છે, એ તમને ક્યાં ખબર નથી ? મહારાજ જયકેશીએ એક *પોપટને કારણે પ્રાણ તજ્યા હતા એ સંભારેછે! મહારાજ પછી વાળ્યા નહિ વળે. અને આપણા સૌના મોં ઉપર મેંશ ફરી વળશે. આપણે હવે તો મહારાજને જ એ પલાશવન તરફ ઉપાડો. ત્યાં બર્બરકે રચેલો માટીનો ધારાદુર્ગ છે. સાંજ પહેલાં આપણે એ તોડી નાખો. એટલે મહારાજની પ્રતિજ્ઞા સચવાઈ જાય !

'પણ દાદાકજી ! આ તો અમારું નાક–નેક–ટેક–'

'જુઓ મહારાજ ! જુદ્ધ તો મહાભારતના જમાનાથી આપત્તિધર્મે ચાલે છે. ખોટી વટમાં તો આપણે જુદ્ધ પણ હારીશું ને જીવન પણ હારીશું. તમારો બોલ મહારાજ અત્યારે નહિ ઉથાપે–એટલે તમે ઉપડો એમ કહું છું. બોલવાનો વખત રહ્યો નથી. ઘડી અધઘડીની વાત છે. જયદ્રથ ને અર્જુનની સમીસાંજના જેવો આ કિસ્સો થયો છે.'

આશરાજજી વાત તરત સમજી ગયો અને મહારાજને ઘોડેસવાર થઈ પલાશવન તરફ જતા જોઈ એમણે ઊંડો આત્મસંતોષ અનુભવ્યો.

---

* આ રાજા જયકેશી વિષે વાત છે. પોપટને પોતે બોલાવ્યો, પણ બાજક નીચે સંતાયેલી બિલાડી દેખીને પોપટ ન આવ્યો. પોતે પોતાના જીવસટોસટની વાત કરીને અભયવચન આપ્યું. પોપટ આવ્યો, પણ તરત બિલાડી ઝડપ મારી ઉપાડી ભાગી ગઈ. રાજાએ દેહ આપ્યો.

[ લેખકના તાજેતરમાં પ્રગટ થનાર પુસ્તક અવંતીનાથ સિદ્ધરાજ જયસિંહ (ભા. ૩) માંથી.]

( ગતાંકથી ચાલુ )

'શું આપ રમમાં સુવો છો ?' મેં પ્રશ્ન કર્યો.

'જી નહિ. ગરમીના દિવસોમાં અગાસીમાં નિદ્રા કરું છું.' એટલું બોલતાં તેણે મારા માટે એક ચટાઇ પાથરી દીધી અને કહ્યું : આપને મળવાની ઘણી ઇચ્છા હતી. આપ જ મને એક સાંત્વન આપનાર હતા—પણ મારું આપને મળવાનું બીજાની આંખોમાં ખુંચતું હતું.' અરે ! ક્યાંક દાળ ના ઉભરાઈ ગઈ હોય ! એમ કહેતાંક તે રસોડામાં ચાલી ગઇ. જ્યારે તે પાછી આવી ત્યારે અમારા માટે થાળ લઇને આવી. જમતાં જમતાં તેણે પુછ્યું:

'રસોઈ કેવી થઇ છે ?'

'સરસ છે.'

ધીરેથી તેણે કહ્યું' 'તે લોકો કહેતાં હતાં કે મને રસોઇ કરતાં નથી આવડતી.'

'કોણ કહેતાં હતાં ?'

'તે લોકો કહતાં હતાં કે આ મેમ સાહેબ જેવી વહુ શું રાંધી જાણે ?'

મારા મુખમાંથી શબ્દો નીકળી ગયા: 'એ જ તો દુઃખ છે. હું કહું છું, ગમે તે રાંધે—પુરુષ કે સ્ત્રી—હું કર્મા એટલું જ કે રસોઇ સ્વાદીષ્ટ હોવી જોઇએ. પાક તો બે પ્રસિદ્ધ છે—'ભીમપાક' અને 'નળપાક' અને તે બંને પુરુષ હતા—છતાં તેને સ્ત્રીઓ બનાવે છે.'

તે જોરથી હસી પડી. 'ત્યાં કામવાળી હતી પણ કામ તો ઘરની વહુ જ કરે. કામ કરવાની મેં ના નહતી કહી, પણ હું ગમે એટલું સારું રાંધું, છતાં કોઇને રૂચે નહિ, એમાં મારો શું દોષ ? વહુની બનાવેલી રસોઇમાંથી જો કોઇ ચુંક ન કાઢે તો એ રસોઈ વહુએ બનાવી છે એની કોને ખબર પડે ?'

અમે જમી પરવાર્યાં. મેં સીગારેટ સળગાવી. ખુશનુમા હવા આવતી હતી. થોડી વાર પછી સવિતા બોલી: 'સાચું કહેજે, આવી વાતો સાંભળી તમને આશ્ચર્ય નથી થતું.?'

જમીનદારની પત્નીનું



# મનોમંથન

: અનુવાદકો :

શ્રીમતી 'આરતી'

શ્રીયુત 'પરાગ'

*

થોડીવાર તો તે મારા સામે જોઈ રહી અને પછી કહેવા લાગી: 'આ અંધારી રાતે હું બીજા કોઈની પત્ની તમારી સાથે બેઠી છું તેથી તમને આશ્ચર્ય નથી થતું કનક ? તમે મારા વિશે કંઇ વિચારી નથી, શકતા ?' ફરીને તે હસી અને પછી ગંભીર થતાં બોલી: 'કદાચ મારા જીવન પ્રત્યે તમે અણગમો બતાવશો. ખુદ મારા પ્રત્યે નફરત કરશો, પણ હું તમારા પ્રત્યે મારી નફરત નહીં બતાવું.—તમારા આશ્વાસનોનો ઉપકાર મારા પર ઘણો છે.'

મેં તેને રોકતાં કહ્યું: 'સવિતા દેવી ! મને વધુ ન શરમાવો.' અને ત્યાં તો મહામુશ્કેલીએ રોકેલ રૂદનધારા સવિતાની આંખોમાંથી વહેતી થઈ ગઇ અને તેણે મારા તરફથી તેનું મુખ ફેરવી લીધું. ત્રણેક મીનીટ મૌનમાં પસાર થઈ અને એકાએક તેણે મારા તરફ જોયું અને હસવા લાગી. જાણે કંઇ બન્યું જ નથી એમ તેણે તેની વાત કહેવા માંડી:

'એક દિવસ તમણે ( સુરજે ) મને કહ્યું: 'સવિતા ! પરીક્ષા તો લેવાઈ ગઈ. હવે આપણે

ગામ ચાલ્યા જઈએ તો?' મને તેમની આ પ્રસ્તાવના રૂચી નહીં, છતાં મેં કહ્યું: 'મારી ના નથી.' ત્રણ પછી અમે જવાની તૈયારી કરી. મેં વાદળી રંગની રેશમી સાડી પહેરી હતી, પગમાં ઊંચી એડીના સેન્ડલ હતા. અલંકારો તો મેં મર્યાદીત પહેર્યાં હતાં. અમે એક ગાડું કરી લીધું. ગાડાવાળો મને જોઈ જ રહ્યો હતો. સામાન ગોઠવાઈ જતાં ગાડાવાળાએ કહ્યું: 'સરકાર ક્યાં લઈ લઉં?' તેમણે ગામનું નામ આપ્યું. ગાડાવાળો પણ એ જ ગામનો હતો.

એટલે તેમને ઓળખી ગયો. તેમણે મારી તરફ કરડી નજરે જોયું. ફરી ગાડાવાળે વચમાં પ્રશ્ન કર્યો: 'સરકારની પરીક્ષા થઈ ગઈ?' તેમણે હા કહી. તેમના જવાબમાં નિરાશાના સ્વર હતા. 'આપ આટલું વ્યાકુળ કેમ છો?' મેં અંગ્રેજીમાં પુછ્યું. તેમણે એક ઊંડો નીસાસો મૂક્યો અને પછી મને કહ્યું: 'તને અહીં લાવવામાં, મેં ભૂલ કરી છે હવે ભગવાનની ખાતર જરા શરમ રાખો ને માથે ઓઢો.'

હું મનમાં ને મનમાં શરમાણી. મેં માથે ઓઢવાની ક્યાં ના કહી હતી? શહેરમાં માથે નહતી ઓઢતી તો ખરાબ લાગતું નહિ, ગામડામાં આવ્યા કે મારૂં માથે ન ઓઢવાનું ખુંચ્યું, અને કેમ જાણે હિંદુસ્તાનના રીતરિવાજો હું જાણતી ન હોઉં! ખેર જવા દો, મારૂં એક માથું તો શું, દશ માથા હોત તો પણ હું તેને ઢાંકી લેત. દેશના ગમે તેવા રીત રિવાજો હોય–ખરાબ કે સારા–પણ તે કદી વિદાય લેનાર નથી.

ગાડું તેના માર્ગમાં પર ચાલ્યું જતું હતું. રસ્તામાં ખાડા આવતા હતા. ગાડામાં બેસવાનો મારા માટે જીંદગીમાં પ્રથમ પ્રસંગ હતો. મારી તો કમર દુ:ખવા આવી હતી. ગામ જેમ જેમ નજીક આવતું હતું તેમ તેમ તે વધુ ઉદાસ બનતા જતા હતા. રસ્તામાં જેટલાં ગામ આવ્યાં એ ગામના લોકો મને તેમની સામે ખુલ્લા મોઢે બેઠેલી જોઈને હસતા અને આ બધું જોઈ તેઓ સળગી ઉઠતા હતા. પણ કરે શું? મને ખરેખર થયું કે આ વ્યક્તિ શહેરમાં કેટલી કેટલી મોટી વાતો કરતી હતી અને અહીં? છેવટે અમો તેમના ગામમાં પ્રવેશ કર્યો. ગામના છોકરા, છોકરીઓ અમને જોઈ જ રહ્યાં અને બધા જોરથી બૂમો પાડવા લાગ્યાં: 'નાના શેઠ શહેરમાંથી પતુરિયા (નાચવાવાળી) લાવ્યા છે. આજે કોઠીમાં નાચ થશે.' તેમના જીવનમાં આ પણ એક આનંદનો વિષય હતો. પણ તે સાંભળી મને ખૂબ દુઃખ થયું. મને થયું કે, જો ધરતી મારગ આપે તો સમાઈ જાઉં. અને વધુ તો પેલો ધૃણીત શબ્દ પતુરિયા સાંભળીને જાણે કોઈએ મારા હૃદય પર હથોડાનો ઘા કર્યો હોય એવો ભાસ મને થયો. આજે બાળકોએ તેમના માલીક (જમીનદાર)નું આપેલ જ્ઞાન બતાવ્યું. મેં જોયું કે તેઓ ચુપ બેઠા હતા. મારી આંખોમાં અશ્રુઓ આવી ગયાં, તે મેં મહામહેનતે રોક્યાં હતાં અને બાળકોના આનંદના તે કાતીલ શબ્દે મારા જીવનમાં આગ લગાડી હતી. મારી આશાઓનો ભાંગીને ભુક્કો થઈ ગયો. શહેરમાં જો મને કોઈ આ શબ્દ કહેત તો હું કહેનારની જીભ ખેંચી કાઢત, પણ અહીં હું કંઈ પણ ન કરી શકી. સોળમી સદીના અંધકારનો–વીસમી સદીના પ્રકાશીત કિરણો પર આ હુમલો હતો.

આખો દિવસ મારે ઘરમાં અકળાઈ રહેવું પડતું, છતાં મેં કદી ફરીયાદ નહતી કરી. ઘરમાં તેમની એક કાકી, ફુવાની બહેનની છોકરી તથા એક વૃદ્ધ માજી હતાં. થોડા દિવસો પસાર થયા પછી એક દિવસ મેં તેમને શહેરમાં જવા આગ્રહ કર્યો. ત્યારે તેમણે ઉત્તર આપ્યો: 'સદા તો અહીં નથી રહેવું. થોડા દિવસો તો ગમે તેમ કરીને પસાર કરવા જ પડશે. શહેર જવાની આટલી બધી ઉતાવળ શાને કરે છે?' સાંજ પડતાં આખા ગામમાં નિરવતા પથરાઈ જતી.

જ્યાં માણસો અમણુ છે, જ્યાં માણસ આખો દિવસ સતત મહેનત કરે છે, ત્યાં માણસ રાતના જાગી કેમ શકે? જ્યાં કોઈ સ્ત્રીઓ સાથે ફરવા જ ન નીકળતું હોય, ત્યાં રસ્તા પર બત્તીઓ બળે તો પણ શું કામની? અહીંના લોકોનો પ્રકૃતિ સાથે એટલો જ સબંધ હતો કે જીવવા માટે એક છપરું બાંધી લેવુંઃ બીજું કંઈ નહીં. ઘરની બાજુમાં એક નાનું મકાન હતું તેમાં તેમણે ત્રણ-ચાર વર્ષ પહેલાં એક પુસ્તકાલય ખોલેલું. તેમાં ઘણા જુના પુસ્તકો હતાં અને એક દૈનિક પત્ર પણ આવતું હતું.

સવારના પહોરમાં મને વહેલી ઉઠાડીને ઝાડુ કઢાવતા અને પછી રસોઈ કરાવતા હતા. બધાને જમાડી લેતાં ત્રણ વાગી જતા અને રાત્રીના બધાંને જમાડી લેતાં નવ વાગી જતા—અને પછી પગ દબાવવા માટે તૈયાર રહેવું પડતું. જેટલી સ્ત્રીઓ હતી તે બધીના પગ દાબતાં લગભગ અગ્યાર વાગી જતા. પણ એ લોક એટલું પણ વિચારતા નહિ કે જે વ્યક્તિ અમારા પગ દાબે છે, એ આખો દિવસ કામ કરે છે, તો યે તેના પગમાં દુઃખાવો નહીં થતો હોય?

એક દિવસ રાત્રીના અગ્યાર વાગ્યા પછી હું મેડા પર બેઠી બેઠી વાંચતી હતી. બીજે દિવસે કાકીએ કહ્યુંઃ 'વહુ! તું રાતના ખૂબ વાંચે છે તે સારા ઘરની વહુના લક્ષણ નથી. રાતના મોડે સુધી વાંચીશ તો સવારમાં ઉઠવામાં ભૂલ થશે.' હું ચૂપ રહી. બીજા દિવસથી મારી પથારી જ્યાં બીજી સ્ત્રીઓ સુતી હતી ત્યાં કરવામાં આવી. તે પછીના દિવસો દરમીયાન મારા પાસેથી એટલું બધું કામ કરવામાં આવતું કે હું પથારીમાં પડતી કે તુરત જ નિદ્રાને આધીન થઈ જતી. એક દિવસ તેમના માથામાં દુઃખાવો થતાં મને બોલાવી. હું બામ લઈને તેમની પાસે ગઈ, પણ તેમનું દર્દ મારાથી છુપું ન રહ્યું. દર્દની પણ કોઈ હદ હોય છે ને? રોજ રાતના તેમના માથામાં

## જીવન–નાવ



જીવનની નાવ મારી શણુગારી હોંશથી,
વહેતી મૂકી ભવસાગરે રે લોલ;
માછીડો મળ્યો મને એવો હોંશીલો;
વેગે દોડાવે મારી નાવને રે લોલ.

અજવાળી રાતે જીવન-નાવ હાંકતાં,
હલેસાં હૈયાનાં ડોલતાં રે લોલ;
જીવનપથ લાંબો તોય નિર્ભય બની ઝુલું,
પ્રિતમની સાથમાં કિલ્લોલતી રે લોલ.

સાગર તરંગ મારી નાવડી ડોલાવે,
હૈયું ડોલે મારું પ્રેમથી રે લોલ;
મોજાંની હલકે નાવ ચડતી તરંગે,
મારા તરંગમાં હું ઝુલતી રે લોલ.

નાવલિઓ મસ્ત હતો નાવને સંભાળવા,
રૂઢીનાં ખડક એને ડારતા રે લોલ;
જીવનધ્યેય પહોંચવા બનતો ઉતાવળો,
સંસાર-સાગરને ડોળતો રે લોલ.

અધવચ્ચે નાવ ચડી મોજાંની ઠોકરે,
નાવલીઓ વમળે સરી પડર્યો રે લોલ;
રાહ જોતી પ્રિતમની કાંઠે હું ચોભતી,
ક્ષિતિજે જીવનહાર તાકતી રે લોલ.

મનુ

દર્દ શરૂ થતું અને મારે તેમના દર્દ ખાતર તેમની પાસે રહેવું પડતું. પણ અમારા રૂમ પાસે જ બીજો રૂમ હતો જેથી અમારી સ્વતંત્રતા ખાસ નહતી. ડૉક્ટર કહે છે કે જવાન માણસે છ કલાક નિદ્રા લેવી જોઇએ, પરંતુ મારી રાત તો ત્રણ કલાકની થઇ ગઇ હતી અને આ કારણે મારો સ્વભાવ પણ ચીડીયો થતો જતો હતો. એક રાતે તેમણે મને કહ્યું: 'તું વાંચે છે શા માટે?' મેં જવાબ ન આપ્યો. તેમણે કહ્યું: 'ભારતની નારી સહનશક્તિની એક પ્રતિમૂર્તિ સ્ત્રી હોવી જોઇએ.' મેં ઉત્તર આપ્યો: 'મેં એવી ઘણી વાર્તાઓ વાંચી છે, છતાં હું આપને કહું છું કે મને શહેરમાં રાખો.' થોડો સમય તેમણે વિચાર્યું અને પછી કહેવા લાગ્યા: 'એક દિવસ તો શહેરમાં જવું જ છે–પણ જે ગામની આવકથી આપણે શહેરમાં મોજ કરીએ છીએ એ શહેરમાં તો થોડું રહેવું જ જોઇએ ને?' મેં થોડા સમયને માટે મૌન સેવ્યું, ને પછી કહ્યું: 'આપ દુઃખ ન લગાડો તો એક વાત કહું. ગામડાની જીંદગી તમને ગમે તેવી લાગે, છતાં મને નથી ગમતી. આના કરતાં તો આપ આપના પુરુષાર્થથી કમાઇને ખાવ અને મને પણ ખવડાવો. આપણા સ્વાર્થ ખાતર, આપણા સુખ ખાતર, ગરીબોને ચુસીને પૈસા પડાવવા અને તેની કમાણી ખાઇને તમારા આદર્શોને નીચા શા માટે પાડવા જોઇએ?'

'તારી દરેક વાતમાં નફરત હોય છે. પ્રત્યેક સ્ત્રી ગમે તેમ કરીને તેના પતિનું સાનિધ્ય મેળવે છે, ત્યારે તું તો મોડી રાત્રી સુધી ચોપડી વાંચીને સૂઇ જાય છે. તને કદી મારી ચિંતા થઇ નથી. રોજ રાત્રીના દર્દને બહાને તને બોલાવવી પડે છે.' પછી એક લાંબો શ્વાસ ખેંચતાં કહ્યું: 'ન જાણે તને શું થઇ ગયું છે.'

મને હસવું આવ્યું. મેં મશ્કરી કરતાં કહ્યું: 'રાત્રીના તમારા પાસે ન આવવાથી–તમને ન મળવાથી હું બીજાની થોડી થઇ જવાની છું? શું તેથી તમો મારા પતિ મટી જવાના છો?' તેમણે મારા સામે તીવ્ર નજર નાંખી કહ્યું: 'તો શું તું સમજે છે કે તું ફસાઇ ગઇ છો? હવે તું મને નથી ચાહતી?' હું વિચારમાં પડી ગઇ. કોઇ સ્ત્રી કેમ કહી શકે કે હું તને પ્યાર કરું છું. સાચે જ મારાથી વધુ બોલી ન શકાયું. મેં જમીનદારી વિરૂદ્ધ કહેલી વાત તેમને ન ગમી.—તેઓ ફરી કહેવા લાગ્યા: 'ખાનદાનની આબરૂને કાયમ રાખવી તે આપણી પ્રથમ ફરજ છે, સવિતા!'

મેં કહ્યું: 'પણ અત્યારે વસ્તુ જ બીજી છે. ગઇ કાલે આપ સ્વતંત્રતાના આદર્શ વિચારો લઇને જીવતા હતા. આજે રીતરિવાજની ખૂની ધારામાં બધું ભુલતા જાવ છો. શું ખાનદાનની આબરૂ તેમાં છે કે આપ બેકાર ફરો અને બીજાના પસીનાની કમાઇ પર જીવ્યા કરો? શું આપે જે રિવાજો અપનાવ્યા છે એ ખાનદાનના રિવાજો છે?'

તેમણે કહ્યું: 'તારી વાતો કેવી કર્કશ છે!'

મેં કહ્યું: 'તમે આવી ગંભીર વાતોને હસવામાં ઉડાવો છો. હવે મને ખાતરી–થઇ ગઇ છે કે તમારા જીવનમાં સાહસ જેવું કંઇ છે જ નહિ.'

તેમણે કહ્યું: 'ધીરે ધીરે બોલ, સવિતા! કોઇ સાંભળી જશે.' મને ઘણું ખરાબ લાગ્યું. તેમણે ફરી કહ્યું: 'ઠીક માની લે, તારા પાછળ બધાંને છોડી દઉં...'

તેમને અટકાવતાં મેં કહ્યું: 'આપ એવો સ્વપ્નમાં પણ વિચાર ન કરતા. જો આપને એવો વિચાર આવ્યો હોય તો આપ મોટી ભૂલ કરશો. હું મારા માટે નથી કહેતી. હું આપના સ્વતંત્ર આદર્શ વિષે કહું છું–જેના તમે ગઇ કાલે પુજારી હતા. ઘર છોડવાનો મારો તમને આગ્રહ નથી. મારો આગ્રહ તમે જે જુના રીતરિવાજોને અપનાવ્યા છે તેને છોડી દેવાનો છે. હું તો કહું છું કે, આપણે

ફરીને તે આદર્શ વિચારોને વળગી રહીએ-જેને આપણે જીવનમાં અપનાવ્યા હતા.'

તેમણે કહ્યું: 'એવું તો મારાથી નહીં થઇ શકે, સવિતા. ભલે તું આદર્શોની યાદ આપતી રહે, પણ જો મેં ઘર છોડ્યું તો ગામ કહેશે કે 'કપૂત' એક સ્ત્રી ખાતર બીજાને ભૂલી ગયો અને તે હું કદી સહી ન શકું.'

મારું લોહી ઉકળી આવ્યું. આદર્શની ખોટી વાતો કરી પ્રેમ કર્યો હતો, તેનામાં કેવી કાયરતા હતી!

અમારી વાતોમાં સવાર પડી ગયું. હું તેમના પાસેથી ઝાડુ કાઢવા ચાલી ગઇ. તેઓ સુઇ ગયા. આખી રાત્રીના ઉજાગરાથી મારું શરીર દુઃખતું હતું પણ મને સુઇ જવાનો અધિકાર ન હતો. હું કામ કરવામાં લાગી ગઇ. બપોરે જમી લીધા પછી હું ઓરડામાં બેઠી હતી ત્યાં મુનશીજી પુસ્તકાલય બંધ કરી ચાવી દેવા અંદર દાખલ થયા. મુનશીજી મને જોઇ ગભરાઇ ગયા. કેમ જાણે ઓરડામાં સાપ પડ્યો હોય! મેં કહ્યું: 'ચાવી મને આપો અને હાં, કાલનું છાપું કેમ નથી મોકલ્યું?'

મુનશીજીએ ગભરાતાં કહ્યું:'મોકલી આપીશ.'

મુનશીજી ગયા ત્યાં તેમની બહેનનો કર્કશ સ્વર સંભળાયો: 'હાય! હાય! જુવો તો કેવી મોઢી મોઢી જીભ ચલાવે છે! છે જરા પણ શરમ?' હું કંપી ઉઠી. ત્યાં બુઢી મામી બોલ્યાં: 'એલી વહુ! મુનશીજીને જોઇ તારી સાસુ, તારી કાકી સુધાં લાજ કાઢે છે ને તેં મુનશીજી સાથે વાત કરી?' ત્યાં તો ફરીને એક સ્ત્રીનો અવાજ આવ્યો, 'અરે મામીજી, ઉલટાના મુનશીજી શરમાઇ ગયા હતા, ત્યારે વહુરાણીએ તો મોઢું પણ ન ઢાંક્યું.' ત્યાં ફરીને બુઢાં મામી બોલ્યાં: 'ભણેલી છોકરીઓ જો પર પુરૂષ સાથે વાત ન કરે તો તેને ખાવાનું પણ પચતું નથી. બીચારીને કેટલા દિવસે તક મળી.'

૩

## કાળા કાનજી



કાળાં છો કાનજી! તે કાળાં ને જીતિયાં,
કામ તમ કાળાં તમામ;
હો કાનજી! શાને મલકાવ છો?

કાળા તમે તે કાળાં જમનાજી રીઝિયાં,
કૂદી પડ્યા તે ધરી હામ;
હો કાનજી! શાને મલકાવ છો?

કાળો તે કાળીનાગ કાળા તેં નાથિયો,
એમાં મળે ન કશાં રમ;
હો કાનજી! શાને મલકાવ છો?

આવી જે કંસપ્રેરી કાળી તે પૂતના,
મારી શકયા જો તમે શ્યામ;
હો, કાનજી! શાને મલકાવ છો?

ગોરી રાધાના તમે શ્યામ કેશ ગુંથિયા,
સુકાવ્યા ગોરીનાં ગામ;
એમ તમે સુકાવ્યા ગોરીનાં ગામ;
હો કાનજી! શાને મલકાવ છો?

સુરેશ

આ સમયે કાકી બહારથી આવ્યાં હતાં, તેમણે વાત સાંભળી, ને સીધાં મારા પાસે આવ્યાં અને હાથોના લટકાં કરતાં કહેવા લાગ્યાં: 'વહુ, તેં શું ઉપાડો લીધો છે? કુળની આબરૂ બોળવા બેઠી છો કે શું? શેઠાણી થઈને ફરે છે અને ઉપરથી પાછું અમારા પર વેર વાળે છે! સુરજ કહેતો હતો કે, એવી છોકરી ગોતી છે કે ઘરની આબરૂ વધારશે. પણ તું તો ઘરનું સત્યાનાશ વાળવા બેઠી છો.' કાકી ક્રોધના લીધે હાંફતાં હતાં. હું ચુપ બેઠી હતી. પણ રાત્રીના ઉજાગરાથી મારું માથું ભમવા લાગ્યું. મને લાગ્યું કે હું મરી જઈશ. મારી છાતીમાં ડુમો ભરાઇ ગયો. મારા હાથ-પગ ધ્રુજવા લાગ્યા. કાકીએ પુનઃ બોલવું શરૂ કર્યું: 'મામી કસમ છે,તમને, સાચું કહેજો, આવું કદી બન્યું છે આ ઘરમાં? આજ સુધી કોઈએ, આ ઘરની બીનું મુખ નથી જોયું. અરે! મોઢું તો શું અવાજ પણ નથી સાંભળ્યો, અને આજે આ વહુએ કુળની આબરૂ બોળી. જો જમીનદારના ઘરમાંથી ધરમ ચાલ્યો જશે તો બીજે ક્યાં ધરમ રહેશે? અને આ ગામના સુઈ કેવી કેવી વાતો કરશે. મને થતું કે વહુ હજુ છોકરી છે. મોટી થશે કે બધું સમજી જશે, પણ જેને લોહી પીવું છે, તેની તરસ પાણીથી કેમ બુઝાઇ શકે!'

હું જોરથી રડી પડી અને ચીડાઈને કહ્યું: 'કોનું હું લોહી પીવા આવી છું? કોનું લોહી મેં પીધું છે? તમારું કયું કામ કરવાની મેં ના પાડી છે કે તમે મારા પર જુલમ કરો છો? મને શા માટે દોષીત માનો છો!'

કાકી ચીડાઈને બોલ્યાં: 'ઓહો, વહુરાણીને મેં ખરાબ કહી. હું સુરજની દુશ્મન ખરીને! તેની મા મરી જતાં પાળીપોસીને મોટો તો મેં કર્યો છે.'

બુઢી મા બોલ્યાં: 'સુરજે એને ખૂબ માથે ચડાવી છે. પણ જે પગની મોજડી થવાને લાયક છે તેને માથે મુકવાથી માથું ધુળવાળું થાય છે એ સુરજ ભૂલી ગયો લાગે છે.'

સાંજ સુધીમાં આખા ગામમાં વાત ફેલાઇ ગઈ. હું રસોડામાં જવા ગઈ પણ મને અંદર ન આવવા દીધી. હું ઓરડામાં બેઠી બેઠી વિચારતી હતી કે હવે એક જ આશા છે. ઓછામાં ઓછું, તેઓ મને અપરાધી માની ન લેતાં મારી વાત સાંભળે તો સારું.

સાંજના તેઓ આવ્યા અને એક પછી એક ફરીયાદોની લંગાર ચાલુ થઇ ગઇ. તેમના જે દિલમાં મારી યાદ હતી તે દિલ પર ફરીયાદના એવાં વાગબાણ ચલાવવામાં આવ્યાં કે મારી યાદ પણ તેમના દિલમાંથી જતી રહી.

કાકીએ કહ્યું: 'બેટા સુરજ, તું તેને શહેરમાં જ લઇ જા. એનામાં સારા ઘરની વહુ બનીને રહેવા જેટલી પણ આવડત નથી.'

તેમણે ગભરાતાં પૂછ્યું: 'પણ વાત શું બની છે? તેણે કામ નથી કર્યું? પગ નથી દાબ્યા? રસોઈ બનાવવાની ના કહે છે!'

'કોણ કહે છે ભાઈ? મને મારા છોકરાના સમ, જો કદી આવી વાત પણ મેં કરી હોય તો! આખો દિવસ અને રાત વચ્ચે છે—પણ સંયુક્ત કુટુંબમાં રહેતાં પણ ન શીખી.'

તેઓ સીધા મારી પાસે આવ્યા. પાછળ ફાનસ લઇને કાકી પણ આવ્યાં. તેમણે મને પ્રશ્ન કર્યો: 'તારા માટે હું શું સાંભળું છું?' મેં ઉત્તર ન આપ્યો. ત્યાં તો કાકી બોલ્યાં: 'વહુ! ક્યાં ગઇ તમારી જીભ?'

મેં ગુસ્સામાં માથું ઊંચું કર્યું. મારી આંખોનાં આંસુ સુકાઇ ગયાં. મેં ગુસ્સે થઈ કહ્યું: 'શું કર્યું છે મેં કે તમો બધા મારું લોહી પીવા માંગો છો? શા માટે મારું ગળું દાબીને મને મારી નથી નાખતા?'

તેમણે મને કહ્યું: 'હું પુછું છું તેનો જવાબ દે. આજ નહીં તો કાલે હું આ ઘરનો માલિક બનનાર છું. મારા પર મારી ખાનદાનીનો સવાલ

છે. મુનશીજી સાથે વાત કરવાની શું જરૂર હતી? શું તું એક જ આ ઘરમાં ભણેલી છો?'

ફાકી ફાનસ મુકીને ચાલ્યાં ગયાં. તેઓ કહેતા રહ્યા: 'અત્યાર સુધી હું તારી ફરીયાદોને ટાળતો આવ્યો છું. તારી એક પણ ફરીયાદ મન પર નહતો લાવતો. હજાર વખત કહ્યું કે થોડા દિવસ ચુપ રહે; પણ તું તો માને શાની? શું જરૂર હતી મુનશીજી સાથે વાત કરવાની? મને જવાબ આપ.'

મેં સ્વસ્થ થતાં કહ્યું: 'પણ તેઓ ઓરડામાં ચાલ્યા આવ્યા. તે વખતે હું એકલી હતી. તેઓ મને જોઇ જ રહ્યા.'

'જોઈ રહ્યા! આજ દિવસ સુધી તેમણે કોઇનું મોઢું જોયું નથી, પણ તારું મોઢું ખુલ્લું હોય તો જોઈ લેને! તેં એવું કામ કર્યું છે કે ઘેર ઘેર વાતો થશે.'

મેં કહ્યું: 'તમે પાગલ થઇ ગયા છો. કંઇ વિચારી નથી શકતા. ફક્ત બેરંગી જીંદગી જ વીતાવી જાણો છો. મેં તો ફક્ત દૈનિકપત્ર મોકલી આપવા કહેલું, કારણ આ નરક જેવા ગામમાં મને વાંચવા સિવાય કંઇ ગમતું નથી. તમે મારી પાસેથી તે પણ છીનવી લેવા માંગો છો? મને આવી ગુલામી પસંદ નથી હું આપની કાકી, મામી જેવી ગમાર નથી કે હું મારી જાતને આપની મોજડી જેવી સમજું.' મારી વાત પુરી ન થઇ ત્યાં તો મારા શરીરે સોટીના ફટકા પડવા માંડયા. મને ખબર નથી, ત્યારે હું શા માટે ન રડી. મેં ફક્ત એટલું જ કહ્યું: 'મારો, ખૂબ મારો.'

તેમનો હાથ થાકી ગયો. સોટી ફેંકી દેતાં તેમણે કહ્યું. 'બેશરમ!'

આખી રાત્રી મેં આજ દશામાં પસાર કરી. સંવારના પત્ર લખીને મેં ભાઇને બોલાવ્યા. તેમણે પત્ર મોકલવાની ના પાડી. બે દિવસ સુધી કોઇએ મને જગાડવાનો આગ્રહ ન કર્યો. ત્રીજા દિવસની સવારે ઉઠીને જોયું તો મોટાભાઈ આવીને ઉભા હતા. તેને જોતાં જ મારી આંખમાં આંસુ આવી ગયાં.

ભાઇએ કહ્યું. 'શું થયું બહેન?'

મેં કહ્યું. 'હું અહીં રહેવા નથી માંગતી.'

'પણ શા માટે? કોઈ વાત કહે તો ખબર પડે ને!'

મેં કહ્યું. 'આપે મને કયાં ફેંકી દીધી?'

'કેમ? સુરજભાણુએ કંઇ કહ્યું?'

મેં જવાબ ન આપતાં શરીર પરની ભરોળો દેખાડી.

એક વખત ક્રોધથી તેમણે પોતાના નીચલા હોઠને દાંત વચ્ચે દાબ્યો. પછી માથું નમાવતાં તેઓ બોલ્યા: 'હું માનતો હતો કે તમો એકબીજાને ચાહો છો, તમારૂં જીવન સુખી થશે. પણ ના, એ લોક વધુ સુખી છે—જે દુઃખી છે છતાં દુઃખનો અનુભવ નથી કરતાં. એ લોક વધુ સુખી છે—જે કદી આશાઓ અને આદર્શોની વાતો નથી કરતા. હિંદુસ્તાનમાં કદી પ્રેમલગ્ન થતાં નથી અને થાય છે તો વધુ સમય નભી નથી શકતાં, કેમકે સમાજની ભીષણ બેડીઓને પ્રેમીઓ તોડી નાખવા અસમર્થ છે.'

મેં કહ્યું. 'પણ હું એવી નથી.'

ભાઇએ તેનું માથું નીચું કરતાં કહ્યું: 'દરેક છોકરીના માબાપે કે ભાઇએ માથું નીચું નમાવીને ચાલવું પડે છે. તે લોકો જેમ કહે તેમ ચાલવામાં જ અમારૂં કલ્યાણ છે; બીજો કોઈ ઉપાય નથી.'

હું ચૂપ થઈ ગઇ.

ભાઇએ ફરીને કહ્યું: 'સ્ત્રીને પતિ જ સર્વ કંઇ છે, સવિતા!'

મેં માથું ઉંચું કર્યું અને કહ્યું. 'સ્ત્રીને પતિ જ સર્વ કંઈ છે—પણ તે પતિ પુરૂષ હોવો જોઇએ. જે વ્યક્તિ પોતાની જ રૂઢીઓમાં બંધાઇ રહે એ મારો જીવન-આદર્શ બની શકતો નથી. શા માટે હું એવી વ્યક્તિના

ચરણોમાં મારો આદર્શ, મારું સ્વમાન, મારી શક્તિ ધરી દઉં—જે પોતાના પગ ઉપર ઉભી નથી શકતો, જે વ્યક્તિ કેવળ નિર્બળ છે અને પત્નીને પોતાની વાસના બુઝાવવાનું સાધન સમજે છે.'

ભાઈએ કહ્યું: 'તું શું કહે છે એ તો વિચાર! તારી એક નાની બ્હેન છે. લોકો જો સાંભળશે તો કહેશે કે, આ એની બ્હેન છે જેને તેના પતિએ......'

મેં કહ્યું. 'પણ ગમે તે રીતે હું અહીં નથી રહેવા માગતી. તમે મને નહીં લઈ જાવ તો હું આપઘાત કરીશ.' મોટાભાઈ વિચારમાં પડી ગયા. મેં ફરીને કહ્યું. 'ઠીક, તો થોડા દિવસો મારે તો લઇ જાવ?'

'ઠીક ત્યારે જે થવાનું હશે તે થશે. તું જ્યારે આવવા જ માંગે છે ત્યારે હું ના નથી પાડી શકતો.'

અમો લખનૌ આવી ગયાં. પણ બીજે દિવસે અલાહબાદમાં એક શિક્ષિકાની જરૂર છે એવી જાહેરાત દૈનિક પત્રમાં વાંચતાં હું અહીં આવી ગઇ છું.

સવિતા તેની વાત કહેતાં શરમાતી નહતી. તેના વાળ હવાથી ઉડીને વારંવાર તેના મુખ ઉપર આવતા હતા. મેં પૂછ્યું: 'તો શું તમે પાછા ત્યાં નથી જવાનાં?'

'ક્યાં?' સવિતાએ આશ્ચર્યથી પુછ્યું.

'સુરજ પાસે-સુરજને ગામ.'

સવિતાએ દૃઢ સ્વરે કહ્યું: 'હવે મેં નિશ્ચય કરી લીધો છે, હું ત્યાં પાછી નહી જવા માગતી. આપ એ વિચારી પણ નહિ શકતા હો કે તેમણે મને જરા પણ રોકવા પ્રયાસ નહોતો કર્યો. હું મરી જઇશ, પણ કદી ત્યાં તેમની પાસે જવાની નથી.'

મેં કહ્યું: 'અત્યારે આપ ગુસ્સામાં છો. પણ યાદ તો કરો, એક વખત તમે એકબીજાને પ્રેમ કરતા હતાં.'

સવિતાએ હસતાં કહ્યું: 'આપ મને ઓળખો છો, હું આપને ઓળખું છું, છતાં જ્યારે સાંજના આપ મને ગંગાકિનારે મળ્યા, ત્યારે જો આપે મને પ્રથમ બોલાવી હોત અને મેં આપને ન ઓળખવાનો ડોળ કર્યો હોત તો આપ કદી મને ફરીને બોલાવત ખરા?'

વાત સવિતાએ સાચી કહી હતી, પણ મેં પૂછ્યું: 'પછી?'

'પછી શું? વાત તો સાફ છે.' સવિતાએ ઉત્તર આપ્યો.

મારા મુખમાંથી શબ્દો સરી પડ્યા. 'ખરેખર આપનામાં ઘણી હિંમત છે.'

'જી ના, એકલી હિંમતથી બધું કામ નથી થતું. જો મોટાભાઇ ન આવ્યા હોત અને હું એકલી નીકળી હોત તો ગામના છોકરાઓ તાળી પાડતાં કહેત કે સુરજબાબુની પતુરિયા શહેરમાં જાય છે. અને આવું બધું જોઇ—સાંભળી તેઓ મારું ગળું દાબી મને મારી નાખત. તેમને તો તેમની જમીન, જીંદગીની સચ્ચાઈ કરતાં વધુ પ્યારી છે. તેમના ખાનદાનની આબરૂ ધૂળમાં મળી જાત. જો હું ભણી—ગણી ન હોત, કમાઇ ખાવાની શક્તિ મારામાં ન હોત તો હું કદી આવું પગલું ન ભરત. એટલે જ તો કહું છું કે હિંમતથી બધું નથી થતું.'

હું સાંભળી રહ્યો. સવિતા કહેતી હતી: '*દુનિયા મને ધિક્કારશે, પણ આપ જ કહો* કે જે લોક મને ધિક્કારશે તેમાંના કેટલા મારા જીવનમાં બનેલી સત્ય હકીકતથી વાકેફ હશે! પતિસેવાના બંધનથી સમાજે સ્ત્રીઓને બાંધી રાખી છે; પણ આજ હું એ બંધન તોડી નાખવા માગું છું.'

આટલું બોલતાં સવિતા હાંફી રહી. મેં જોયું કે તે વધુ ઉગ્ર સ્વરૂપમાં આવતી જતી હતી. તે જાણવા માંગતી હતી કે તેના વિષે મારો શો અભિપ્રાય છે.

મેં પૂછ્યું, 'આપની બ્હેનનું શું થશે!'

# નારીનું પ્રતીક

રહી રહી ગાજે પેલી ખીણુની લેખડો રે,
ઉદધિની છોળો પેલી રહી રહી જાગે રે, (૨)
રડી રડી જાગે દુઃખી દિલનો નિસાસો રે,
મન કેવું સ્થિત જાણે દરિયાની આભા રે, (૨)
રહી રહી ઉઠે કયાંથી ઉર્મિની છોળો રે.....રડી રડી....
સંધ્યા ખીલી શરમરતી મદમાતી રે, (૨)
છૂપી ધીરી, વ્યોમે કાળી ઓઢણી એ ઓઢી રે.....રડી રડી....
કાં તો દેતી વ્યથા દાબી ઓઢણીની ઓથેરે, (૨)
નારીનું પ્રતીક એ તો ' 'સહી લેવું રહ્યું ' રે.....રડી રડી....
રહી રહી જાગે મારા મનડાની વાતો રે, (૨)
માનવતાનાં મૂલ મોંઘા ભેદ શાથી જાગ્યો રે ? ...રડી રડી....
ભીખ માગે માતા બની બાળકોની પાસે રે, (૨)
આઝાદી અપનાવો માગી નહિ મળે જગે રે.....રડી રડી...
ક્રાન્તિકારી યુગ આવ્યો, શાને લેવું સહી રે, (૨)
સહી સહી વ્હોરી લીધા દુઃખના ડુંગરો રે.....રડી રડી...
જાગો જાગો સહુ નારી આઝાદી અપનાવો રે, (૨)
ગાઓ ગાઓ આઝાદીનું મીઠું ગાણું ગાઓ રે....રડી રડી....

**વૈદ્ય પદ્માવતી**

સવિતાએ કહ્યું: 'ભણેલી છે. મારી હકીકત ઉપરથી જોઇ વિચારીને લગ્ન કરશે અથવા લગ્ન નહીં કરે તો ક્યાંય નોકરી શોધી મારી પેઠે જીવન પસાર કરી નાખશે. પેટનો ખાડો પુરવા માટે તો સ્ત્રીઓ પોતાની આઝાદી વેચે છે.'

'તો શું તમે આવી જ રીતે જીંદગી વિતાવી નાખશો ?'

ક્ષણભર વિચારતાં તેણે કહ્યું: 'નહિ, હું તેમની પાછળ મારૂં જીવન બરબાદ નહીં કરૂં, કારણ તેઓ મારાથી મુક્તિ મેળવતાં તુરત જ બીજાં લગ્ન કરશે. અને મનુષ્ય જે સ્મૃતિ પાછળ પોતાના સુખનો ત્યાગ કરે છે તેને તે સુખદાયક અને પવિત્ર માને છે.'

'તો શું આપ પણ ફરી લગ્ન કરી લેશો ?'

સવિતા મારા તરફ તિક્ષ્ણ દૃષ્ટિ ફેંક્તાં હસીને બોલી: 'અને બીજાં લગ્ન કરવાનું હું અયોગ્ય નથી સમજતી. જો એકાદ એવી વ્યક્તિ હશે–જેનામાં આત્માનું સત્ય હશે, આત્મશક્તિ હશે, સમાજ સામે લડવાની તાકાત હશે–તો હું તેની સાથે જરૂર લગ્નગ્રંથીથી જોડાઇશ. પછી ભલે સમાજ મને ધિક્કારે.'

–અને મેં જોયું કે સવિતા હવે બીલકુલ શાંત હતી. કોઇ પણ જાતનો ડર તેના મુખ પર ન હતો. મને થયું કે, સ્ત્રીઓ પણ સમાજ સામે બંડ કરી સમાન હક્કની આઝાદી માગી રહી છે.

*

## ગૂજરાતના અથાક સમાજ સેવિકા

## સ્વર્ગસ્થ



# પ્રેમલીલા મહેતા

*

બાળપણથી જ સમાજસેવાની ધગશવાળાં શ્રી. પ્રેમલીલાબહેન મહેતાનો જન્મ સને ૧૯૦૩ ના સપ્ટેમ્બરની સાતમી તારીખે અમદાવાદમાં થયો હતો. જાણીતા સમાજ સેવક દંપતી—ડો. સુમન્ત મહેતા અને સૌ. શારદાબહેન મહેતાનાં એ સૌથી મોટાં પુત્રી. પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ અમદાવાદમાં કરી મુંબઇ વિદ્યાપીઠની મેટ્રીકમાં બધી વિદ્યાર્થીનીઓમાં પહેલો નંબર મેળવી તેમણે ચેટફીલ્ડ પારિતોષિક મેળવેલું. તે પછી વડોદરા કોલેજમાંથી ૧૯૨૩માં તેઓ બી.એસ.સી. થયાં.

સ્નાતક થયા પછી સેવા ભાવનાવાળાં આ બહેને રાજકોટની બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજના પ્રિન્સીપાલ અને સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકેની નોકરી સ્વીકારી. આ સ્થાને અત્યાર સુધી અંગ્રેજ કે એંગ્લોઇંડિયન બહેન નીમાતાં, પણ આ પદ તેમણે સ્વીકાર્યું ત્યારે આ સ્થાને નીમાવામાં તેઓ સર્વપ્રથમ હિંદી બહેન હતાં.

રાજકોટના બે વર્ષના વસવાટ દરમ્યાન તેમણે કાઠિયાવાડ સ્ત્રીપરિષદ યોજી હતી અને રૂઢીચૂસ્ત કાઠિયાવાડમાં સ્ત્રીઓની પરિષદ સામે ત્યારે મોટો વિરોધ ઉઠયો હતો, છતાં તેમની હિંમત, ડહાપણ અને સેવાભાવનાને લીધે એ સર્વ વિરોધો અને સખત રોષ વહોરીને પણ પોતાના પ્રયત્નમાં અડગ રહ્યાં ને એ પરિષદ તનતોડ મહેનત કરીને પણ સફળ બનાવી હતી.

૧૯૨૭ માં વડોદરાના દિવાન સર મનુભાઇના મોટા પુત્ર શ્રી. કાન્તિચંદ્ર સાથે તેમનું લગ્ન થયું. તેઓ પોસ્ટખાતામાં સુપ્રીન્ટેન્ડેન્ટ પદે હોવાથી તેમને એ ખાતાની મોટી મોટી ઓફીસોમાં બદલીઓને કારણે જુદે જુદે સ્થળે વસવાટ કરવો પડયો, એથી શ્રી. પ્રેમલીલાબહેન દરેક સ્થળે પોતાની સમાજસેવાની પ્રવૃત્તિઓને કારણે અનેક બહેનોના સહવાસમાં આવ્યાં અને પોતાના મળતાવડા સ્વભાવને લઇને તેમનો પ્રેમ જીતી લઇ સુવાસ મેળવી હતી. તેમણે નાસિકમાં બાળમંદિર ખોલ્યું હતું, હરિજનકાર્ય, નિરક્ષરતા નિવારણ, સ્વચ્છતા, વૈદકિય મદદ વગેરે કાર્યોમાં સક્રિય રસ લઇ સેવા આપી હતી. મુંબઇના ભગિની સમાજ સેવા મંદિરમાં કામ કર્યું હતું, ૧૯૪૩ થી ૪૬ સુધી અમદાવાદમાં એસોસીએટેડ મહિલા મંડળ સ્થાપી ચલાવ્યું. મહિલા પરિષદ તરફથી સેવામંડળ અને મહિલા પરિષદના અમદાવાદ વિભાગના મંત્રી તરીકે પણ સેવાઓ બજાવી હતી.

૧૯૪૧ માં તેઓ મુંબઇ આવ્યાં અને ભગિની સમાજની પ્રવૃત્તિઓ ઉપાડી લીધી. ઉદવાડા વિભાગના ભગિની સમાજના મંત્રી તરીકે તેમણે રાનીપરજ કન્યા છાત્રાલયનો વહિવટ કુશળતાથી સંભાળ્યો હતો. ગુજરાતી સ્ત્રી સહકારી મંડળની તારદેવ શાખાના સ્વદેશી ભંડારનું અને સેન્ડહર્સ્ટ રોડ ઉપરના મંડળના સંચાલનમાં તેમનો મોટો ફાળો હતો.

તેઓ સારાં લેખિકા હતાં ને જુદા જુદા પત્રોમાં લેખો, વાર્તાઓ ઉપરાંત તેમણે તંત્રી તરીકેની પોતાની લાયકાત પૂરવાર કરી બતાવી હતી. ભગિની સમાજ પત્રિકામાં એમની તંત્રી તરીકેની વિદ્વત્તા ને ડહાપણ દેખાઇ આવે છે. આ ઉપરાંત તેમણે 'ગૃહદીપિકા' નામના પુસ્તકના બે ભાગો લખ્યા છે જે આજે કન્યાશાળાઓમાં ખૂબ જ ઉપયોગી થઇ પડયાં છે.

સેવાભાવી માતાપિતાનાં આ સેવાભાવી પુત્રી રાજકીય અને સામાજીક કાર્યકરોના સંપર્કમાં હતાં. તેઓ સંગીતના શોખીન હતાં અને એમની પાસેથી ગરબામાં મીઠી હલક સાંભળવી એ એક લ્હાવો હતો. મહિલા પરિષદનાં એ અથાગ કાર્યકર હતાં અને વધુ સેવાઓ આપવાની તેમને તમન્ના હતી.

એથી હિંદ સરકાર તરફથી તેમને કો-ઓપરેટીવ (સહકાર) વિદ્યાનો અભ્યાસ કરવા અમેરિકા મોકલવાનું નક્કી થયું હતું ને તે માટે તેઓ તા. ૨૪ મી જૂને રવાના થવાનાં હતાં. પરદેશ જતા પહેલાં જરૂરી ઇન્જેકશન લેવામાં એક ઇન્જેકશનથી તેમને એકાએક લકવો થઇ આવ્યો અને મગજ ઉપર સોજો આવ્યો. પાંચ અઠવાડીયાં તેમણે આ માંદગી ભોગવી પહેલી ઓગસ્ટે તેઓ સ્વર્ગવાસ પામ્યાં. એમના અવસાનથી સ્ત્રીસમાજને ભારે મોટી ખોટ આવી છે. પ્રભુ એમના આત્માને શાન્તી આપો.

*

## ઉચ્ચ કેળવણી પામેલાં સમાજ–સેવાભાવી



# સૌ. ચંદુબહેન કાલેલકર

*

ઓૈ રાષ્ટ્રના જાણીતા રસાયણ-ઉત્પાદકો પારેખ બ્રધર્સવાળા શ્રી. વલ્લભભાઇ પારેખ, એમ.એ., બી.એસ.સી., એમ.એસ.સી.આઇ. (લંડન) એમ. એ. માં પહેલા વર્ગમાં પહેલા આવવાથી સોનાનો ચાંદ મેળવનારની પુત્રી સૌ. ચંદુબહેનનો જન્મ તા. ૧૦–૧૦–૧૦ના રોજ વરતેજમાં થયેલ. માતા કચ્છનાં અને નિરક્ષર હતાં. તેથી પિતાએ સ્હેજ અક્ષરજ્ઞાન આપેલ. શ્રી. ચંદુબહેને દક્ષિણામૂર્તિમાં પ્રાથમિક શિક્ષણ લઇ અમદાવાદમાં ફર્સ્ટ ક્લાસમાં પ્રથમ આવી કર્વે યુની. ની જી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી. તેમની ઝળકતી કારકિર્દિને લીધે તેમના પિતાશ્રીની ઇચ્છા ઉચ્ચ અભ્યાસ માટે અમેરીકા મોકલવાની થઇ અને કર્વે યુની.ના

રજીસ્ટ્રાર શ્રી. ધરાવતી કર્વેના પ્રયાસથી અમેરિકાની મીલ્સ કોલેજમાં પ્રવેશ માટે કર્વે યુનિ. ની જી. એ. ની પદવી મંજુર થઇ અને ચંદુબહેનને ત્યાંની શિષ્યવૃત્તિ મળી, અને ૧૯૩૫ માં તેઓ અમેરિકા ગયાં. મીલ્સ કોલેજમાંથી બોસ્ટન યુનિવર્સિટીમાં શ્રી. ચંદુબહેન સમાજવિદ્યા (સોસ્યોલોજી) નો ખાસ વિષય લઇ એમ. એ. થયાં. સારા સૌરાષ્ટ્રમાં આવી એમ. એ. ની ડીગ્રી લેનાર તેઓ પહેલાં બહેન છે. સામાન્ય કેળવણી પામેલી માતાની પુત્રી અમેરિકાની એમ. એ. થઇ!

શ્રી. ચંદુબહેનને નાનપણથી જ સ્ત્રી-સેવાનો ભારે શોખ હતો. ભાવનગરમાં ભણતાં ત્યારે પણ વીક્ટર સ્કવેરમાં તહેવારની રજાને દિવસે નાની નાની બહેનોને એકઠી કરી એમનું સ્થાન શું છે, એ સમજાવતાં. નાનાં નાનાં કુમારી મંડળ અને મહિલા મંડળ પણ શરૂ કરેલાં. મેટ્રીકમાં હતાં ત્યારે તો અમરેલીમાં અખિલ કાઠીયાવાડ મહિલા પરિષદમાં સ્ત્રીઓને છુટા છેડા કરવાનો ઠરાવ મુકી એમણે પ્રેક્ષકોના દિલમાં ક્ષોભ પેદા કર્યો હતો. અને ચાર જ વિરોધે એ ઠરાવ પરિષદમાં પસાર થયો અને 'ફુલછાબ' પત્રે 'સૌરાષ્ટ્રની સિંહણ' તરીકે એમને બીરદાવ્યાં.

અમેરીકામાં પણ હિન્દના હિતનું કામ કરવાનું ચૂક્તાં નહિ. નાના નાના મંડળોમાં એ હિન્દ વિષે વાર્તાલાપ ગોઠવતાં, અને એક વખત તો હિંદ-સંબંધી વાયુપ્રવચન આપેલું.

અમેરીકામાં પણ શ્રી. ચંદુબહેને બાળકોના, અનાથના, કુમારી માતાઓના, વૃદ્ધોના, મજુરોના અને ગુન્હેગારોના પ્રશ્નોનો અભ્યાસ કર્યો હતો. એમની ઇચ્છા એ દૃષ્ટિએ હિન્દના પ્રશ્નોનો ઉકેલ કરવાની હતી. એ અમેરીકાથી આવી સીધાં પૂ. બાપુજી પાસે સેવાગ્રામ ગયાં. બાપુજીનો એમના તરફ ખાસ પક્ષપાત હતો. પ્રાર્થનામાં સૌએ હાજર રહેવું જોઇએ એમ બાપુજી ઇચ્છતા; પણ કોઇને આગ્રહ કરતા નહિ. શિયાળાની કડકડતી ઠંડીમાં સવારની ચાર વાગ્યાની પ્રાર્થના શરૂ થવાની હતી ત્યારે ચંદુબહેને આંખ ઉઘાડી સામે જોયું તો પૂજ્ય બાપુજી ઉભેલા. એમણે શ્રી. ચંદુબહેનના મનની સ્થિતિ સમજી લીધી, અને કહ્યું: "ચંદન, તને ફરી આંખ બંધ કરવાનો અધિકાર છે." ચંદુબહેન પાછા ઊંઘી ગયાં!

પૂ. બાપુજીએ જોયું કે ચંદનની ઇચ્છા સમાજ-સેવાની હશે તો તો એમણે હિન્દી શીખવું જ જોઇએ. એ વિચારે ખાસ ભલામણ પણ આપી. શ્રી. ચંદુબહેનને ડેહરાડુન કન્યા ગુરૂકુળમાં મોકલ્યાં. ત્યાં એ હિન્દી શીખતાં અને તેના બદલામાં કોલેજની છોકરીઓને માનસશાસ્ત્ર અને અંગ્રેજી શીખવતાં. ક્રમનસીબે પોતાનો અભ્યાસ પુરો કરે ત્યાર પહેલાં પૂ. બાપુજીએ રાજકોટમાં ઉપવાસ આદર્યો. એટલે પૂ. બાપુજીની સેવા કરવા શ્રી. ચંદુબહેનને રાજકોટ જવું પડ્યું. ડૉ. સુશીલા નાયરની ગેરહાજરીમાં શ્રી. ચંદુબહેનને પૂ. બાપુજીની નર્સ બનવું પડ્યું. એ વખતે પણ બાપુજીને માલીસ કરતી વખતે પૂ. બાપુજીએ વિનોદ કરેલ: "ચંદન, હું કંઈ તને બસ કહેવાનો નથી. તું થાકે ત્યારે બસ કરજે!"

૧૯૩૯ની સાલમાં પૂ. કાકાસાહેબના પુત્ર શ્રી. સતિષભાઇ કાલેલકર કે જેઓ ઓકસફર્ડ યુની. ના એમ. એ. છે તેમની સાથે શ્રી. ચંદુબહેનના લગ્ન થયાં. આંતરજાતિય લગ્નનો સૌરાષ્ટ્રમાં આ પહેલો પ્રસંગ હતો. અત્યારે તેઓ એક પુત્ર અને એક પુત્રીનાં માતા છે.

નાગપુરમાં શ્રી. ચંદુબહેને હિન્દી ક્લાસ કાઢ્યો. નિરક્ષર બહેનોને એ પોતાને ત્યાં બોલાવી બપોરના ફુરસદના વખતે હિન્દી, ગણીત, ઇતિહાસ, ભૂગોળ વગેરે ભણાવતાં. એમાંથી જ એમને ગરીબોનાં બાળકો માટે બાળમંદિર કાઢવાનો વિચાર આવ્યો, અને શાળા કરી

# કેટલાક
# સ્ત્રી-પરિચયો

બાલમંદિર શરૂ કર્યું. પણ કમનસીબે તેમને નાગપુર છોડવું પડ્યું, કારણ કે એમના પતિ શ્રી. સતિષભાઈ અત્યારે હિન્દી સરકારના પરદેશ માહિતીખાતાના અધિકારી તરીકે સીંગાપોર નીમાયા હોવાથી તેમની સાથે તેમને જવું પડ્યું.

બાર વર્ષ પહેલાં સૌરાષ્ટ્રમાં જ્યારે કન્યા કેળવણી હજુ બાલ્યાવસ્થામાં હતી તે સમયે શ્રી. ચંદુબહેનની ઝળકતી કારકીર્દિ તેમના સ્વભાવનો પડઘો પાડે છે.

*

લંડનમાં હાલમાં ભરાઇ રહેલી વનસ્પતિ શાસ્ત્રીઓની પરિષદના ઉદ્દઘાટન પ્રસંગે બ્રિટિશ રાષ્ટ્ર સમુહના બધા ભાગોમાંથી હાજરી આપવા આવેલા ૬૦ પ્રતિનિધિઓ—જેઓનો મ્હેટો ભાગ પ્રૌઢ પુરૂષોનો બનેલો છે તેમાં આસામની એક કુ૦ તિલોત્તમા ગોગોઈ નામની ૨૪ વર્ષની વિદ્યાર્થીની પણ હતી. કુ. તિલોત્તમા ગોગોઈ માધ્યમિક શિક્ષણ લેતી હતી ત્યારથી જ તેના શિક્ષકોએ તેને માટે ઉજ્જવળ ભવિષ્યની આગાહી કરી હતી. ત્યારબાદ તેણે વનસ્પતિ શાસ્ત્રને પોતાના શોખના વિષય તરીકે અભ્યાસ માટે પસન્દ કર્યો હતો, અને શાળામાં તેણે તે વિષયનો અભ્યાસ કર્યો પછી તેને કલકત્તાના વિશ્વવિદ્યાલયમાં આગળ ઉચ્ચ અભ્યાસ માટે શિષ્યવૃત્તિ મળી હતી. તે પછી તેને આસામ સરકારની યુદ્ધોત્તર પુનર્રચનાની યોજના અનુસાર મેન્ચેસ્ટર વિશ્વવિદ્યાલયમાં ઉચ્ચ અભ્યાસ માટે મોકલવામાં આવી છે.

*

બંગાળના લોકનેતા સ્વ. દેશબંધુ ચિત્તરંજનદાસનાં મોટાં પુત્રી અને કલકત્તાના પ્રખ્યાત ધારાશાસ્ત્રી શ્રી. સુધીર રોયનાં પત્ની શ્રીમતી અપર્ણા રોયની પૂર્વ પાકિસ્તાનના ડેપ્યુટી કમીશ્નર તરીકે નીમણૂંક કરીને હિંદી સરકારે પરદેશ ખાતાની નીમણૂકોમાં નવો ચીલો પાડયો છે. શ્રીમતી રૉય કોંગ્રેસનાં કાર્યકર નથી, પણ



કોંગ્રેસ તરફ તેમનો સંપૂર્ણ ભક્તિભાવ તો છે જ. તેઓ સમાજ સેવાના કાર્યમાં ઓતપ્રોત બની કલકત્તાની ઘણી સામાજીક સંસ્થાઓમાં પોતાની સેવાઓ આપી રહ્યાં છે. તેઓ ઉત્તમ ગાયિકા છે અને સામાજીક ફંડો માટે થતા જલસાઓમાં સ્ટેજ ઉપર ગાવાનું કામ કર્યું છે. તેઓ તેમના પતિ સાથે ઇંગ્લાંડ પણ બે ત્રણ વખત જઇ આવ્યાં છે અને સામાજીક સંસ્થાઓમાં સક્રિય સેવા આપી એમના

જ્ઞાનનો લાભ આપ્યો છે. પરદેશ ખાતામાં રાજદ્વારી માણસોની જ નીમણૂક થાય એવી માન્યતાને ખોટી પાડી એક સમાજ સેવિકા બહેનની નીમણૂક કરીને હિંદી સરકારે બહેનોનું સન્માન કર્યું છે.

*



આગામી મહિલા પરિષદ જૂનાગઢમાં જાન્યુઆરી માસમાં ભરાવાની છે તેના પ્રમુખ તરીકે શ્રી. ઉર્મિલાબહેન મહેતા ચુંટાયાં છે.

*

ધવ હાડીગીન નામની એક અંધ અંગ્રેજ મહિલાએ 'બેચલર ઓફ લૉ' ની બર્મીંગહામ યુનિવર્સિટીની પદવી પ્રાપ્ત કરી છે. આ બાઈ ૧૭ વર્ષની ભરજુવાન વયે અંધ બની હતી. ૧૧ વર્ષ પર તે સ્ટેનોગ્રાફર તરીકે કામ કરતી હતી, પરંતુ તેને ધારાશાસ્ત્રી બનવાની ઇચ્છા થતાં તેણે અભ્યાસ શરૂ કર્યો હતો. તેઓ બ્રિટનનાં પ્રથમ અંધ મહિલા સૉલીસીટર થવાની મહત્વાકાંક્ષા સેવે છે.

*

ગયા વર્ષે ઑગસ્ટની પંદરમી તારીખે હિંદ સ્વતંત્ર થયું ત્યારે અયોધ્યાના નવાબના વંશજ ૪૫ વર્ષના પ્રીન્સ યુસુફમીરઝાએ નવાબ તરીકેની તાજપોશી કરાવી બ્રીટીશ અને હિંદ સરકારની પાસે અયોધ્યાના રાજની માગણી કરી હતી. આ યુસુફની ૬૦ વર્ષની ફોઈ પ્રીન્સેસ રઝભારા ખુદેજા બેગમનું મોત થતાં યુસુફને એક ચુસ્ત મિત્ર અને સાથીની ખોટ પડી છે. વાજીદઅલી શાહની એ એક જ જીવતી પુત્રી હતી અને લખનૌમાં બે માળના ભાડાના મકાનમાં એ મરણ પામી, જ્યાં તે ૭૫ વર્ષથી રહેતી હતી. તેણે છેલ્લે પોતાના પિતાની ગાદી પરના યુસુફના દાવાને ટેકો આપતા એક દસ્તાવેજ પર સહી કરી હતી.

કેટલીક સ્ત્રીઓ ગરીબાઈમાં પણ પોતાના ગૌરવને અને અમારતની જાહોજલાલીને વિસરી શકતી નથી. પ્રીન્સેસ ખુદેજા બેગમ એમાંની એક સ્ત્રી હતી. તે વિધવા થઈ ત્યારથી તેને રૂ. ૨૫૦ નું સરકાર તરફથી જે પેન્શન મળતું હતું તે જ તેની આમદાની હતી, છતાં પોતે મરણ પામી ત્યાં સુધી અયોધ્યાના દરબારની રીતરસમોને સ્વેચ્છાએ વળગી રહી હતી. કહેવાય છે કે, શાદી થયા પછી તેણે ઘરનો ઉંબરો કદી પણ ઓળંગેલો નહિ. તેની સખીઓને તે કહેતી કે, કેટલીક વાર તેને બહારની દુનિયામાં ડોકિયું કરી લેવાની ઝંખના સતાવતી હતી, પણ શાહી ખાનદાનની સ્ત્રીઓને એવો કશો અનુચિત વર્તાવ કરવાની મનાઈને માન આપી, તે ઘરની બહાર નીકળવાની લાલચનો સામનો કરતી હતી. તેને તેની બહેન બાદશાહઆરા ગઝીઆ બેગમની કબરની બાજુમાં કૌટુંબિક કબ્રસ્તાનમાં દફનાવવામાં આવી છે. તેની દફનવિધિ વખતે માત્ર ગણ્યાંગાંઠ્યાં નજીકનાં સંબંધીઓ જ હાજર રહ્યાં હતાં.

*

# બાપુનાં સંભારણાં

લેખક :



કુ. મનુબહેન ગાંધી

*

( ગતાંકથી ચાલુ )

## મોટર યાત્રાનો એક પ્રસંગ

તા. ૨૧-૬-૪૭ના રોજ હરદ્વારમાં નિરાશ્રિતો ઘણા આવેલા અને બધા પૂ. બાપુજીના દર્શન કરવા ઈચ્છતા હતા તેથી ત્યાં જવાનું નક્કી થયું. ૩॥ વાગે સવારના બાપુજી ઊઠયા, પ્રાર્થના કરી, ને ટપાલો લખી. મધ અને ગરમ પાણી પીધું. આપણે જેમ સવારના ચ્હા પીએ છીએ તેમ બાપુની આ ચ્હા હતી. ૫ માં ૧૫ મિનિટ બાકી હતી એટલામાં બાપુજી ઊભા થઈ ગયા અને ફરવા લાગ્યા. ફરતા ફરતા શ્રી પ્રફુલ્લ ઘોષ સાથે બંગાળ વિષે ગંભીર વાતોમાં પડયા.

હું નાહી ધોઈને હરદ્વાર લઈ જવા માટે થોડોક સામાન, પાણી, બાપુજીને માટે કંઈ ફળો, નાનકડા બિસ્ત્રા, લખવા વાંચવાની સામગ્રી ઇત્યાદી તૈયાર કરવામાં રોકાઈ. બરાબર પાંચના ટકોરે અમારી મોટર હરદ્વાર જવા ઉપડી. મોટરમાં બાપુજી, બ્રિજકિસન ચાંદીવાલા, સુશીલાબ્હેન તથા હું—હતાં. હું અને બાપુજી પાછળની સીટ ઉપર બેઠા હતા. સુશીલાબહેન તથા બ્રિજકિસનજી આગળની સીટ ઉપર હતા. મોટરમાં પણ બાપુજી પોતાનું કામ કરી લેતા, એ પ્રમાણે પોતાના હરિજનમાં આપેલા લેખનું અંગ્રેજી કરતા હતા. (હરિજનને સારૂ મૂળ લખાણ બાપુજી હંમેશાં ગુજરાતીમાં લખતા. પછી એનો તરજુમો થતો.) આ તરજુમો તપાસતા મારા ખોળામાં માથું મુકીને સુઈ ગયા. લગભગ કલાક સુતા. ૬॥ વાગે મેરઠ આવ્યું અહીં પુષ્કળ ભીડ હતી. 'ગાંધીજી ઝીંદાબાદ' 'મહાત્મા ગાંધીકી જય'ના ગગનભેદી અવાજે બાપુજીને નિદ્રામાંથી જાગ્રત થવું પડયું. અમારી મોટર ૬૦ માઈલની ઝડપે જતી હતી. ગમે તેટલી ઝડપે અમે તે વાહન જાય પણ પ્રેમ આગળ બધું નકામું થઈ પડે છે, એટલે ગામડાના લોકોના પ્રેમને વશ થઈને ડ્રાઇવરને મોટરની બ્રેક ફરજીઆત દબાવવી પડતી હતી, અને દર્શન કરી લીધા પછી પણ લોકો પોતાની સ્વતંત્રતાએ જ મોટરને જવા દેતા. પ્રેમ આગળ આ યંત્રના પણ આવા હાલ થતા હતા. એ વખતે મને "સબસે ઉંચી પ્રેમ સગાઈ"નું ભજન યાદ આવ્યું' કે પ્રેમને વશ થઈને જ શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનનો રથ હાંકેલો ને! આ ગીત આશ્રમ ભજનાવલીમાં છે.

અમે બાપુજીને બચાવવા કહેતા કે 'પંડિતજી (જવાહરલાલજી) ની મોટર પાછળ આવે છે ત્યાં જાઓ.' પંડિતજી અમારી સાથે જ પાછળની મોટરમાં હતા. પંડિતજીના પણ એ જ હાલ થયા. પણ પંડિતજી તો પંડિતજી છે, એ તો એકદમ મોટર બહાર નીકળી ગયા અને

છત ઉપર બેસીને, બાપુજીને હેરાન ન કરવા માનવમહેરામણને વિનંતિ કરવા લાગ્યા. આમ સવારના પાંચ વાગ્યે ઘેરેથી નીકળેલા તે બરાબર ૯॥ વાગે હરદ્વારના દરવાજામાં પ્રવેશ કર્યો. જુન મહિનો એટલે એ બાજુ ગરમી તો અસહ્ય હોય જ. હજુ વર્ષાની શરૂઆત નહતી થઈ. સૂર્યદેવ પણ બાપુજીના દર્શન કરવા આવતા હોય એમ એણે પણ તપવા માંડયું હતું! જેવી મોટર શહેરમાં દાખલ થઈ કે ઘણા વખત પછી જેમ કોઈ કુટુંબમાં એવું મરણ થયું હોય અને સૌથી બુઝર્ગ હોય તે આશ્વાસન આપવા જાય ત્યારે જે માણસને પોતાના સ્વજનની ખોટ પડી હોય, અને વડીલના ખોળામાં માથું મૂકી પોતાનું હૃદય ઠાલવે તેવી નિરાશ્રિતો અને બાપુજી વચ્ચેની પરિસ્થિતિ હતી. નાના, મોટા, સ્ત્રી, પુરુષ, યુવાન, બાળકો, સૌ કોઈ કીડીયારાની જેમ ઉમટયાં હતાં. "ગાંધીજી ઝીંદાબાદ, પંડિતજી કી જય, ગાંધીજી ખાવા આપો. કપડાં આપો"—વગેરે પોકારો કરતા હતા. અને મોટરને બાપુજીનાં બાળકો સમાન પ્રજાએ ઘેરી લીધી હતી. પોલીસ વોલન્ટીયરોએ ઘણી મહેનત કરી—પણ બધી સત્તાઓ નિષ્ફળ નિવડી. અરે! બિર્લાજીની સફેદ મોટરના ફુચ્ચરઘાણ વળી ગયા. એટલા બાદશાહ ડ્રાઈવરની બાદશાહી પણ અહીં નકામી નીવડી. બાપુજી તો ખૂબ જ થાકી ગયા હતા. શ્વાસ લેવાનું પણ મુશ્કેલ થઈ ગયું એક તરફથી ફૂલનો વરસાદ, અને લોકો બાપુજીને હાથ અડાડીને પોતાનું જીવન પવિત્ર કરવાની શ્રદ્ધાથી ચરણ સ્પર્શ કરવા તલપાપડ થતા મોટરની પાછળ પાછળ દોડતા હતા.

આખરે શહેરથી ૩ માઈલ દૂર શ્રી બિર્લાજીનો એક નાનકડો એક માળનો બંગલો હતો ત્યાં પહોંચ્યા. આગળ પાછળ પહાડો છે અને વચ્ચે નાનકડું સાદું મકાન છે. અરણ્ય જેવું છે, પણ ત્યાંય લોકો પહોંચી ગયા. સૂર્યના ધોમધખતા તાપની પણ પ્રેમઘેલી પ્રજાને આજે પડી ન હતી. ૦॥ કલાક બહાર બાપુજી હાથ જોડીને ઉભા રહ્યા. ઓરડામાં જ્યાં બેઠા અને હાથ મોઢું ધોયાં ત્યાં જ નિરાશ્રિતોનું એક ડેપ્યુટેશન—પંજાબી શીખ પ્રતિનિધી મંડળ આવ્યું.

'અરે! બિચારાના લાખો રૂપિયાના કારખાના બળી ગયા. કોઈનો બાપ નહિ, તો કોઈની મા નહિ, કોઈનો યુવાન પુત્ર ગયો તો કોઈની સ્ત્રી ગઈ. બાપુ! આપ બતાવો કે હવે અમે પાકિસ્તાનમાં કેમ કરીને રહીએ! પાકિસ્તાનમાં જશું, તો ત્યાં મરાઈ જશું, અને હિંદુસ્તાનમાંથી પણ જશું." બાપુએ આશ્વાસન આપ્યું: "જે બની ગયું તે બની ગયું. પરંતુ ઝીણા સાહેબે હમણાં જ એક નિવેદન બહાર પાડયું છે કે પાકિસ્તાનમાં જેટલો હક્ક મુસલમાનોનો રહેશે તેટલો જ હિંદુનો, બલ્કે હિંદુનો વધારે રહેશે. એટલે હવે જોવાનું કે આ નિવેદન ઉપર ઝીણા સાહેબ ચાલે છે કે નહિ! નહિ ચાલે તો પાકિસ્તાન એની મેળે પડી જશે, એટલે આપણે હિંમત ખૂબ રાખવાની. આમ રડયે કંઈ પાર આવશે? જો પાકિસ્તાન પોતાની નીતિ ઉપર નહિ ચાલે તો દુનિયા એને નહિ સાંખે. આપણે એને તક આપવી જોઈએ." આમ બાપુજીએ ધીરા ગંભીર સ્વરે લોકોને સમજાવ્યું. લોકો સોય પડે તો પણ તેનો અવાજ સંભળાય એટલી શાંતિથી સાંભળતા હતા. બાપુજીની હંમેશની આ રીત હતી કે જે કોઈ જુઠું બોલે તો તેની જુઠાઈ જાતે કહીને સાબિત ન કરે કે ભાઈ તેં ખોટું કહ્યું છે, પણ પ્રસંગ એવો હરાવી આપે કે ખોટા માણસે પોતે જ કબુલવું પડે કે હા મારી ભૂલ તો થઈ ગઈ છે. એ રીત ઉપર બાપુજીએ હિંદુસ્તાનનું ઘડતર ઘડયું. અંગ્રેજ જેવા અંગ્રેજોને પણ કબુલ કરવું પડયું, અને એટલે જ હિંદને ગુલામીમાંથી સ્વાધિનતા ઉજળી રીતે મળી.

આ રીત બાપુજી ક્યાંથી શીખ્યા?—એ

પણ એમણે જ કહેલું—

"આપણા સમાજમાં જ્યારે દિકરીને સાસરે વળાવે અને કદાચ દિકરીને દુઃખ પડે—અને દિકરી ભાગીને માવતર આવે તો ડાહી મા દિકરીને એમ જ કહેશે કે દિકરી તું પરણી એટલે તારું સાચું ઘર તારું સાસરૂં જ છે. ત્યાં જવું જોઈએ અને હિંમતથી રહી બધાને પોતાનાં કરી લેવાની તારામાં શક્તિ હોવી જોઈએ. એ શીખામણો શાણી માતા પુત્રીને આપે છે. એજ વાત હું અહીં કહીશ કે બહાદુરીથી રહી બધાને જીતો, ખુશામત કરીને નહિ. અને એમ કરતાં મૃત્યુ આવે તો પણ બધાંને એક વખત તો મરવું જ છે ને? પણ તમે કોઈને માર્યા વગર તો ઠીક, પરંતુ ગુસ્સો પણ કાઢ્યા વગર શાંતીથી રામનામ લેતા મરશો તો તમારો જ જય છેઃ નહી કે પાકિસ્તાનનો. અને ત્યાં જો આમ બહાદૂરીથી બધા જ હિંદુઓ કપાઈ મરશે તો દુનિયા કહેશે કે આવું કેવું પાકિસ્તાન કે જ્યાં હિંદુઓના આવા કપરા હાલ થાય છે! પણ તમે તો ડરથી ભાગી આવ્યા છો અને અહીં આવીને ત્યાંનો ગુસ્સો અહીંના મુસલમાન ભાઈઓ ઉપર કાઢો છો. એટલે હું તમને શી રીતે સલાહ દઉં? હું તો તમને એક જ સલાહ દઈશ, કે તમારે સૌને પોતપોતાને ઘેરે જ જવું અને બન્ને સરકાર શું કરે છે તે જોવું. અને જ્યાં સુધી સાબિતી ન થાય ત્યાં સુધી કશી કલ્પનાનું ભૂત ઊભું ન કરવું જોઈએ" આમ ઉપરનો એક મા દિકરીનો દાખલો આપી બધા આશ્રિતોને બાપુજીએ વશ કરી લીધા. અને કોઈના મોઢામાંથી બાપુજીની સલાહની સામે એક પણ શબ્દ કહેવાની હિંમત ન ચાલી.

આશ્રિતો મોટે ભાગે સરહદી પ્રાંતના તથા પંજાબના હતા. આમ સવારના ૭ થી લઈને ૧૨॥ વાગ્યા સુધી એકધારું કામ કરીને બાપુજી ૧૨॥ વાગે બહુ જ થાકી ગયા એટલે મુલાકાત બંધ કરાવી.

૧૨॥ વાગે થોડી વારે શરીરે માલીશ કરાવ્યું. નાહીને બહાર આવ્યા ત્યાં ૧॥ વાગ્યો. ૧॥ વાગે બાફેલું શાક, ૪ ઔંસ બકરીનું દૂધ અને ૬ ઔંસ સફરજનનો રસ પીધો. ૨ વાગે એ બધું કરીને રેંટીયો લીધો. કાંતતા કાંતતા હરદ્વારના ઓફીસરો સાથે નિરાશ્રિતોની વ્યવસ્થા કરવા વિષે વાતો કરી. ૩ વાગે માટી લઈ આડા પડ્યા. બાપુજીને ગમે તેટલું કામ હોય, થાક હોય, પણ રેંટીયો અને માટી ન છુટે. દરરોજ બપોરે પેટ ઉપર માટી તો લ્યે જ; કારણ કે એ ઘણી વખત કહેતા કે "મારે ઇશ્વરની સેવા કરવા જીવવું છે—અને જીવવું છે તે માંદલી રીતે નહિ, ૨૫ વર્ષના યુવાનની, જેમ તંદુરસ્ત રીતે." એટલે માટી તો ન જ છોડે. ( પેટ ઉપર માટી લેવાથી કબજીયાત ન થાય એટલે લેતા હતા. )

સુશીલાબહેનને આશ્રિતોના કેમ્પ જોવા બાપુજીએ મોકલ્યા હતા. પંડિતજી પણ બાપુજી વતી બધી કેમ્પોમાં ફરવા ગયા હતા. ક્યાંક સફાઈ સારી ન હતી. ૨૦૦૦ (બબ્બે હજાર) માણસો એક એક કેમ્પમાં હતા. આખો દહાડો ખાઈ પીને ફર્યા કરે, પણ કોઈને કંઈ સફાઈનું ન સૂઝે. એટલે પંડિતજીએ આ બધું દુઃખદ હૃદયે જોઈને બાપુજીને કહ્યુંઃ "આપણા લોકો ડરપોક તો છે જ, પણ કેટલાક આળસુ છે. આ આળસ શરીરમાંથી ક્યારે જશે અને આપણા હિંદનું ભાવિ ઉજ્જવળ ક્યારે થશે?" આ વાક્યમાં રોષ ન હતો પણ દુઃખ હતું. એ દુઃખ એના સ્વરમાં કહેતા હતા કે એને માટે મારી પાસે શબ્દો ય નથી. બાપુજી તો જેમ મીરાંબાઈને રાણાજીએ ઝેર મોકલ્યું અને અમૃત ગણી પીધું તેમ આ બધું સાંભળતા, જોતા, મનમાં સમસમતા હતા.

બાપુજીએ પણ આ કેમ્પો જોવાની ઇચ્છા કરી. બરાબર ૪ વાગે કેમ્પ જોવા ઉપડ્યા; અને જે મોટામાં મોટો કેમ્પ હતો ત્યાં ગયા.

ગરમી, તડકો અને નિરાશ્રિતોના શરીર અને કપડામાંથી એટલી દુર્ગંધ છુટતી હતી કે ત્યાં શ્વાસ લેવો મુશ્કેલ થઈ પડતો હતો. એમાં વળી બહેનો તથા બાળકોનો એટલો કોલાહલ કે વાત ન પૂછો. છતાંયે બાપુજી ત્યાં એક મંચ હતો એના ઉપર બેઠા અને લોકોને આશ્વાસન આપ્યું. બહેનોને અવાજ ન કરવા માટે સમજાવ્યું કે "જો આપણી જીભ ઘડી વાર મુંગી રહે તો કેટલો ફાયદો થાય! આપણી શક્તિ બચે અને મારાથી કંઈક કામ થઈ શકે."

પછી બીજી મારવાડી રીલીફ-સોસાયટિ તરફથી ચાલતી એક કેમ્પમાં ગયા. ત્યાં ઘણી બહેનો શીવતી હતી, કાંતતી હતી, તે જોઇને બાપુજી રાજી થયા. વળી કેટલાક તંબુમાં પડયા હતા તેને માટે બાપુજીને ચિંતા થઇ કે વરસાદમાં એમનું શું થશે? એટલે પંડિતજીએ કહ્યું કે 'શહેરની બહાર પાકા મકાનો છે ત્યાં વ્યવસ્થા થશે.' અને ઓફીસરોને કહી દીધું કે આઠ દહાડામાં ત્યાં બધાંને ખસેડી લેવા. આમ ઘણી ઝીણવટથી જેટલાં દુઃખો તાત્કાલિક દૂર થઇ શકે તેટલાં કર્યાં.

ત્યાંથી અમે ડાક બંગલે ગયા. આ બંગલાનું નામ જ કેનાલ બંગલો છે. સુંદર દશ્ય છે. આજુ બાજુ પહાડ અને બિલકુલ કિનારેથી ગંગામૈયાની નહેર ધડ ધડ વહેતી રહી છે. ચારે તરફ લીલુંછમ અને વચ્ચે બાપુજીની બેઠક હતી. પણ આ કુદરતનું દશ્ય શાંતિથી જોવાનું બાપુજીના ભાગ્યમાં ન હતું. ત્યાં પણ કેટલાક દુઃખીઆઓ આવ્યા. અને જવાહરલાલજી મિટીંગમાં ગયા.

બરાબર છ વાગે અમે હરદ્વારથી દિલ્હી જવા રવાના થયા. જોવાની ખૂબી છે કે મોટરનો પ્રવેશ હરદ્વારમાં ૧૦ વાગ્યાનો થયો ત્યારથી તે છ વાગ્યા સુધી સતત લોકોને મળવાનું, ઓફીસરોને મળવાનું, ગમે તે માણસ આવે બધાને વાત કરવાની છુટી, પાછું દરેકને આશ્વાસન આપવાનું, એમ ઘણુંય કામ કર્યું, છતાંયે એક કામ બાપુજીએ ન કરવા દીધું અને તે હારતોરા પહેરાવવાનું. જે ઓફીસરો આવ્યા હતા એમને ચોકખી ના પાડીને કહી દીધું કે "અત્યારે મને કે વડા પ્રધાન જવાહરને ફૂલના હારને બદલે કાંટાનો હાર પહેરાવવો હોય તો અમે તમારા માટે વખન કાઢીએ. આ વખત હારતોરા કે માનપત્ર આપવાનો નથી. તમારા દિલમાં પ્રેમ રાખો, અને તમે આ બધા દુઃખીઓના દુઃખને દૂર કરવા જેટલી મદદ થાય તેટલી કરો, એ અમારા માટે હારતોરા અને માનપત્ર બરાબર છે." બિચારા ઓફીસરો ઝંખવાણા જ પડી ગયા. જે બધું લઇને આવ્યા હતા તે બધું એક બીજાને ઇશારા કરી પાછું લઇ જવા કહ્યું. બાપુજીએ કહ્યું: "હારતોરા અને માનપત્રો આપવાનો પણ કંઇ વખત હોય છે. પણ આ બધામાં તમારો વાંક નથી. તમે તો અંગ્રેજના વખતથી જે રૂઢીએ ઘડાણા છો એ જ રૂઢીએ કામ કરો. પણ એ રૂઢી કદાચ વખતનો પાઠ તો જે માનપત્ર કે હારતોરા પહેરનારો હોય તે જ ભણાવી શકે. એટલે તમે ઇશારાથી પાછું ગુપચુપ લઈ જવાનું કહો છો તે પણ મેં જોઇ લીધું. પણ એમાં કશું જ સંતાડવાપણું નથી. આપણે જેવા હોઇએ તેવા જ દેખાઇએ તો આપણને અને બીજાને એમ બધાને ફાયદો છે."

૭ વાગે અમે દિલ્હી જવા રવાના થયાં. આ વખતે જવાહરલાલજી અમારી જ મોટરમાં હતા. બાપુજી, જવાહરલાલજી, અને હું, પાછળની સીટ ઉપર હતા. સુશીલાબ્હેન તથા બ્રિજકિશોરજી આગળની સીટ ઉપર હતા. જવાહરલાલજી તથા બાપુજી બંનેએ જે જે દશ્યો જોયાં એ ઉપર શું કરવું એ વિચાર-

ણાની આપ લે કરતા હતા. ૬॥ વાગે બાપુજીએ પોતાનો સાંજના ખોરાકમાં ફક્ત એક ઔંસ ગોળ અંદર લીંબુનો રસ નાખીને લીધો.

પાણી પીને ૬॥ વાગે બાપુજી મોટરમાં લાંબા થયા. મારા ખોળામાં માથું અને જવાહરલાલજીના ખોળામાં પગ હતા. આ દૃશ્ય અદ્ભુત હતું. એક તરફ સૂર્યદેવ ડુબતા હતા. બીજી તરફ હરદ્વારના હરિયાળા પહાડો, લીલોતરી અને ઝરણાની વચ્ચેથી એ મહાન વિભૂતિ બેઠેલી મોટર પસાર થઈ રહી હતી. વચ્ચે વચ્ચે જવાહરલાલજી બાપુના પગ દબાવતા હતા. હું ઈશ્વરનો અનહદ ઉપકાર માનતી હતી કે આવી મહાન વિભુતિઓ વચ્ચે રહેવાની મને તક આપી. પ્રાર્થના મોટરમાં થઇ. ૧૧ વાગે ઘેર પહોચ્યા. આવીને બાપુજીએ છાપાં સાંભળ્યાં. રાતે ૧૧॥ વાગે સુવા પામ્યા.

બાપુજીના પગ દબાવતા જવાહરલાલજીને જોઈને એમ જ લાગે કે આજ આપણા સમાજના કેટલાય એવા દિકરાઓ હશે કે બાપના પગ દબાવવા તો કયાંય રહે પણ મા બાપને રખડતાય મુકી દે

મારી ઉપર એક માતાનો કાગળ આવ્યો છે કે. " મારી પુત્રી ૧૭ વર્ષની છે. ઈન્ટર સાયન્સ ભણે છે. અમારે ત્યાં પૈસો છે, નોકર–ચાકરો પણ છે—પરંતુ મારી પુત્રી ભણીને સીધી ઘેર ન આવતાં દેશસેવાને નામે રખડે છે. મારી સ્થિતિ એવી છે કે હું ઉઠીને પાણીનો લોટાય નથી ભરી શકતી. ઘરમાં બીજું કોઈ કરનાર નથી, અને હું કહું છુ તો સામે કહે છે કે 'જેણે દેશસેવા કરવી હોય તેણે ઘરનું ધ્યાન ન આપવુ. બેનપણીઓ સામે તારૂં કામ કરવાની મને શરમ આવે છે.' પરંતુ મેં તપાસ કરી તો એની દેશસેવામાં મેં એને નથી કાંતતી જોઇ, કે નથી એ કઇ સેવા કરે છે તે જોયું. હા–કંઇક સ્વયંસેવિકાઓના દળમાં જાય છે ખરી પણ તેથી શું ઘરના માણસોને ભૂલી જવા કે મા બાપની સેવા ન કરવી ?' સેવા કરવામાં કંઇ શરમ ખરી ? આમ આ માતાનો કાગળ છે. અને 'શ્રીજીવન' માસિકમાં 'બાપુજીના સંભારણા' લખું છું એટલે તેમાં ગાંધીજી કે જવાહરલાલજી કુટુંબનું કંઇ પણ સંભાળતા કે જોતા હોય તો કોઈ પણ પ્રસંગ આપવાની માંગણી કરી છેઃ એટલે ઉપરનો પ્રસંગ આપ્યો છે. એ બહેનને મારી એટલી જ વિનંતી છે કે, ઉપરનો પ્રસંગ–બાપુના પગ દબાવતા જવાહરલાલજીનું કાલ્પનિક ચિત્ર દોરીને પોતાની ફરજ સમજે. ગાંધીજીએ માત પિતાની કેવી સેવા કરી હતી તે તો એમની આત્મકથામાંથી જ એમણે એક પ્રસંગ આપ્યો છે.

એટલે ગાંધીજી કે જવાહરલાલજીના નામે અને દેશસેવાને નામે દેશસેવિકાઓ બનવા ઇચ્છે તેમણે પહેલા માતપિતાને સંતોષ આપીને જ આગળ વધવુ જાઈએ. એમના આશીર્વાદ મેળવીશું તો જ આપણ બધાનું કલ્યાણ થવાનું છે. (વધુ આવતા અંકે)

આપણો પહેરવેશ

*

પાટણનાં

# પટોળાં

અને

જામનગરની

# બાંધણી



*

પટોળું નામ લેતાંની સાથે પાટણ નામ નજર સામે ખડું થાય છે. ઘણીવાર તો બહારના લોકો પટોળું એટલે પાટણ અને પાટણ એટલે પટોળું, એમજ માની લે છે.

પટોળું સૌભાગ્યવતી સ્ત્રીનું ભૂષણ મનાય છે. વળી ગુજરાતમાં ઘણી જગ્યાએ નવવધૂને લગ્ન વખતે પહેરાવવામાં પણ આવે છે અને ઉત્તરોત્તર વહુઓને વારસામાં અપાય છે. આ પટોળું ઘણું જ કિંમતી હોય છે, સારા સામાન્ય પટોળાની કિંમત રૂ. ૮૦૦થી ૯૦૦ ગણી શકાય.

પટોળાના હુન્નરે પાટણ શહેરને ઘરેઘરે ગાજતું કર્યું છે. હિંદમાં ચોમેર તેની ખ્યાતી પ્રસરી રહી છે.

જુના સમયમાં તેની માંગણી વધારે હતી દેહ જાવા સુમાત્રાના ટાપુઓ ૧૦ ૧૮ ...ઓ આ પટોળાની સુંદર કારીગરી... હતી, અને ત્યાં પણ એ નવવધૂ... સુધી ...યો હતો. આ પટોળાને ...ને મળવાનું, અમે ... રાખ્યો છે.

ખાસ કારીગરો જ આ કામ કરતા હતા. આજે આ પટોળાં બનાવવાનું કામ પાટણમાં ફક્ત નામના કુટુંબો જ કરે છે. પટોળાં બનાવવામાં ઘણો સમય લાગે છે, અને તેથી જ તેની કિંમત વધારે થાય છે. આજના જમાનામાં એટલા દામ અને એટલો સમય આપવો પાલવે તેમ નથી, એટલે પટોળાંના કારીગરો દિવસે દિવસે ઓછા થતા ગયા છે.

પટોળાં બનાવતા પહેલાં તેની ભાત નક્કી કરવામાં આવે છે. પછી રેશમના દોરાઓ પર એ ભાત પ્રમાણે નિશાનો કરી તેટલો ભાગ સુતરના દોરાથી મજબુત બાંધી દે છે, અને પછી ઘેરો રંગ થાય ત્યાં સુધી આછા ચડતા રંગમાં તેને વારંવાર રંગવામાં આવે છે. આ રંગ એટલો પાકો બને છે કે લોકોમાં કહેવત થઇ પડી છેઃ "પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહિ." વાણા અને તાણાને આ રીતે જુદા જુદા રંગોની ભાત પ્રમાણે તૈયાર કરે છે. આ રંગ સુકાઇ જાય ત્યારે બાંધેલા સુતરના દોરા છોડી

નાખી, રેશમના વાણાને શાળ પર મૂકી દે છે અને પછી તેમાં તાણા નાંખે છે. આ રીતે આખું પટોળું તૈયાર થાય છે. આ ભાત બનાવતાં ઘણો સમય લાગે છે, એટલે કારીગરો અમુક નક્કી કરેલી ભાતો જ તૈયાર કરે છે. નવી ભાત કરવી હોય તો પ્રથમ તે ડીઝાઈન કરી તેનાં રંગો ભરી, ફરી રેશમના તાણાવાણા તૈયાર કરવા પડે છે. પટોળાની ખાસ કરીને ત્રણ ભાતો પ્રચલિત છેઃ (૧) 'ખંભાતી', (૨) 'પાટણી' અને (૩) 'સુરતી'.

'ખંભાતી' ભાતમાં સફેદ લીટીઓની ચોકડીની અંદર ઘેરા લીલાં ડાળખાંવાળાં સફેદ ફૂલો આવે છે, અને તેટલા પોતનો રંગ ઘેરો જાંબુડી, તપખીરી વિગેરે કરવામાં આવે છે. કિનાર અને પાલવ એક લાંબી ડાળખીવાળા ફૂલ સાથે બે પાંદડાંના બનાવવામાં આવે છે.

'પાટણ'ની બનાવટમાં અંદરની ભાત હોય તેને લગતી જ કિનાર અને પાલવ હોય છે. ઘણી વાર સિંહ, હાથી, હરણ, પોપટ, મોર, ફુલવાડીવાળી ભાતો પણ આમાં તૈયાર થાય છે. આમાં અંદરનો રંગ તો ઘેરો રંગ જ પસંદ કરવામાં આવે છે, અને બીજી ભાતો કોઈ આછા રંગની અગર સફેદ રાખવામાં આવે છે.

'સુરત'ની બનાવટમાં કિનારની વચ્ચેનો રંગ ઘેરો લીલો અને વચ્ચે ઘેરો લાલ રંગ રાખવામાં આવે છે.

પટોળાંના રંગોમાં ઉતાવળ કરવી કામ નથી લાગતી. પહેલાં તદ્દન આછો, પછી સ્હેજ ઘેરો, પછી વધારે ઘેરો એમ ધીમે ધીમે એક પછી એક રંગથી રેશમ તૈયાર કરવામાં આવે છે. આ રંગો બનાવતી વખતે ઝીણામાં ઝીણી વસ્તુ ખ્યાલમાં રાખવામાં આવે છે. રંગની ખીલાવટ અને ઉઠાવ ઘણો જ સારો હોય છે. બહુ આંખને ખૂંચે તેવા ચળકતા રંગો પટોળામાં તમે નહિ જુઓ. ખાસ કરીને તેમાં માટીનો, પત્થરનો અને કુદરતના આબેહુબ

## હિન્દી હૈયાં.

( વીણો વીણોને ફૂલડાંના હાલ—એ ઢબ )

ઊંચા ઊંચા છે હિન્દી ગિરિરાજ હો !
ઉચ્ચ હિન્દી હૈયાં, સખિ !
ધવલ તેજસ્વી શિર પર તાજ હો !
સ્વચ્છ હિન્દી હૈયાં, સખિ !
મીઠલડી સ્વચ્છ નદી—જળની ધારાથી,
હિન્દી ધરા પુનિત થાય હો !
નીતિ—પૂત હૈયાં, સખિ ! ઊંચાં ઊંચાં !
દ્રવ્યવાન ભૂમિ ને દ્રવતી વાદળીઓ.
ઉભય સુમેળ ત્યાં સધાય હો !
અમીઝરાં હૈયાં, સખિ ! ઊંચાં ઊંચાં !
ઘેરાં ગર્જન હિન્દી સાગર તણાં છે,
ખળભળતો નિત્યે જણાય, હો!
ઉદ્યોગી હૈયાં, સખિ ! ઊંચાં ઊંચાં !
કૈં કૈં પ્રજાનાં પૂરને સમાવી દીધ,
ઉદર ભારતનું વિશાળ હો !
ઉદાર હૈયાં, સખિ ! ઊંચાં ઊંચાં !
હિન્દી ધર્મો ને હિન્દી સંસ્કૃતિ,
પ્રાચીન અણમૂલી મિઠાશ હો!
સંસ્કૃત હૈયાં, સખિ ! ઊંચાં ઊંચાં !

રતિલાલ જીવણલાલ શાહ

આંખને ગમે તેવા રંગો જ તેઓ પસંદ કરે છે. આ પટોળાંની ખૂબી એ હતી કે તેની બન્ને બાજુએ સરખી જ ભાત દેખાય. અવળા-સવળાની ખબર જ પડે નહિ.

આ પટોળાં આજે પુરાણા બનેલ પાટણના ભૂતકાળની ભવ્યતાનો ખ્યાલ આપે છે. હજારો કુટુંબો આવાં પટોળાં બનાવી પોતાનું ગુજરાન ચલાવતાં એ તે વખતની જાહોજલાલીનો અચ્છો ખ્યાલ આપે છે.

*

પટોળાં પછી બીજે નંબરે બાંધણી આવે છે. અમારૂ રજવાડાઓમાં રેશમી અને સામાન્ય



કુટુંબોમાં સુતરાઉ બાંધણી પહેરવાનો રિવાજ હતો. મારવાડમાં અને કાઠિયાવાડમાં બાંધણીનો રિવાજ ખૂબ જ પ્રચલિત છે.

બાંધણી પણ નવવધૂ અને સૌભાગ્યવતી સ્ત્રીઓનો પહેરવેશ છે અને તેનો વપરાશ આજે પણ ચાલુ છે. કેમકે એ કિંમતમાં સસ્તી અને સુતરાઉ કાપડ ઉપર પણ થતી હોવાથી અને તેમાં પટોળાં કરતાં મહેનત ઓછી હોવાથી એ ધંધો નાશ પામવાને બદલે ખીલ્યો છે.

સામાન્ય રીતે કાઠિયાવાડમાં રાજકોટ ને જામનગરમાં આ બાંધણીનો ધંધો મોટા પ્રમાણમાં ચાલે છે. મારવાડમાં જયપુર તરફ પણ એટલા જ મોટા પ્રમાણમાં એ ધંધાને પ્રોત્સાહન મળ્યા કર્યું છે.

બાંધણીમાં જે કાપડ ઉપર બાંધણી બાંધવાની હોય તે કાપડને ચોવડું સંકેલી તેના ઉપર જે ભાત કરવી હોય તે ભાત છાપવામાં આવે છે અને પછી બાંધનાર માણસ એ છાપેલી ભાત ઉપર ચાર પડ સાથે રાખીને નખથી એટલા દાણા જેટલું કાપડ ઉંચકી તેને દોરાથી બાંધી લે છે ને એ રીતે તેમાં કોર, છેડા, પાલવ વગેરે જે ચિત્રો કે ભાત હોય તેને બાંધી નાખ્યા પછી તેને જે રંગની બાંધણી કરવી હોય તે રંગમાં રંગવામાં આવે છે. રંગતી વખતે બાંધેલી ભાત કોરી રહી જાય છે, એટલે રંગ્યા પછી બાંધેલ દોરા છોડી નાખવાથી સફેદ ભાત દેખાય છે. ને તેમાં રંગબેરંગી રંગો પૂરી અને આકર્ષક બનાવવામાં આવે છે. બાંધણીમાં બીજી કોઈ મોટી કારીગરી નથી, એથી એ ધંધો સર્વ સામાન્ય જેવો બની ગયો છે. છતાં તેમાં હાથ કારીગરી હોવાથી મોંઘી મજુરીને કારણે તે સામાન્ય માણસોને મોંઘી લાગે છે. પરદેશી લોકોએ એ બાંધણી ઉપરથી મીલના કાપડમાં એ ભાતો ઉતારવા પ્રયત્ન કર્યો, એને લીધે વીલાયતી છીંટો અને બાવનબાગની ચુંદડીઓ મેંચેસ્ટરથી આવવા લાગી. આજે એ અપ્રાપ્ય બની હોવાથી આપણી મીલોએ બાંધણીઓ કાઢવા માંડી છે ને સસ્તી બની છે.

પાટણનાં પટોળાં તો આજે આપણને જોવાય મળતાં નથી ત્યારે મન મનાવવા માટે સ્ત્રીઓ સફેદ સાળા ઉપર રંગબેરંગી નેપથોલનાં રંગોમાં ભાતો છપાવી પહેરે છે અને એને પટોળાં માને છે.

વચ્ચે બનારસી સાડીઓ ખૂબ પ્રચલીત બની હતી. બનારસી શેલાં ને સાડીનો પહેરવેશ ઘણા જૂના વખતથી છે. શ્રીમંતો અને રજવાડામાં તેનો વપરાશ વધુ હતો. આજે તો બનારસી સાડીઓનો વણાટ અને તેની ડીઝાઇનો એટલાં હલકાં બન્યાં છે કે એનો મોહ લોકોમાંથી ઓસરી ગયો છે. છાપેલાં પટોળાં આજે લોકોમાં ખૂબ જ પ્રચલિત છે. મીલોએ પટોળાંની ડીઝાઇનોનો ઉપયોગ કરી સાડીઓ છાપવા માંડી છે ને તેમાં જુદી જુદી ભાતો લોકોમાં ખૂબ જ પ્રચલીત બની છે. તેની મીલની ડીઝાઇનની એક પ્લેટ આ સાથે આપવામાં આવી છે.

# મીલની સાડીઓની કલાત્મક ડીઝાઇનો



ચિત્રકાર : શ્રી. બાબુભાઇ શાહ) * ( વિજય મીલના સૌજન્યથી )

## સ્ત્રીરોગની અમૂલ્ય ઔષધી

# શતાવરી

લેખક

વૈદ પ્રાગજી મોહનજી રાઠોડ

*

શતાવરી એ તુરત જ નજરે ચડે એવી વનસ્પતિ છે. સુવાના છોડ જેવા પાન અને ડાંખળીમાંથી ફૂટેલો સીધો કાંટો, એને જોતાંની સાથે જ શરૂના ઝાડ યાદ આવે છે. ચારથી છ ફીટની ઉંચાઈનો વેલો કે છોડ–શેમાં ગણના કરવી એ શતાવરી માટે મુશ્કેલ બને છે. શતાવરીને ગ્રામ્ય પ્રદેશમાં એકલકંટો પણ કહેવામાં આવે છે.

ઔષધિય ઉપયોગ તરીકે શતાવરીનાં મૂળ વપરાય છે. શતાવરીનો પરિચય આપતાં ધન્વન્તરી નિઘંટુ જણાવે છે કે 'શતાવરીનો મહત્વનો ગુણ પિત્તની ખોટી ગરમીને શમાવવાનો છે અને દેહ બંધારણને પોષણ આપવાનો છે.'

ખાસ કરીને સ્ત્રીઓના દરદોમાં શતાવરી ખૂબ જ ઉપયોગી છે. કન્યા પુખ્ત ઉંમરની થઈ હોય, છતાં ય એના શરીરનો વિકાસ દેખાતો ન હોય, બાળપ્રદરની અસર હોય, નાનપણમાં રીકેટ (અસ્થિશોષ)નું દરદ થયું હોય અને પરિણામે કાયમી નબળાઈ લાગતી હોય તેવી પરિસ્થિતિમાં શતાવરી તોલો ૦। અને દૂધ શેર ૦। સાથે ઉકાળીને નિયમીત પીવાથી શરીરની ધાતુઓને પોષણ આપી શરીરનો વિકાસ કરે છે.

સ્ત્રીજાતિમાં વંધ્યત્વ એ આજના જમાનામાં વધતો જતો રોગ છે. અને અકુદરતી રહેણીકરણી આ રોગનું કારણ છે. કેટલીક સ્ત્રીઓને એક જ સંતાન થયા પછી બીજાં થતાં નથી. આમ થવાના કારણો તો અનેક હોય છે, પરંતુ આ બધા કારણોમાં આર્તવજન્ય ગરમી મહત્વનું કારણ છે. આ જનન અવયવની ગરમી વીર્ય જીવાણુઓને આવતાંની સાથે જ મારી નાખે છે અને પરિણામે ગર્ભ સ્થાપન થતું જ નથી, અને થાય તો પણ અકુદરતી રીતે એનો નિકાલ થઈ જાય છે. આ પ્રકારની ગરમી ઉપર શતાવરીનું સેવન આશા પુરનારૂં બને છે. આયુર્વેદ શાસ્ત્રે આ પ્રકારના દર્દો ઉપર શતાવરીમાંથી બનાવવામાં આવતા ફળઘૃત અને શતાવરી ઘૃત જેવા ઔષધોની રચના કરી છે.

પ્રસુતા સ્ત્રીને ઘણી વખત પોતાના બાળક માટે પૂરતું ધાવણ પેદા થતું નથી, આવા વખતે માતા અકળાય છે, અને ન છૂટકે બહારનું દૂધ આપે છે. શતાવરી આ ધાવણને પેદા કરવા માટે ભારે પ્રશંસા પામેલી ઔષધી છે. શતાવરીનું ચૂર્ણ તોલો ૦।, દૂધ શેર ૦।, સુંઠ તોલો ૦। પાણી સાથે ઉકાળીને મધ મેળવીને લેવાથી પુષ્કળ ધાવણ છૂટશે, અને ધાવણને પરિણામે માતાને જે શારીરિક ઘસારો લાગે છે તે પણ પૂરાશે.

સ્ત્રી–જાતમાં પ્રદર અને લોહીવાનો રોગ આજે ઠીક પ્રમાણમાં પ્રસરતો જાય છે. આવા દરદો થવામાં આજનો સંયમ વગરનો વિહાર, અને એને પરિણામે શરીરને જે ઘસારો લાગે છે તેને પૂરવા માટે પોષક તત્વોનો અભાવ મુખ્ય હોય છે. પોષણના અભાવથી ધાતુઓ નબળી બને છે અને પરિણામે એ જલદી ગરમ બની જાય છે. આમ આજના જનન અવયવોના દરદો એ પોષણના અભાવના અને અકુદરતી વિહારના ચિહ્નો પ્રગટ કરનારાં દરદો છે. આ પ્રકારનાં દરદો ઉપર શતાવરીનું સેવન રોગમુક્ત બનાવે છે. શતાવરીનો સ્વરસ એક તોલો, મધ એક તોલો, અથવા સાકર મેળવીને દિવસમાં ત્રણ વખત લેવાથી આરામ થાય છે અને શરીરની તાકાત વધે છે.

બાળકો જન્મીને મરણ પામતાં હોય, કસુવાવડો થતી હોય, જન્મતા બાળકને ગડગૂમડ અને રતવા દેખાતો હોય ત્યારે માતા-

ઓને શતાવરીનું ઘી આપવામાં આવે તો શરીરમાં ઠંડક વળી જાય છે અને ગર્ભનું પોષણુ તંદુરસ્ત બને છે.

શતાવરી પિત્ત અને વાયુ બન્નેનો નાશ કરનારી છે. આથી એનો ઉપયોગ મરડો, લોહી ઝુઝતા હરસ, ઝાડા, વાતપિત્તજન્ય શળ અને પેશાબની બળતરા વગેરે દાહ પેદા કરે તેવા દરદો ઉપર વાપરી શકાય છે.

ચરકે પેશાબની બળતરા અને લોહી પડતું હોય તેવા કોઈ પણ વ્યાધિઓમાં ગોખરૂ અને શતાવરીનો ઉકાળો આપવાની ભલામણુ કરી છે.

રતવાના ચાંદા ઉપર ધોયેલા ઘીમાં મેળવીને શતાવરીનો ઘસરો ચોપડવાથી ચાંદા રૂઝાય છે અને બળતરા શાંત થાય છે.

શતાવરીનો શરીરના દેહબંધારણુને મજબુત બનાવવા માટે અને માંસ-પેશીઓને બળ આપવા માટે ઠીક ઠીક ઉપયોગ સ્વીકારાયો છે. વૈદ્ય મનોરમા તો એટલે સુધી કહે છે કે, 'શતાવરીનું કાયમી સેવન કામસેવનને આનંદદાયક બનાવે છે અને નિરોગી સંતતિ પેદા થાય છે.'

શતાવરીના ગુણદોષની ચર્ચા કરતા દક્ષિણુ ભારતના સુવિખ્યાત ડો. લક્ષ્મીપતી જણાવે છે કે It is one of the Valuable mutritive tonic. આમ શતાવરીનો પોષણુદાયક ઔષધી તરીકે ઠીક ઉપયોગ સ્વીકારાયો છે.

શતાવરી વાયુને હરે છે અને શરીરને પોષણુ આપે છે એ હકીકત સ્વીકારીને એનો વાના દરદો ઉપર પણુ ઉપયોગ થાય છે. શતાવરીથી સિદ્ધ કરેલા તેલોનું માલિશ કરવાથી સાંધાઓને પોષણુ મળે છે અને પરિણુામે વા દૂર થાય છે.

સ્ત્રીઓના દરદોમાં પ્રદર, લોહીવા, ધાવણુનો અભાવ, શારીરિક નબળાઈ, કામ વાસનાની અતૃપ્તી કે અશક્તિ, રતવાની ખોટી ગરમી તેમજ પ્રસૂતિ પછી આવેલી નબળાઈમાં શતાવરી છૂટથી વાપરી શકાય છે. જનન અવયવોની માંશપેશીઓને બળ આપવા માટે પણુ શતાવરીનો યોગ્ય અનુપાન સાથે કે એકલા લેવાથી ફાયદો થાય છે.

સ્ત્રી-જગત માટે ઉપકારક આવી આયુર્વેદની વનસ્પતિઓનો ઘરગથ્થુ રોજંદો ઉપયોગ ઝીણા કાયમી દરદોમાંથી બચાવે છે. અને જીવનશક્તિ (Vaitality) વધારે છે.

---

આપણા શરીરનાં પોષક દ્રવ્યો

# આંબલી અને મરચાં

: લેખક :

**શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય**

*

આંબલી અને મરચાં ગૂજરાતીઓ બહુ ખાય છે એમ હું માનતો નથી. મદ્રાસીઓ અને મહારાષ્ટ્રીઓ આપણા કરતાં ઘણાં આંબલી-મરચાં વાપરે છે. આંબલી ખરાબ છે, લોહીને બગાડનાર છે, સાંધા જકડનાર છે એમ આપણે માનીએ છીએ. ખરી રીતે વધુ પડતી ખટાશમાં આ દોષો ઓછાવત્તા પ્રમાણમાં છે, પરંતુ આપણે તો ખાસ કરીને આંબલીને જ વગોવીએ છીએ. આંબલી કરતાં કોકમ સારાં, એમ માની ઘણા કોકમ વાપરે છે. મને લાગે છે કે આંબલી મરચાંને આપણે ખૂબ અન્યાય કરીએ છીએ.

આંબલી હમેશાં ૧વર્ષની જૂની ખાવી જોઇએ. નવી આંબલી કફ કરનાર છે. આંબલીમાં લોહ ઠીક પ્રમાણુમાં છે. પાકેલી આંબલીમાં કાર્બોહાઇડ્રેટ સારા પ્રમાણુમાં છે. એમાં વિટામિન 'એ' તૈયાર કરનાર કેરોટીના પણુ છે. વિટામિન 'સી' ઘણુા સારા પ્રમાણુમાં છે. એક અધોળ આંબલી ૮૦ કલોરી ગરમી આપનાર છે. આંબલીમાં ચિંચામ્લ (ટારટરિક એસિડ) સારા પ્રમાણુમાં છે. કેલ્સીયમના સમ્યક અભિશોષણુ માટે આંબલી, કોકમ કે લીંબુની ખટાસની જરૂર છે. કેલ્સીયમનું

પ્રમાણ ખૂબ હોય પરંતુ તે સાથે આંબલીની ખટાશ નહિ હોય તો તે શરીર ઉપયોગમાં નહિ લઈ શકે. અર્થાત્ કેલ્સીઅમના અભિશોષણ માટે આંબલીની ખટાશ આવશ્યક છે. વળી કેટલાંક વિટામિન્સ આંબલી કે લીંબુની ખટાશ વિના નાશ પામે છે, એટલે જ આપણે દાળમાં આંબલી વા. કોકમ નાખીએ છીએ. આમ આંબલી એ કેલ્સીઅમ અને વિટામિન બન્નેના સંરક્ષણમાં અગત્યનો ભાગ ભજવે છે. કોકમ કરતાં આંબલી ગુણમાં ઉતરતી છે એમ ચરકે કહેલું છે, પરંતુ આંબલીની નિંદા કરનારા યાદ રાખે કે આહારમાં નિંબ્વમ્લ કે ચિંચામ્લની ઓછી જરૂર નથી.

મરચાં આપણા દેશની ચીજ નથી. પ્રાચીન આર્યગ્રંથોમાં મરચાંનો ઉલ્લેખ જડતો નથી. પ્રથમ મરચાં ન હતાં. લંકાથી મરચાં હિંદમાં આવ્યાં છે, અને બંગાળી ભાષામાં મરચાંને 'લંકામરિચ' નામથી ઓળખવામાં આવે છે. સારી વસ્તુને આપણે હમેશાં અપનાવી છે, કારણ કે આર્યોમાં વિવેકશક્તિ ખૂબ વિકસિત થઈ હતી.

મરચાંમાં વિટામિન 'સી' સારા પ્રમાણમાં છે. લીલાં અને સૂકાં બન્ને જાતનાં મરચાંમાં 'સી' નું પ્રમાણ ઘણું સારું છે. બન્નેમાં 'કેરોટીન'નું પ્રમાણ ઘણું સારું છે. વિટામીન 'એ' જેમાંથી શરીર બનાવે છે એ પદાર્થ મરચાંમાં સારા પ્રમાણમાં છે. વિટામિન 'એ' અને 'સી' બન્ને શરીરમાં અગત્યનો ભાગ ભજવે છે. 'સી' ના અભાવે લોહી બગડે, દાંત બગડે, ગડગુંમડ થાય, લોહીની તરલતા ઘટે અને 'એ'ના અભાવે રોગોનો સામનો કરવાની રૈષ્વણી શક્તિ ઘણી ઘટે, આંખો નિસ્તેજ લાગે. મરચામાં લોહ પણ છે. સૂકાં મરચાંમાં 'પ્રોટીન' નું પ્રમાણ સારું છે.

આંબલી અને મરચાં બન્નેમાં વિટામિન 'સી' સારા પ્રમાણમાં છે. વળી 'સી' ઉપરાંત બંનેમાં વિટામિન 'પી' સારા પ્રમાણમાં છે. આ 'પી' વિટામિન 'સાર્ઈટ્રીન' અથવા 'સીર' નામે પણ ઓળખાય છે. વિટામિન 'સી'ના અભિશોષણમાં આ 'પી' વિટામિન અગત્યનો ભાગ ભજવે છે એમ હવે પૂરવાર થયું છે. સંભવ છે કે આંબલી અને મરચાં ખાનાર મદ્રાસીઓના આહારમાં આ 'પી' વિટામિન અગત્યનો ભાગ ભજવતું હોવું જોઈએ.

ગુજરાતમાં પણ પંચમહાલના ધારાળા મરચાં કે કાંદા સાથે બંટીબાવટાના રોટલા ખાય છે. ગરીબ મહારાષ્ટ્રીઓના ખોરાકમાં પણ મરચાંની ચટણી હોય છે જ. અર્થાત્ મરચાં ખાનાર ગરીબોનાં શરીરો મરચાં નહિ ખાનાર કરતાં ઉતરતાં તો નથીજ જોવામાં આવતાં.

આંબલી અને મરચાં બન્ને અગત્યનાં ખાદ્ય દ્રવ્યો છે. આપણા ગરીબ આહારમાં આ સામાન્ય ચીજોમાંથી અજાણતાં આપણને ઘણાં ઉપયોગી તત્ત્વો મળી રહે છે.

આંબલી અને મરચાં બન્ને પિત્ત કરનાર હોઈ પિત્તપ્રકૃતિવાળાઓએ તે ખાવાં નહિ. પિત્ત સાત્ત્વિક છે એટલે પિત્તકારક ખોરાક ખાવો હિતાવહ છે. કફ તામસિક છે અને વાયુ રાજસિક છે. કફ અને વાયુ બન્ને દોષોને મરચાં અને આંબલી હરનાર છે. મરચાં, ડુંગળી, લસણ–આ બધાં તામસિક દ્રવ્યો છે એવી રૂઢ માન્યતા બરાબર નથી. ખરી વાત તો એ છે કે આ ત્રણેય મેધ્ય છે–બુદ્ધિ વધારનાર છે.

પણ આથી મરચાં ખૂબ ખાવા મંડી પડવાની જરૂર નથી. હિંદુસ્થાન એક ખંડ જેવો વિરાટ દેશ છે. ભિન્ન ભિન્ન પ્રાંતોમાં ભિન્ન ભિન્ન પ્રકારનો ખોરાક ખવાય છે. ભિન્નભિન્ન હવા પાણી હોય છે. ત્યાંના વતનીઓની પ્રકૃતિમાં પણ ઘણો તફાવત હોય છે. એટલે દરેક પ્રાંતના લોકોનો આહાર તે પ્રાંત માટે બરાબર હોય. બધા પ્રાંતોને એક જ જાતનો ખોરાક અનુકૂળ ન જ આવે માટે વિવેકશક્તિ રાખીને મરચાં ને આંબલી પોતાની પ્રકૃતિને અનુકૂળ આવે તો જ ખાવાં. (પ્રતાપ)



# બાપુનો વિનોદ

લેખિકા :
શ્રી. કુસુમબહેન હ. પટેલ

ગુરુવારનો દિવસ હતો. ગાંધીજીએ બપોરના ભોજનની શરૂઆત કરી હતી. તેજ વખતે એશિયાઈ પરિષદમાં આવેલા તિબેટના પ્રતિનિધિઓ તેમને મળવા આવ્યા. તે સૌએ લાંબા રેશમી ઝભ્ભા પહેર્યા હતા. વિધવિધ પ્રકારે માથાના વાળની સજાવટ કરી હતી અને કાનમાં સોનાનાં ઘરેણાં પહેર્યાં હતાં. વૃદ્ધો, આધેડ અને યુવાનો સૌ તેમાં હતા. તેઓમાં એક સ્ત્રી પણ હતી. સૌના હાથમાં કંઈ ને કંઈ ચીજ હતી.

તેમનું સ્વાગત કરતાં ગાંધીજીએ અંગ્રેજીમાં કહ્યું: "હું તિબેટી ભાષા જાણતો નથી, તમે હિંદુસ્તાની જાણતા નથી, તેથી અંગ્રેજીમાં જ બોલવું પડશે. તમારામાંથી અંગ્રેજી કોણ જાણે છે?"

બે ભાઈઓએ આગળ આવી કહ્યું: "અમે અંગ્રેજીના દુભાષિયા છીએ."

ગાંધીજી:–"ઠીક. તો બધાને કહો કે હું આપ સૌનું સ્વાગત તો કરું છું, પણ કંઈ આપી શકતો નથી. મનુષ્યે ભલા થવું જોઈએ, પણ હું ભલો નથી, કારણકે એકલો ખાવા બેઠો છું; દાની નથી, કારણકે હું તમને કંઈ આપી શકતો નથી, અને આપું યે ખરો, પણ તેનાથી તમને સંતોષ નહિ થાય; પરંતુ સત્યવાદી તો છું જ; કારણકે, મેં તમને અહીં બોલાવ્યા છે. મેં કહ્યું હતું કે સમય ન હોય તોય તિબેટના પ્રતિનિધિઓને તો હું મળીશ જ. હું સૂતો હોઉં તોય મળું અને ખાતો હોઉં તોય મળું. જો હવે સમજ્યા હો તો એનો અનુવાદ એમને સંભળાવો અને વિનોદ પણ સમજ્યા છો કે નહિ? જો વિનોદ નહિ સમજાયો હોય તો બધી વાત નિરર્થક જશે."

ત્યારપછી તિબેટના ભાઈઓએ ગાંધીજીને ભેટો આપવી શરૂ કરી. પહેલા પરબીડીયામાં એક બુદ્ધસૂત્ર હતું એનો અનુવાદ કરીને આપવાનું ગાંધીજીએ તેમને જણાવ્યું બીજી વસ્તુઓમાં એક મલમલની નેડી અને બે બારીક પટીઓ હતી.

ગાંધીજી–'આ ક્યાં બની છે?'

પ્રતિનિધિ–'ચીનમાં.'

ગાંધીજી–'ઠીક, પણ ચીનમાં વણાઈ જ છે કે સૂતર પણ ત્યાં કંતાયું છે? ચીનની એવી તે કોણ છોકરી છે કે જે આટલું બારીક સૂતર કાંતે છે? તેને શોધી લાવો. આજે તો મારી ઉંમર શાદી કરવા જેવી નથી, તો પણ આટલું બારીક કાંતનારી સાથે તો હું શાદી કરી લઈશ.'

આસપાસ બેઠેલાં સૌ ખડખડ હસી પડયા.

ગાંધીજી–'હું તો એમ જાણતો હતો કે ચીનની છોકરીઓ કાંતતી નથી: વણતી હશે. પણ તેઓ તો કાંતનારી પણ છે.'

આ પછી દલાઈલામાનો એક ફોટો તેમને આપવામાં આવ્યો. તેને જોઈને ગાંધીજીએ કહ્યું: 'આ તો બાળક છે.' જ્યારે તે લોકોએ જણાવ્યું કે દલાઈલામા ફક્ત તેર વરસના છે ત્યારે ગાંધીજી બોલ્યા કે: "તો તો તે મારા પૌત્ર બરાબર છે."

દલાઈલામા તરફથી ગાંધીજીને બુદ્ધની એક નાની મૂર્તિ આપવામાં આવી હતી, તે રેશમી કાપડમાં સુસજ્જિત હતી. ગાંધીજીએ તેને જોઈને કહ્યું કે "તમારા મહાન નાના દલાઈ લામાને કહેજો કે આવો ઠાઠ કરીને બુદ્ધને રમકડું બનાવી દે નહિ. બુદ્ધ તો લગભગ નગ્ન જ રહેતા હતા. આટલાં બધાં કપડાં નહોતા પહેરતા. ગયા ત્યારે પણ સાથે કંઈ નહિ લઈ ગયા. આખર સુધી નગ્ન જ રહ્યા. પણ હા, એક દાંત જરૂર મૂકી ગયા."

એ રીતે દરેક ચીજ પર ગાંધીજી વિનોદ કે ચર્ચા કરી રહ્યા હતા. તિબેટી પ્રતિનિધિઓએ રેશમના ઝંડા, ગાલીચો, ગરમ ધાબળી, પશમીના એવી ઘણી ચીજો ગાંધીજીને ભેટ આપી.

ગાંધીજી–'હવે એ બધી ચીજો મૂકી દો; નહિ તો વાત કરવાનો સમય નહિ મળે.'

વાત શરૂ કરતાં તિબેટના પ્રતિનિધિએ ગાંધીજીને કહ્યું: 'તમે અમારે ત્યાં આવજો.'

ગાંધીજી:–"ત્યાં હું ૧૪ હજાર ફૂટની ઊંચાઈ કેવી રીતે સહન કરી શકું? અને જો હું આવીશ તો તમારી સેવા લેવી પડશે. તમે તો સેવા વિના કોઈને આવવા દેતા નથી ને?'

લાંબા વખત સુધી વાતચીત કર્યા પછી ગાંધીજીએ પુછ્યું: 'તમારી ભાષાનું મૂળ કેવું છે? શું એ ચીની જેવી છે કે પાલી જેવી છે?'

પ્રતિનિધિ: 'પાલી કરતાં સંસ્કૃતની છાયા અમારી ભાષામાં વધારે છે.'

ગાંધીજીએ તેમને તિબેટી ભાષાની પ્રવેશિકા હિંદી કે અંગ્રેજીમાં લખી મોકલાવવાનું કહ્યું. સાથે લિપિ શીખવાની વર્ણમાળા પણ મોકલવાનું કહ્યું. તિબેટી ભાષામાં ક વર્ગ અને ચ વર્ગના ચાર વર્ણ છે: પાંચમો નહિ; અને લખવાની પદ્ધતિ હજી પૂરેપૂરી વિકસી નથી.

અંતે ગાંધીજીએ પૂછ્યું: 'તમારા તિબેટી ભાઈઓ ભણે છે કે અભણ રહે છે? તમે બૌદ્ધ ધર્મ વિષે એવી વસ્તુ લખી મોકલો કે જે સર્વોપયોગી થાય. જે મારા કામની હશે તે બધાના કામની હશે. કારણકે મેં કાલે કહ્યું હતું કે હું ભંગી છું. ભંગી સૌના મળ ઉપાડે, તે બધાનું કામ કરે છે. જો હું ભંગી હોઉં તો હું સર્વનો છું, તેથી તમે ભંગીને જાણવા જેવી વાત લખી મોકલજો.'

આ સમયે ગાંધીજીને મળવા સર રાધાકૃષ્ણન આવ્યા. ગાંધીજીએ સૌ મુલાકાતીઓને સૂચના કરી કે તમારો સમય પૂરો થયો છે.

એક પ્રતિનિધિ બોલ્યા કે 'આપની તબિયત ઉંમરના પ્રમાણમાં ઘણી સારી છે.'

ગાંધીજી:– 'શું કરું! બધા જ મારી અદેખાઈ કરે છે. તબિયત તો સારી છે.'

એક પ્રતિનિધિ:–'આપનો ફોટો આપો.'

ગાંધીજીએ પોતાનો હાથ હોઠ પરથી લઈ લીધો અને કહ્યું: 'જુઓ મોંમાં દાંત નથી. બોખા આદમીનો વળી ફોટો શો!'

પ્રતિનિધિ:–'ના એમ નહિ ચાલે. આપને અમારે ત્યાં બધા ઓળખે છે અને આપના પ્રત્યે માનની દૃષ્ટિએ જુએ છે.'

'તો પછી ફોટાની જરૂર જ ક્યાં રહી!'

ખૂબ આગ્રહ કરવાથી છેવટે ગાંધીજીએ કહ્યું: 'બીજી વાર તમે આવો અને હું જીવતો હોઉં તો ફોટો લઈ જજો.'

પ્રતિનિધિમંડળને પોતાનો સંદેશો કહેતાં ગાંધીજીએ કહ્યું: 'તમારે ત્યાં જઈ લામા લોકોને કહેજો કે તમારે ત્યાં બધાને આવવા દે. બૌદ્ધ ધર્મમાં આવી અનુદારતા નથી. તે બહુ ઉદાર ધર્મ છે. તમે ઇચ્છો તો બધાને માટે દરવાજા ખોલી શકો. હા, જેઓ આપનું નુકસાન કરે છે તેમને તમે રોકી શકો છો. જ્યારે બધા આવશે, મળશે અને એક બીજાની પાસેથી શીખશે ત્યારે સર્વનું કલ્યાણ થશે. (હિંદી પરથી)

## સુધરેલા માનવ સમાજનું મોટું કલંક



# વેશ્યા–સંસ્થા

*

વેશ્યાની સંસ્થા એ સમાજ શરીરનું એક ભયંકર ચાંદુ છે. પૃથ્વીને પારણે અનેક વીરો ને રસાંતમાઓ ઝૂલી ગયા છે. સંસ્કૃતિના પ્રવાહોને વાળનારા, મહાન સુધારકો ને સંસ્કાર પ્રણેતાઓની ખોટ જગતે ભાગ્યેજ અનુભવી છે, પણ વેશ્યાની સંસ્થા તો જાણે હજીય એમના પ્રત્યે કારમું હસી રહી છે. સંસ્કૃતિના શરીર પરના એ ચેપી ગુમડાં પર નિષ્ણાતોએ નસ્તર મૂક્યાં છે, પાટા પટ્ટી બંધાયાં છે, પણ એ તો બરનીગળ થયાં જ કરે છે. ઇતિહાસમાં ભાગ્યે જ કોઈ એવો યુગ મળી આવશે કે જેણે વેશ્યાનું મૂળ પણ દીઠું ન હોય. સમૃદ્ધિ ને સંસ્કારના શિખરે પહોંચેલા ગ્રીસના પેરિક્લિસ યુગમાં પણ વારાંગનાની સંસ્થા હતી. વાત્સ્યાયન કામસૂત્રમાં અનેક કલામાં નિપુણ ગણિકાઓનાં વર્ણન આપણે વાંચીએ છીએ. સંસ્કૃત કવિ શૂદ્રકે રચેલા મૃચ્છકટિક નાટકમાં ચારૂદત્તની સ્ત્રી ધૂતા અને ગણિકા વસન્તસેના તે ગ્રીસની કુલાંગના ને વારાંગનાનો બરાબર દાખલો છે. એલેક્ઝાન્ડર કુપરે 'યામા' નામની જગવિખ્યાત નવલમાં રશિયાના વેશ્યાવાડાનો આબેહુબ અને આંખ ઉઘાડી નાખે તેવો ચિતાર આપ્યો છેઃ જાણે જ્યાં જ્યાં નર અને નારી, જ્યાં જ્યાં સમાજ, ત્યાં ત્યાં વેશ્યા !

રશિયાએ જબરજસ્ત ક્રાંતી આણીને વેશ્યા સંસ્થાની હયાતી નાબુદ કરી છે. એણે અપનાવેલા આર્થિક અને સામાજિક કાર્યક્રમને પરિણામે સ્ત્રીઓનું તેજ વધ્યું છે, આખી પ્રજાની નૈતિક ઉન્નતિ થઈ છે, સ્ત્રી નિર્ભય બની છે, પુરુષની સ્ત્રી વિશેની દૃષ્ટિ બદલાઇ છે અને લાગણીના સંબંધ વિનાનો શરીરસંબંધ આપોઆપ નિષિદ્ધ ઠર્યો છે. આખા જગતમાં એક રશિયા જ એવો દેશ છે જ્યાં અત્યારે વેશ્યા સંસ્થાનું અસ્તિત્વ નથી.

રશિયા પર એક વાર એવો આક્ષેપ થતો હતો કે 'ત્યાં લગ્નબંધન એવું શિથિલ છે અને નીતિબંધન પણ એટલું શિથિલ છે કે વેશ્યા સંસ્થાની જરૂર જ ન રહે.' વેશ્યાવૃત્તિ આખા સમાજમાં અદૃષ્ટ રીતે વ્યાપી ગઇ છે એવું આ ટીકાકારોનું કહેવું થતું હતું. એમાં તથ્ય હોય તો તે આટલુંજ કે, જૂનાં બંધનો તોડવાની મનોદશાએ ક્રાન્તિ પછી તરતજ રશિયન જુવાનિયાં મુક્તવિહારનાં હિમાયતી બની ગયાં હતાં. પણ એનો પ્રત્યાઘાત પણ તરત જ આવ્યો, અને જો કે લગ્નનું જૂનું ને જડ ચોકઠું રશિયાએ ફગાવી દીધું, પણ વાસ્તવમાં સ્ત્રીપુરુષસંબંધ વધારે ગંભીર, ગૌરવયુક્ત અને સ્થાયી બન્યો. રશિયન સ્ત્રીઓ તે સામાન્યાઓ જેવી છે અને આખા દેશમાં જાતીય અનાચાર પ્રવર્તે છે, એમ કહેનાર સાચો નથી, કેમકે સ્ત્રીપુરુષસંબંધની શિથિલતા અને અસ્થિરતાને સોવિયેટ નીતિ રોગિષ્ટ સમજે છે. સ્થિર એકનિષ્ઠ લગ્નજીવન જ તંદુરસ્તીનું લક્ષણ ગણાય છે.

બ્રિટિશ લેખિકા અને રશિયા જનાર પહેલી જ બ્રિટિશ ખબરપત્રી શ્રી. શાર્લોટ હાલ્ડેન, જે ૧૯૪૧માં રશિયામાં હતી તેણે લખ્યું છેઃ " મારી પોતાની દેશવાસી બહેનો ઉપરાંત અમેરિકન, ફ્રેંચ, સ્પેનિશ, અને ચાઈનીઝ

સ્ત્રીઓના ઠીકઠીક સમાગમમાં હું આવી છું અને એમનો સારો પરિચય પામી છું. ઓસ્ટ્રીઅન અને જર્મન સ્ત્રીઓને પણ થોડીઘણી પિછાનું છું એટલે કે; એમની જોડે છૂટથી નિખાલસ હૃદયે અંગત કહી શકાય તેવી વાતો કરી છે, સ્ત્રીઓ ભેગી મળીને કરે છે તેવી વાતો—વર વિશેની, ઘર વિશેની, પ્રેમી વિશેની, છોકરાં વિશેની, લુગડાંલત્તાં અને શણગાર વિશેની. એ પરથી હું એમ સમજી છું કે રશિયાની સ્ત્રીઓ યુરોપીઅન સ્ત્રીઓ કરતાં ચીનની સ્ત્રીઓને વધારે મળતી આવે છે. ચીનની સ્ત્રીઓ અત્યંત ગંભીર અને લજ્જાશીલ હોય છે. પોતાના ગાંભીર્યને ઉત્તમ રીતભાતથી એ કુશળપણે ઢાંકે છે. અને એમના વિનયનું તો પૂછવું જ નહીં. એ વિનયની કોઈ ખાસ દખલગીરી પણ નહીં. લજ્જાને પણ સતત સ્મિત ને હાસ્યથી એ દીપાવે છે. એમાંની કેટલીકનો મેં બરાબર પરિચય સાધ્યો તે પછી મારા મન પર કશાની પણ જો ભારે છાપ પડી હોય તો તે એમની તાત્ત્વિક ભલાઈની અને એમની જાતીય નીતિચુસ્તતાની. એશિયાની સ્ત્રીઓને મુકાબલે યુરોપની સ્ત્રીઓ વધારે છીછરી, ઉછાંછળી અને ઓછી નીતિવાન છે એમાં શંકા જ નથી. વધારે પડતી સુધરેલી અને પ્રયત્નપૂર્વક ખુશ કરવા મથતી યુરોપ-અમેરિકાની સ્ત્રીઓને મન 'સેક્સ' અને એની સાથે સંબંધ ધરાવતા વિષયો એ જ મુખ્ય છે. અને 'સેક્સ' કહું છું તેનો સામાજિક અર્થ ઘર ચલાવવું કે બાળકો ઉછેરવાં—એ લેવાનો નથી. એનો કેવળ અંગત અર્થ લેવાનો છે—'સેક્સ' એટલે પુરુષ પ્રાપ્ત કરવો તે. પુરુષ તે પોતાનો કે પછી કોઈ પારકી સ્ત્રીનો.

૧૯૪૧ ના પાનખરમાં હું જ્યારે રશિયા આવી ત્યારે જે પહેલી વાત મારા ધ્યાન પર પડી તે રશિયન પ્રજાની નીતિશુદ્ધતાની હતી. રશિયન નીતિએ જીવનશુદ્ધિનો આગ્રહ સેવ્યો કર્યો છે. ચીન સિવાય ભાગ્યે જ કોઈ દેશમાં મને આવી નીતિશુદ્ધિ જોવા મળી છે. કુટુંબપરાયણતા એ ત્યાં સમાજજીવનનો પાયો છે. ગર્ભપાતને થોડાંક વરસો પર ગેરકાયદેસર તો ઠરાવેલો છે જ, પણ હવે ગેરકાયદેસર ગર્ભપાતને માટે આકરી સજા ઠરાવવામાં આવી છે. છૂટાછેડાની સામે શાસનની ભ્રમરો ચડે છે અને વિચ્છેદને બિલકુલ પ્રોત્સાહન અપાતું નથી. જો કે છૂટાછેડા મેળવી શકાય છે ખરા. પણ એમની સંખ્યા પુષ્કળ ઘટી ગઈ છે. આવું કંઈ પહેલેથી નહોતું. ક્રાન્તિનાં આરંભનાં વર્ષોમાં મુક્ત સહચાર લગભગ સ્વૈરાચારની કોટિએ પહોંચ્યો હતો, પણ તે પછી લોલક એટલા જ વેગથી સંયમની દિશામાં પહોંચી ગયું. લાલ સેનાના સૈનિકોને પણ જુવાનીને આરંભે પરણીને નિષ્ઠાપૂર્વક લગ્નજીવન ગાળવાને ઉત્તેજન અપાય છે. આખા શિક્ષણનો ઝોક પણ એવો છે કે વિષયવાસના પર ચિત્ત જાય જ નહીં. છોકરાંઓને પોતાનાં માબાપને અને વડીલોને ચાહવાનું અને રમતગમતમાં તેમનું ચિત્ત ચોંટેલું રહે તેમ કરવામાં આવે છે.

આર્થિક શોષણની સંપૂર્ણ નાબૂદી, સ્ત્રીપુરુષની સમાનતાના સિદ્ધાંતનો વ્યવહારમાં સ્વીકાર અને બાળકને કેન્દ્રમાં રાખીને ઉપજાવેલી જવાબદારી ભરી કુટુંબવ્યવસ્થામાંથી નીતિયુક્ત સ્થિર અને સુખી સમાજજીવન પ્રગટ્યાં વિના રહેજ નહીં એટલું સમજી શકાય તેમ છે.

આ સર્વને પરિણામે વેશ્યાસંસ્થા ત્યાં આપોઆપ તૂટી પડી છે. ક્રાન્તિ પહેલાં એકલા મોસ્કો શહેરમાં જ સરકારી દફતરે નોંધાયેલી વીશ હજાર વેશ્યાઓ હતી. લેનિને કહેલું: "આ સ્ત્રીઓ તો બાપડી ખાનગી મિલકતની પ્રથાના અને બુર્ઝવા વર્ગના દંભ અને ધુત્કારપદ નીતિના—એમ બેવડા શિકારનો ભોગ થઈ પડી છે." ક્રાન્તિએ વેશ્યાને મુક્ત કરી, પણ તત્કાલ કામરો કરીને નહીં. પ્રથમ વેશ્યાને રાખનાર,

દલાલી કરનાર, સ્ત્રીઓને ફસાવનાર તત્ત્વો સામે સખ્ત હાથે કામ લેવામાં આવ્યું. ત્યાં સુધી વેશ્યાઓને એમનો વ્યવસાય ચલાવવા દીધો. તે પછી 'વૉર કમ્યુનિઝમ'નો યુગ બેઠો. તેમાં 'કામ ન કરે તેને ખાવાનો અધિકાર નથી' એ સિદ્ધાન્ત અમલમાં આવ્યો. વેશ્યાઓને નજરકેદ કરવામાં આવી અને એમને ફરજિયાત કામ સોંપાયું. પણ પછી નિયોજન શરૂ થયું ત્યારે સૌને કામ આપવાની શક્તિ રાજ્ય પાસે નહોતી. વેશ્યાઓ પુનઃ જૂને ધંધે વળી. કામ નહોય, ઉપયોગી પ્રામાણિક કામ કરવાની તક ન હોય અને નિર્વાહચિન્તા તો હોય જ, તેને ને વેશ્યાવૃત્તિને કેવો ગાઢ સંબંધ છે તે આ પરથી સમજાશે. મુખ્યત્વે આ પ્રશ્ન આર્થિક છે. છતાં સોવિયેટ સરકારે વેશ્યાસંસ્થાની જડ કાઢવાનો નિશ્ચય કર્યો હતો એટલે સ્ત્રીઓના રોગો અને બેકારીનું નિવારણ કરનાર ઉદ્યોગગૃહો પ્રૉફિલેક્ટોરિયા ખોલવામાં આવ્યાં, વેશ્યાઓને ઉદ્યોગધંધા શીખવવાનું, દવા આરામ અને અક્ષરજ્ઞાન, અને તે પછી કામનું પૂરું વળતર આપવાનું શરૂ થઇ ગયું અને પરિણામે વેશ્યા પોતાનો ભૂતકાળ ભૂલીને આદરયોગ્ય નાગરિકાની કક્ષાએ પહોંચી ગઇ. આમ બીજે ક્યાંય નહીં થવા પામેલો પ્રયોગ રશિયાએ સફળપણે પાર પાડયો.

*

તાજેતરમાં બેલ્જીયમમાંથી વેશ્યા સંસ્થાને નાબુદ કરવા માટે પ્રયત્નો શરૂ થયા છે.

બેલ્જીયમની સરકારે એ બીડું ઝડપ્યું છે. સત્તરમી સદીની શરૂઆતથી કાયદેસર ચાલી આવતી વેશ્યા સંસ્થાનો અંત આણવાનો ઠરાવ ત્યાંની પાર્લામેન્ટમાં ચર્ચા માટે આવનાર છે.

જે બહેન તરફથી આ બીલ રજુ થનાર છે તે મેડમ માર્શે સ્પાક તો માને છે કે વેશ્યા-સંસ્થા એ સમસ્ત માનવસમાજનું મહાન કલંક છે. આ પ્રશ્નના અભ્યાસમાં આજસુધી તો દાવનો બધો ટોપલો આપણે ફક્ત સ્ત્રીઓને જ

## મધુ–વાદળી

ઇન્દરને આંગણે આવી મધુ-વાદળી,
હૈયાના હેત થકી નાચી મધુ-વાદળી.
ઉઘડ આકાશમાં આવીયે એકદમ,
જન, પંખી મનડાને ભાવી તું એકદમ;
જોતાં સુધાની ધાર, વરસી મધુ વાદળીઃ
ઇન્દરને આંગણે આવી મધુ વાદળી.
તારી વાટડીએ થાકયા'તાં લોક સૌ,
પંખીને મનવ્યથા, વ્યાકુળતા પ્રાણી સૌ;
આજે બન્યા હર્ષઘેલાં, મધુ વાદળી,
લઇએ આંગણે આવી મધુ વાદળી.
ભીંની ધરતી ભલી, તારી દૂધ ધારથી,
દાઝેલ ડીલ ક્રૂર વૈશાખી તાપથી;
'સ્વાતંત્ર્ય' ધન્ય હો બેની મધુવાદળી.
ઇન્દર આંગણે આવી મધુવાદળી.
હૈયાના હેત થકી નાચી મધુવાદળી.

પોપટલાલ ગોહેલ.

માથે મૂકતા આવ્યા છીએ. મેડમ માર્શે માને છે કે વેશ્યાને ત્યાં જનારા વિષયલોલુપ પુરૂષો ને સ્ત્રીઓના દલાલો પણ એને માટે વેશ્યાના જેટલા જ જવાબદાર છે.

વધતી જતી ખાનગી વેશ્યાવૃત્તિને કાબુમાં લેવા માટે જ બેલ્જિયમ સરકારે સત્તરમી સદીમાં કાયદેસરની વેશ્યાવૃત્તિને જ પ્રમાણભૂત ગણતો કાયદો પસાર કર્યો હતો. ચેપીરોગોની ભયંકરતામાંથી વસ્તીને ઉગારી લેવા માટે જ ન છૂટકે આ પગલું ભરાયું હતું. મેડમ માર્શે માને છે કે સરકારની આ ભૂલ હતી; કારણ કે વેશ્યાસંસ્થા ઉપર કાબુ મૂકવાથી વેશ્યાવૃત્તિ ઓછી થઇ નથી. ચેપીરોગોનું અસ્તીત્વ હજુય મોટા પ્રમાણમાં માલુમ પડે છે. કાયદો થયા પછી જાહેર વેશ્યાઓની સંખ્યા છેલ્લાં વીસ વર્ષમાં સારી પેઠે ઘટી છે, પણ સાથેસાથે જ ખાનગી વેશ્યાઓનું પ્રમાણ કૂદકે ને ભૂસકે

આમળ વધતું ચાલ્યું છે. એકલા બ્રસેલ્સ શહેરમાં અત્યારે ૧૮૦૦ વેશ્યાઓ તો જાહેર રીતે આ ધંધો ચલાવે છે, પણ ખાનગી રીતે આ શોખને પોષતી ને પોષાવતી ૩૦,૦૦૦ સ્ત્રીઓનાં નામ પોલીસે નોંધ્યા છે !

ખાનગીપણે આ વિષવૃક્ષ ફાલી શકે એવી શકયતા તો છે જ, છતાંય જાહેર રીતે તો એ સંસ્થાનો અંત આવે એ ઇચ્છનીય છે, ને ધીમે ધીમે એ ઇષ્ટ પરિણામ લાવી શકશે એમ માનીને જ બેલ્જિયમ સરકારે એના અસ્તિત્વને નાબુદ કરવા કમર કસી છે. ફ્રાન્સનો દાખલો આપતાં મેડમ માર્સે જણાવે છે કે, કાયદેસરની વેશ્યાવૃત્તિ ચાલુ હતી તે ગાળામાં ત્યાં ચાંદી—વિસ્ફોટક જેવાં ચેપી રોગોથી ૧૪૦,૦૦૦ નાગરિકોનાં મૃત્યુ થયાં હતાં, જ્યારે એના પર કપરા અંકુશો મૂકવામાં આવ્યા ત્યાર પછી પરિસ્થિતિમાં સારો સુધારો થવા પામ્યો છે.

વેશ્યાઓની કડક દાક્તરી તપાસ બેલ્જિયમમાં થાય છે જ, પણ મેડમ માર્સેને તો એમાં પણ પૂરો વિશ્વાસ નથી. બે પરીક્ષાઓની વચ્ચેના ગાળામાં પણ ચેપી રોગનું દાન તેઓ ભરપટ્ટે કરી શકે એવી શકયતા છે. વિસ્ફોટકના દર્દીઓની સંખ્યા જે ૧૯૪૧માં ૩૩૦ની હતી તે ૧૯૪૭માં વધીને ખારસી ૩૨૩૦ની થઇ છે.

કાયદો અમલમાં આવતાં ખાનગી વેશ્યાવૃત્તિ વધવાની જ છે, એ સરકારની ધ્યાનમાં હોવાથી શંકાસ્પદ વિસ્તારો ને વ્યક્તિઓ ઉપર ચાંપતી નજર રાખવાની, ને જરૂર પડયે સખત સજાઓ કરવાની સત્તા સ્થાનિક સત્તાવાળાઓને આપનાર છે. બીજી બાજુથી બેલ્જિયમ સરકારે નાના સરખા 'અનિષ્ટ—નિવારણ' લશ્કરની પણ સગવડ કરી છે. આમાં કામ કરતા પોલીસો સાદા સફેદ વસ્ત્રોમાં સજ્જ થઇને સામાજિક અનિષ્ટો સામે ઝુંબેશ ચલાવે છે. કાયદાને અસરકારક બનાવવા માટે પોલીસમાં સ્ત્રીઓની ભરતી પણ કરવામાં આવનાર છે.

આપણી સ્વતંત્ર સરકાર ધારે તો એ કાયદો જરૂર લાવી શકે. પણ વેશ્યા સંસ્થાના અંત સાથે વેશ્યાવૃત્તિનો અંત લાવવો મુશ્કેલ છે. ભાગ્યે જ કોઈ સ્ત્રી હર્ષપૂર્વક આ ધંધો સ્વીકારતી હોય છે. ન છૂટકે જ એને ત્યાં જવું પડે છે. જે સમાજમાં વિધવાઓ છે, ત્યક્તાઓ છે, સ્ત્રીજીવનને ગુંગળાવી નાખતી રૂઢિઓ છે, જ્યાં સ્ત્રીઓ આર્થિક બાબતમાં સંપૂર્ણપણે પુરુષોને આધિન છે ત્યાં વેશ્યાવૃત્તિ ન હોય તો બીજું શું હોય? સ્ત્રી અને પુરુષોનો જાતીય સંતોષ એ આદર્શ સમાજવ્યવસ્થાનું મહત્વનું અંગ છે. સામાજીક બંધનો, ને જીવનને રૂંધી રહેલી રૂઢિઓને નાબુદ કરીને સાચા સ્નેહલગ્નની ભૂમિકા આપણે તૈયાર ન કરીએ ત્યાં સુધી વ્યભિચારવૃત્તિ રહ્યા જ કરવાની છે. સ્નેહલગ્ન હશે ત્યારેય વિધવા ને ત્યક્તા તો કોઇ નહિ ને કોઇ રીતે હશે જ. એમને પુનર્લગ્નની પૂરી છુટ હોવી જોઇએ.

વેશ્યાવૃત્તિના મૂળમાં આર્થિક કારણો પણ હોય છે. સ્ત્રીનું ઘડતર જ નાનપણથી એવી રીતે થવું જોઇએ કે ભાવિની કોઈ પણ ઓચિંતી મુશ્કેલીને એ આપબળે પહોંચી વળે ને પોતાના પગ પર ઉભી રહીને સ્વમાનપૂર્ણ ને સ્વતંત્ર જીવન ગાળી શકે. ધર્મ સમજતી હોવા છતાંય નિરાધાર ને લાચાર દશાને લઇને જ મોટા ભાગની સ્ત્રીઓ વેશ્યાવૃત્તિનો આશરો ન છુટકે લે છે. અને આજે લોહીનો વેપાર કરતી ટોળીઓ આવી સ્ત્રીઓનો ઉપયોગ કરી તેમને ફસાવે છે. ને વેશ્યા સંસ્થાના પાયા ઊંડા જવામાં સહાય કરે છે.

વળી આ સંસ્થાની હસ્તી નાબુદ કરવાનો એક પણ રાજકીય અખતરો હિંદના ઇતિહાસે નોંધાયો નથી. લોકશાહી સરકાર હિંદને પહેલી જ વાર મળી છે એટલે તેમણે આ સંસ્થાને નાબુદ કરવા પ્રયત્ન કરવો જ જોઇએ.'

## આયુર્વેદની શરદઋતુ

# ભાદરવાના શ્રાદ્ધ



: લેખક :

વૈદ પ્રાગજી મોહનજી રાઠોડ

*

શ્રાવણ માસ સાથે જ વર્ષા ઋતુ પુરી થાય છે. ભેજવાળી આબોહવા, મંદકી કાદવ અને કીચડના પરિણામે શારીરિક હલન ચલન અને કસરતનો અભાવ–આવી ઋતુજન્ય પરિસ્થિતિના પરિણામે અજીર્ણ અને મંદાગ્નિ સ્વાભાવિક રીતે જ આ ઋતુમાં હોય છે. આવા અજીર્ણ મંદાગ્નિ લાંબો વખત રહે તો અનારોગ્ય આવી પડે છે. એટલે આયુર્વેદ શાસ્ત્રે આ અનારોગ્ય દૂર કરવા માટે વર્ષા ઋતુમાં ખારા ખાટા અને તીખા રસોનો વિશેષ ઉપયોગ કરવાનો નિર્દેષ કર્યો છે. વર્ષા ઋતુના અષાઢ અને શ્રાવણ માસમાં એના નિયમાનિયમો અને આરોગ્યને નજર સામે રાખીને, આર્ય સંસ્કૃતિએ નિર્દેષેલા પર્વોની રચના આપણે જોઇ ગયા છીએ.

વર્ષા ઋતુ પછી શરદના મંડાણ થાય છે. ભાદરવો એ શરદનો પૂર્વ ભાગ છે. વર્ષામાં જે ખાનપાન આરોગ્યને હીતકારી હતા એના સેવનથી કુદરતી રીતે જ પિત્તનો સંગ્રહ થાય છે અને આ સંગ્રહાયેલું પિત્ત શરદમાં જ્યારે તીવ્ર તાપ, અનહદ ગરમી, અને ઉષ્ણ ભેજવાળી આબોહવા ભેગાં થાય છે ત્યારે કોપી ઉઠે છે. પિત્તનો પાચક સ્વભાવ દૂર થઇ એ પાચક બની જાય છે અને પરિણામે ભાદરવા મહિનામાં પિત્તના દરદો પેદા થાય છે. તાવ ઝાડા, ઉલટી અને આજના જમાનાનો જીવલેણ મેલેરીયાનો ઉદય વિશેષ કરીને આ મહિનામાં દેખા દે છે. અને આયુર્વેદ તો કહે છે કે રોગાણામ્ શારદી માતા રોગોની માતા એ શરદ ઋતુ છે. આવી આ શરદ ઋતુ એ **'યમની દાઢ'** કહેવાય છે અને એમાંથી જે સુખરૂપ પસાર થાય છે તેને 'શરદ શત' જીવ'નો આશિર્વાદ આપવામાં આવે છે. આરોગ્ય શાસ્ત્રમાં શરદ ઋતુના રોગોમાંથી બચવા માટે સારી એવી ચીવટ અને કાળજી રાખવાનું મહત્ત્વ સ્વીકાર્યું છે.

આયુર્વેદ જેમ ચિકિત્સાશાસ્ત્ર માટે મશહુર અને મશહુર છે એવીજરીતે એ સ્વાસ્થ્ય (hygine) માટે પણ એટલું જ મહત્ત્વપૂર્ણ માર્ગદર્શન આપે છે. આર્ય સંસ્કૃતિના પર્વો એ જાહેર સ્વાસ્થ્ય જાળવવાનાં પર્વો છે. ભાદરવા માસના પર્વો આ જ દષ્ટિએ આરોગ્ય માટે અંગુલીનિર્દેશ કરનારા પર્વો છે. અને શરદ ઋતુ જેવી સાર્વત્રિક રોગવાળી પરિસ્થિતિમાં તો આ પર્વો બીજા કોઇ પણ મહિના કરતાં વિશેષ ગોઠવાયાં છે.

ભાદરવા માસનું પહેલું પખવાડિયું એ રોજીંદા પર્વો જેવું પખવાડિયું છે. ત્રીજનું બહદ ગૌરીવ્રત, ચોથનું સિદ્ધિ વિનાયક ચતુર્થી અને પછી ઋષી પંચમી, છઠનું લલીતા વ્રત, મુક્તા ભાદર સાતમી, જ્યેષ્ઠા અષ્ટમી, અદુઃખ નવમી, દશમાનું દશાવતાર વ્રત, પરિવર્તિની એકાદશી, દુગ્ધ દ્વાદશી, ગૌરાટ વ્રત અને કદલી વ્રત જેવાં નાના મોટા વ્રતોદ્વારા દોષોના શોધન અને શમનનો માર્ગ વિચારાયો છે. આ શોધન અને શમનના પર્વો પુરાં થાય કે તુરત જ શારીરિક સપ્ત ધાતુઓના પોષણ માટે અને પિત્તજ દોષની શાંતિ માટે ભાદરવાનું બીજું શ્રાધ્ધ પક્ષનું પખવાડિયું શરૂ થાય છે. નાના મોટા પર્વોની સાથે શરદમાં શ્રાદ્ધ

પક્ષ આરોગ્ય માટે ભારે મોટું ઉપકારક આરોગ્ય પર્વ છે, અને શ્રાદ્ધના ખાનપાનની રચના દ્વારા રોગોને પેદા કરનારા ઋતુજન્ય દોષો દૂર થાય છે.

માનવીની વિવેકહીન રહેણીકરણીથી કે ઋતુઓના હીન, મિથ્યા, કે અતિયોગથી જ્યારે દોષો કોપે છે ત્યારે એ દોષોનું શમન કરવા માટે આયુર્વેદ શાસ્ત્રે જુદા જુદા રસોની રચના કરી છે. વર્ષામાં જેમ વાયુનું શમન કરવા માટે ખાટા, ખારા, અને તીખા રસનું મહત્વ સ્વીકાર્યું છે તેવી જ રીતે શરદમાં પિત્તનું શમન કરવા માટે કડવો મધુર અને તુરો રસ ઉપયોગી બને છે. પરંતુ પિત્તનું શમન કરવા માટે દૂધ અને ઘી તો સૌથી મહત્વના અને રોજીંદા ખોરાકમાં વણી લઇ શકાય તેવા પદાર્થો છે. એટલે જ આયુર્વેદના પંડિતોએ કહ્યું છે કે शारदम च पत्य पीत्वे ते न जीवन्ती मानवः આમ જ શ્રાધનો ખોરાક એ મુખ્યતઃ દૂધનો જ ખોરાક છે. દૂધની ખીર અને ઘીનું મોણુ નાખેલી પુરી કે રોટલી એની મુખ્ય વાની છે. સહજ રીતે પચી જાય તેવા હલકા ખોરાકથી જ આ રોગવાળી ઋતુમાં આરોગ્ય જાળવી શકાય છે. આપણા પૂર્વાચાર્યોએ આ દષ્ટિએ જ દુગ્ધ દ્વાદશીના વ્રતની રચના કરી એની હીમાયત અને પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

પિત્તના શમન માટે બીજું કદલી વ્રત યોજવામાં આવ્યું છે. કદલી એટલે કેળ. કેળાં એના મધુર રસના કારણે પિત્તનું શમન કરે છે. એ સત્ય સ્વીકારીને પ્રજા એના ઝાડની પૂજા કરે છે, એના સાન્નિધ્યમાં રહે, અને એનું ઋતુના દોષને શમન કરવા માટે મહત્વ સમજે એ આરોગ્યદાયક છે. સતી દ્રૌપદીએ કદલી વ્રત કર્યું હતું માટે જ કદલી વૃક્ષના અનેક પડોની જેમ એને આ વ્રતની ફળપ્રાપ્તી રૂપે ભગવાન શ્રી કૃષ્ણે વસ્ત્રોના પડો પુરીને એની શિયળ રક્ષા કરી હતી, એવી પણ એક કથા વ્રતરાજમાં રૂપક તરીકે આ પર્વનું મહત્વ બતાવવા માટે રજુ કરવામાં આવી છે.

કદલી વૃક્ષ અને કેળાં શરદઋતુમાં આરોગ્ય જાળવવા માટે ઢાલ જેવાં છે અને એનો ઉપયોગ લોકોપકારક છે.

ભાદરવાના પિત્તજ દરદોને । પિત્તનો ઉશ્કેરાટ થાય છે એમ આપણે કહીએ છીએ પણ આ ઉશ્કેરાટનાં કારણો અને એમાં આપણી ઋતુ કેવી રીતે ભાગ ભજવે છે એનો સહજ ખ્યાલ આપણે કરી લેવો જોઇએ.

સામાન્ય રીતે શરદ ઋતુમાં પિત્ત ઉશ્કેરાય છે એટલે પિત્ત પોતાનો પાચક સ્વભાવ છોડીને ખાટું છે, અને આ ખટાશ જ્યારે વિકૃત બને છે ત્યારે શરીરના પોષણ માટે ખોરાકમાંથી છુટા પડેલા આમ રસનું પૂરતા પ્રમાણમાં પાચન કરી શકતું નથી. આ કાચો અપકવ આમ હોજરી અને આંતરડામાં પડયો રહે છે અને ત્યાં એ સડે છે. આ સડાથી ગરમી પેદા થાય છે અને પિત્તને ઉશ્કેરે છે. એ ઉશ્કેરાટ અને ગરમીથી તાવ–ઉલટી–મરડો અને એવાં જ બીજાં દરદો થાય છે.'

એક બાજુથી આંતરીક દોષ રોગ પેદા કરે છે ત્યારે બહારની આબોહવા પણ આ રોગને પેદા કરવા માટે સાનુરૂપ હોય છે. ભાદરવાનો ધોમધખાર તડકો, પાણી ભરાયેલા સડતા ખાડાઓમાંથી તડકાની ગરમીને લીધે આબોહવામાં પ્રસરતી ભેજવાળા ગરમ હવા અને આ ગંદકીમાંથી પેદા થતા અનેક પ્રકારના રોગવાળા જંતુઓ આ રોગના કારણો બને છે. ઋતુનું હવામાન જે રીતે રોગનું કારણ બને છે એ જ રીતે આ ઋતુનો આપણો ખોરાક અને શાકભાજી પણ એટલો જ વિચાર માગી લે તેવી સ્થિતિ છે.

સામાન્ય રીતે હવામાનમાં ભેજ હોય છે, અને આ ભેજવાળી હવાને પરિણામે ખોરાકને પાચન કરનારા રસને આ બીનાથી નબળા બની જઈ પાચન કાંઈ શિથિલ બનાવે છે:

મંદાગ્નિ કરે છે. આ જ વખતે આપણી પાસે નુવા નવા તાજાં શાકો આવે છે. આ શાક-ભાજીઓમાં પુષ્કળ પાણીનો સંગ્રહ હોય છે. એટલે આરોગ્યની દૃષ્ટિએ આ ભાદરવી શાકો ત્યાજ્ય ગણવા જોઇએ. આરોગ્ય શાસ્ત્ર તો કહે છે કે આ ઋતુમાં એ જ માણસ નિરોગી રહી શકે છે કે જે હુત ભુક, મીત ભુક, અશાક ભુક આ અશાક ભૂક્‌ને તમામ ધર્મશાસ્ત્રોએ આવકાર્યો છે અને આ જ મહિનામાં જૈનોના પર્યુષણો વગેરે યોજી એમાં લીલોતરી શાકો નહિ ખાવાનો નિર્દેષ કર્યો છે. આ રીતે તમામ વ્રતોના પર્વો આરોગ્યને નજર સામે રાખીને જ યોજાયેલાં છે તે સમજી શકાય છે.

ઋતુચર્યાની આટલી સાવચેતી રાખ્યા છતાંય ઋતુઓના હીન મીથ્યા કે અતીયોગથી પિત્તનું બળ વધે તો આયુર્વેદ શાસ્ત્રે નિર્માણ કરેલી પંચકર્મ વિધિ પ્રમાણે વમન અને વિરેચન (ઉલટી અને ઝાડા) દ્વારા એ અતિ-સંગ્રહને દૂર કરવો જોઇએ અને આ વમન વિરેચન પછી પિત્તને શમન કરનારી કડવા રસોવાળી વનસ્પતિઓ ઉપયોગમાં લેવી જોઇએ. જે પંચમહાભૂતોના સંયોગથી માનવીનું દેહ-બંધારણ ઘડાય છે એ જ પંચમહાભૂતો આપણી વનસ્પતીઓને પણ પોષણ આપે છે એટલે જે તત્વની ખામી આપણા શરીરમાં પડી રોગને પેદા કરે છે તે માટે આ વનસ્પતિ-જન્ય ઔષધો દ્વારા પુરીને માનવીનું આરોગ્ય જાળવવાનો સીધો અને સરળ માર્ગ આપણા પૂર્વાચાર્યોએ રજુ કર્યો છે.

ભાદરવામાં સર્વવ્યાપી રોગગ્રસ્ત પરિ-સ્થિતિ હોય ત્યારે તેમાંથી બચવા માટે જે નિયમો આયુર્વેદ શાસ્ત્રે રજુ કર્યો છે એ આ પ્રમાણે છે. ભાદરવામાં આરોગ્ય જાળવવા માટે આટલું કરો.

૧ વર્ષાઋતુ પુરી થાય અને ભાદરવાથી શરદ ઋતુ બેસે એટલે તુરત જ એકાદ સારો રેચ લઇ પેટ સાફ કરી લેવું. રેચ માટે હિમજ-હરડે કે સાકર મેળવીને નસોતર ૦૧ તોલા જેટલું લેવું જોઇએ.

૨ શરદમાં પિત્તના શમન માટે કડવો રસ મહત્વનો બને છે એટલે એ દિવસોમાં કડુ-કરીયાતું, સુદર્શન, ગળોનો સ્વરસ તેમ જ ખડસલીઓ, મામેજવો, પિત્ત-પાપડો, જેવી વનસ્પતિના સ્વરસો પણ નિયમીત લેવા જોઇએ.

૩ પિત્તના શમન માટે અને ભાદરવાના તડકામાં શરીરની પોષણ કરનારી ધાતુ-ઓનો ક્ષય થતો અટકાવવા તેમ જ શારીરિક તાકાત ટકાવી રાખવા માટે છૂટથી દૂધનો ઉપયોગ કરવો. નિયમીત ખીર ખાવી.

૪ પિત્તની ખટાશને તોડવા માટે લીંબુ સંતરા નારંગી મુસંબી જેવાં ફળો તેમ જ કેળામાં લીંબુ નીચોવીને તૈયાર કરેલો છુંદો પિત્ત શામક અસર કરે છે. ભાદરવામાં પિત્ત અને વાયુ સાથે હોય ત્યારે ઉબકા ઉલટી જેવું થાય છે. આવા વખતે લીંબુમાં મરી મીઠું અને થોડી દેકામાળી ભરીને કોલસા ઉપર ગરમ કરી એનો ઉપયોગ કરવાથી તાત્કાલીક આરામ મળે છે અને વાયુ પિત્તને શાંત કરે છે.

૫ જમીન સાથે ઘસડાઇને અનેક પ્રકારના ખનિજ તત્વોની અસરવાળુ સંગ્રહેલું પાણી પીવા માટે ભારે બને છે એટલે ભાદરવા માસમાં ઉકાળીને જ પાણી પીવું.

૬ ભાદરવાનો તડકો અતિશય તીવ્ર હોવાના કારણે પિત્તને ઉશ્કેરે છે. એટલે આં તાપમાં કોઇ પણ સંજોગોમાં ન ફરવું.

૭ ભાદરવા માસમાં છાશ દહીં કે કોઇ પણ પ્રકારની મરી મસાલાવાળા ખટાશ ન જ ખાઓ. આવી ખટાશ પિત્ત જ્યારે ખાટું થયેલું હોય છે ત્યારે તેને ઉશ્કેરી મૂકે છે

## સ્વાતંત્ર્ય ચંદ્ર

સખી ઊગ્યો સ્વાતંત્ર્યનો એ ચંદ્રદેવ;
શહીદોનાં સ્મિતનું એ બિંબ રે,
સ્વતંત્ર્ય ચંદ્ર સાહેલડી.

રાહુના પાશમાં ઘેરાયો ચંદ્રદેવ,
વિદારી દઇને ગ્રહણ રે;
સત્યને સ્નેહે સાહેલડી.

શાંતિના મંત્રનો પ્રેરક એ બુદ્ધદેવ,
પાછો પ્રકાશ્યો વ્યોમ રે;
બાપુને તેડે સાહેલડી.

જુએ ઉમંગની ભરતી હો ચંદ્રદેવ,
હોંશથી ઊમટયો છે દેશ રે;
સ્વાતંત્ર્ય ચંદ્રને નિરખી.

પૂર્ણ પ્રકાશતા રહેજો હો ચંદ્રદેવ,
પુર્ણિમા રહેજો હમેશ રે;
માગીએ હું ને સાહેલડી.

શિષ્ય અશોકના ચક્રે હો ચંદ્રદેવ,
વરસાવો મીઠી આશિષ રે;
માગીએ સહુ સાહેલડી.

રમેશ કા. શુકલ.

## અંતરની વાતડી

કુંજે કોયલડી કુજે આનંદમાં,
વન વગડે મોરલા ટહુકે આનંદમાં,
રજની રૂપે રસી હરખે ભરી,
અંતરની વાતડી આંસુભરી.

ઊડુગણો સહુ ગાતા આનંદમાં,
શાખાઓ વૃક્ષ કેરી ઝૂલે આનંદમાં,
પુષ્પોની પાંખડી હરખે ભરી,
અંતરની વાતડી આંસુ ભરી.

આકાશે ચંદ્રિકા ચમકે આનંદમાં,
સાગર ઘૂઘવતો ઉછળે આનંદમાં,
નૌકાઓ નાચતી હરખે ભરી.
અંતરની વાતડી આંસુભરી.

સૃષ્ટિની કુંજ કુંજ ગાજે આનંદમાં,
રસિયાંનો રાસ ચઢે રમણે આનંદમાં,
સૃષ્ટિની વાતડી હરખે ભરી,
અંતરની વાતડી આંસુભરી.

દામોદર શાહ

અને તાવને પેદા કરે છે. ખટાશ વાળુ લીંબુ કોઈ પણ પ્રકારના ભય વગર લઈ શકાય છે, કારણ કે અમ્લ પ્રતિયોગી–ખટાશને તોડનારી અસર કરે છે, એટલે આ ઋતુમાં એ કાયમા લેવાથી આરોગ્યદાયક બને છે, પિત્તને શમાવે છે.

તાજા લીલા શાકભાજી ન ખાઓ.

પેટ ભરીને ખાવાને બદલે હંમેશા થોડું ઓછું ખાઓ. આથી પૂરતું પાચન થશે અને પોષણ મળશે અને છતાંય ઉપવાસ કર્યો હોય તેવી અસર થશે.

ભાદરવા માસમાં આટલી સાવચેતી રાખવામાં આવશે તો ભાદરવો એ રોગોની માતા મટીને શરદની વિસર્ગ કાળની, પોષણ આપનારી ઋતુ બની રહેશે અને આજે જે મહા ભયંકર રોગો આ જ ઋતુમાં ફાટી નીકળે છે તેમાંથી અવશ્ય બચી જવાશે.

ભાદરવા મહિનાનું આધ પર્વ એ આ ઋતુનું આરોગ્ય દાયક પર્વ છે. એને અનુસરીને, એના ખાનપાનને અપનાવીને આપણે શારીરિક તાકાત મેળવીએ અને રોગ સામે ટક્કર ઝીલવાની પ્રતિકાર શક્તિ પેદા કરીએ.

( હપ્તો-૮ મો )

ગુજરાતને આંગણે શ્રી. સહજાનંદ સ્વામીનું પધારવું અનેક રીતે ઉપકારક થયું ગણી શકાય. એમણે અજ્ઞાનને ખૂણે લપાએલા પછાતોને નીતિનાં અજવાળાં બતાવીને શ્રેયો-ગામી જીવનના રાજમાર્ગ ઉપર આણ્યા. આતતાયીઓના અંતરના ખૂણામાં છૂપાએલા ઉદાત્તભાવોને જાગૃત કરી, તેમને જીવનક્ષેત્રે નિજહિત અને પરહિતનો કલ્યાણલક્ષી પાક ઉતારવાના પરિશ્રમમાં યોજ્યા. રસિકોનાં અભિનંદનની અધિકારી એથી યે મોટેરી સેવા એમણે એ કરી; કે, ગુર્જર સાહિત્ય ઉદ્યાનને મીઠા ગીતોની વર્ષાથી સંતૃપ્ત કરનારૂં કવિ-મેઘોનું મંડળ પોતાની આસપાસ નિર્માવી કાઢ્યું; એમના તરફથી જે આછાં ગાઢાં ઝાપટાંઓ પડ્યાં એનાથી તત્કાલીન વાતાવરણમાં શીતળતા અને સૌરભ પ્રસરેલી અનુભવાય છે.

ભગવાન સ્વામીનારાયણે એમના ઉપદેશોમાં જીવનશુદ્ધિ ઉપર વિશેષ ભાર મૂકયો છે. સ્ત્રી-પુરૂષના અધિકાર ભેદનો નિર્ણય કરીને બાંધેલી મર્યાદાઓ તેમણે તેમના અનુયાયીઓ પાસે કડકપણે પળાવી છે. મહાકવિ પ્રેમાનંદ વિષે જેમ કહેવાયું છે કે, તેમણે સાકરની પાળો બાંધી ઘીની નદીઓ વહેવડાવી, એમ શ્રી. સહજાનંદ સ્વામી માટે પણ કહી શકાય કે તેમણે નીતિની પાળો બાંધીને વચ્ચે રસના ઓધ વહેવડાવ્યા. સમગ્રપણે જોતાં સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓની કવિતાનો ઝોક નીતિમત્તા તરફ છે. પરંતુ કયારેક કયારેક આંખો આંજી દેનારા વૈષ્ણવ ગીતોના શૃંગારિક ઝગમગાટનું પ્રતિબિંબ એમાં પણ પડેલું જોવામાં આવે છે. સ્વામી પ્રેમાનંદનાં ગીતોને દયારામની રસિકતા સાથે હોડમાં ઉતરવું ગમે છે. પોતાના મતના ત્વરિત ફેલાવા માટે સૌંદર્યના જે જે અંશો ઝડપથી પ્રસરી જવાના ધર્મવાળા લાગ્યા

ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

શ્રી. સવાઇલાલ ઈ. પંડયા

*

એમ એમણે સ્વીકારી લીધા. એ કારણથી પણ અનેક કવિ-સંપ્રદાયોનાં લક્ષણો એ સૌની કવિતામાં આવી ગયાં હોય એ બનવા જોગ છે. પરિણામ સરસ આવ્યું છે અને વિવિધ રસવૃત્તિવાળાં સ્ત્રી-પુરૂષોની તૃષા અનાયાસે છિપાવે એવું વિપુલ સાહિત્ય તેઓ સર્જી ગયા છે. સુગમ ભાષામાં રચાએલાં સરસ પદો દૈનિક ઉપાસનામાં પ્રયોજીને એમણે સાધારણ જનતાને કાવ્યાભિમુખ અને ઇષ્ટાભિમુખ કરવાનું ઉભય પ્રયોજન સાધ્યું છે. એ ઉપરાંત વર્ષમાં અનેક વખત આવતા ઓચ્છવોના પ્રસંગે અનેક રસભર્યાં કીર્તનો ભક્તજનો સાજ સાથે ગાઇને જીવનમાં પેસી જતી જડશૂન્યતા અને નીરસતાને ખંખેરી નાખે છે.

સ્વામી પ્રેમાનંદ, બ્રહ્માનંદ ઇત્યાદી નામો તો ગુર્જર સાહિત્ય રસિકોને સુપરિચિત છે. એમનાથી ઓછા જાણીતા ભોમાનંદ સ્વામીના એક પદનો આપણે આ વખતે આસ્વાદ લઇએ.

## ભોમાનંદનાં પદો

મોહન ચાલ્યા મેલી, મથુરામાં મોહન ચાલ્યા મેલી.
આવ્યો અક્રર, લઇ ગયો રે જીવનને,
શું કરીયે સાહેલી ?—મથુરામાં.
અતિ રે છે ક્રુર તેનું નામ અક્રર છે
પાડનારી પણ ઘેલી.—મથુરામાં.

મેલો મરજાદા ચાલો ઝાલીયે જીવનને,
કેમ જશે આપણને ઠેલી?—મથુરામાં.
ભોમાનંદ કે કરી કારજને,
હરિવરસું રંગ કેલી.—મથુરામાં.

૨

ગોકુળ નાવે ગિરધારી—નહીં આવે ગોકુળમાં ગિરધારી;
તોડી ચાલ્યા દોસ્તદારી.—નહીં આવે.
રૂપ લાવણ્યતા ગુણ એનાં જોઇને,
મેલશે આપણને વિસારી.—નહીં આવે.
ભોમાનંદનો નાથ આજ ચાલ્યા,
આવી પડ્યું દુઃખ ભારી.—નહીં આવે.

૩

જીવત કેમ કરી જાય રે,
જીવન વિના જીવત કેમ કરી જાય રે!
અંતર શાંતિ ન થાય રે.—જીવન વિના.
હેત કરીને હરિ ભીડતા હૈયામાં
રાસક્રિડાની માંય રે.—જીવન વિના.
અતિ સુખિયાં કરીને અમને
મેલ્યાં છે વેં'તી લ્હાય રે.—જીવન વિના.
સુનો ગોકુળ ઘાટ જમનાંજીનો
સુનો તે ખાવા ધાય રે.—જીવન વિના.
ભોમાનંદના નાથને રે કેજો
અધર અમૃતપાન પાય રે.—જીવન વિના.

૪

જીવન જીવતાં કરો ગોકુળવાસી,
જીવન જીવતાં કરો,
વાળી રથ પાછો ફેરો, ગોકુળવાસી જીવન.
આપે પોર અમે રયેં ઉલાસમાં
નજરો આગળ ફેરો. ગોકુળવાસી જીવન.
શોક સાગરમાં જ્યેં રે તણાણાં
કાઢી કિનારે ફેરો. ગોકુળવાસી જીવન.
ભોમાનંદના નાથને રે કેજો
રૂડું પણું પરહેરો. ગોકુળવાસી જીવન.

૫

કુબજાને વશ થયા સખી કાન કુબજાને વશ થયા.
ચર્ચી ચંદનને કર્યો ઓશિયાળા
ઘેર એને ચાલીને ગયા. —સખી કાન.
કંસની દાસી ને પંડે છે કૂબડી
ગુણ એના નો જાય કહ્યા. —સખી કાન.
ભોમાનંદના નાથને રે કેજો
અમ ઉપર નાંણી દયા. —સખી કાન,

૬

અરજી એક અમારી,
ઓધવજી અરજી એક અમારી;
કેજો તે કાનને પોકારી. ઓધવજી અરજી.
વાલી કરી છે મથુરાની રે વનિતા
અમને આપ્યું દુઃખ ભારી. ઓધવજી અરજી.
અતિ સુખિયાં કરીને અમને
મારી છે પ્રેમકટારી. ઓધવજી અરજી.
ભોમાનંદના નાથને રે કેજો
દાસી કીધી પ્રાણપ્યારી. ઓધવજી અરજી.

*

મોહન તો આપણને મેલીને મથુરાની વાટે ચાલ્યા. અક્રૂર આવ્યો, આપણા જીવનને ઉપાડી ગયો. નિરાધાર હાલતમાં સાહેલી, આપણાથી શું થઈ શકે! જુવો તો ખરાં! અતિશય ક્રૂર છે, એનું અક્રૂર નામ પડ્યું છે! નામની પાડનારી ફુઇ ઘેલી જ હશે તો! લાજ મરજાદા વળી હવે શી? ચાલો, દોડો, જીવનને ઝાલી જ પાડો. આપણને ઠેલીને એમનાથી કેમ જવાશે? ભોમાનંદ કહે છે કે કાર્ય સર્યું. હરિવર સાથે રંગની રમત થઈ ગઈ એટલે હવે આપણને ઉવેખીને મથુરા જવાનું!

ગિરધારી ગોકુળ આવવાના નથી. તે હવે ગોકુળમાં નહિં જ આવવાના. કેમ કે દોસ્તી તોડીને ચાલ્યા ગયા છે એ કાંઈ ફરીને આવે! વળી મથુરા રહી મોટી અલબેલી નગરી, એની નારીઓ રહી ધૂતારી અને નાથ રહ્યા નવી નવી દોસ્તીથી આકર્ષાનારા. એ રૂપાળીઓના

ગુણો જોઈને આપણને વિસારી મેલવાના. ભોમાનંદનો નાથ તો આજ ચાલ્યા અને આપણે માથે દુઃખનો ભારી બોજ આવી પડ્યો.

રસિયો ભૂલાય એવો નથી હો ! એ તો આપણું જીવન. એના વિના જીવતર શે જશે ? અંતરમાં શાંતિ જ નથી થતી ! એમનાં દીધાં શાં શાં સુખો સંભારવાં ? રાસક્રીડાની વચ્ચે હેતે ઉભરાતા હરિ હૈયે ચાંપતા. એક વખત એમણે અમને અતિ સુખિયાં કર્યાં હતાં અને હવે વિરહની જ્વાળામાં પણ એમણે જ હડસેલી મૂક્યાં. ગોકુળ શૂન્ય છે. યમુનાજીનો ઘાટ શૂન્ય છે. સર્વત્ર વ્યાપેલી શૂન્યતા જાણે ખાવા દોડે છે. કોઈ સંદેશો કહેજો જઈ ભોમાનંદના સ્વામીને કે એમના અમૃતશા હોઠનો આવીને સ્પર્શ કરાવે.

તમારા વિનાનાં ગોકુળવાસીઓ મુવાં જ સમજજો હો ! રથ પાછો વાળો અને અમને જીવતાં રાખો. તમને દીઠયે આઠેય અમે પ્રહર ઉલ્લાસમાં રહીએ છીએ. તો અમારી દૃષ્ટિથી અળગા ન થશો. તમારા વિરહના વિચારે પ્રબળ બનતા શોકના સાગરનાં મોજાંઓ અમને ખેંચી જાય છે. રે ! બહાર કાઢો અને કિનારે મૂકો. ભોમાનંદના નાથને સંદેશો કહેજો કે આવું કુટિલપણું છોડી દેવું ઘટે.

અરેરે, સાંભળ્યું છે સખિ, કે આપણા કાન તો કુબ્જાને વશ થયા છે. હવે ! ચંદનનો અંગરાગ કરી આપવાનો મોટો ઉપકાર કરેલો એટલે સામે ચાલીને એ તો એને ઘેર પહોંચ્યા. એની યોગ્યતા જોજો ! કંસની દાસી, ખૂંધડી અને એના વર્ણવ્યા વર્ણવાય નહિ એવા ગુણ. ભોમાનંદના નાથને કોઈ કહેજો કે આટલી છેલ્લી હદે ઉતરતાં પહેલાં અમારા હૃદયનો તો કાંઈક વિચાર રાખવો'તો !

ઓધવજી અમારી એક અરજ છે તો સાંભળો ! તમારે તે પોકારીને કાનની આગળ રજુ કરવાની છે. એમણે પોતાનો સઘળો સ્નેહ મથુરાની વનિતા ઉપર ઢોળ્યો છે અને અમને તો હવે અકથ્ય અસહ્ય દુઃખ આપ્યું છે. એક વખત અતિશય સુખ પણ એમણે જ આપેલું અને અત્યારે પ્રેમની કટારી ભોંકવાની વ્યથા એ એમની જ દીધેલી છે. અમારા ઉપેક્ષિત પ્રેમની વેદનાવાણી ભોમાનંદના નાથને પહોંચાડજો, કે કોઈ પાત્ર ન મળ્યું તે એક દાસીને પ્રાણપ્રિય સ્વજન તરીકે પ્રતિષ્ઠિત કરી ?

અશિક્ષિતપટુ ગોપ યુવતીઓનાં વ્યથિત હૃદયોનાં ભાવપરિવર્તનો ઝીલતા સાદા શબ્દો, ઝડપથી ઉકેલતા પ્રસંગો અને લાગણીઓનો આવેગ ઝીલવાની યોગ્યતાવાળો રાગ ગીતને સત્કારપાત્ર બનાવે છે.

## ગુલાબનો હાર

ભાઈ લાવ્યા ગુલાબનો હાર,
ગૂંથણ એનું નવતર રે,
મઢ્યા એમાં અમુલખ તાર,
નથી એનું વળતર રે...ભાઈ
ધોળા, પીળા, ગુલાબી રંગ,
આંખડીઓ ત્યાં ચોંટી રે,
મનોહર સુગંધનો સંગ,
સાહેલડી સૌ ઘેલી થઈ રે...ભાઈ
વાયુ સાથે, પાંખડીનો પમરાટ,
જોઈને સૌનાં દિલ હરખ્યાં રે,
હું તો છું ચકચૂર,
અંગે અંગ આજ હરખ્યાં રે...ભાઈ
માગું ઈશ, કદિય ના કરમાય,
મારૂં જીવન આપું રે,
યુગોયુગ રહેજો ખિલખિલાટ,
એને મન મંદિરીયે સ્થાપું રે...ભાઈ
સૂરજ, ના તપીશ ઝાઝી વાર,
પવન એને પમરાવો રે,
વર્ષોથી હું જોતી એની વાટ,
સાહેલડી સૌ મંગળ ગાવો રે...ભાઈ

ગોવિંદ કવિ

## આધુનિક ફેશનને નામે



### સ્ત્રી–સમાજમાં પેઠેલી બદી

# જુગાર અને દારૂ

*

છેલ્લા થોડા વર્ષોમાં નાણાનો જે ફુગાવો આવ્યો છે એને કારણે લોકોમાં મોજશોખ વધ્યો છે, ને સાથો સાથ સમાજનું નીતિનું ધોરણ પણ નીચું ગયું છે. એનો ચેપ સ્ત્રીઓને પણ લાગ્યો છે. સ્વતંત્રતાને નામે સ્વછંદતાને પોષતી ક્લબો અને સોસાયટીઓમાં સ્ત્રીઓ આજે જાય છે, ત્યાં હિંદી સંસ્કૃતિની મર્યાદા જાળવવાને બદલે પાશ્ચાત્ય દેશનું અનુકરણ કરતાં શીખી છે ને એને કારણે તેઓ સીગારેટ, દારૂ અને જુગારની લતે ચડીને એટલી નીચી ઉતરી છે કે હિંદના સ્ત્રી–સમાજને અને હિંદી સંસ્કૃતિને તેઓ લાંછન લગાડે છે. એવા એક બે કિસ્સા 'શાન્તી' પત્રમાં પ્રગટ થયા છે.

મુંબઈમાં મરીન ડ્રાઇવ ઉપર એક મધ્યમ વર્ગના પરિવારની ૨૩ વર્ષની મૃદુભાષી યુવાન કુમારી રહે છે. તે આધુનિક ફેશનથી રંગાએલી, ક્લબમાં જનારી અને પશ્ચિમનું અંધ–અનુકરણ કરીને દારૂ પીવાની લતે ચડી ગઈ છે. કોઈ કોઈ વખત જુગાર પણ ખેલે છે. ગયા મહિને જુગાર રમતાં તે એક હજાર રૂપીયા હારી ગઇ. ક્લબના નિયમ અનુસાર એવડી મોટી રકમ ત્યાંના ચોપડાના હિસાબમાં લખી શકાય નહિ, એટલે હીસાબમાં લખ્યા સિવાય આવતા અઠવાડિએ એ રકમ આપી દેવાની કબુલત આપી. એક શેર દલાલ વચ્ચે પડયા ને આવતે અઠવાડીએ પૈસા ચૂકવી દેવાની કબુલત મંજુર રહી.

પરંતુ અઠવાડીઆ પછી એ રકમ એ યુવતી ચૂકવી શકી નહિ, એટલે એક શરત એની સામે રજુ થઇ કે, એક દાવ હજાર રૂપીઆનો રમી લેવો ને જો યુવતી હારે તો બે હજાર આપે ને યુવક હારે તો લહેણું–દેણું પતી જાય. ક્લબના નિયમાનુસાર આવી રીતે મોટી રકમનો શરતી દાવ મૂકીને ક્લબમાં રમી શકાય નહિ, એથી સાંજે સાત વાગે પેલા યુવકને ઘેર મળવાનું નક્કી થયું અને નિયત સમયે પેલી યુવતી આવી પહોંચી. આજે તે ખૂબ ઉદાસ અને અસ્વસ્થ દેખાતી હતી, એથી પેલા યુવકે વ્હીસ્કી (દારૂ)નો એક પેગ યુવતીને આપ્યો ને તેણે આભાર સાથે સ્વીકારી લીધો.

પછી રમત શરૂ થઇ અને યુવતી હારી ગઇ. હજાર ને બદલે બે હજાર રૂપીઆની રકમનું દેવું થયું. એથી યુવતી નીરાશ બની ગઈ. પણ યુવકે તેને હિંમત આપી ફરી બે હજારનો દાવ મૂકીને રમવાનો આગ્રહ કર્યો, ને 'હાર્યો જુગારી બમણું રમે,' એમ એક દાવ રમી લેવાની યુવતી ના ન કહી શકી. પણ કમનસીબે આ વખતે પણ યુવતી હારી ગઇ. એનું લોહી ઉડી ગયું ને ચહેરો ફીક્કો પડી ગયો. ચાર હજારનું દેવું થવાથી એ સંજ્ઞાહીન બનીને આરામ ખુરશી ઉપર લાંબી થઇને પડી.

દારૂ અને યૌવનના તોરમાં રાતને વખતે એકાંતમાં કામવિવશ બનેલ યુવકે યુવતીની પરિસ્થિતિ માપી લીધી અને એક પેગ દારૂનો વધારે આપી, લેણું માફ કરી દેવાનું આશ્વાસન આપ્યું. દારૂ અને નિરાશાથી દુર્બળ બનેલી

યુવતી કૃતજ્ઞતાના ભાર તળે ઝુકી ગઇ, અને યુવકની ઉચિત અને અનુચિત્ત માગણીઓનો વિરોધ કરી શકી નહિ. છેવટે યુવકે દારૂની એક પ્યાલી આપી ને જ્યારે એ યુવતી ઘેર જવા નીકળી ત્યારે એનું કૌમાર્ય ખંડીત થઇ ચૂક્યું હતું.

અને એવો જ એક કિસ્સો જુગારની લતે ચડેલી યુવતીનો છે. મુંબઇમાં મરીન ડ્રાઇવ ઉપરના સુંદર આલીશાન બંગલામાં ૨૯ વર્ષની શ્રીમતી . . . . . . તેમના પતિ સાથે રહે છે. આ યુવતી ખૂબ ચાલાક અને નવા રંગથી રંગાયેલ છે. ક્લબમાં જાય છે, અને જુગાર રમે છે. દાવ જીતે છે ત્યારે રોકડી રકમ લઇ લે છે અને હારે છે ત્યારે સામાને હસી, પટાવી, રમાડી, દેવાની રકમમાંથી મુક્તિ મેળવે છે. જરૂર પડે તો આત્મસમર્પણ-પોતાના દેહને સોંપી દેવામાં પણ એને સંકોચ થતો નથી. એના પતિ એની આ બધી વાતો અને રીતભાતથી માહિતગાર છે અને કોઇ કોઇ વખત તો તેના આ ધંધામાં તેને સરળતા કરી આપે છે અથવા મદદ કરે છે. કોઇ દિવસ જુગારમાં જો એ ધારેલી રકમ કમાઈ શકતી નથી તો કોઈ પર-પુરૂષ સાથે ધારેલી રકમ લઇને બે ચાર કલાક વિનોદ, સહેલ કે મોજમજાહ માટે એ યુવતી જઇ શકે છે. પુરૂષ એને પોતાની સ્ત્રી પ્રત્યેની ઉદારતા સમજે છે, પણ આધુનિકતાના આવરણમાં લપેટાયેલી એની લોલપતા તો આ પુતળીઓના કાનમાં ક્યારની આવીને કહી ગઇ હોય છે. જુગાર અને દારૂની બદીથી માણસોએ ધન, માલ, મીલ્કત ને જીવન ગુમાવ્યાના અનેક દાખલા આપણે જાણીએ છીએ, પરંતુ સ્ત્રીઓ પણ જુગાર અને દારૂની બદીમાં સપડાઈ પોતાના શીયળને ગૂમાવે એ હિંદની સ્ત્રીઓ માટે અસહ્ય બનવું જોઇએ. અને આજે આપણી સરકાર દારૂને દેશવટો દેવા મહેનત કરે છે ત્યારે કેટલાક વિરોધીઓ એ સામે બૂમો પાડે છે તેમને ઉપલા કિસ્સાઓ સાદર કરવા જોઇએ.

આપણા સમાજમાં ચાલતો



# લોહીનો વેપાર

*

વઢવાણ શહેરના એક બારોટની વીધવાબાઈ ત્યાંના એક રજપૂતની પંદર વર્ષની કન્યાને છાની રીતે અમદાવાદ લઇ આવેલી, તેથી ફરીયાદ થતાં પોલીસ તપાસમાં જણાયું છે કે, તે છોકરીને અમદાવાદ લઇ આવી, એક વણીક ગૃહસ્થને વેચી, બળજબરીથી તેને ત્યાં રાખવામાં આવેલી. છોકરીએ એ હકીકત જાહેર કરવાથી પોલીસ તપાસમાં એ બારોટ વિધવાબાઇના ઘરમાંથી પ્રેમપત્રો, ફોટાઓ વગેરે મળી આવ્યું છે.

*

ભાવનગરમાં લોહીનો વેપાર કરતી એક ટોળીએ એક કોળીની યુવાન છોકરીને ગૂજરાતમાં લઇ જવા માટે તેની માને મોટી રકમની લાલચ આપેલી, પણ છોકરીએ જવાની ના પાડવાથી ને દબાણ કરશે તો આપઘાત કરવાની ધમકી આપવાથી ટોળીના દલાલો નીરાશ થઇ પાછા ગયા.

*

પોરબંદરમાં એક સારા આબરૂદાર માણસના અવરજવરથી અને માબાપના પાપે, એક કુંવારી બાળાને અનાચારનું પાપ ભોગવવાનો પ્રસંગ આવ્યાનું કહેવાય છે.

## પ્રાચીન ભારતની



# સ્ત્રી-શક્તિ

કુમારી શ્રી. નિર્મલાદેવી

*

ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ ગૌરવ ભરેલો છે, તે ઇતિહાસ તો સારી પેઠે કહી શકશે. પુરુષોએ તે ઇતિહાસ ઘડવામાં જેટલો ફાળો આપ્યો છે તેટલો સ્ત્રીઓએ પણ આપેલો છે, કારણ કે તે સમયે પુરુષ જાતોએ સ્ત્રીને અવમાની નહોતી. સ્ત્રી એ પુરુષની સમોવડી હતી. ભારતની સંસ્કૃતિમાં તે સ્ત્રીઓનો પણ મોટો ફાળો છે; અને તેમનાં નામો ઇતિહાસને પાને અંકિત થયેલ છે. તેમાંનાં કેટલાંકનાં નામસ્મરણ કરીશું.

જનક મહારાજાને ત્યાં મહર્ષિઓની સભામાં શ્રી. યાજ્ઞવલ્ક્ય મુનીશ્વર સામે ગંભીર પ્રશ્નોની ઝડી લગાવનાર, ગાર્ગી એક સ્ત્રી જ હતી !

શ્રી. શંકરાચાર્ય અને સ્વપતિ મંડનમિશ્રના શાસ્ત્રાર્થમાં મધ્યસ્થ બનનારી અને શ્રી શંકર જેવા દિગ્ગજ વિદ્વાન આચાર્યને શાસ્ત્રાર્થમાં ૧૭ દિન સુધી હંફાવનારી ભારતી (સરસ્વતી) વિજેત્રી, ત્યાગમયી, રાજકન્યા સુલભા એક સ્ત્રી જ હતી !

પારણામાં જ હાલરડાંથી સ્વબાળકોને બ્રહ્મબોધ કરાવનારી મહારાણી મદાલસા એક સ્ત્રી જ હતી !

ગિરિધર ગોપાલમાં પાગલ, ચિતોડના મહારાણી પદને ઠોકર લગાવી, ગોકુળની ગોવાળણ બનનારી, કૃષ્ણપ્રેમની વિજયધ્વજા ફરકાવનારી મીરા એક નારી જ હતી !

યમરાજને પણ સ્તંભાવનાર સ્વશક્તિથી આકાશગામિની, સતીત્વની મૂર્તિ સાવિત્રી એક સ્ત્રી જ હતી !

સૂર્યનાં ઉદયને રોકનારી પરમ શીલવતી, સતી શિરોમણી નર્મદા એક સ્ત્રી જ હતી !

દેવાધિદેવ ત્રણે ય દેવોને બાળક બનાવી રમાડતી મહાસતી અનસૂયા એક સ્ત્રી જ હતી !

અશોકવનમાં શોકગ્રસ્ત મનપ્રાણે ૧૨ વર્ષ વીતાવનારી, સ્વસ્વામીની અનન્ય એકનિષ્ઠ ઉપાસિકા, સત્ત્વગુણની મૂર્તિ, જગન્માતા સીતા એક સ્ત્રી જ હતી ! અને 'ઉર્મિલા'ને કવિઓએ અવગણી છે પણ તેનું બલિદાન કેટલું બધું હતું તે કોણ જાણે છે ?

અસંખ્ય મહાયોદ્ધાઓને પરાસ્ત કરવાવાળી, રણદુંદુભિ વગાડનારી વીરાંગનાઓ સ્ત્રીઓ જ હતી !

વિદ્યા, ભક્તિ, પ્રેમ, શૌર્ય, શીલ, જ્ઞાન, વસ્યા હતાં ભારતીય નારીમાં ! હતાં અણુ અણુમાં સંસ્કૃતિ, સંસ્કાર; એનું મૂળ સંસ્કૃત.

અલબત્ત અમુક સ્વયં સંસ્કૃતની પારગામી હતી અને અમુક પરંપરયા શ્રુતશાસ્ત્રજ્ઞાની હતી. પરંતુ એ સહુ સુરભારતી સમુપાસિકા, પવિત્રના પણ જેના યોગે પવિત્ર બને એવી એ સતિઓ ભારતી લલનાઓ હતી જગપૂજ્યા !

આ દેશનો એક સમય હતો કે જ્યારે તમામ ઘરો વિદ્યાથી વિભૂષિત નારીઓથી સુશોભિત હતા. જે જેટલા મોટા ધની, માની, મહારાજ હતા તેના પરિવારની ગૃહલક્ષ્મીઓ અને કન્યાઓ પણ એટલી જ મોટી (એથી વધારે) વિદુષી, જ્ઞાનસમ્પન્ના, વ્યવહારદક્ષા, મહાબુદ્ધિમતી, વિવિધ કલા વિશારદાઓ હતી! સામાન્ય કાઢતી પુતળીઓ નહોતી.

**અખિલ** હિંદ મહિલા પરિષદનાં પ્રમુખ શ્રી. અનસુયાબાઈ કાલેએ અમરાવતીમાં જણાવ્યું હતું કે સ્ત્રીઓએ રાજકીય કાર્યકરોને પરણવું ન જોઈએ, કારણકે તેમનો બધો સમય પોતાના પતિના મહેમાનોની સરભરા પાછળ જ જાય છે. એક કાર્યકરે, જો પુરૂષો રાજકીય સ્ત્રી કાર્યકરોને પરણે તો તેમની શી સ્થિતિ થાય? એવો પ્રશ્ન કરતાં હાસ્ય ફેલાયું હતું.

*

બર્મિંગહામ નજીક સ્ત્રી ગુનેગારો માટે સળીયા વગરની જેલ તૈયાર કરવામાં આવનાર છે. બ્રિટનમાં આ જાતની જેલ પહેલી જ છે. એ માનસશાસ્ત્રીઓ માટે અખતરાઓ કરવાનું એક કેન્દ્ર બની રહેશે. ત્યાં રખાનારી સ્ત્રી કેદીઓને ગૃહકાર્ય અથવા તો કારખાનામાં કામ કરવા જવાની છૂટ અપાશે, પણ સાંજ પડે કે જેલમાં તેમણે હાજર થવું પડશે. અપરિણીત સ્ત્રીઓને અમુક શરતોએ તેના પુરૂષ મિત્રોને મળવા દેવાશે, જ્યારે પરણેલી સ્ત્રીઓને જેલની બહાર તેના પતિને મળવા દેવામાં આવશે.

*

હિન્દની પાર્લામેન્ટમાં, લડાઈમાં હિંદની ખ્રિસ્તી બાઈઓને પરણેલા ને પછી તેમને છોડી ગયેલા પરદેશીઓને કારણે ઉભી થયેલી પરિસ્થિતિનો તોડ કાઢવા, આવી બાઈઓને તેમના પતિની હાજરી કે સમ્મતિ વિના છુટાછેડા આપી શકાય એવો કાયદો કર્યો છે.

*

જુનાગઢના માજી નવાબ મહોબતખાનને ચાર બેગમો ઓછી હોય તેમ માનીને ફરીથી એક બેગમનો કરાંચીમાં વધારો કર્યો છે. શાહજાદા હિંમતખાનની જનેતા બેગમ અમીના જે જૂનાગઢવાળાં બેગમને નામે જાણીતી છે તે પોતાના બે ભાઈઓ સાથે કરાંચીમાં આંસુ સારતી અને ઝવેરાત વેચતી દુઃખમાં દિવસો ગુજારે છે. જૂનાગઢના નવાબની બેગમોમાંથી એકને દીકરીનો પ્રસવ થયો છે અને નવાબ આંખો તદ્દન ગુમાવવાની સ્થિતિમાં આવ્યા છે.

# સૌરભ





*

રાજકીય અને આર્થિક યોજના સમિતિએ પ્રસિદ્ધ કરેલા અહેવાલમાં જણાવ્યા મુજબ બ્રિટનના ઉદ્યોગોમાં પરણેલી સ્ત્રીઓ અને તેમાં પણ ખાસ કરીને મોટી ઉંમરની અને પ્રૌઢ સ્ત્રીઓને કામે લગાડવાની ઘણી જ જરૂર પડશે. અત્યારે પણ બ્રિટનમાં કામદારોની તંગી ટાળવા માટેની રાષ્ટ્રિય હિલચાલમાં મોટી ઉંમરની સ્ત્રીઓ જ વધારે પ્રમાણમાં ભાગ લઈ રહી છે. ૬૦ અને તેથી વધારે ઉંમરની ઉદ્યોગોમાં કામ કરનારી સ્ત્રીઓનું પ્રમાણ સને ૧૯૩૯માં ૫/૩ ટકાનું હતું તેમાંથી વધીને સ. ૧૯૩૭માં ૭/૯ ટકાનું થયું હતું. એનો અર્થ એવો થાય છે કે લડાઈ પહેલાં માત્ર ૬૩,૦૦૦ સ્ત્રીઓ જ કામ કરતી હતી. તેની સરખામણીમાં હાલમાં ઓછામાં ઓછી ૧૦૪,૦૦૦ સ્ત્રીઓ કામ કરે છે. એટલે કે સ્ત્રી કામદારોની સંખ્યામાં ૬૫ ટકાનો વધારો થયો છે.

*

ઘરકામ કરનારી અને ઓફિસોમાં સાફસુફ કરનારી ૫૪ વર્ષની મિસિસ એડિથ રિચાર્ડ-

સનની બોર્ડ ઓફ ટ્રેડની જીવનની જરૂરીઆતની વસ્તુઓની વહેંચણી કરનારાઓની નવી સલાહકાર સમિતિમાં કાપડની વહેંચણી અંગેના પ્રશ્નો સંબંધી સલાહ આપવા માટે સરકાર તરફથી નિમણૂંક કરવામાં આવી છે. ગયે મહિને મિસિસ રિચાર્ડસન અને તેમના જેવી જ બીજી બે સ્ત્રીઓએ બોર્ડ ઓફ ટ્રેડ અને કાપડ ઉદ્યોગના અધિકારીઓની પરિષદની બેઠકમાં ભાગ લીધો હતો. ત્યારબાદ તેમને તે સંબંધીના સત્તાવાર આંકડાઓ તથા બીજી જરૂરી માહિતી પૂરી પાડવામાં આવવાથી તેમણે લોકોમાં કાપડની વહેંચણી સંબંધી એક લંબાણ યાદી તૈયાર કરી હતી.

*

સ્ત્રીઓની સ્વયંસેવક સંસ્થા બ્રિટનમાં સ. ૧૯૩૮ માં અસ્તિત્વમાં આવી હતી અને તેણે તાજેતરમાં પોતાની દશમી વાર્ષિક જયન્તિ ઉજવી હતી. ખાનગી ગૃહોમાં કરકસરની ભાવનાને ઉત્તેજન આપવા માટે–સામાન્ય રીતે જીવનની જરૂરીઆતની જે જે વસ્તુઓની તંગી હોય તેને હળવી બનાવવાના કાર્યમાં સ્થાનિક સત્તાવાળાઓની સાથે ગાઢ સમ્પર્ક જાળવીને કામ કરે છે. વળી તે તેના પ્રમુખના શબ્દમાં–જીવનની સુરુચિઓને જાળવી રાખવાનું કાર્ય, કપડાંની વહેંચણીના કેન્દ્રો, વૃદ્ધ માણસોનાં ગૃહો અને 'ડાબી' અને 'જોઆન' કલબોની વ્યવસ્થા કરવાનું કામ કરે રહી છે. જે સ્ત્રીઓ પોતાને હાથે નિકાસ માટેની વસ્તુઓ બનાવવામાં કુશળ હોય તેમને માટે ઘરમાં બેઠે બેઠે કામ કરવાની [illegible] કરી આપીને ઉત્પાદનના વધારાની ચે[illegible] મદદ કરે છે.

*

ઇંગ્લાંડમાં મિડલસેકસ પર [illegible] ખેડુતોને ખેતીના કામમાં મદદ કરવાને મ. [illegible]ટનની ૬૦ સ્ત્રીઓએ પોતાની રવિવારની રજા જતી કરવાનો નિર્ણય કર્યો છે. તે બધી 'લંડનસ લેન્ડ કલબની'ની સભ્યાઓ છે. આ મંડળનો ઉદ્દેશ દેશમાં અનાજના ઉત્પાદનનું પ્રમાણ વધારવા અને ગ્રામ્યપ્રદેશો વિષે બની શકે તેટલું જ્ઞાન મેળવવાનો છે. તેમાંની કેટલીક સ્ત્રીઓ કારકુનો છે, દુકાનોમાંની મદદનીશો છે, ગ્રંથપાલિકાઓ છે–બધી જ નોકરી કરીને ગુજરાન ચલાવનારી છે. તેઓની ભોગ આપવાની એટલી હદ સુધીની તૈયારી છે કે તેઓ તેમને આ કામના બદલામાં મળનારા વેતનમાંથી પોતાના ખર્ચ પુરતા જ પૈસા રાખીને બાકીના પૈસા ધર્માદામાં આપી દેશે.

*

અમેરિકાના ન્યુજર્સી ખાતે ૪૦૦ નગ્ન સ્ત્રી–પુરુષોનું સંમેલન મળ્યું ત્યારે સંમેલનનો છેલ્લો કાર્યક્રમ બુરખો પહેરીને નૃત્ય કરવાનો હતો, પરંતુ તેઓ જ્યારે નગ્ન અવસ્થામાં નૃત્ય કરતાં હતાં ત્યારે મહાસાગરમાંથી સખ્ત ઠંડા પવને અને મચ્છરોએ તેમના પર આક્રમણ કર્યું તેથી સંમેલનમાં ભંગાણ પડ્યું હતું. પ્રતિનિધિઓ શરીર ખંજવાળતા નાસી ગયા હતા.

*

મહાત્મા ગાંધીજીના જન્મસ્થાનને અસલ સ્વરૂપમાં જાળવી રાખી તેની બાજુમાં તેમના જીવનમંત્રના પ્રચારાર્થે એક સ્થાનની રચના કરવા ૧૯૪૫ની આખરે પૂનામાં રાજરત્ન શેઠ શ્રી નાનજીભાઇ કાળીદાસે બાપુજી પાસે વાત રજુ કરી ત્યારે બાપુએ તેમને [illegible]શિર્વાદ આપેલા. એ યોજના અનુસાર બા[illegible]જન્મસ્થળ પોરબંદરમાં કીર્તિમંદિર બના[illegible]સાનો પ્રચાર, અસ્પૃશ્યતા નિવારણ, ગ્રામ[illegible], સ્ત્રી જાતીની ઉન્નતિ, રાષ્ટ્રભાષા પ્રચાર, [illegible]કાલય, આરોગ્ય ગૃહ, સંગ્રહસ્થાન, રેંટીઆ [illegible]ત્તિ ને સ્વદેશી વસ્તુનો પ્રચાર વગેરે વિભાગો ઉપરાંત બાપુજીના જીવનસૂત્રો કોતરાવી કીર્તિમંદિર દ્વારા બાપુજીની પ્રેરણાઓ જગતને મળે એ દૃષ્ટિએ એ કીર્તિમંદિરની શીલારોપણ વીધી

દરબાર સાહેબ ગોપાળદાસના હાથે પોરબંદરમાં થઇ છે.

*

છોકરાઓની લગ્ન વય ૧૮ થી વધારી ૨૦ની અને છોકરીઓની ૧૪ થી વધારી ૧૫ કરવા માટે, તેમજ અસમાન લગ્નમાં ૧૮ વર્ષથી નાની ઉમરની છોકરીઓને રક્ષણ આપવા, તેમજ ૪૫ વર્ષની ઉપરના પુરૂષ સાથે તેમના લગ્ન કરવાના કાર્યને કોગ્નીઝેબલ ગુનો ગણવા માટે કાયદામાં સુધારો કરતું બીલ હિંદી પાર્લામેન્ટમાં રજુ થયું છે. પંડિત ભાર્ગવે કહ્યું હતું કે ૧૬ વર્ષ પહેલાં છોકરી માતા બને એ સલામત નથી. શ્રીમતી રેણુકા રેએ બીલને ટેકો આપ્યો હતો. બીલ સીલેક્ટ કમીટીને સોંપાયું છે.

*

શ્રીમતી ગર્ટ્રુડ ઇમર્સને એને 'મુંગું હિંદ' નામનું પુસ્તક લખ્યું ત્યારે તે પુસ્તક લખતા પહેલાં તેમણે જાતી અનુભવ માટે યુક્ત પ્રાંતના ઉત્તર છેડાના એક ગામડામાં એક વર્ષ સુધી વસવાટ કર્યો અને પોતાને આવડતી પ્રાથમિક વૈદકિય સારવાર દ્વારા લોકોના સંપર્કમાં આવી સાચી હકીકતનું જ્ઞાન અને અનુભવ મેળવ્યાં હતાં. એ પુસ્તકમાં તેમણે હિંદના ગામડાઓમાં મુસાફરી કરતાં ગ્રામવાસીઓ મળ્યા તેનું વર્ણન, તેમના જીવન પાછળના રાજકીય અને સામાજીક અને સાંસ્કૃતિક અંશોની ઓળખ કરાવી છે.

*

યુનાઇટેડ એશીઆ નામના માસિકના 'એશીઆ અવેક' નામના અંકમાં શ્રી. કમળા-ચટ્ટોપાધ્યાયનો લેખ 'એશીઆમાં સ્વતંત્ર ચળવળો' અને બ્રાઝિલિયન કવયિત્રી સેસિલા મિરેલસનું 'ગાંધીજીની શહિદી' નામનું મૂળ પોર્તુગીઝમાંથી અંગ્રેજીમાં અનુવાદ થયેલ ગીત પ્રગટ થયું છે.

*

સુંદર અંગ્રેજી કાવ્યો રચતી ભારતીય સ્ત્રી કવિ શ્રી. સરવિણાદેવીનો નવો કાવ્ય સંગ્રહ 'A Throne of Sonnets' તાજેતરમાં પ્રગટ થયો છે. આ અગાઉ પ્રગટ થયેલ તેમના સોનેટનો કાવ્ય સંગ્રહ 'ધી બુક ઓફ એનીશીએશન્સ ઓફ'થી તેમને ખૂબ ખ્યાતી મળી છે.

*

જાણીતી આફ્રિકન વેરા બ્રિટનનું તેની આત્મકથા ઉપર લખાયેલ 'ઓન બીકમીંગ એ રાઇટર' નામનું પુસ્તક પ્રગટ થયું છે.

*

શ્રીમતી રાધારાણીદેવી અને શ્રી. નરેનદેવના સંયુક્ત સંપાદનપણા નીચે 'કથારૂપ' નામે નવલીકા સંગ્રહ પ્રગટ થયો હતો ને દરેક વાચકની પાસેથી ઉત્તમ વાર્તા કઈ એ પૂછાવેલું, તેમાં નારાયણ ગંગુલીને 'ઇતિહાસ' નામની વાર્તા માટે કલકત્તા કેમીકલ કંપની લી. તરફથી હજાર રૂપીઆનું ઇનામ અપાયું.

*

આજથી દશ વર્ષ પહેલાં દક્ષીણ આફ્રિકાની લેખીકા માર્દેલીન મેસને 'નેરાઇમ હર્ટ' નામની નવલકથા લખી હતી. તે તેણે લંડનમાં બધા પ્રકાશકોને બતાવી પણ કોઈને તે પ્રગટ કરવા જેવી નવલકથા લાગી નહિ. એવામાં બીજો મહાન વિગ્રહ જાગ્યો ને તેનું મેટર ગુમ થઈ ગયું. તે પોતે પણ એ વિષે બધું ભૂલી ગઈ. અચાનક ગયે વર્ષે તે મેટર એક મિત્રના હાથમાં આવ્યું, અને તે હવે પ્રગટ થવાની અણી ઉપર છે. તાજેતરમાં સ્વીટ્ઝરલેન્ડમાં અઢાર મહિના રહીને તેણે બીજી ત્રણ નવલકથાઓ લખી કાઢી છે. તે લંડન થઇ પોતાના વતન દક્ષિણ આફ્રિકામાં પહોંચી છે.

*

જાણીતાં પત્રકાર ગેડમે હ લ્યુકને એક સાંઢ ભેટ મળ્યો. પણ સાંઢની રંગાડપી તેના

ગ્રાહક ઘટવા માંડયાં. એક કર્નલની પત્નીનો શિકાર કરી જવાથી તેના પત્રની ગ્રાહક સંખ્યા ઘટીને ૫૯૭ ઉપર ઉતરી ગઈ. એટલે હવે મેડમ દલ્યુઝ પોતાને ભેટ મળેલ સીંહ લીઓને ડાકરના પ્રાણી સંગ્રહસ્થાન (ઝુ) માં મોકલી આપી પોતાના પત્રના ગ્રાહકોની સંખ્યા વધારવાનું વિચારે છે.

*

કલકત્તાના સ્ત્રીસમાજ માટે એક ઉપકારક તપાસ હાથ ધરવામાં આવી છે. કલકત્તાની જાહેર આરોગ્ય અને તંદુરસ્તીને લગતી અખિલ હિંદની સંસ્થા તરફથી બે સ્ત્રી કાર્યકરોએ બાર વર્ષથી માંડીને પ્રાંતની ૫૦ વર્ષની વય સુધીની સ્ત્રીઓની અંગત મુલાકાત લઇને, તેઓની શારીરિક હાલત, તેઓને મળતું પોષણ, તેઓમાં બાળજન્મનું પ્રમાણ વગેરેની બારીક તપાસ હાથ ધરી છે. આ તપાસ હાલ તરત બંગાળી મહિલાઓ પુરતી મર્યાદિત રહી છે. તપાસ કલકત્તાના જુદાજુદા વર્ગોની મહિલાઓ પૂરતી વ્યાપક રહેશે. અત્યારે દક્ષિણ કલકત્તાની લગભગ ૨૦૦૦ સ્ત્રીઓની મુલાકાત લેવામાં આવનાર છે.

આ પ્રશ્નનું પદ્ધતિસરનું અને વૈજ્ઞાનિક પૃથક્કરણ થઈ શકે તે માટે સમાજના જુદા જુદા થરોની સ્ત્રીઓની મુલાકાત લઇને સમગ્ર પ્રશ્નની માહિતી મેળવવામાં આવશે. મધ્ય કલકત્તામાં મોટે ભાગે રૂઢિચુસ્ત મધ્યમ વર્ગના કુટુંબો વસે છે. આ વર્ગની સ્ત્રીઓની હાલત વિષે પૂરતી માહિતી મેળવી લેવાઈ છે.

હુગલી જિલ્લાના સિંદુરમાં આવી જ રીતની તપાસ કરવામાં આવી છે અને એ રીતે ગ્રામ્ય વિસ્તારોમાં વસતી મહિલાઓની તપાસ કરવામાં આવી છે. દક્ષિણ કલકત્તામાં કંઈક ઉચ્ચતર થરના કુટુંબો રહે છે. ઉપરાંત એ વર્ગ સુશિક્ષિત પણ છે. એ વિસ્તારની તપાસનું કામ પૂરું થયા પછી પાર્ક સરકસમાં આવેલી મુસ્લિમ વસતીની તપાસ હાથ ધરવામાં આવશે. બંગાળી મહિલાઓ પૂરતી જ આ તપાસ હાલ તરત મર્યાદિત રખાયેલી છે. આ તપાસ કરનારી સ્ત્રી કાર્યકરો કલકત્તા વિદ્યાપીઠની સ્નાતિકાઓ છે. જે સંસ્થા તરફથી આ તપાસ હાથ ધરવામાં આવેલી છે તે સંસ્થામાં તેઓ ખાસ તાલીમ માટેનો અભ્યાસ કરવા ધારે છે. તેઓ ઘરે ઘર ફરીને સ્ત્રીઓ પાસેથી બધી માહિતી મેળવે છે. સ્ત્રીને કેટલી સુવાવડ આવી, તેને કેટલાં સંતાનો છે, તેનો ખોરાક શો છે, તેના નિવાસનું વાતાવરણ કેવું છે વગેરે માહિતીઓ સ્ત્રીઓ પાસેથી મેળવાય છે.

ડૉ. શ્રીમતી મુક્તા સેન અને શ્રી. સી. ચન્દ્રશેખરની દેખરેખ હેઠળ આ તપાસનું કાર્ય ચાલે છે. શ્રીમતી મુક્તા સેન ઉપરોક્ત સંસ્થાના સુતિકાશાસ્ત્ર અને શિશુકલ્યાણના પ્રાધ્યાપિકા છે. ૧૯૪૯ના માર્ચ મહિનામાં ચાલુ તપાસનું કાર્ય પૂરું થવા ધારણા છે.

*

જાપાનમાં ધ્રુચી નો સેઝીના આગેવાન વેપારીઓ પોતાની પત્નીઓની અસ્વસ્થતા અને ચળવળને લીધે મૂંઝાઈ ગયા છે.

લાંબા વખતથી કંટાળી ગયેલી આગેવાનોની પત્નીઓએ તા. ૨૯મી જુલાઈએ વ્યવસ્થિત રીતે સંગઠન કરીને જાહેર કર્યું છે કે તેમના પતિઓ અન્યાયી અને બેઇમાની છે.

સ્ત્રીઓ ત્રણ વાતની માંગણી માટે એક બની છે, અને પોતાના પતિઓ જે દુર્લક્ષી બન્યા છે તેમની સમક્ષ તે રજુ કરી છે. તેઓએ ચેતવણી પણ આપી દીધી છે કે તેમની માંગણી પર જો પૂરતું ધ્યાન નહિ અપાશે તો તેનું પરિણામ 'હડતાળ' યા તો છૂટાછેડામાં પણ પરિણમશે.

માંગણીઓમાં પ્રથમ તો પતિઓએ સાંજના ૭ વાગે ઘેર પાછા ફરી જવું.

બીજું ઘરની બહાર તેમના ધણીઓએ અડધા પીન્ટ લીકર ( શરાબ )થી વધારે નહિ લેવાનો. ત્રીજું, પતિઓએ તેમની પત્નીઓને 'હે', 'શી' 'અલી' વગેરે કહેવાનું બંધ કરી દેવું.

*

મુંબઈમાં ગયે મહિને શ્રીમતી ના. દા. ઠા. મહિલા વિદ્યાપીઠના પદવીદાન સમારંભમાં બોલતાં મુંબઈના ગવર્નર સર મહારાજસિંગે મહિલાઓને રચનાત્મક કાર્ય માટે આગળ આવવા ઉદ્દબોધન કર્યું હતું.

સહશિક્ષણ વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે 'આ દેશમાં કેળવાયેલી સ્ત્રીઓનો મોટો ભાગ સ્ત્રીઓ માટે ખાસ યુનિવર્સિટીનો મોહ ધરાવતી નથી, એ હું જાણું છું. તેઓ સહશિક્ષણ વધુ પસંદ કરે છે. સહશિક્ષણમાં ચોક્કસ લાભ રહેલો છે અને હિંદ સહિત બીજા દેશો એ પ્રથા વધુને વધુ પ્રમાણમાં અપનાવશે. આમ છતાં હું પ્રયોગો અને ભિન્નતામાં માનું છું અને જુદી જુદી જાતની યુનિવર્સિટીઓ માટે પુરતું ક્ષેત્ર છે. આ સંસ્થાના સ્થાપકોએ સ્ત્રીઓને જરૂરી અભ્યાસક્રમ દાખલ કરવામાં જે દાખલો બેસાડયો છે તેનું બીજાઓએ અનુકરણ કર્યું છે. આ યુનિવર્સિટીના સ્ટાફ અને વિદ્યાર્થીનીઓએ હિંદી સ્ત્રીઓની પ્રગતિમાં સારો હિસ્સો આપ્યો છે. જ્યાં જ્યાં કેળવણીએ પ્રગતિ કરી છે ત્યાં ત્યાં સ્ત્રીઓની પ્રગતિ થઇ છે. ઈંગ્લાન્ડની સ્ત્રીઓને મતાધિકાર માટે ઉપાડવી પડી હતી એવી કોઇ લડત વગર હિંદે હિંદી મહિલાઓને મતાધિકાર આપ્યો છે. લગ્ન અને વારસા હક્કના કાયદા નરમ બનાવ્યા છે. અને હિંદી મહિલાઓના જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં રચનાત્મક કાર્ય ઉપાડી લેવા મહિલા કાર્યકરોની તાકીદની જરૂર છે. સામાજિક સેવાઓ-જેનું પ્રમાણ હિંદમાં વધે જ જશે-માટે આપણી પાસે કેળવાયેલાં કાર્યકરોની ભારે તંગી છે. મહિલા અને તબીબીઓની સંખ્યા તો ગણી ગાંઠી છે.'

*

ઘણાખરા માણસોનેવારંવારનસકોરી ફુટે છે અને નાકમાંથી લોહી પડે છે. કેટલીક વખત માથા ઉપર પાણી રેડવાથી આ નસકોરી બંધ થઈ જાય છે, પરંતુ જ્યારે આ પ્રમાણે બહારના ઉપચારોથી નસકોરી બંધ નથી થતી ત્યારે દર્દી મુશ્કેલીમાં આવી જાય છે. તેવા દર્દીઓ માટે ભારી ઉપાયો સારૂ ડોકટર પાસે દોડધામ કરતાં પહેલાં આ નીચેનો નમુનો નુસખો અજમાવવાની ભલામણ છે.

દાડમના ફુલ તથા લીલી ધરો (ધરો નામનું ઘાસ) પત્થર ઉપર છુંદવાં અને સહેજ પાણી નાખવું. ત્યાર બાદ એક લુગડાના ટુકડામાં એ છુંદેલી લુગદી લઈ દર્દીને સુંવાડી, તેના નસકોરામાં બબ્બે પાંચપાંચ ટીપાં એવી રીતે મુકવાં કે તેના મગજની અંદર તેનો રસ જાય. એથી લોહી તુરત બંધ થાય છે અને થોડા દિવસ નાખવાથી વારંવાર થઇ આવતો નસકોરી ફુટવાનો વ્યાધી હંમેશ માટે નાબૂદ થાય છે.

તેવી જ રીતે દાડમની છાલનો ઉકાળો કરી તેની અંદર ફુલાવેલી ફટકડી નાખી સ્ત્રીઓને ગુપ્ત ભાગમાં જે ડુશ આપવામાં આવે છે, તો તેનો શ્વેત પ્રદર અને લોહીવા નાબૂદ થાય છે અને અંદરનો અત્યંત આળો ભાગ સુધારી જાય છે, તેમજ અંદર ગરમીને પરીણામે પડી ગએલાં ચાંદાં મટી જઈ, ગુપ્ત ભાગ સંકોચાઈ સ્વચ્છ બને છે. આ ડુશ દરરોજ આપવો જોઇએ અને કેટલાક દિવસ સુધી ચાલુ રાખવો જોઈએ. પાંચ તોલા છાલને એક શેર પાણીમાં ઉકાળીને તેનો ઉપયોગ કરવો.

*

# ન્યાયની



# અદાલતમાં

*

ફ્રાન્સના કાબૂલ ખાતેના એલચીના પત્ની મેડમ કુપ્પા ઉપર ચાલુ ટ્રેને હુમલો કરવા માટે અલીમહંમદ આગા નામના મુસ્લિમને લાહોરના મેજીસ્ટ્રેટે સાત વર્ષની સખત કેદની સજા કરી છે.

*

મુંબઈના એક અગ્રગણ્ય વેપારી મણિલાલ ચુનીલાલ શાહે વડોદરાનાં મહારાણી સીતાદેવી તેમજ ડોકટર લાઉડ તથા તેમનાં પત્ની સામે મોટી રકમનો દાવો મુંબઈની હાઈકોર્ટમાં નોંધાવ્યો છે. આ દાવામાં જણાવવામાં આવ્યું છે કે વાદી મણિલાલ ચુનીલાલ શાહના ૩૧૦૦૦૦ રૂપિયા લેણા પડતા હતા. આ લેણાની રકમ અંગે ડૉ. લાઉડે પ્રથમ ત્રણ લાખનો અને પાછળથી બીજો ૧૦૦૦૦ રૂપિયાનો ચેક આપ્યો હતો, પરંતુ આ બંને ચેકો બેંકોએ સ્વીકાર્યા ન હતા. આથી પ્રતિવાદીને કોર્ટમાં હાજર થવા જણાવાયું છે.

*

સુરત બેગમપુરા નરવાનના અખાડાના રહીશ મનુ મુન્નીને સુરતમાં સાત વર્ષની છોકરી પર બળાત્કાર કરવાના આરોપસર પોલીસે પકડયો છે. એમ જણાય છે કે તેની મા જ્યારે બજારમાં શાકભાજી ખરીદવા ગઈ હતી તે વેળાએ એ છોકરીને એણે ડોઇક બહાને બોલાવી ને પૈસા આપી એના પર બળાત્કાર કર્યો હતો. પોલીસ તપાસ ચાલુ છે.

*

કેફી પીણાનો નશો કરી સરિયામ રસ્તા પર અપશબ્દો બોલવા માટે સુરતે ચકલા બજારની એક વેશ્યા શાંતા રવજીને કોર્ટ કોર્ટ ઉઠતાં સુધીની કેદ અને રૂ. ૫૦નો દંડ દંડ થયો છે.

*

અમદાવાદ પાસે આવેલા મહીજડા ગામની સીમમાં ૧૦ વર્ષની એક બાળા ડાંગરના દર સાચવતી હતી ત્યારે તેના પર મંગા બાવા નામના હરિજને બાળાની મરજી વિરુદ્ધ બળાત્કાર ગુજાર્યો હતો. આ અંગે જીલ્લાની પોલીસમાં ફરિયાદ થતાં પોલીસે મંગાને ગીરફતાર કર્યો છે.

*

અમદાવાદમાં ચાંદલપુરમાં પટેલ વાસમાં રહેતા પોપટલાલ ધનજીભાઈએ લીંબડીના રાવજી છગનલાલની પુત્રી બાઈ હીરા સાથે બીજી વારનું લગ્ન કરેલું, પણ તે બાઈ હીરા ગૂમ થઇ હતી. પાછળથી 'વતન' પત્રમાં જાહેર થયા મુજબ તે બાઈને અમદાવાદના કેટલાક મુસ્લીમો ફોસલાવી, પાકીસ્તાનમાં લઈ ગયેલા અને તેને ધર્માંતર કરાવી, સીંધ હૈદ્રાબાદમાં ઉસમાન ગની સાથે લગ્ન કરાવી આપ્યાની જાહેરાત થતાં પોપટલાલે પોલીસમાં ફરીઆદ નોંધાવી છે.

* *

સુરતના પુંડલિક રામચંદ્રે પોતાની રખાત બાઇ સીતાની સાત વર્ષની છોકરી લક્ષ્મીને પોતાના કબજામાં રાખેલી, પણ સીતા પાછળથી તે છોકરીને ઉઠાવી ગયેલી, તેથી ફરીઆદ કરતાં ન્યાયાધીશે બાઇ સીતા પાસેથી પુંડલિકને લક્ષ્મીનો કબજો અપાવ્યો.

*

અમદાવાદમાં દરીઆપુરમાં રહેતા દેવચંદ નાથાલાલ નામના માણસને પોતાની પત્ની બાઇ ગંગા હયાત છે છતાં તેણે ફરી બાઇ દીવાળી સાથે લગ્ન કર્યું હોવાથી ફરીઆદ થતાં દેવચંદને એક માસની સજા અને સો રૂપીઆ દંડ થયો.

મહેસાણામાં એક શિક્ષિકાએ એક વિદ્યાર્થિનીને માર મારતાં તેના માબાપે તે શિક્ષિકાને મારી, તેની ફરીઆદ થતાં માબાપને સજા થઇ.

*

સુરત સૈયદપુરાની રેવા નામની મગનલાલ હરિલાલની વિધવાના ઘરમાં પ્રવેશ કરવા માટે એ જ મહોલ્લાના ડાહ્યાભાઈ ગોવિંદભાઇને રૂ. ૫૦નો દંડ અને એક દિવસની કેદની સજા થઈ છે.

*

અમદાવાદના વણિક યુવાન શાંતિલાલ હરગોવનદાસે પોતાને એક પત્ની હયાત હોવા છતાં ઉમા નામની પાટીદાર કન્યા સાથે છુપી રીતે લગ્ન કર્યાથી પહેલી પત્નીએ તેની સામે સરકારી કાયદાભંગનો કેસ માંડયો છે.

*

અમદાવાદ રાયપુર—કાપડીવાડમાં રહેતા પોપટલાલ ડાહ્યાભાઇ નામના ૨૪ વર્ષના એક લુહાણાએ ગૃહકલેશના કારણે પોતાની યુવાન પત્ની કમળા પર ચપ્પાવતી હુમલો કરી તેનું મરણ નીપજાવેલું. તે માટે તેની સામે ખૂનના આરોપસર ખટલો ચાલતો હતો. તેનો ચુકાદો આવતાં ખૂનીને દશ વર્ષની સજા કરવામાંઆવી.

*

મણી નામની પોતાની પત્નીનું ખૂન કરવા બદલ જેરામ ગાંડા નામના એક યુવાન સામે અમદાવાદની અદાલતમાં કેસ ચાલતો હતો. ખૂનની વિગત મુજબ પતિએ પત્નીને માથા પર ધંટીનું પડ મારી તેનું મરણ નીપજાવ્યું હતું. આ કેસમાં જ્યુરીએ આરોપીને નીર્દોષ જાહેર કર્યો હતો, પણ ન્યાયમુર્તિ તેને દોષિત માનતા હોવાથી આ કેસ હાઇકોર્ટને ચુકાદા માટે સોંપ્યો છે.

*

બોરસદના સુધરાઇના કાઉન્સીલર શ્રી. નવનીતલાલ પટેલ સામે તેમનાં શ્રીમતીએ પ્રથમ વર્ગના ન્યાયાધીશની કોર્ટમાં ભરણ-પોષણ માટે દાવા અરજી પેશ કરી છે.

*

સુરત હૈદરપુરની મોહમદહુસેન બચુભાઇની છોકરી અમીનાબીબીએ એના ધણી નુરમોહમદ ફતેમોહમદ સામે ખોરાકી પોશાકીની ફરિયાદ માંડતાં તેને માસિક રૂ. ૩૦) આપવાનું કોર્ટે નુરમોહમદને ફરમાન કર્યું છે.

*

અમદાવાદની કેસરેહિંદ મીલના બોબીન ખાતામાં કામ કરતી નવ સ્ત્રીઓને કોઇ પણ જાતની નોટીસ વગર છૂટી કરેલી હોઈ તે અંગે તેઓએ મજુર મહાજન દ્વારા ઔદ્યોગીક અદાલતમાં ફરીયાદ નોંધાવતાં અદાલતે કેસરેહિંદ મીલે લીધેલાં પગલાંને ગેરવ્યાજબી ઠરાવી આ નવે બાઇને કામ પર ચઢાવી દેવા હુકમ કર્યો છે.

*

સુરતમાં ત્રીકમલાલ મંછારામની એક સગીર પુત્રીને ફોસલાવી ઉપાડી જવા માટે બચુભાઇ ત્રીભોવનને ત્રણસો રૂપીઆ દંડ અને કોર્ટ ઉઠતા સુધીની સજા થઈ.

*

સુરતમાં રસ્તા ઉપર અપશબ્દ બોલી યુવાન છોકરીઓની મશ્કરી કરવા માટે કાંતીલાલ છોટાલાલને ૨૫ રૂપીઆ દંડ થયો.

*

સુરતમાં કબુતરખાના પાસે બાપુ મંછા નરોતમની લાજ લેવાના આરોપસર ગુલામરસુલ જબરદોસ્તની ધરપકડ થઇ.

*

બીકાનેર રાજ્યના પાલવા સ્ટેશન આગળ ચાલુ ગાડીએ પહેલા વર્ગના ડબામાં મુસાફરી કરતી બ્રાહ્મણ બાળા ઉપર બળાત્કાર કરવા માટે એક ગાર્ડ અને એક પોલીસ કોન્સ્ટેબલ પકડાયા છે.

*

ગયે મહિને અમદાવાદમાં પ્રાર્થના સમાજ પાસે તરતની જન્મેલી છોકરી નાખી દઇ નાસી જતી દક્ષીણી વીધવા બાઇ સુલોચના પોલીસને હાથે પકડાયેલી, તેણે કોર્ટમાં માફી માગતાં કહ્યું કે, ગભરાટથી પોતે છોકરી નાખી દઇ નાસી જતી હતી. તેથી કોર્ટે રહેમ લાવી તેને ૫૦ રૂપીઆ દંડ અથવા એક માસની સજા કરી.

*

જેસરવાં (જી. ખેડા)ના રહેવાસી ભૈયા લાલારામ કામયન્દ્રેએ પોતાની પહેલી પત્ની બાઇ અંબા હયાત છતાં બીજી સ્ત્રી પરણ્યો. આ બન્ને સ્ત્રીઓ સાથે તે પેટલાદમાં રસુલપરામાં રહેતો હતો. બંને શોક્ય વચ્ચે ઝગડો થતાં તેને કાઢી મૂકેલી. તેથી કહેવાય છે કે બાઈ અંબાએ પોતાની ત્રણ માસની છોકરી તારામતીને અફીણ ખવરાવી તે છોકરીને પોતાના ધણીને ત્યાં મૂકીને ચાલી ગઈ. તારામતી બેભાન થઇ જતાં તેને દવાખાને લઇ ગયા ને ત્યાં છોકરી મરણ પામી. પોલીસોએ પેટલાદ સ્ટેશને ચાલી જતી અંબાની ગેટ પાસે ધરપકડ કરી હોવાના સમાચાર પ્રગટ થયા છે.

*

કુમળી બાળાઓ ઉપર બળાત્કાર કરવાના આરોપસર કલકત્તાના ત્રણ શખસોને આકરી ને ધડાલાયક સજા કરવામાં આવી છે. કલકત્તા ઘોડેસ્વાર પોલીસના એક સવાર કેદારનાથ ચોબેને, એક સારજંટની અઢી વર્ષની બાળકી ઉપર બળાત્કાર કરવાના આરોપસર એ વર્ષની સખ્ત કેદની સજા કરવામાં આવી છે. સાત વર્ષની એક બાળા ઉપર બળાત્કાર કરવાના આરોપસર અબ્દુલ રહેમાનને પાંચ વર્ષની સખ્ત કેદ અને પચાસ ફટકાની સજા કરવામાં આવી છે. આરોપીની વય ૨૫ વર્ષની છે. તે લીફ્ટમેન છે અને તેણે લીફ્ટમાં આ કાળું કુકર્મ કર્યું હતું. બાવીસ વર્ષના રતનલાલ શર્માને સાત વર્ષની એક બાળા ઉપર બળાત્કાર કરવા માટે પાંચ વર્ષની સખ્ત કેદ અને ત્રીસ ફટકાની સજા કરવામાં આવી છે.

*

સુરત લાલદરવાજાની જગરી નામની એક યુવતીએ પોતાની બચુ નામની બેનને ભગાડી કાઢેર લઇ જવાના કહેવાતા તોહમતસર તે જ લત્તાના હાથીભાઇ ઝીણાભાઇ ને તેની ધણીઆણી બાઇ હીરા સામે ફરિયાદ નોંધાવી છે.

*

મુંબાઇની બાઇ હીરૂ તે દુધા કાળાની ધણીયાણીને માર મારી તેના શરીર પરથી ચાંદીના દાગીના ઉતારી લેવા સંબંધમાં તેના પતિ તથા સાસુ જનાબાઈની સામે હીરૂએ ફરિયાદ નોંધાવી છે.

*

મહુવા પાસે તરેડનો એક બ્રાહ્મણ પંચોલી પોતાની પુત્રવધૂને તેડીને આવતો હતો. રસ્તામાં બે ભરવાડણોનો સાથ થયો. પંચોલી આગળ આગળ ચાલ્યો જતો હતો અને પેલી બાઇઓ પાછળ પાછળ ચાલતી હતી. રસ્તામાં વેકળો આવતાં ત્રણે બાઇઓ વિસામો ખાવા બેઠી. બ્રાહ્મણની પુત્રવધૂએ ખૂબ ઘરેણું પહેરેલું, તે જોઇ બંને ભરવાડણોની દાનત બગડી ને તેમણે પેલી બાઇનું ગળું દાબી તેને સુવાડી દીધી. એટલામાં એક ઘોડેસ્વાર ત્યાં થઇને નીકળ્યો. તેણે પૂછપરછ કરતાં બાઇને સુવાડ્યાની વાત કરી, એટલે સવાર આગળ ચાલતો થયો. રસ્તામાં પેલા આગળ જતા બ્રાહ્મણને આ ઘોડેસ્વાર પહોંચી ગયો ને વાતો કરતાં બાઇને સુવાડી આવ્યાની વાત કરી, એટલે બ્રાહ્મણને ફાળ પડી. તે પેલા ઘોડેસ્વારને પાછો વાળી તેની સાથે વેકળે આવ્યો. ત્યાં વાત ખુલી પડી ગઈ. બંને ભરવાડણોને પોલીસે પકડી તળાજા મેજીસ્ટ્રેટની કોર્ટમાં રજુ કરી છે.

*

# પુષ્પપરાગ

**સ્ત્રી**-પુરુષ સંબંધી જાતીય શક્તિ અને ઇચ્છાઓ કુદરતી રીતે જ ઉત્પન્ન થાય છે કે કોઇ કુચેષ્ટાને આભારી છે? એ ઇચ્છા ઉત્પન્ન ન જ થાય એવો કોઇ ઉપાય ખરો?

જાતીયશક્તિ ટકાવી રાખવા અમુક ગાળે માનસિક અથવા શારીરિક કોઇ પણ રીતે 'બ્રહ્મચર્ય' ત્યાગ કરવાની જરૂર ખરી?

સ્ત્રી પુરૂષના શારીરિક સંબંધ સિવાય સંતતી થવાની કોઇ પણ શક્યતા ખરી?

સંતતી માટે જ બ્રહ્મચર્યનો ત્યાગ એ વસ્તુ કેટલે અંશે સફળ અને આવકારદાયક છે?

—શ્રીમતી

કોઇ પણ જીવ યૌવનકાળમાં પ્રફુલ્લ બને છે ત્યારે તેનામાં પ્રજનનની ઇચ્છા સ્વાભાવિક બને છે-પછી તે વનસ્પતિ હોય, પ્રાણી હોય કે પશુ હોય. વસંત એ પુષ્પોનો યૌવનકાળ છે અને તે વખતે તે પૂર બહારમાં ખીલી ઉઠે છે. તેવે વખતે ભ્રમરો અને પવનદ્વારા પુંકેસરની રજ ઉડીને પુષ્પના સ્ત્રીબીજ ઉપર ચોંટે છે ને એમાંથી પછી ફળ થાય છે. એ રીતે પશુઓમાં પણ જ્યારે માદાને પ્રજનનની ઇચ્છા થાય છે ત્યારે જ તે પુરૂષ-પશુની સોબતે રહી નવા બચ્ચાંના જન્મ માટે તૈયાર થાય છે. એટલે જાતીય ઇચ્છા કુચેષ્ટાને આભારી નથી. એના સમયે એ કુદરતી રીતે આપોઆપ જાગે છે. કોઇને વહેલી તો કોઇને મોડી, પણ એ ઇચ્છાશક્તિ જાગે તો છે જ. પૂર્ણ યૌવનમાં આવેલી કન્યા માતા બનવા ઇચ્છા કરે છે ત્યારે તે પુરૂષનો સાથ શોધે છે, પણ કેટલીક સ્ત્રીઓ પોતાની ઇચ્છાશક્તિને દબાવી શકે છે. કેટલીકને પરાણે બ્રહ્મચર્ય પાળવું પડે છે-વર ન મળવાને કારણે-ત્યારે તેનું શરીર ઘસાતું જાય છે. કેમકે તેના હૃદયમાં, મગજમાં જે વિચારો ઘોળાતા હોય તે પરિપૂર્ણ ન થાય એટલે તેની અસર શરીર પર થતાં, શરીરને ઘસારો લાગે છે. છતાં

*

સંયમ-બ્રહ્મચર્ય એ ઘણી સારી વસ્તુ છે. એથી શરીર ને મન પ્રફુલ્લ રહે છે ને તેજ વધે છે. પણ એ મનથી પાળેલા બ્રહ્મચર્યથી-દમનથી નહિ.

જાતીયશક્તિ ટકાવી રાખવા બ્રહ્મચર્યનો ભંગ કરવો એ બરાબર નથી. જ્યારે દંપતીને નવસર્જનની ઇચ્છા આપોઆપ અદમ્ય બને ત્યારે બ્રહ્મચર્યનો ભંગ માત્ર નવસર્જન માટે કરવામાં આવે એ ખરાબ નથી.

સ્ત્રી પુરૂષના શારીરિક સંબંધ વિના સંતતી થાય નહિ. એક નહિ તો બીજી રીતે પણ પુરૂષબીજ અને સ્ત્રીરજ એકત્ર થયા વિના ફળ ક્યાંથી હોય? આજે અમેરિકામાં કેટલીક સ્ત્રીઓ પુરૂષબીજની ટયુબોદ્વારા માતા બને છે, પણ એ હિંદની સ્ત્રીઓ માટે અનુકૂળ નથી. પરપુરૂષના વીર્યથી સંતાનપ્રાપ્તી કરવી તે વ્યભિચારનું એક સ્વરૂપ છે. હિંદના આદી માનવ સમાજમાં સ્ત્રીઓ માત્ર સંતાન પ્રાપ્તી માટે પરપુરૂષનો આશ્રય લેતી એવા દાખલા પુરાણોમાં ઘણા છે, પણ આજના હિંદમાં એ ઇચ્છનીય નથી. સંતતી માટે જ બ્રહ્મચર્યનો ત્યાગ એ હિંદમાં ઉત્તમ વસ્તુ ગણાય છે અને તે આવકારદાયક છે, પરંતુ આજના વાતાવરણમાં એ વસ્તુ અશક્ય છે. સ્ત્રી અને પુરૂષ આજના મોજશોખ, સીનેમા, અશ્લિલ વાંચન અને રહેણીકરણીદ્વારા એટલાં નીચાં ઉતર્યાં છે કે બ્રહ્મચર્ય પાલન એમનાથી અશક્ય બન્યું છે, ને પરિણામે એમના શરીરનો હ્રાસ થાય છે.

*

ઘણીખરી બહેનો-ખાસ કરીને રબારણો હાથ ઉપર 'શ્રીરામ' વગેરે અક્ષરો લખાવે છે

તેવા લખાણો—ડીઝાઇનો—ત્રાજવા ટપકાં કાઢવા માટે કોઇ ઉપાય બતાવશો ?

મનુષ્યની શારીરિક ઉંચાઇ વધારવા શું શું કરવું જોઇએ ? કોઇપણ કસરત કે દવા બતાવશો ? શું ઉંચાઇ વધવાનો આધાર ગળામાં આવેલા હૈડા નામના અવયવ ઉપર છે ? જવાબ આપશો તો આભારી થઇશ. —સુરેખા

આપણા હિંદમાં ગામડાઓમાં પછાત ગણાતી કોમની બહેનો હાથ પગ ઉપર છુંદણાં છુંદાવે છે. કાઠિયાવાડમાં તો સારા ઘરની કન્યાઓ પણ ત્રાજવાં—છુંદણાં છુંદાવે છે અને પછાત ગણાતી કોમો—ખાસ કરીને રબારણો વગેરે—હાથે પગે, આવાં ત્રાજવાં ખૂબ જ છુંદાવે છે. આ રિવાજ દેશ—પરદેશમાં તમામ સ્થળે છે. આફ્રીકામાં બહેનો કપડાં ઓછાં પહેરે છે તેવા જંગલી પ્રદેશમાં પણ ત્રાજવાં હાથ પગ અને પીઠ ઉપર છુંદાવે છે. યુરોપ જેવા દેશમાં જીપ્સી જાતીઓમાં પણ આવા રિવાજ છે: હમણાં હમણાં પગ ઉપર મોજા જેવી ડીઝાઇનનાં છુંદણાં છુંદાવે છે તેથી મોજાં પહેર્યાં જેવું લાગે. એટલે આ છુંદણાંનો રિવાજ ઘણો જૂના વખતથી ચાલ્યો આવે છે. આજના જમાનાની ભણેલી શહેરની કન્યાઓ એ છુંદાવતી નથી. પણ હજી ગામડાંમાં પછાત ગણાતી કોમોમાં આ રિવાજ છે.

આ છુંદણાં સામાન્ય રીતે વાઘરણો છુંદે છે. તેઓ 'બીઓ' નામની વનસ્પતીને ઉકાળી તેનો સત્વ એકઠો કરી તેના વડે હાથ પગની ચામડી ઉપર જે ચિત્ર કે ડીઝાઇનનું છુંદણું છુંદાવવું હોય તે આલેખે છે ને પછી તેના ઉપર ઝીણી સોય વડે ટોચે છે. એથી ચામડીમાં પડતાં છીદ્રો વાટે એ રસ ચામડીના સાત સાત પડ સુધી ઉતરી જાય છે. બીઓનો રંગ પાકો છે ને ચામડી ઉપર તે કાયમી બને છે. એટલે આ ત્રાજવાં છુંદાવ્યા પછી કદી જતાં નથી. ગામડાની કેટલીક બહેનોએ ત્રાજવાં છુંદાવ્યાં હોય તેઓ શહેરમાં આવ્યા પછી અથવા ઉંચી કેળવણી લીધા પછી આ ત્રાજવાંથી શરમાય છે ને તે કાઢી નાખવા માટેના ઉપાય ઘણી વખત પૂછાવે છે, પણ એથી શરમાવું શું ? પરદેશમાં પણ ઘણી સ્ત્રીઓ આવાં છુંદણાં હોંશે હોંશે છુંદાવે છે. આ રંગ પાકો છે એટલે કદી જતો નથી. હમણાં હમણાં પરદેશી માણસો પણ હિંદના પ્રવાસ દરમ્યાન ઇલેકટ્રીકની મદદથી હાથ ઉપર કૃષ્ણની છબી, નામ અથવા કોઇ ફૂલની ડીઝાઇનો છુંદાવે છે. ખાસ કરીને લશ્કરી સીપાઇઓ—ટોમીઓના કાંડા ઉપર આવી નીશાનીઓ ખૂબ હોય છે. લડાઇ પછી મુડદાંઓની તપાસ વખતે આવી નિશાનીઓ તેમને ઓળખવામાં ઘણી ઉપયોગી થઈ પડે છે. આ લશ્કરી સીપાઇઓ એવાં ચિહ્નો ઇલેકટ્રીકની મદદથી પડાવે છે. આપણે ત્યાં દ્વારકાની જાત્રાએ જનાર અભણ લોકો હાથના બાવડાં ઉપર છાપો લે છે, તેમાં ઉની ઉની છાપો દાબી ચામડી બાળી નાખવાથી એ છાપો ઉઠી આવે છે. પણ ઇલેકટ્રીકની મદદથી તો કાંઇ પણ પીડા વગર આવી છાપો છુંદાવી શકાય છે. પરંતુ એ ધંધો ધંધા તરીકે હજી વીકસ્યો નથી.

ઉંચાઇ વધવાનો આધાર હૈડા સાથે નથી એમ હું માનું છું. ઉંચાઇ વધારવા માટે કસરત મુખ્ય છે. કેટલાક માને છે કે ઉંચે ટીંગાઇ શરીરને હીંચોળા ખવડાવવાથી લંબાઈ વધે છે. કેટલાક માને છે કે પગના પંજા ઉપર ઉંચા થઇ ચાલવાથી ઉંચાઇ વધે છે. પણ કસરત એ મુખ્ય છે. ઉંચાઇ વધારવા માટે દવા કોઈ ઉપયોગી નથી. સામાન્ય રીતે સ્ત્રીઓ માટે તો કડાં કે બારણાની ઉપરનો ભાગ પકડી શરીર ઉંચું કરવું તે પછી પગથી હીંચકા ખાવાથી શરીરની લંબાઇ વધે છે એવું ઘણાનું માનવું છે.

*

બજારમાં શુદ્ધ દિવેલ વાસ વગરનું બનાવવાની કોઇ રીત આપના ધ્યાનમાં હોય તો જણાવશો. બજારમાં મળતાં 'કેસ્ટર ઓઇલ'

કેવી રીતે બનાવે છે તે લખશો.

—કાન્તા દેસાઈ

સાયન્સની શોધથી તેલ, એરંડીયું વગેરે રીફાઇન કરવાથી તેમાંથી વાસ ઉડી જાય છે. ડાલ્ડા ઘી એ મુખ્યત્વે તેલ જ છે—મગફળી કે કપાસીઆમાંથી તેલ કાઢી તેમને મશીનની મદદથી રીફાઇન કરવાથી વાસ ઉડી જાય ને પછી દવાની મદદથી તેને જમાવી દે છે અને ઘી તરીકે એ વેચાય છે; એમ એરંડીયાને શુદ્ધ કરવાથી વાસ ઉડી જતાં સરસ પ્રવાહી બને છે. એની પ્રોસેસ મશીનથી જ થાય ને ઘણા મોટા પ્રમાણમાં હોય તો જ બનાવવું ફાવે તેમ હોવાથી એની રીત કોઇ કારખાનાવાળાને પૂછાવી લેવી.

*

આગસ્ટ માસના અંકમાં 'બટક' ગુંથવા માટે જે ડીઝાઇન આપી છે તેમાં પંદરમી લાઇન પુરી કરીએ પછી ૭૧ ટાંકા થાય છે. ને તમે લખ્યું છે કે મોસ ટાકામાં ટાંકા વધાર્યો વગર ગુંથો, એથી સોયા ઉપર કુલ ૪૧ ટાંકા થશે. તે કેવી રીતે બને ? કારણ કે ૭૧ ટાંકા રહે છે. તો તેનો ખુલાસો લખશોજી. **કપિલાબહેન**

'આપની ફરીઆદ સાચી છે. શરૂઆતમાં સુયા પર ૬૩ ટાંકાને બદલે ૩૬ માંડવાના છે. ને ૩૬ ના હીસાબે ૪૧ ટાંકા બરાબર છે. ૬૩ તો ભૂલથી આંકડો બદલાઇ જવાથી છપાયું છે.' એમ લેખીકા બહેન ખુલાસો કરે છે.

*

ગયા અંકમાં બહેનોએ પૂછાવેલા પ્રશ્નોમાં કુ. અંજનાએ ત્રણમાંથી કોને પરણવું એમ પૂછાવ્યું હતું ને એક બહેને અંધ પ્રેમી સાથે લગ્ન કરવું કે નહિ એમ પ્રશ્ન કરેલો. તેમાં બીજા પ્રશ્ન માટે અમે બહેનોને એના જવાબ લખવા નિમંત્રણ આપેલું. પણ કેટલીક બહેનોએ બંનેના જવાબો લખ્યા છે તે નીચે પ્રમાણે છે.

નડીયાદથી કુ. **સુશીલા** લખે છે કે—

મારું તો એવું માનવું છે કે કંજુસ ને અક્કલ વગરના પુરૂષ સાથે લગ્ન કરવું એના કરતાં સુશીલ હોય તો ત્રીસ વર્ષના યુવાન સાથે ૧૬ વર્ષનાં કુ. અંજની લગ્ન કરે એ જ ઇચ્છવા યોગ્ય છે.

મુંબઇથી **પ્રવિણાબહેન** (આ. નં. ૧૦૬૬) લખે છે કે– 'હું તો એમ જ ઇચ્છું છું કે એ બહેન તે યુવાન સાથે લગ્ન કરે. કેમકે તે યુવાન સત્યવક્તા અને સુશીલ છે. વળી તે તેમને પસંદ પણ છે. તો પછી એમની સાથે લગ્ન કરવામાં કાંઇ વાંધો મને લાગતો નથી. વાંધો માત્ર ભરણપોષણનો છે. તે તો તેઓ ભણેલાં હોવાથી નોકરી કરીને પોતાનું તેમ જ બીજાનું પણ ભરણ પોષણ કરી શકે તેવાં સમર્થ છે. મારી તો ઇશ્વર પાસે પ્રાર્થના છે કે તેમને એ અંધ સાથે લગ્ન કરવાની હિંમત આપે.'

અમ્બામાંથી **મધુબહેન** લખે છે કે—'તમારા માતાપિતાના દુઃખની તમને દરકાર ન હોય અને તમારા માતાપિતા તમારે માટે યોગ્ય ઠેકાણું શોધી શકતા ન હોય અને અંધ યુવાન પ્રત્યે પ્રેમભરી લાગણી હોય અને એ યુવાનની પણ તમારી સાથે પ્રેમની ગાંઠ બાંધવાની મરજી હોય તો તમે સ્વતંત્રપણે લગ્ન કરી શકો છો. લગ્નજીવન સફળ બનાવવું કે નિષ્ફળ બનાવવું એ સ્ત્રી—પુરૂષ બંનેના હાથમાં છે, અને જો તમને તમારા માતાપિતા પ્રત્યે લાગણી હોય, તેમને દુઃખ થાય. એવું કરવાની ઇચ્છા ન હોય તો માતા પિતાના વચનનું પાલન કરવું જ આવશ્યક છે.'

અમદાવાદ શાહપુરથી **સુરેખાબહેન** લખે છે કે—'જ્યાં સુધી તેમનું મન સ્થિર ન થાય ત્યાં સુધી કોઇ જાતનું પગલું એ બહેને ભરવું નહિ. સૌથી સારો માર્ગ તો એ છે કે માબાપનું કહેવું માનવું ને તે કહે તેમ કરવું. અન્યાય અને અજુગતું થાય તો જ 'વિરોધ

કરવો જોઇએ.

લગ્નજીવનમાં જોડાતા પહેલાં સામા પક્ષના વિચાર, વાણી અને કાર્ય, સ્વભાવ, રીતભાત, શારીરિક તંદુરસ્તી, તેનું મિત્ર મંડળ, અને આર્થિક સ્થિતિનો પૂરો વિચાર કરવો. લગ્નજીવનની સફળતા કે નિષ્ફળતા તો આપણા હાથની વાત છે. ચક્ષુહીન ભાઈના સ્વભાવનો પૂરો પરિચય મેળવ્યા પછી જ માબાપની સંમતી લઇને એમણે પ્રભુતામાં પગલાં માંડવા એ એમના માટે હીતની વાત છે.'

જામનગરથી **પદ્માબહેન વૈદ્ય** લખે છે કે–'એ બહેન માત્ર ત્યાગને અપનાવી અંધ પુરૂષ સાથે લગ્ન કરવા માગતી હોય, તેનો નિશ્ચય હોય તો લગ્ન કરવામાં વાંધો નથી. તે ઉપરાંત તે બહેન તે વ્યક્તિને સંપૂર્ણ ભક્તિથી ચાહતી હોય અને તેની સેવા કરવા જ તેને પરણવું હોય તો ઉત્તમ કહેવાય. બાકી તે વ્યક્તિ તેના વસ્ત્રાલંકાર, તેનું સૌંદર્ય કદી જોઈ નહિ શકે, તેનું સામાન્ય સ્ત્રીની માફક એ બહેનને કદી દુઃખ નહિ થાય તેવી ખાત્રી હોય તો ખુશીથી પરણે. તે ભાવિ પતિ સૃષ્ટિ-સૌંદર્યનું પાન કરવા ભાવિ પત્ની સાથે બહાર નહિ જઈ શકે, જશે તો પણ તેને અધુરૂં લાગે તો ન પરણે. આવી આવી અનેક બાબતોનો પણ એ બહેને વિચાર કરવો જોઇએ. અને જો મન જરા પણ થડકતું હોય તો થોડો વખત રાહ જોવી ને બીજી વ્યક્તિના પરિચયમાં આવવું, એમ છતાં જો મન અંધ યુવાન તરફ જ ઢળતું હોય તો લગ્ન કરી લેવું; પણ ઉતાવળ કરીને પાછળથી પસ્તાવું ન પડે એ ખાસ ધ્યાન રાખવું.

કુમારી અંજનાએ ત્રણમાંથી પસંદગી કરવા માટે પૂછાવ્યું છે, પણ પોતે કોને ચાહે છે તે તો લખ્યું જ નથી. પોતાના મનની સલાહ શી છે એ તો એણે જણાવ્યું નથી. ઘણા આપણને ચાહતા હોય પણ જો આપણે તેને ચાહતા ન હોઇએ તો જીવનને હોડમાં મૂકાય નહિ.'

*

ઉતરતી અવસ્થામાં કેટલીક બહેનોના સ્તન બેડોળ લાગે છે, તેનો કોઈ ઉપાય છે?

—**હરસુખબહેન**

જે સ્ત્રીઓના સ્તન નમી જઈ બેડોળ બની ગયા હોય તેમને નીચેનો ઉપાય અજમાવવા જેવો છે. દાડમના ઝાડનું પંચાંગ–જેમાં છાલ, મૂળ, પાંદડાં, ફળ અને ફુલ આવી જાય, તે બશેર લઈ, ખાંડીકુટી, તેને ૭ શેર પાણીમાં બશેર સુરકો નાંખી, ચોવીસ કલાક પલાળી રાખવું અને ત્યાર પછી ઉકાળવું. જ્યારે બશેર પાણી બાકી રહે ત્યારે ગાળી લેવું અને લોઢાની કડાઈમાં નાંખી તેમાં એક શેર બદામનું તેલ તથા દશ તોલા થોરનો લીલો ગર્ભ (હાંડલીઆ થોર લેવા) છુંદીને ઉમેરી, મંદાગ્નિથી પકવવું. જ્યારે પાણી અને ગર્ભનો ભાગ બળી જઈ તેલ માત્ર બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું અને ફરી બીજી કડાઈમાં નાખી, ચૂલે ચડાવી, મંદાગ્નિથી ઉકાળવું. તેમાં હીરાબોળનું ચૂર્ણ રૂ. ૧ ભાર નાંખી હલાવવું. તે સારી પેઠે ભળી જાય એટલે ઉતારી લઈ બાટલીમાં ભરી લેવું. આ તેલનું કેટલાક દિવસો સુધી દિવસમાં બે વખત સવાર–સાંજ માલીસ કરવાથી ફાયદો થવા સંભવ છે. પણ તે વાપરતાં પહેલાં સ્થાનીક લેડી ડોક્ટરની સલાહ લેવી.

---

ગયા જુલાઇ માસના 'શ્રીજીવન' માસિકના અંકમાં 'પાપ!' નામની વાર્તા છપાઈ છે, તેના લેખક સ્વ. ઝવેરચંદ મેઘાણી છે. અમારી ગફલતથી તેના લેખક તરીકે શ્રી. ગુણવંતરાય આચાર્યનું નામ છપાયું છે. તે અમારી પ્રમાણિક ભૂલ માટે અમે લેખકો અને વાચકોની ક્ષમા ઇચ્છીએ છીએ. —સંપાદક

અમદાવાદમાં હજીરાની પોળમાં રહેતા મરાઠા રામચંદ્રની પુત્રી લક્ષ્મીનું લગ્ન મહાદેવ નારાયણ સાથે થયું હતું. આ બાઈ લક્ષ્મી તેને ત્યાં વીશી જમતા મરાઠા યુવક ગંગાધર રાજન સાથે પ્રેમમાં પડી હતી ને બંને નાસી જવાના હતાં, પણ લક્ષ્મી વાયદો કર્યા મુજબ સ્ટેશને ગઈ નહિ, તેથી ગંગાધરે ઉશ્કેરાઈ જઈ લક્ષ્મીને ઘેર જઈ ચપ્પાવતી હુમલો કર્યો હતો. દરમ્યાન લક્ષ્મીની પંદર વર્ષની નણંદ બચી આવી પહોંચતાં ગંગાધરે એ લોહીવાળું ચાકું પોતાના પેટમાં હુલાવી બહાર આવીને પડયો હતો. હોસ્પીટલમાં લક્ષ્મીનું મરણ થયું છે.

*

બોટાદ પાસે લાઠીદડ ગામની ત્રણ સ્ત્રીઓ ટ્રેનમાંથી ઊતરી પગપાળે લાઠીદડ જતી હતી. સાંજ પડી ગઇ અને ગામની નજીક આવતાં એક લાઠીધારી સખ્સે આડા ફરી ઘરેણાં ઉતારી નાખવા કહેલું. બાઇએ ના પાડતાં તે સખ્સે લાકડીઓ ફટકારવા માંડી. એવે પ્રસંગે એક બાઇએ હિંમતથી લૂંટારાને પાછળથી બાથભીડી પકડી લીધો, અને પથરાઓથી માર મારવો શરૂ કરી, મદદ માટે બૂમાબૂમ કરી. મારથી લૂંટારાનું માથું ફાટી ગયું અને લોહીલુહાણ દશામાં છટકી ગયો. અને ત્રણે બાઇઓ સહીસલામત પોતાને ગામ પહોંચી.

*

કામરેજ તાલુકાના તંબા ગામે એક બ્રાહ્મણ યુવક અને પાટીદાર વિધવા વચ્ચે પ્રેમ સંબંધ ચાલી રહ્યો હતો. પણ તેમાં કંઈ વિક્ષેપ આવવાથી એ બંને જણાએ સાથે આપઘાત કર્યોનું જણાય છે. યુવાને ઝેરી પદાર્થ લીધો અને વિધવા કૂવામાં પડી, એમ કહેવાય છે. આમ પ્રેમ કિસ્સાનો કરુણ અંજામ આવ્યો.

*

કરાંચી પાંજરાપોળની એક ભેંસે બે માથાં, બે પુછડાં, ચાર આંખો અને છ પગવાળા

## કેટલાક

# કિસ્સાઓ

*

પાડાને જન્મ આપ્યો છે. આ વિચિત્ર પ્રાણી જન્મ્યા પછી તરત મરણ પામ્યું હતું.

*

પેટલાદ તાલુકાના મિત્રાલ નામના ગામે સરૈયા ડોમની એક બાઇએ તાજેતરમાં એકી સાથે ચાર બાળકને જન્મ આપ્યો હતો. ચાર બાળકોમાંથી બે પાછળથી મરણ પામ્યાં હતાં.

*

નાલગોંડા જીલ્લાના બાલેરૂ ગામમાં ગામની એંસીએ એંસી સ્ત્રીઓને એક હારમાં ઉભી રાખવામાં આવી હતી. તેમનાં કપડાં ફાડી નાંખવામાં આવ્યાં હતાં અને તેમના શરીર સાથે અણછાજતી ચેષ્ટા કરવામાં આવી હતી. કેટલીક સ્ત્રીઓ માટે આ સતામણી અસહ્ય બની હતી અને તેમણે પાસેના કૂવામાં પડીને પોતાની જિન્દગીનો અંત આણ્યો હતો. આ વીગત, નજરે જોનાર તેલુગુબાઇ દેવમ્મા નામની સ્ત્રીએ મુંબઇ ખાતે હૈદ્રાબાદ નિરાશ્રીત છાવણીમાં જાહેર કરી હતી.

*

પોલેન્ડના લેડઝ ગામમાં ત્યાંના એક રેલ્વે અફસરની પત્નીએ જ્યારે તેને પહેલીવાર ગર્ભ રહ્યો ત્યારે એક સામટા બે બાળકોને જન્મ આપ્યો હતો. બીજી વાર ગર્ભ રહ્યો ત્યારે ત્રણ બાળકોને અને આ વર્ષે ત્રીજી વાર ગર્ભ રહેતાં એણે ચાર બાળકોને જન્મ આપ્યો હતો.

*

કલસિંહરાય (મઉ)થી એક મનોરંજક સમાચાર મળે છે કે, એક વાણિયો અને તેની પત્નીએ કેટલાક દિવસો પહેલાં ભરથરીનું ગીત ગાઈ ગાઇને ભીખ માગ્યા કરતા એક છોક-

રાને પોતાનો પુત્ર સમજીને જબરદસ્તીથી પોતાની પાસે રાખ્યો હતો. એવા જ રૂપરંગનો એમનો એક પુત્ર ત્રણ વર્ષ પહેલાં ઘરેથી ભાગી ગયો હતો. આજે કેટલા યે દિવસો પછી ગોંડા જિલ્લાનો એક બીજો માણસ પોતાની પત્ની સાથે એ ગામમાં આવ્યો છે. એનું કહેવું એમ છે કે "એ છોકરો અમારો છે." બંને સ્ત્રીઓ પેલા છોકરાની મા તરીકે પોતાને ગણાવે છે અને બંને શખ્સો પોતાને પેલા છોકરાના પિતા તરીકે ગણાવે છે.

*

એક ૭૨ વર્ષની પેરિસની વૃદ્ધાએ પોતાના ૭૭ વર્ષના હયાત પતિ સાથે છૂટાછેડા લેવા માટે કોર્ટને અરજી કરતાં જણાવ્યું કે એની અરજી પર તાબડતોબ વિચાર કરવામાં આવે. કારણ કે ૭૩ વર્ષની એક વ્યક્તિ સાથે તે ફરીથી લગ્ન કરનાર છે. આ સ્ત્રીને હયાતપતિ સાથે લગ્ન કર્યાને ૫૦ વર્ષ થઈ ગયાં છે. જજે એની અરજી નામંજૂર કરતાં તેણે દીવેલ પીધા જેવું મોં લઈને ઘર તરફ પ્રયાણ કર્યું.

*

મુંબઈ ખાતે કુપરેજ ઉપર આવેલા ખટાઉ બિલ્ડીંગમાં રહેતા શ્રી કેખશરૂ બાપુ ડોક્ટર નામના એક શેર દલાલના કુટુંબમાં ગયા માર્ચ અને એપ્રિલ માસમાં ઝાડા અને ઉલટીની બિમારીનો ત્રણ બાઈઓ ભોગ થઈ પડયાં હતાં; જેમાંથી મીસ આલુ બાપુજી ડોક્ટર અને મીસ પેરીનબાઈ નામની બે બાઈઓ મરણ પામી હતી. જ્યારે મીસીસ ડોક્ટર બીમાર થયાં પણ બચી ગયાં હતાં. આ ભેદી બીમારીઓના ભોગ થઈ પડનારામાંથી મીસ આલુ ડોક્ટરની લાશ ઉપર જુરી બેસાડતાં મરનારનું મરણ કોઈ ભેદી હાથોએ આપેલા ઝેરથી નીપજ્યાનું બહાર આવ્યું હતું. આ બનાવ બાદ ખંતીલી તપાસને અંતે છુપી પોલીસનાઈન્સપેક્ટરે આ કુટુંબના એક આગલા નોકર મગન વલ્લભ ઉર્ફે મકન નામના માણસની આ ખૂનમાં સંબંધ ધરાવતા હોવાના શક ઉપરથી ચુડ હાઉસ રોડ ખાતેના મકાનમાંથી ધરપકડ કરી હતી.

*

પાકિસ્તાન છોડીને હિંદ જતા હિંદુઓ પાસેથી પોતાના બાકીના લ્હેણા પૈસા વસૂલ કરવાની પાકિસ્તાને નવી તરકીબ અજમાવના માંડી છે. કરાંચીમાં દારૂની દુકાન ધરાવતા નારાયણદાસ અને વિશ્વદાસ હિંદમાં આવ્યા હતા અને તેને પરિણામે પાકિસ્તાનની સરકારને ૧૩૦૦૦ રૂપિયાનું નુકસાન થયું હતું. આ લોકોનાં સ્ત્રી બાળકો જ્યારે હિંદ જતાં હતાં ત્યારે તેમને અટકમાં લેવામાં આવ્યાં હતાં અને સ્ત્રીઓનાં ઘરેણાં વેચીને ૮૦૦૦ રૂપિયા વસૂલ કરવામાં આવ્યા હતા. ત્યાર બાદ પણ તેમને જવા દેવામાં આવ્યાં ન હતાં. હિંદી સરકારના કમિશ્નરને જણાવવામાં આવ્યું કે તેમને મુક્ત કરવામાં આવ્યાં નથી અને જ્યાં સુધી રકમ વસૂલ નહિ થાય ત્યાં સુધી તેમને જવા દેવામાં આવશે નહિ' આ સ્ત્રીઓ અને બાળકો અત્યારે હૈદ્રાબાદના કીલ્લામાં કરૂણ દશામાં છે.

*

મુંબઈ સરકારની એક અખબારી યાદી જણાવે છે કે સોલાપુરમાં આવેલા હૈદ્રાબાદના સરહદી વિસ્તારમાં રઝાકારોએ બે સ્ત્રીઓનું ખૂન કર્યું છે. આ બે સ્ત્રીઓ નિઝામના ભીમપુરી ગામે કંઈક ઘરવખરી લેવા ગઈ હતી. ત્યાંથી પાછા ફરતાં રઝાકારો તેમને પકડી તેમની છાવણીમાં લઈ ગયા હતા અને ત્યારબાદ તેમનું ખૂન કરી તેમને દાટી દીધી હતી. તેમનાં સગાંઓએ હિંદની પોલીસની મદદથી તપાસ કરતાં મૃત શરીરો ન ઓળખાય એવી હાલતમાં મળી આવ્યાં હતાં, મૃત શરીરોને વસ્ત્રાભૂષણ પરથી ઓળખી કાઢ્યાં હતાં

# સ્ત્રી-જગત  સમાચાર

મૂળ વડોદરાના પણ હાલ અમદાવાદમાં શાહપુરમાં રહેતા કડવા પાટીદાર શ્રી. કપીલાબેન અંબાલાલ પટેલે અમદાવાદ આર્ય સમાજમાં શ્રી. ચિતુભાઈ વાઘરી સાથે આંતરજાતિય લગ્ન કર્યું.

*

લોદ્રાની કચરાભાઈ ચતુરભાઈની પત્ની બાઇ મેના અને શીવાભાઈ હાથીભાઇની પત્ની બંને, લોકાઇએ જતાં રસ્તામાં તાપથી બાઇ મેના હાર્ટ ફેઇલથી અને હાથીભાઇની પત્ની બેભાન થઇ જતાં દવાખાને લઇ ગયા પછી મરણ પામ્યાં.

*

બોરસદમાં શ્રીમતી શાંતાબેન દેસાઇના પ્રયત્નોથી ભગિની સેવા સમાજની સ્થાપના થઈ.

*

શ્રી. રાહુલજીનાં રશિયન પત્ની અત્યારે લેનિનગ્રેડ વિશ્વવિદ્યાલયમાં પ્રાધ્યાપિકા છે. તેઓ તેમના પુત્ર સાથે થોડા વખતમાં હિંદ આવશે.

*

પારીસમાં એક પત્રકારને રહેવાની જગ્યા ન મળવાથી તેની પત્નીએ પોતાના પીયરના પૈસામાંથી ડુપ્લીકેટ યંત્ર, શાહી, અને કાગળો ખરીદી તેઓ સદરાના રણના એક ખુણે અર્થાં ને ત્યાંથી નાનકડું પત્ર શરૂ કર્યું છે. બાઈ યંત્રને હાથે ફેરવે છે ને નોકર ૬૦૦ નકલો ગ્રાહકોમાં વહેંચી આવે છે.

*

યુક્ત પ્રાંતના ગવર્નર શ્રીમતી સરોજીની નાયડુને તેમના ૭૦મા જન્મ મહોત્સવ પ્રસંગે તા. ૧૩–૨–૪૯ ના રોજ સુવર્ણગ્રંથ અર્પણ થશે.

*

નૈનીતાલમાં તાજેતરમાં મળેલી યુક્ત પ્રાંતની ઇન્ટર મીડીએટ કેળવણીની બોર્ડની બેઠકમાં એક સાડી રજૂ કરવામાં આવી હતી, તેની કિનાર પર પરીક્ષામાં આવે એવા કેટલાક પ્રશ્નોના જવાબો લખેલા હતા.

*

અમદાવાદના બે મિલમાલિકો તેમની પત્ની હયાત છતાં બીજી પત્નીઓ પરણ્યાનું કહેવાય છે. મુંબઇમાં એક મહારાષ્ટ્રીય કન્યા સાથે એક મીલ માલિક પરણીને દિલ્હી ગયા છે. બીજા એક મીલમાલિક સુરતની એક કન્યા સાથે પરણ્યાની વાતો થાય છે.

*

બારડોલી તાલુકા સમિતિમાં શ્રી. પુષ્પાબ્હેન વ્યાસ ઉપપ્રમુખ તરીકે ચુંટાયાં.

મુંબઈ પ્રાંતમાં જીવતી પર બીજી પત્ની કરવા સામે તેમજ છુટાછેડા અંગે અમલમાં આવેલા કાયદા વિષે સમજ તથા માહિતી આપવા ગામડાંઓની અજ્ઞાન મહિલાઓની વસ્તીમાં પૂના ખાતેના મહારાષ્ટ્રીય મહિલા મંડળે પ્રવાસ કરવાનું નક્કી કર્યું છે. એ મંડળ ટુંક સમયમાં સુરત જીલ્લાની મુલાકાતે આવવાનો સંભવ છે. તેમને સ્થાનિક સત્તાવાળાએ સહકાર આપવા મુંબઈ સરકારે સુચના કરી છે.

*

ફત્તેહગઢ જીલ્લામાં હાહાકાર વર્તાવનાર ધાડપાડુ ગીરંદસિંહે ચૅારીમાંથી વરરાજાનું અપહરણ કર્યું હતું. ધાડપાડુઓએ વરરાજાને પાછા આપવા માટે પાંચ હજાર રૂપિયાની માગણી કરી હતી.

*

લંડનમાં વિદ્યાર્થીનીઓ પુષ્કળ પ્રમાણમાં વિષયવાસનાને લગતું ગંદુ સાહિત્ય વાંચી રહી હોવાથી બ્રિટનના શિક્ષણ સત્તાધીશો ચોંકી ગયા છે. તેમણે વિદ્યાર્થીનીઓ જે નોવેલો વાંચતી હોય તે સેન્સર કરવાની સૂચના આપી છે.

*

મદ્રાસમાં મ્યુઝીઅમ થીએટરમાં સ્ત્રીઓની જંગી સભામાં પંડિત જવાહરલાલ નહેરૂએ સ્ત્રીઓને હિંદી રાષ્ટ્રની નવરચનામાં તેમની તમામ શક્તિ ખર્ચવાનો અનુરોધ કર્યો હતો.

*

કલોલ તાલુકાના ઇસંડ ગામના રહીશ હરીપ્રસાદ નામના એક શખ્સે પોતાની નર્મદા નામની એક પત્ની સશક્ત અને હયાત હોવા છતાંયે શારદા નામની એક બીજી બાળા સાથે લગ્ન કર્યાં છે.

*

આણંદ તાલુકાના મોગરનો એક વણિક વડોદરામાં પોતાની પત્ની સાથે રહેતો હતો, ત્યાંથી તેની પત્નીને વડોદરાના કેટલાક જાણીતા ગુંડાઓએ ઉપાડી જઈને ગુમ કરવા માટે મોગરના વણીકે વડોદરા રાજ્યના પંત પ્રધાન પાસે દાદ માગી છે.

*

મુંબઈ મહિલા સંઘ તરફથી લેડી રામરાવને અમેરિકા જતી વખતે વિદાયમાન આપવામાં આવ્યું હતું.

*

લંડનની હિંદી લીગ હિંદી સ્ત્રીઓની સમિતિના મંત્રી શ્રીમતી આશા ભટ્ટાચાર્યે સ્વાતંત્ર્ય દિન ઉજવણી વેળા હિંદી સંગીતની શરુઆત કરી હતી.

મુંબઇ રેડીઓ ઉપરથી રંભાબ્હેન ગાંધીનું લખેલ 'ભાભી' નામનું નાટક રીલીઝ થયું હતું.

*

જૂનાગઢના એક ગુંડાએ દ્વારકામાં એક હિંદુ યુવતીને લાલચ આપી ફસાવીને ઘરમાં પૂરી રાખી હતી, ને તેનું ધર્મ પરિવર્તન કરાવી તેની સાથે લગ્ન કરી નસાડી જવાનો હતો. પણ બાઇએ પોતાનાં સગાંને ખબર આપી દેવાથી ફરીઆદ થઇ અને પોલીસે ધ્યાન આપ્યું. છેવટે ન્યાય કોર્ટના વારંટથી ગુંડો પકડાયો પણ બાઇનો પત્તો નથી.

*

પોરબંદરમાં એક માણસે તેના ભાડુઆતની ૧૪ વર્ષની બાળા ઉપર પાશવી અત્યાચાર ગુજાર્યો, તેની ફરીઆદ થઇ, પણ ઘરમેળે પતાવટ થતાં કેસ પાછો ખેંચાયાનું કહેવાયછે.

*

ઇરાવદીના મુખ આગળના યમીન બંદરે સામ્યવાદીઓના તોફાન પછી બ્રિટિશ સ્ત્રી બાળકોને સ્ટીમર પર લઇ લેવામાં આવ્યા હતાં.

*

કલકત્તામાં કેટલીક સ્ત્રીઓ બાળકને ધવરાવતી હોય એવી રીતે કપડાંનાં બંડલ સંતાડી લઇ જતી પકડાઇ ગઇ.

*

દિલ્હીમાં શાંતિ પરિષદ શ્રીમતી રામેશ્વરી નહેરૂના પ્રમુખપદે મળી હતી.

*

આઠમી આંતર રાષ્ટ્રીય પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે શ્રી. સરલાદેવી સારાભાઇ ઈટાલીમાં સાનરેમો જવાનાં છે.

*

કાનપુરમાં એક હલકા વર્ણની સ્ત્રીને તેના પતિનું મૃત્યુ થવાથી સતી થવાની ઇચ્છા હતી, પણ પોલીસ અમલદારોની તકેદારીથી તેના પતિની ચીતામાં પડી તે બાઇને બળી મરતી અટકાવવામાં આવી હતી.

*

અમદાવાદ સરસપુરમાં પ્રભુ ગુલાબ સાથે ભણતી કૌશલ્યાએ પ્રભુને પરણવાની ના કહી તેથી પ્રભુએ ઉશ્કેરાઈ જઈ તેને ચપ્પુના ઘા માર્યા હતા.

*

અમદાવાદ માંડવીની પોળમાં લાલાભાઇની પોળમાં ચંદુલાલ મણીલાલની યુવાન પત્ની સવિતા સળગી ગઇ.

*

વડોદરાના મહારાણી સીતાદેવી ગાયકવાડ સીગારેટો અને રેઈસ પાછળ પુષ્કળ પૈસા પરદેશમાં વેડફતી હોવાની હિંદી સરકારી રાજસ્થાન ખાતાએ ટીકા કરી છે.

*

મણીનગર સ્ટેશન પાસે રહેતા સંતસીંગની ૧૨ વર્ષની છોકરી બજાર ગયેલી ત્યાંથી ગૂમ થઈ ગઈ છે.

*

અ મ દા વા દ માં ધના-સુતારની પોળમાં રહેતી લલીતા નામની વણિક વિધવા બાઇએ અગાસીમાં જઇ ગ્યાસ-તેલ છાંટી અગ્નિસ્નાન કર્યું.

*

કોઇ પણ સ્ત્રીને પોતાનો દેશ છોડીને તેના પતિ સાથે બીજા દેશમાં રહેવા જવાના સ્ત્રીના હક્કનો જે દેશમાં કાયદાથી ઇન્કાર કરવામાં આવ્યો હોય તેને સંયુક્ત રાષ્ટ્રસંઘની આર્થિક કાઉન્સીલે વખોડી કાઢતો ઠરાવ પસાર કર્યો છે. અમેરિકન સ્ત્રી જો કોઈ હબસીને પરણે તો તેને બે થી દશ વર્ષ સુધીની કેદની સજા થાય છે, એવા કાયદાને પણ કાઉન્સીલે વખોડી કાઢ્યો હતો.

*

લસુંદ્રામાં સ્વાતંત્ર્ય દિન પ્રસંગે મનોરંજન કાર્યક્રમનો મેળાવડો શ્રી. વાસંતી બહેન મુનશીના પ્રમુખપદે ઉજવાયો. લસુંદ્રામાં સ્ત્રી પ્રમુખ હોય તેવો આ પહેલો જ પ્રસંગછે.

*

ક પ ડ વં જ ગૃહઉદ્યોગ-વિભાગ તરફથી ગૌરીઉત્સવ ઉજવાયો હતો.

કલકત્તામાં ઇઝરા સ્ટ્રીટમાં એક મકાનમાં આગ લાગતાં તેમાં રહેતા ગુજરાતી યુવતી શ્રી. કમળાબહેન શાહ અને તેમનો એક વર્ષનો પુત્ર બળી મર્યાં. તેમને બચાવવા જતાં તેમના પતિ સખત દાઝયા છે.

*

નડીઆદના શારદા અપ-હરણ કેસમાં બે વધુ માણસો પકડાયા છે.

*

ઉમરેઠમાં રમણલાલ નાથા-લાલ ચોકસીની ૨૮ વર્ષની પત્ની ભાનુમતી રસોડામાં વાસણ માંજતી હતી ત્યારે ધરમદાસ મણીલાલ નામનો બ્રાહ્મણ ખંજર લઈને ધસી ગયો હતો ને બાઈની છાતી ઉપર ચડી બેસી કબજાના બટન અને અછોડો ખૂંચવી લીધાં હતાં. ઝપાઝપીમાં બાઇનો કબજો ફાટી ગયો ને હાથે ત્રણ આંગળીએ ઇજા થઈ. બાઈની બૂમોથી માણસો આવી પહોંચતાં પેલો માણસ પકડાઇ ગયો છે.

*

વિસાવદર પાસે સાસણ-ગીરીના જંગલમાં વડગામના કોઇ માબાપે મોંઘવારી ને ભૂખ-મરાથી કંટાળી પોતાની અઢી ત્રણ વર્ષની છોકરી તજી દીધી હતી. તે એક હરિજન બાઇને હાથ આવી છે. છોકરીના માબાપનો પત્તો નથી.

હિંદી કલાકાર મેરી કૃષ્ણ આ વર્ષે પણ લિસેસ્ટર ગેલે-રીઝમાં ભરાનાર પ્રસિદ્ધ અને આશાસ્પદ કલાકારોના પ્રદ-ર્શનમાં પોતાની કલાના નમુ-નાઓ પણ રજુ કરશે.

*

ધોરાજી પાસેના છોડવા-વદર ગામે એક વાળંદની સ્ત્રી ઉપર માથાભારે માણસે બળા-ત્કાર કરેલો. બાઇએ આબરૂની ખાતર કુવામાં પડીને આપ-ઘાત કર્યો.

*

સી ડ ની ની કોર્ટે ૧૭ મીનીટમાં ૨૭૧ છૂટાછેડાના કેસો પાસ કર્યા.

*

અમદાવાદમાં નવરંગપુરામાં ત્રણ વર્ષની છોકરી શાન્તા મોટર હડફેટમાં આવી ગઈ.

*

અમદાવાદમાં જહાંગીર-પુરાની કંથડજી નારણજીની ૪૦ વર્ષની વિધવા પુત્રી મોંઘીએ કુવામાં પડી આપઘાત કરવા પ્રયાસ કરેલો, પણ તેને બચાવી લેવાઈ છે.

*

વઢવાણમાં ટ્રામ અટકી પડતાં નવ વર્ષની છોકરીને પોતાની સાથે ચાલીને આવ-વાનું સમજાવી એક શખ્સે રસ્તામાં આંબાવાડિયામાં બળાત્કાર કરી છોકરીને લોહી-લુહાણ સ્થિતિમાં છોડી ચાલ્યો ગયો. છોકરી દવાખાનામાં છે.

નવા ડીસામાં એક લોધાએ પોતાની પત્ની હયાત છતાં અમદાવાદની એક બાઈ સાથે ફરી લગ્ન કર્યું છે.

*

આ લડાઈમાં પરદેશથી મુસાફરો, સૈનિકો અને અફસરોએ હિંદમાં દેશી ખ્રીસ્તી સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં હતાં. તેઓ બધાં પોતાની પત્નીઓને છોડી પરદેશ ચાલ્યા ગયા છે. ને હવે પાછા આવવાનો સંભવ નથી, તેવી જે સ્ત્રીઓ. કફોડી સ્થિતિમાં મૂકાઈ ગઈ છે તેને છૂટાછેડાની સગવડ આપવા માટે હિંદી સરકારે 'હિંદી મેટ્રીમોનીઅલ કોઝએક્ટ' પસાર કર્યો છે.

*

દિલ્હીમાં શેખપુરા સ્ટેશનના મહારાણી શ્રી. પન્નાદેવીના પ્રમુખપદે હિંદુ કોડનો વિરોધ કરવા મહિલા સંમેલન મળ્યું હતું. ના૦ મહારાણીએ સ્ત્રીઓને ખાનદાન કુટુંબોની મીલ્કતનો નાશ થાય તે સિવાય સ્ત્રીઓને બીજો કોઈ ફાયદો નહિ થાય એવી સલાહ આપી.

*

હિંદુકોડની વિચારણા સને ૧૯૪૧ થી આજ સુધી મુલતવી રહ્યા કરે છે તે સામે અખિલ હિંદ મહિલા પરિષદે પોતાનો વિરોધ નોંધાવ્યો છે.

*

સુરત ઝાંપા બજારમાં પાણીની ટાંકી પાસે તરતનું જન્મેલું બાળક કોઈ મૂકી ગયું હતું.

શેઠ ચંદ્રકાન્ત મોતીલાલ બીહારી મીલવાળાની ભાણેજ કુ. શારદા સારાભાઈ (ગોવિંદ દલસુખવાળા) (વૈષ્ણવ વાણીયા) એ નાનુભાઈ નારણલાલ પટેલ સાથે સ્નેહલગ્ન કર્યાં છે.

*

જુનાગઢના નવાબે તાજેતરમાં નવી શાદી કરીને એક બેગમનો પોતાના અંતઃપુરમાં વધારો કર્યો છે.

*

અમદાવાદમાં સાધના મંદીર તરફથી થયેલ નૃત્ય પ્રયોગમાં ભાગ લેનાર કન્યાઓમાં સાતેક વર્ષની કુ. સોહિની દેસાઈનું કામ ખૂબ વખણાયું હતું.

*

બ્યારામાં નદી કાંઠે તરતનું જન્મેલું બાળક કોઈ મૂકી ગયેલું. તે બાળક થોડા કલાક પછી મરણ પામ્યું હતું.

*

થાણાનો ગંગાધર નામનો કોઈ માણસ પોતાની નવ વર્ષની સગી ભત્રીજીના કાનમાંથી સોનાના લવીંગીઆ અને હાથમાંથી સોનાની બંગડી કાઢી લઈ, માબાપ વિનાની તે બાળા વિજયાને દમણના રતનશાના તાડીના પીઠામાં મૂકીને ચાલ્યો ગયેલ, તેનો પોલીસે કબજો લીધો છે. છોકરી મરાઠી બોલે છે.

*

ઓલપાડ તાલુકાના અવલકારકુન મી. મલેક તેની પત્ની સામે ફરીઆદ કરવાથી બાઈની ધરપકડ થઈ છે.

'ઇકોનોમીસ્ટ' પત્રની મદદનીશ અધિપતિ મીસ બાર્બરા વોર્ડે લંડનમાં ભરાયેલ આંતર રાષ્ટ્રિય યુવક પરિષદનું ઉદ્ઘાટન કર્યું હતું.

*

દક્ષીણ કેન્ટ કોરટમાંથી બેથીંગ-બ્યુટી તરીકે 'મીસ ચાર્મીંગ'ની હરીફાઈમાં સાત હજારની માનવ મેદની વચ્ચે મીસ શીલા સ્ટીવન્સન પહેલી આવી. અને તેને દક્ષીણ આફ્રીકામાં નાતાલની 'મીસ મારગેટ' ગણાયેલ જોઈસ બ્રોકમેનને હાથે ઇનામ અપાયું. બીજે નંબરે ડોરીન ડાઉસન એલીસ આવી હતી.

*

ગોંડલમાં ચારેક માસ પહેલાં શ્રી. કમળાબહેન દેશીના પ્રમુખ પદે મહિલા મંડળ સ્થપાયું છે.

*

અમદાવાદમાં લાખાવસાની પોળવાળાં કુ. ઇન્દુમતી દેવપ્રસાદ મહેતા (સાઠોદરા નાગર) એ કાસરાના શ્રી. ચંદુલાલ દેસાઈ (નાગર વાણીઆ) સાથે આંતર જ્ઞાતિય લગ્ન કર્યાં છે.

*

સ્ટીફન હોસ્પીટાલના મંત્રી મીસ ટનરને લૂંટી જવાની બાજી મૂકવાનો પ્રયાસ કરવા માટે ઇની ઇઝરા અને રેચ નામની મુંબઈની બે સ્ત્રીઓ પકડાઈ છે.

*

અંકલેશ્વરમાંથી એક કણબી બાઈ તેના પ્રેમી સાથે લાડીમાં પોતાના દાગીના વેચી ગાડીમાં બેસી નાસી જતાં જાળીઆ સ્ટેશને પકડાઈ ગઈ.

*

મહેમદાવાદમાં ઓરસમાં અમદાવાદના કેટલાક મુસલમાનો એક બારીઆ કોમની બાઇને ફોસલાવી લાવી દારૂ પીને આબરૂ લેતા પકડાઈ ગયા.

*

ઇંગ્લાંડનાં બીજાં શાહજાદી કુ. માર્ગોરેટની સાથે લગ્ન કરવાની લોર્ડ માર્લબરોના વારસ માર્કવીસ ઓફ બ્લેડફર્ડ માંગણી કરશે.

*

અમદાવાદમાં ઢાળની પોળમાં હીરાલાલ આશારામ ઠક્કરની યુવાન પત્ની અને સસ્તા સાહિત્ય વાળા શ્રી. ત્રીભુવનદાસ ઠક્કરનાં પુત્રી તારાબહેન બળેવને દિવસે એમના ભાઇને રાખડી બાંધવા જવા સાડીને ઇસ્ત્રી કરતાં હતાં ત્યારે પહેરેલી સાડી સળગવાથી દાઝીને મૃત્યુ પામ્યાં.

*

થોડા વખત પર એલચીખાતાની બારીમાંથી મીસીસ ઓક્સાના કુદી પડયાં એ બનાવમાં રશિયન એલચી મી. જેકોલે બજાવેલા ભાગને પરિણામે મી. જેકોલને મોસ્કો પાછા બોલાવી લેવા માટે અમેરિકન સરકાર રશિયા પાસે માંગણી કરશે.

રઝાકારોએ એક ગામમાં હજારો માણસોની હાજરીમાં પાંચ સ્ત્રીઓને જીવતી બાળી મૂકી.

*

સુરતની અંબાબાઇ ગર્લ્સ હાઇસ્કુલ તરફથી ઉજવવામાં આવેલા સ્વાતંત્ર્ય દિનના કાર્યક્રમમાં સૌ. મનહરબેન કાજીના હસ્તે ધ્વજવંદન થયું.

*

પૂર્વ પંજાબમાં ટુંક સમયમાં છૂટાછેડા વેરો અમલમાં આવનાર છે. એ વેરો છૂટાછેડા લેનાર અને દેનારની આવક પર નંખાશે. આમ ત્યાંની સરકાર પાંચથી છ લાખ રૂપિયા ઉભા કરશે.

*

સુરતની રાયચંદ દીપચંદ કન્યાશાળામાં સ્વાતંત્ર દિન શ્રીમતી લતાબ્હેન રણધીરભાઇ દેશાઇના પ્રમુખપદે ઉજવાયો.

*

કરાંચી શહેરમાં ફરતી સાયકલ રીક્ષાઓમાં સ્ત્રીઓ અને બાર વર્ષની વય સુધીનાં જ બાળકોને બેસાડવાનો હુકમ નીકળ્યો છે. ત્યાં હાલ બે હજાર જેટલી રીક્ષાઓ ફરે છે.

*

ધોળકાના ખરીદ વેચાણ સંઘના પ્રમુખ તરીકે શ્રી. રંજનબહેન ડી. શાહ કામ કરે છે. તે પહેલાં શ્રી. રંભાબહેન દામોદર શાહ પ્રમુખ હતાં.

*

પાટણ મ્યુનિ. પ્રમુખ તરીકે શ્રીમતી લીલાવતી સંઘવી ચુંટાયાં. તેમનાં હરીફે ઉમેદવારી પાછી ખેંચી લીધી હતી.

*

અમદાવાદની કોર્ટમાં હરીજન બાઇ જાની ઠમીરે તેના પતિ વાલજી માલાએ બીજું લગ્ન કરેલું હોવાથી છૂટાછેડા માગ્યા હતા. વાલજીએ કહ્યું કે હું જાનીને મારી સાથે રાખવા ખુશી છું. પણ કોર્ટે તે મંજુર ન રાખતાં છૂટાછેડા આપ્યા.

*

અમદાવાદ સારંગપુરમાં રહેતા એક બેંકના કારકુન શ્રી. કાન્તીલાલ લીલાધર ભટે જુનાગડીની યુવતી કલાવતી સાથે લગ્ન કર્યાં હતાં. પણ હમણાં તેણે કલાવતીને મારીને કાઢી મૂકી ઇન્દોરમાં અંબાલાલ કૃષ્ણરામની પુત્રી શાન્તા સાથે ફરી લગ્ન કરવાથી કલાવતીએ ફરીઆદ કરી છે.

*

ડાકોરના આઝાદ ચોકમાં સ્વ. હીરાલક્ષ્મી મણીલાલ રામદાસ પટવાના સ્મરણાર્થે ટાવર બંધાશે.

*

જે વિધવા મહારાણીઓને રાજ્યની તીજોરીમાંથી પેન્શન આપતાં હતાં તેમનાં પેન્શન ચાલુ રાખવાનું સૌરાષ્ટ્ર સરકારે હાલ તુરત માટે નક્કી કર્યું છે.

*

આંગણે ગોરી ગાય—

ફળીમાં તુળસીનો કયારો—

ઘમર વલોણાંના નાદ.

અને

કુંજલડી જેવી પુત્રીઓનાં નર્તન અને ગુંજતા ગીત
આવા એક રળિયામણા સંસારની કથાને વહેતી કરે છે

## સારસ પિકચર્સનું પ્રથમ સમાજ ચિત્ર

( શ્રી: દેશી નાટક સમાજની યશસ્વી નાટ્યકૃતિ પરથી )

# વડીલોના વાંકે

( ગુજરાતી ભાષામાં )

| કથા-સંવાદ-ગીત. | — દીગ્દર્શક — | — નિર્માતા — |
| --- | --- | --- |
| શ્રી. પ્રભુલાલ દ્વિવેદી | શ્રી. રામચંદ્ર ઠાકુર | શ્રી. રતિલાલ ત્રિવેદી |
| — છાયા લેખન — | — સંગીત — | — કલા — |
| શ્રી. ગોરધનભાઇ પટેલ | શ્રી. મોહન ( જ્યુનીઅર ) | શ્રી. ચેતન |

— અદાકારો —

મોતીબાઈ, પ્રતિમાદેવી, અંજના, બિજયા, લતા

— બેબી સરોજ —

વસંત નાયક, રમેશ વ્યાસ, કેશવ પુરોહિત, કચરાલાલ,
ચુનીલાલ નાયક, અનંત વીણુ બી.એ., ભીમજીભાઇ, અમૃત,

મા. પ્રાણસુખ

તથા

છગન ( રોમીયો ) અને જટાશંકર.

— વધુ માહિતી —

**સારસ પિકચર્સ. ઠે. શ્રી. દેશી નાટક સમાજ**

**પ્રીન્સેસ થીયેટર, ભાંગવાડી, મુંબઇ-૨**



[વીજયનગરના ખંડેરોમાંથી કૃષ્ણાખત્રી]

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક




यन्नादपि कठोराणि, मृदुनि कुसुमादपि

વર્ષ નવમું : આસો ૨૦૦૪ : ઓકટોબર ૧૯૪૮ : અંક ૧૨ મો

આ અંકના સંપાદક : શ્રી કમળાબહેન સુતરિયા.

## જુગની જોગન્દરી

જાગી સૌન્દર્યકુંજે સોહાગણ સુન્દરી;
કલ્યાણી કોડીલી જુગની જોગન્દરી.

રસ કેરી રમતુંમાં રમતેલી સુન્દરી
ભવના સંસારભાર વહે છે જોગન્દરી.

ધબરાળે હૈયાધારે જાતને સુન્દરી;
ઉભરાતા અક્ષયપાત્રે પીરસે જોગન્દરી.

ઢળવાતા સન્તધામ સભર ભરે સુન્દરી;
સૃષ્ટિનો સોહાગ કામણગારી જોગન્દરી.

અમરોની અમરલોક અવનીમાં સુન્દરી;
જોગમાયા જુગજુગની જનની જોગન્દરી.

૧લી જાનેવારી ૧૯-૪૬

[illegible]



# આ અંક વિષે—

'શ્રી-જીવન' માસિકનો દર વર્ષે આસો માસનો અંક 'ગરબા-અંક' તરીકે પ્રકટ થાય છે; અને છેલ્લાં બે વર્ષો દરમ્યાન તદ્‌વિષયક લેખોથી તેને સભર કરવામાં આવતો હતો. આ વર્ષે જુદી જ નીતિ અખત્યાર કરી છે.

'ગરબા-અંક'ની જાહેરાત પછી, અમારી પાસે સો ઉપરાંત ગરબા આવ્યા છે. મોટા ભાગના ગરબાઓના લેખક ભાઈબહેનો નવીન પેઢીનું પ્રતિનિધિત્વ ધરાવનારા છે. આ ગરબાઓ જોઈ ગયા પછી લાગ્યું કે, આ વર્ષે તેમાંથી જ, જેવા છે તેવા, છતાં યુગના પડઘા ઝીલતા-ગરબાઓને પસંદગી આપી, તેનાથી જ અંકને સમૃદ્ધ કરવો. આવેલા ગરબાઓમાં અનેક વિષય ખેડાયેલા છે. ચાંદો અને તારાથી લઈ, જવાહર અને ગાંધીજી સુધીના વિષયો પસંદગી પામેલા છે, અંબાજી અને પાવાગઢની પટરાણીના વિષયો પણ છે, તેમજ આ દેશને સ્વાતંત્ર્ય મળ્યું તેના ઉલ્લાસસૂચક વિષયો પણ છે. આ વહેણની કંઈ ઝાંખી થઈ શકે એ ઉદ્દેશથી આવેલ ગરબાઓમાંથી આ પસંદગી કરી છે; જે ગરબાઓ નથી લેવાયા તે માત્ર જગ્યાના અભાવને કારણે જ.

'ગરબા' વિષે આગાઉના બે ખાસ અંકોમાં પૂરતી માહિતી અપાઈ ગયેલી છે; એટલે આ વર્ષે આ અંકમાં, વિશિષ્ટ લેખો તરફ વધારે ધ્યાન આપ્યું છે. શ્રી વિમળાબહેન શાહનો ન્યુયોર્કથી આવેલ લેખ 'મેં શી સ્વાતંત્ર્ય ક્યાં જોયું?' નામના લેખ તરફ વાંચકોનું ખાસ લક્ષ ખેંચવાનું ઈષ્ટ લાગે છે.

આવતે વર્ષે, નરસિંહ, ભાલણદાસ, વલ્લભ કે દયારામને પસંદ કરી, રાસ-સાહિત્ય ઉપર જ અંક તૈયાર કરવાનો વિચાર છે. કારણકે 'ગુજરાતના આ આમના ધન' ઉપર વધુ અભ્યાસની જરૂર છે.

જે લેખક ભાઈબહેનોએ આ અંક તૈયાર કરવામાં સહકાર આપ્યો છે તેમનો અને આસો માસના આ 'ગરબા-અંક' માટે છેલ્લા ત્રણ વર્ષથી શ્રી મનુભાઈ જોધાણી મને સંપાદનનું કાર્ય સોંપે છે તે માટે તેમનો આ તકે આભાર માનું છું.

કમળા સુતરીઆ

આ ગરબા અંકનું સંપાદન કરી અંકને વિશિષ્ટ બનાવવા માટે, શ્રી કમળાબહેને લીધેલ શ્રમ માટે 'સ્ત્રીજીવન' કાર્યાલય અને ગ્રાહક ભાઈબહેનો વતી તેમનો આભાર માનું છું.

—સંપાદક

# ગરબો ખોવાયો

શ્રી. જ્યોત્સ્નાબહેન શુક્લ

*



કોણ રમે ગુજરાતે ! ગુણિયલ ગરબો ખોવાયો,
ઘર ઘરમાં સોહાતો મંજુલ ગરબો ખોવાયો:
અરેરે ! ગરબો ખોવાયો.
ગૂર્જરાતણનો એક અનોખો ગરબો ખોવાયો.

તાલ નથી, એ ચાલ નથી,
ઉલ્લાસ નથી રમવાનો,
મુક્ત કંઠનાં ગાન નથી એ ગરબો ખોવાયો,
અરેરે ! ગરબો ખોવાયો:
ગૂર્જરાતણનો એક અનોખો ગરબો ખોવાયો.

રાગ નથી, ઉર ભાવ નથી,
આનંદ નથી થનગનતો,
તન્મયતાનો રંગ નથી એ ગરબો ખોવાયો,
અરેરે ! ગરબો ખોવાયો:
ગૂર્જરાતણનો એક અનોખો ગરબો ખોવાયો.

અંગ અભિનયમાં રાચ્યાં,
ને ગરબો નરમાયો,
ઘેર ઘેર ફરતો, હૈયે રમતો ગરબો ખોવાયો,
અરેરે ! ગરબો ખોવાયો:
ગૂર્જરાતણનો એક અનોખો ગરબો ખોવાયો.

વિધવિધ સ્વરૂપે પુરૂષને પ્રેરણા આપતી



# નારી

: અનુવાદક :

શ્રી. પ્રદ્યુમ્ન પુરોહિત.

*

ક્ષિતિજ પરથી લુપ્ત થતા ભગવાન સવિતાનારાયણનાં એ આથમતાં કિરણોમાં કંઇક શોધવાનો પ્રયત્ન કરતો નિશીથ, સેકન્ડ ક્લાસના કંપાર્ટમેન્ટમાં એકલો બેઠો બેઠો વિચારોમાં નિમગ્ન બનતો જતો હતો. ગરમી અને દિવસ ભરના પ્રવાસનાં કારણે શ્રમ અને કંટાળો તેનાં મુખ પર સ્પષ્ટ તરવરતાં હતાં. અધુરામાં પૂરૂં માથામાં ઝીણો ઝીણો દુખાવો પણ શરૂ થયો હતો. અસ્ત થતા કિરણોના ઝાંખા તેજમાં એ કંઇ શોધતો હતો. સંધ્યાના છેલ્લા ચમકારાની પશ્ચાદ ભૂમિકામાં રહેલી એ કાળી ઝેખાણુ રાત કઇ રીતે ગાળવી એ વિચાર એને મુંઝવી રહ્યો હતો. માથાનું દરદ વધતું જતું હતું; વળી શરીર પણ કળતું હતું–તાવની શરૂઆત જણાતી હતી. માથા પર રૂમાલ બાંધી એ પથારીમાં માથું મૂકી સુવાની તૈયારી કરવા લાગ્યો, એટલામાં ગાડી ધીમા આંચકા સાથે એક સ્ટેશન પર અટકી. સ્ટેશન પર ધમાલ મચી રહી હતી, પણ તેણે આંખો ન ખોલી. દરવાજો ખોલીને કોઇક અંદર આવ્યું, કુલીએ સામાન અંદર મૂકી બારણું બંધ કર્યું અને ગાડી ગતિમાન થઇ. નિશીથે જિજ્ઞાસાભરી દૃષ્ટિએ આગંતુક કોણ છે એ જાણવા આંખો ખોલી. જ્યોર્જેટની લીલી સાડીમાં લપેટાયેલું ગૌરવર્ણું શરીર જોઇ એ ચમક્યો. આગંતુક યુવતી હતી, સુંદર હતી અને વળી એકલી હતી. નિમિષ માત્રમાં બધું જોઇ નિશીથે આંખો બંધ કરી. જે જોયું હતું તે ફરી જોવાની ઉત્કંઠા કોણ જાણે કેમ તેના હૃદયમાં જાગ્રત થતી હતી!

નિશીથ વધારે વખત બંધ આંખે પડયો રહી શકયો નહિ. કંઇક માથાનું દરદ અને કંઇક આગંતુકને જોવાની તાલાવેલીએ એણે આંખો ઉઘાડી.

"આપ કયાં સુધી જશો?" આગંતુકે પૂછ્યું.

"બનારસ. અને આપ?"

"હું પણ બનારસ જઉં છું. ચા...લો ઠીક થયું. છેવટ સુધીનો સંગાથ થયો. આપનું નામ જાણી શકું? બહાર અંધારામાં વાંચી શકાયું નહતું."

"નિશીથ કુમાર."

"નામ તો પરિચિત જણાય છે. કદાચ આપને કયાંઇક દેખ્યા પણ છે."

"મને યાદ નથી. આપનું નામ?"

"સુપ્રભા."

ગાડી ધીમી પડી, કોઇ નાના સ્ટેશન પર આવીને રોકાઇ ગઇ.

"ચા પીશો?" સુપ્રભાએ પૂછ્યું.

"જરૂર" કહી નિશીથે ચા વાળાને બે પ્યાલા ચા લાવવાનો ઓર્ડર આપ્યો. ચા આવ્યો. સુપ્રભાએ તથા નિશીથે તેને ન્યાય આપ્યો અને ચાવાળાને પૈસા આપી વિદાય કરી નિશીથ બર્થ ઉપર સૂઇ ગયો. ગાડી ઉપડી.

થોડી વારે બંગડીનો મધુર અવાજ ડબ્બામાં છવાઇ ગયો અને નિશીથે આંખો ઉઘાડી. એણે જોયું કે સુપ્રભાએ બંને હાથનાં આંકડા ભીડી આળસ મરડી હતી. સાડી માથા

ઉપરથી સરી પડી અને એના કાળા ભમ્મર વાળોની લટો જાણે મૃત્યુલોક પર રમવા ઊતરી હોય તેમ તેના મુખ પર ઊડવા લાગી. પરંતુ આ બધાની દરકાર કર્યો વગર તે હસી અને નિશીથ તરફ જોઈ, બોલીઃ "આ મદદનો આભાર માનવાનું પણ ભૂલી ગઈ."

"એવી કોઈ જ આવશ્યકતા નથી."

"પેલું પુસ્તક આપશો ?"

"જરૂર" કહી નિશીથે બાજુમાં પડેલું પુસ્તક આપ્યું.

"આપને વાંચવું છે ?"

"ના. આપ વાંચો. મેં તો પૂરું કર્યું છે."

સુપ્રભા પુસ્તક વાંચવા લાગી. નિશીથ પડખું ફરી સૂઈ રહ્યો. માથાનું દર્દ હળવું થયું હતું; પણ આંખોમાં સખત બળતરા થતી હતી. એથી તે બાથરૂમમાં ગયો અને આંખોમાં પાણી છાંટયું, પરંતુ બળતરા જરા પણ ઓછી ન થઈ. ફરી તેણે લંબાવ્યું અને નિદ્રાની આરાધના કરવા લાગ્યો.

દસ પંદર મિનિટ નીરવતા છવાઈ ગઈ. સુપ્રભાએ પોતાની બેઠક ઉપર બેઠાં બેઠાં જ કહ્યું: "અરે ! હજી તો નવ જ થયા છે અને આખી રાત કાઢવાની તો બાકી છે. આપ અત્યારથી સૂઈ ગયા ?"

"ના. પણ માથામાં દર્દ થાય છે અને વળી તાવ જેવું પણ જણાય છે."

"જોઉં તો." કહી તેણે નિશીથનો હાથ પોતાના હાથમાં લીધો. નિશીથના હૃદયમાં ઝણઝણાટી પ્રસરી. એ સ્પર્શે વિણાના છેડાયેલા તારોના સુમધુર રણકારની માફક નિશીથનું હૃદય ભરી દીધું. કેટલો સુખદ, કેટલો મધુર હતો એ સ્પર્શ ! એ નારી નિશીથનો હાથ પકડીને બેઠી હતી. અને આશ્ચર્યચકિત નિશીથ આંખો મીંચીને પડયો રહ્યો હતો. હાથ ખેંચવાની ઇચ્છા થઈ, પરંતુ તેમ બની શકયું નહિ.

"આપને તાવ તો છે. કંઈ દવા લીધી છે ?"

## ચન્દ્ર-પ્રતિમા



ધરતીને ઓરડે, સાગરને ઘોડીએ,
વારિની ઝોળી મોઝાર:
શરદનો ઝૂલે છે બાળ.

આવે તરંગ દોડી ઝોળીને થાબડી,
ઝુલાવે નાનેરા લાલઃ
શરદનો ઝૂલે છે બાળ.

આભને પાતાળ ભરી દે છે હિલોળા,
ઝુલાવે મોંઘા કુમારઃ
શરદનો ઝૂલે છે બાળ.

બાળુડે વાદળીની શાલ ઝીણી ઓઢી,
ઢાળ્યાં જો ચોપચાં લગારઃ
શરદનો ઝૂલે છે બાળ.

પરિમલ પસરાવતો આવે અનિલ પેલો,
મસ્તીનો જાણે ભંડારઃ
શરદનો ઝૂલે છે બાળ.

મસ્તાનો બાળ જોઈ આલલાંને આરે,
ઉભરાય તારા અપારઃ
શરદનો ઝૂલે છે બાળ.

પ્રતિમાને સત્ય ગણી માયાને અંચળે
ઘેલાં ભીંજાય અમીધારઃ
શરદનો ઝૂલે છે બાળ.

જયમનગૌરી પાઠકજી

## શરદ આવી



હસતી વિમલં ધવલ મુખે શરદ આવી રે.
હ્રદય મારું ભરતી સુખે, શરદ આવી રે.
સરિત કેરાં નીતર્યાં નીરે
મલકે એનાં મુખડાં ધીરે;
કાશફૂલોની કલગી તીરેતીર ઝુલાવી રે-શરદ
આજ સોનેરી સીમમાં લેતા મોલ
હિલોળા રે,
આભમાં ઊડે કુંજડીઓનાં
ટોળેટોળાં રે,
નવાં ધાન્યં, નવાં જીવન,
હરખે ભર્યાં માનવીનાં મન,
કંઠેકંઠે ગીત તણી રમઝટ રેલાવી રે—શરદ.
ડુંગરધારે વાદળી કેરા એ રૂપેરી રંગ,
મસ્ત મધુર વાયુમાં એ ફૂલોની સુગંધ,
છોળે છોળે છલકાતો એ ધરાનો આનંદ,
ભરતી એની ચઢતી, જાણે કોઇના બાધાબંધ
ઉરસરોવર જીવનરસે છલછલાવી રે—શરદ.
ખીલે આખું વ્યોમ મધુરી ચાંદની—રાતે રે
ધરતીનું સુખ ના સમાતું એકે વાતે રે,
હૈયાં ઓ રે ગળી ગળી જાય,
પ્રાણનાં પારિજાતક ફૂલે ઢળી ઢળી જાય.
કોણ અજાણી બંસીતાને.
કોણ અનેરાં પ્રીતિગાને
પાગલ મારા પ્રાણને આજે
રહે બોલાવી રે—શરદ.

નાથાલાલ દવે

"અહીં ટ્રેનમાં દવા કયાંથી હોય !"

"અચ્છા, તો હું આપું છું." કહી, તેણે એમાંથી એક ગોળી નિશીથને આપી. નિશીથે પાણી સાથે એ ગળી ગયો.

"માથા પર બામ લગાવી આપું ?" બામની શીશી કાઢીને સુપ્રભાએ પૂછ્યું.

"ના, કંઇ ખાસ જરૂર નથી."

"એટલે શું થઇ ગયું ? જરા બરાબર સુઓ એટલે લગાવી આપું. માથું હળવું થઇ જશે." નિશીથ એના કહેવા મુજબ ચૂપચાપ અનુસર્યો. માથા પાસે બેસીને તે બામ ચોપડવા લાગી. ભાન ભૂલેલાની માફક નિશીથ પડયો રહ્યો. હાથનો સ્પર્શ થતાં જ પીડા ઓછી થવા માંડી. કોઈ અવર્ણનીય આનંદથી એનાં રોમાંચ ખડાં થઇ ગયાં. પોતાનું દુઃખ ભૂલી, એ વિચારી રહ્યો હતો, કે "આ સ્વપ્ન છે કે સત્ય ? એ તેની કોણ છે ? શા માટે પોતાને માટે આટલું કષ્ટ વેઠી રહી છે ? આ બધાનો અર્થ ? એના મનમાં શું હશે ? પરંતુ તેને કંઈ જ સમજાયું નહીં.

"આપને બહુ તકલીફ આપું છું."

"એમાં શું ?" કહીને એ હસી. એ હાસ્યમાંથી નિશીથને કોણ જાણે શું મળ્યું, પણ એ બાળકની માફક પડયો જ રહ્યો.

"આપના થોડી ક્ષણના ઉપચારથી જ પીડા ઓછી થઇ ગઈ. આપ તો ડોક્ટર જણાવ છો."

"જે સમજો તે."

પરંતુ નિશીથે તેના જવાબ ઉપર કંઇ લક્ષ્ય ન આપ્યું. આંખોમાં ઘેન ભરાતું હતું અને થોડી જ વારમાં એ સુઇ ગયો.

કેટલો વખત એ સુઇ રહ્યો તેની તેને ખબર ન પડી. પણ જ્યારે એની આંખો ખૂલી ત્યારે માથું હળવું ફૂલ થઇ ગયું હતું. મનમાં સ્ફૂર્તિ જણાઇ. એણે ધીરથી આંખો ખોલી, અને જે જોયું તે ચકિત કરવા માટે પૂરતું હતું. સુપ્રભા

હજી પણ તેના ઓશીકા આગળ બેઠી હતી. નિશીથનાં માથાથી થોડે ઊંચે એણે પોતાનું માથું ખારીને ટેકવ્યું હતું, અને તેનો એક હાથ નિશીથના માથા પર હતો. સાડી માથા પરથી સરકીને ખભા પર આવી પડી હતી, અને મુક્ત થયેલા કેશકલાપો નિરંકુશ રીતે તેના મુખારવિંદ ઉપર નાચી રહ્યા હતા.

એ સુપ્ત સૌંદર્યને નિશીથ જોઇ જ રહ્યો. મનમાં કંઇ કંઇ ભાવો ઉત્પન્ન થતા હતા. જરા પણ હાલ્યા ચાલ્યા વગર એ પડ્યો પડ્યો મુખસૌંદર્યના ઝરણાનું પાન કરી રહ્યો હતો. એને જોવામાં એ સુખ અનુભવી રહ્યો હતો-એકરસતા અનુભવી રહ્યો હતો. પરંતુ વધારે વખત એ અવસ્થામાં તે રહી ન શક્યો. કોઇની ઉધરસથી તેની નિંદ્રામાં ખલેલ પડી. ડબ્બામાં એ બંને સિવાય કોઇ ત્રીજી વ્યક્તિ હોવાનું ભાન થયું. શરમથી એ આંખો બંધ કરી ગયો. એને લાગ્યું, કે ચોરી કરતાં એ પકડાઇ ગયો હતો. એ નવીન વ્યક્તિ મનમાં શું માનતી હશે! પોતે પોતાની જાતને અને એ નારીની સેવાને ભૂલી, નિર્લજ્જની માફક એક અપરિચિત, ઉપકારી અને કુમારી બાળાના સુપ્ત સૌંદર્યનું પાન કરી રહ્યો છે. કેટલો નિર્લજ્જ હતો એ! એણે ચૂપચાપ આંખો બંધ જ રાખી.

નિશીથને થયું કે પોતે પોતાની જાતને કઇ રીતે છૂપાવે? કોણ છે આ નારી કે જેને લીધે આ ક્ષણ જોવી પડી! લોકોને કઇ રીતે એ મુખ બતાવી શકશે? પોતાને મક્કમ માનવાવાળો નિશીથ તો હવે મરી ચૂક્યો હતો. જો કોઇ ત્રીજું ન હોત તો તેને સંતોષ થાત. પ...ણ...હવે તો એ તેની નિર્લજ્જતાને જોઇ ગયા હતા. શું કરવું એ નિશ્ચય પણ તે ન કરી શક્યો. ચૂપચાપ હતો તેમ જ પડી રહ્યો.

પાંચ મિનિટ...દસ...મિનિટ...ગઈ અને ગાડી અટકી. પેલા સજ્જન પોતાનો સામાન

## ફુલની મહેચ્છા



આશા અને ઉમંગભરી,
    કોઇ સુન્દરીના શોભું અંબોડલે,
        મારે મન એવી મહેચ્છા !
કોમલ અંગુલિથી ગૂંથાઇને,
    હારમાંહિ વિરાજું તેને હૈયેઃ
        મારે મન એવી મહેચ્છા !
અથવા ભક્તની ફુલછાબમાં
    બેસી જાઉં મંદિર તે સાથેઃ
        મારે મન એવી મહેચ્છા !
સાધન થઈ પૂજાતણું,
    ચઢું પ્રેમે પ્રભુને માથેઃ
        મારે મન એવી મહેચ્છા !
આવો મક્ષિકા, જાઓ લૂટી
    મધ મારૂં માનવીઓ માટેઃ
        મારે મન એવી મહેચ્છા !
જીવન પરાર્થે અર્પતું
    અનિલ જાઓ સુગન્ધ લઈ સાથેઃ
        મારે મન એવી મહેચ્છા !
જેણે પરાયાં હિતકારણે
    હશે હોમી દીધી નિજ કાયાઃ
        મારે મન એવી મહેચ્છા !
એવા શહીદની ખાંભી પરે
    ચઢી તેને શોભાવવાની માયાઃ
        મારે મન એવી મહેચ્છા !

જનાર્દન પ્રભાસ્કર

## જીવન પતંગને આશાની દોર

(રંગે રમે રે આનંદે રમે, એ ઢાળ)

આશાની દોર, મારી આશાની દોર;
જીવન પતંગને આશાની દોર.
ઉષાને પોપચે ઉઘાડી મેં મીટને
માપી મહીતલની કોર;
સન્ધ્યાની સુરભી સુંઘી સુંઘીને
કીધી આ દુનિયા નઠોર રે,
જીવન પતંગને આશાની દોર.
સુસવતે વાયરે છૂટયો એ જાય, જે
ભરવા આ આભશું બાથ;
ખેંચી ખેંચીને ઝાલી રાખું તોય,
દોરી રહે નહિ હાથ રે–
જીવન પતંગને આશાની દોર.
કોટી સૂરજને કરમાં ગૃહીને,
કરતો આકાશમાં ખેલ;
લગતગતા તારલા, ચંદ્રમા રચીને
રમતો અવનીને મ્હેલ રે–
જીવન પતંગને આશાની દોર.
વિધવિધ રંગો અંગે ભરેલા,
ઝરતા કુસુમની સુવાસ;
શ્વાસે શ્વાસે એને યમુનાજી ઊછળે,
રેતીના કણનો ત્યાં વાસરે–
જીવન પતંગને આશાની દોર.
ચૌદે ભુવનમાં ઘૂમી વળીને
ઊંચે ચઢે રસપૂર;
કીકીનાં કિરણો પ્હોંચે નહિ ત્યાં
વેગે ઊડે દૂર દૂર રે–
જીવન પતંગને આશાની દોર.
આશાની દોર, મારી આશાની દોર,
જીવન પતંગને આશાની દોર.

મોહિનીચંદ્ર

લઇ નીચે ઊતર્યો. નિશીથે અર્ધ ખુલી આંખે જોયું ને સંતોષનો શ્વાસ ભર્યો. અને ગાડી એક હળવા આંચકા સાથે ઉપડી. એ વિચારવા લાગ્યો. એ અને હું બંને મુસાફર છીએ–એક બીજાથી અપરિચિત. પછી ડરવાનું કારણ પણ શું? થોડી ક્ષણ તે શાંત પડયો રહ્યો. પછી તેને લાગ્યું કે સુપ્રભા જાગી હતી. આ સ્થિતિમાં સલજ્જ બનીને તે સંકોચાઈ. નિશીથ એ જોઇ ન શક્યો. અર્ધ–ખુલી આંખો ન તો એ પૂરી ખોલી શક્યો કે ન તો બંધ કરી શક્યો. મુખારવિંદ જોવાની પૂનર્ ઇચ્છાને તેણે મહામહેનતે દબાવી. એના માથા પરથી હાથ ખસી ગયો. સાડી સરખી કરવા તે બેઠક પરથી ખસી હોય તેમ બંગડીઓના રણકાર પરથી જણાયું. થોડીવારે નિશીથને જણાયું કે પોતાનાં ઝુલ્ફામાં લાંબી લાંબી કોમળ આંગળીઓ ફરી રહી હતી! આ બધાનું કારણ પણ તેને સમજાયું નહીં. ક્ષણવારમાં તો તેના હૃદયમાં કંઈ કંઇ ભાવો પસાર થઈ ગયા અને એ કોમળ હસ્ત અને કંગનો નિશીથના હાથમાં દબાયાં. એણે ન કંઈ વિરોધ બતાવ્યો કે ન હાથ છોડાવવાનો કંઈ પ્રયત્ન કર્યો! નિશીથે હાથને પોતાની તરફ વધારે ખેંચવા પ્રયત્ન કર્યો પણ ત્યાં તો એક હળવા ઝટકાથી સુપ્રભાએ પોતાનો હાથ ખેંચી લીધો. નિશીથ ચકિત થઇ ગયો! તેના મનમાં ભય અને લજ્જા પેસી ગયાં. આહ! પોતે શું કર્યું? શરમથી મનમાં એટલું બધું લાગી આવ્યું, કે ડબ્બા બહારના અંધકારમાં પોતાની જાતને એ છૂપાવી શકે તો સારું. વીજળીનો પ્રકાશ પણ અસહ્ય થઇ પડયો. હૃદયમાં થતું હતું, કે સામે બળતા એ જ્વલંત વીજળીના ગોળાને ફોડી નાખે કે જેથી પોતે પોતાની જાતને અંધકારમાં છૂપાવી શકે–બીજાની નજરે ન પડે. પરંતુ આમાંનું કંઇએ ન કરી શક્યો અને લજ્જા તથા ગ્લાનીનો માર્યો હતો તેમ જ પડી રહ્યો. અને એ નારી!

નિશીથને એ ન સમજાયું કે તેના દિલમાં શું શું થઈ રહ્યું હતું. એ શું ઇચ્છતી હતી તે પોતે પણ નહીં જાણી શકતી હોય? એ તેનો કોણ છે કે જેને માટે તેણે આ બધું કર્યું? જે રીતે એકાએક આવીને એ મળી, એ જ રીતે એકાએક અલગ પડી જશે. પણ તો આ બધું કેમ બન્યું?

"નિશીથભાઇ! સૂતા જ રહેવું છે કે શું! તબિયત કેમ છે?"

"અત્યારે તો બહુ જ સારું છે. કયે મોઢે તમારી સેવાનો બદલો વાળી શકું?"

"એવી કોઈ જ જરૂર નથી." કહીને એ મૌન રહી. પરંતુ હવે શું વાત કરવી એ નિશીથ વિચારી રહ્યો હતો. ગ્લાનીને લીધે એ મનમાં ગૂંચવાઇ રહ્યો હતો. એવામાં એણે પૂછ્યું:

"બનારસમાં તમે સર્વિસ કરો છો?"

"હા. તમે પણ ત્યાં જ રહો છો?"

"ના, હું તો થોડા દિવસ માટે આવું છું મારા એક ભાઈ ત્યાં રહે છે. ઘણાં વખતના એમના આગ્રહથી ત્યાં આવું છે."

"ત્યારે તમારી મુલાકાત ત્યાં થશે? હું તો તમને—જો અયોગ્ય ન લાગે તો—કહેવાનો હતો કે મારે ત્યાં જ ઉતરો."

"તમારે ત્યાં કોણ કોણ છે?".

"બધાં જ. મા, બહેન, ભાઈ."

"અને મને ત્યાં લઇ જઈ એ બધાને શું પરિચય આપશો?"

"કહીશ કે મારી સાથે ભણતાં હતાં."

"તમારી હિંમત તો ઓછી નથી. પણ જો એ જુઠાણું ફૂટી જાય તો?"

"ત્યારની વા...ત ત્યારે. પરંતુ તમારી પણ હિંમત ઓછી તો નથી જ. તમે સ્ત્રી... યુવતી..., હું અને તમે બંને એકલાં આ ગાડીમાં જઇ રહ્યાં છીએ. રાત્રીની આ નિરવતા અને આકાશને શોભાવતો આ શશી. જો કોઈ પુરુષ પોતાની જાતને...ભૂ...લે, તો, તો... તમે... તમે શું કરો?"

## નિંદરડી

સખિ આપો મને કોઈ આણી,
નિંદરડી કયાં રે ખોવાણી?
એને શોધું કયાં છેક હું અજાણી,
નિંદરડી કયાં રે ખોવાણી?
સખિ! શાને હશે એ રિસાણી,
નિંદરડી શાને ખોવાણી?

શોધું ભર બ્રહ્માંડમાં, શોધું ચૌદે લોક;
શોધું સરિતા સાગરો, શોધું જગના ચોક.
સખી કયાંયે લાધી ના નિશાની,
નિંદરડી કયાં રે ખોવાણી?
સખિ કયાં જઈને એ તો સમાણી,
નિંદરડી કયાં રે ખોવાણી?

સન્ધ્યા છૂપે આભમાં, ફૂલમાં છૂપે પરાગ;
પ્રિયા પ્રિયતમ કીકીમાં, કોકિલ કણ્ઠે રાગ.
સખિ એ રીતે એ શું છૂપાણી,
નિંદરડી કયાં રે ખોવાણી?
સખિ લાવો એને કો બોલાવી,
નિંદરડી શાને રિસાણી?

શોધો સ્નેહી સ્વજનમાં, શોધો લોક સમાજ
વનવનના પડદા વીંધી, શોધો સાગરપાર.
હું તો માનવ સમાજે લૂંટાણી,
નિંદરડી ત્યાં શું ખોવાણી?
સખી! એ છે વ્હાલમની એંધાણી,
નિંદરડી શાને રિસાણી!
સખિ સૂની મરું એ વિનાની,
નિંદરડી લાવો મનાવી.

સીતારામ જે. શર્મા

# આનંદને ઉમળકે



અંતર મારું ઊછળે આનંદને ઊમળકે.(૨)
રોમ રોમાંચ થાય,
પ્રેમ પૂરે ભરાય,
પ્રાણ–પાંદડી પ્રસન્નતાથી પલકે:
—અંતર મારું....
સંતાપ સૃષ્ટિના સહજે શમાવતી,
શાંતિ સ્વર્ગીય વ્યગ્ર વિશ્વે જમાવતી,
ચંદા મીઠું મીઠું મલકે:
—અંતર મારું....
કાળી શી રાતની છાયા ગળી ગઈ,
રૂપલ રંગ અંગ અંગે બની ગઈ,
જ્યોત્સ્નાના જાદુ જો ઝળકે:
—અંતર મારું....
સોળે કળાઓ શુક્લવર્ણી શી ખીલી;
પ્રેમપ્રસાદી જગહૃદયે જો ઝીલી;
રસનો રત્નાકર સળકે.
—અંતર મારું....
મૂર્તિ મનોહારી અખિલ આનંદિની,
સુખની સવિત્રી, સુધાઓની સ્પંદિની,
અંકિતા હો આત્માને ફલકે:
—અંતર મારું....

પૂજાલાલ

સાંભળીને એના મુખ પર હાસ્ય ફરક્યું. એ બોલી: "તો સ્ત્રી પુરુષને બતાવી આપશે કે એ પણ પુરુષ છે. ત્યારે તમને પૂછી શકું કે તમારામાં કેટલી હિંમત છે? સ્ત્રીને તમે પૂરી સમજી શક્યા નથી: સ્ત્રીની ઇચ્છા વગર પુરુષ તેને કંઈ જ કરી શકતો નથી. સ્ત્રી એ શક્તિ છે અને પુરુષ તેનો ઉપાસક છે. સ્ત્રી સ્નેહની મૂર્તિ છે, શક્તિનો ભંડાર છે. એ પુરુષને ભાવના અને પ્રેરણાનું પાન કરાવી શકે છે. તમે મને સ્ત્રી કહી મારો ઉપહાસ કરવા ચાહો છો? પરંતુ ખરી રીતે તો તમે તમારું અને તમારી –પુરુષજાતિનું અપમાન કરી રહ્યા છો. અને ...સ્ત્રીના અનેક રૂપોથી આપે પરિચિત થવું જોઇએ. સ્ત્રી લાડઘેલી જનેતા હોય છે, વિરાના હેતથી તરબોળ થતી એ બહેન છે, અને સ્નેહના હિંડોળ પર ઝુલાવતી એ પ્રેમભરી પત્ની પણ હોય છે. પરંતુ એ પ્રેમ અને સ્નેહની મૂર્તિ વિફરે છે ત્યારે...ત્યારે તો ભલભલાને પણ નમાવે છે. તમે પુરુષ બનીને મારી–સ્ત્રીની–સાથે કયો સંબંધ રાખવા ઇચ્છો છો? હું કદાચ બહેનની માફક સ્નેહ રાખું તો પણ તમે પુરુષ જ રહેશો. માની માફક લાડ લડાવું તો પણ તમે તો એના એ જ રહેવાના. કદાચ મારી જગ્યાએ તમારી બહેન હોત તો શું તમે પુરુષ ન હોત અને એ સ્ત્રી ન હોત? જોઉં તો ખરી કે આપનામાં કેટલી હિંમત છે?"

નિશીથ કંઈ જવાબ આપી શક્યો નહિ. જડની માફક બેસી રહ્યો.

"ખરાબ લાગ્યું નિશીથભાઈ?"

"વાત ખરાબ લગાડવાની નહિ, પરંતુ સમજવા જેવી તો જરૂર છે. વિચારું છું કે તમારા જેવી સ્ત્રી જ વાસ્તવિક સ્ત્રી છે. હાં, જો યોગ્ય લાગે તો મને તમારો પરિચય આપો."

"હું અને તમે મિત્રો છીએ ..મિત્ર જ. અને અણઓળખ્યા મિત્રો જ રહીએ એ જ ઠીક રહેશે."

"તમને ઠીક લાગે તે ખરું, પણ એક પ્રશ્ન પૂછું ?"

"શું ?"

"પ્રશ્ન તો વ્યક્તિગત છે અને મને પૂછવાનો અધિકાર પણ નથી. માનું છું કે તમે ક્ષમા કરશો. હું જાણવા ચાહું છું કે તમે વિવાહીત છો ?"

"ના. પણ તમને તેની શી જરૂર પડી ? પણઅત્યારની પરિસ્થિતિમાં તમારો પ્રશ્ન ઉપસ્થિત થવાનું કારણ હું જાણું છું. આ પ્રશ્ન બાબતમાં વધારે પૂછપરછ વણનોતર્યું પરિણામ લાવશે. કદાચ તમે કોઈ માગણી કરી બેસો તો મને તમારી તરફ તિરસ્કારની લાગણી થઈ આવશે."

"કેમ ?"

"કેમ કે તમે મને જાણતા નથી. મારા સંબંધમાં પણ કંઈ જાણતા નથી. હું કહીશ કે તમે મૂર્ખ છો, વાસનાના ગુલામ છો, સ્ત્રીનું સૌંદર્ય તમારી આંખોમાં વિહ્વળતા લાવે છે. સમાના પરવાનાની માફક તમે જળી મરો છો."

"પણ કુમારીજી ! આપની પાસે હું એવી કોઈ પણ માગણી કરવાનો ન હતો. હું તો વિચારતો હતો કે જે કોઈ આપનો પતિ થશે, તેને આપની સમક્ષ હાથ જોડીને ઊભું રહેવું પડશે."

"એવી વાત કરવી તમને ઠીક લાગતી નથી."

"મિત્રતાના સંબંધે પણ નહીં ?"

"ના. કેમકે ગમે તેમ હોય પણ મારો અને તમારો પરિચય થોડી જ ક્ષણનો છે, તેથી આપણે અમુક પરિસિમાની અંદર જ રહેવું જોઇએ."

"જેવી આપની મરજી. પણ ભવિષ્યમાં કોઈ દિવસ તક મળે તો મારી વાત યાદ કરજો."

પણ સુપ્રભાએ કંઈ ઉત્તર ન દીધો. નિશીથને પણ મૌન રહેવું પડયું.

બનારસ આવ્યું. સામાન લઈ બંને ઊતરી પડ્યાં. સુપ્રભાના ભાઈનો કંઈ પત્તો નહોતો. એ મુંઝાવા લાગી.

## ગરવી ગુજરાતણ



ગરબે ગરબે ઘૂમતી રે....ગરવી ગુજરાતણ.
એની પાંપણને પલકારે,
એનાં ઝાંઝરના ઝમકારે,
લળી લળી દેતી એ તાલ રે....
ગરવી ગુજરાતણ.

એ તો ગરબે ગરબે ઘૂમતી,
હૈયાનાં પ્રેમઅમી ચુમતી,
આંખડીમાં અમીરસ છલકાવતી રે....
ગરવી ગુજરાતણ.

પગની પાની સુધી સાળુ લહેરાતો,
અનીલ એના કેશની લટો સમારતો,
એના મસ્તકે ટીલડી સોહાય રે....
ગરવી ગુજરાતણ.

એના મસ્તકે શોભતી હેમની હેલ,
ચાલે હળકતી જાતે મસ્ત બની ઢેલ,
એવું અણમોલું ગુજરાતનું રત્ન રે....
ગરવી ગુજરાતણ.

એનો સીધો સાદો વેશ,
એનો ગરવો ગુર્જર દેશ:
એવા દેશની સોહામણી નાર રે...
ગરવી ગુજરાતણ.

બાબુભાઇ જે. પટેલ

# બાપુનાં સંભારણાં

લેખિકા :



કુ. મનુબહેન ગાંધી

( અંકથી ચાલુ )

નવખાલીમાં ઝુંપડાંઓ ગારમાટીનાં અને નાળીયેરીના પાનનાં ઉભા કરેલાં હોય છે. પાક્કા મકાનો ઓછા પ્રમાણમાં હોય. થોડા ઘણા હતાં તે પણ નવખાલીના હત્યાકાંડમાં બળીને ભસ્મીભૂત થઈ ગયાં હતાં.

પૂ. બાપુનું મુખ્ય મથક 'શ્રીરામપુર' કરીને એક ગામડું હતું ત્યાં હતું. તે ઘર પણ ગારમાટીનું અને છત ઉપર નાળીયેરીના પાંદડાં હતાં. આપણા તરફ પણ ખેડુવર્ગના આવાં ઝુંપડાંઓ જોવામાં આવે છે. શ્રીરામપુરના ઝુંપડામાં તો રહેવાય તેવી સગવડ સાથીઓએ કરેલી હતી જ, પરંતુ રોજ રોજ એક ગામડેથી બીજે ગામડે જવું પડે અને વળી તેમાં ય ઝુંપડાંઓ બળીને ખાખ થઈ ગયેલાં, વળી ભેજવાળા ત્યાંની હવા, વરસાદ આવે ત્યારે મુશળધાર, આમાં ઝાડ નીચે પણ રાતવાસો કેમ રહેવાય? એટલે બાપુજી પગપાળા યાત્રા તો કરશે પણ રહેશે ક્યાં? આ ચિંતા સૌમાં પેઠી. અને તેમાંયે સતિશબાબુ, એ તો આખા 'ગાંધી કેમ્પ'ના વ્યવસ્થાપક હતા, એટલે એમને વધુ ચિંતા હતી. પરંતુ આ ભાઈ બહુ વિદ્વાન અને બુદ્ધિશાળી છે, એટલે એમણે યુક્તિ વાપરીને એક હેરવીફેરવી શકાય એવું ઝુંપડું ( Folding Hut ). બનાવ્યું. આ ઝુંપડામાં ય એવી સગવડ કે, એમાં બારી, બારણું, બે હલકી પાટ ( બાપુજી અને મારે સુવા માટે ) અને જમીન ઉપર ઘાસ ઉપર ચટાઈ, જેથી ખરબચડી જમીન હોય તો વાંધો ન આવે. પાછળના ભાગમાં એક નાનકડું બાથરૂમ. આવું કળામય ઝુંપડું બનાવ્યું હતું. બાપુજીને એટલી તો ખબર હતી કે પોતાના માટે કંઈક ઝુંપડું બને છે, પણ એવી કલ્પના સરખી પણ ન હતી કે એ ઝુંપડીને 'મહેલ'નું ઉપનામ આપવું પડશે. હવે બાપુજી શ્રીરામપુરમાં રહેતા હતા, ત્યાંથી બે માઈલના અંતરે ચંડીપુર કરીને એક ગામડું છે; અને પણ આ ચંડીપુરથી બાપુજીની ખરી યાત્રા શરૂ થઈ, કારણ કે બાપુજીને સૌથી પહેલું જ્યાં પુષ્કળ નુકશાન થયું હોય, અને જ્યાં બિલ્કુ લોકો હોય ત્યાં જવું હતું. પરંતુ તે ગામ શ્રીરામપુરથી સીધું સાત આઠ માઈલ થતું હતું અને ચંડીપુરથી ૩॥ થી ૪ માઈલ થાય. અહીં બાપુજી એકધારા સાત આઠ માઈલ ચાલે તો તો ઘણો શ્રમ પડે, જેથી શ્રીરામપુરથી પોતાનું મથક ચંડીપુર ફેરવાયું.

અને બીજો દહાડો તે ૭-૧-૪૮નો હતો. અને તે દહાડાથી પવિત્ર યાત્રાનો આરંભ થયો. આ દિવસે પ્રાર્થનામાં બાપુજીએ 'વૈષ્ણવ જનતું' ભજન ગાવાની સૂચના કરેલી, કેમ કે યાત્રાનું પહેલું જ મુહુર્ત હતું. પણ એ ભજનમાં થોડા

## આશીર્વાદ

એ તો આપે આશીર્વાદ;
એનો સુણાય જગમાં સાદ.
એ તો૦
ઐકય ભાવથી સઘળા રહેજો,
કરો ન કોઈએ કલેશ;
આપસ કેરા ઝગડા છોડો,
છોડો જુઠ્ઠા વેષ.
હિંદ બન્યો આઝાદ,
એ તો આપે આશીર્વાદ.
પુણ્ય ભૂમિ છે ભારત કેરી,
સુવર્ણ તણી છે ખાણ;
કણ કણમાં રસ રંગ ભરીને,
દેતો હરિવર લ્હાણ.
વતન થશે આબાદ,
એ તો આપે આશીર્વાદ.
રત્ન જવાહર સોંપ્યું તમને,
વલ્લભ શા સરદાર;
માર્ગ બતાવે દર્શક થઈને,
સમજો એનો સાર.
ભૂલજો કોમીવાદ
એ તો આપે આશીર્વાદ.
સત્ય શાંતિ ને અહિંસા કેરા,
સ્વીકારજો સૌ પંથ;
અચળ લ્હેરાતો અવિનાશી દેશે
દુઃખનો લાવી અંત.
પ્રભુ સુણે ફરિયાદ;
ધર્મને કરજો યાદ,
એ તો આપે આશીર્વાદ.

મૂળજીભાઈ પી. શાહ

ફેરફાર કર્યો, કે 'ક્રિષ્ચી જન તો, પારસીજન તો, હિંદુજન તો, શીખીજન તો, મુસ્લીમજન તો અને હરિજન તો તેને કહીયે જે પીડ પરાઈ જાણે રે.' આમ દરેક કડીએ ફેરફાર કરાવ્યો અને મારી સાથે સાથ પણ પુરાવ્યો. પછી જે ઘરમાં ઉતારો હતો તે ઘરની ઓઓએ બાપુજીને ચાંદલો અને ચોખા ચોડયા.

'આજ ગામમાં બાપુજીએ ચંપલ તજ્યા. આવી દંડીમાં ત્યાંના ગારામાં પગ મૂકવો એટલે બરફ પર પગ મૂકયા બરાબર થઈ જવું, અને બાપુજીના પગ એટલે આપણા હાથ કરતાં ય વધુ સુંવાળા અને સાફ. એમાં ખેતરોમાં ખુંદીને જવું પડતું અને કાંટા ય કાદવમાં હોય તો વાગી જતા. એને લીધે લોહી પણ નીકળેલ અને ચીરા પણ પડેલ. પરંતુ બાપુજી ચંપલ પહેરવા એકના બે ન જ થયા—કારણ!

આપણા દેવમંદિરમાં, મસ્જીદોમાં કે ચર્ચમાં અથવા કોઈ પણ પવિત્રભૂમિમાં જઈએ છીએ તો ચંપલ નથી પહેરતા.—ત્યારે મારે તો દરિદ્રનારાયણના દર્શને જવું છે. જ્યાં કતલ થઈ છે, તે ભૂમિ ઉપરથી ચાલવું છે. જેના સ્વજનો કપાઈમૂઆ છે, તેની મુલાકાત લેવી છે, જે નિર્દોષ ઓઓ ઉપર જુલમ થયો છે, જેને ધર્મભ્રષ્ટ કરી છે એમની પાસે જવું છે, એ બધુ મારે મન પવિત્ર છે ત્યાં ચંપલ કેમ પહેરાય?'

ઉપરના શબ્દો બોલતાં બોલતાં બાપુજીના હૃદયની સ્થિતિ જેમ આપણે માખણ કાઢવા ખાશ વલોવીએ અને છાશની જે સ્થિતિ થાય તે બાપુની સ્થિતિ હતી. એમના અવાજમાં કેટલું ય દુઃખ ભર્યું હતું, આજે ય મારા કાનમાં એ દુઃખમય અવાજના ભણકારા વાગ્યા જ કરે છે. ઉપરના વાકયો કહ્યા પછી ચંપલ માટે દલીલ કરવાની મારી તો હિંમત જ ન ચાલી.

એટલે યાત્રાનું કમઠ્ઠ ભરતા પહેલાં ચંપલ

કાઢયા—અને ' એકલો જાને રે 'વાળું' કવીવર રવીન્દ્રનાથ ટાગોરનું ભજન બંગાળામાં શરૂ કરવાનું કહ્યું. આ ભજન ગુજરાતીમાં મહાદેવભાઇએ ઉતાર્યું છે, અને તે ખૂબ જાણીતું છે.

આ ભજન દરરોજ ગવાતું, પ્રયાણ થયા પહેલાં ગાતા ગાતા જવાતું, ત્યાર પછી જ બીજા ભજનો કે રામધૂન ગવાતી.

એટલે આ ભજન શરૂ કર્યું. તેમનો એક હાથ મારા ખભા ઉપર અને બીજો હાથ એમની વાંસની લાકડી ઉપર મૂકી ભગ્ન હૃદયે સવારે ૭–૩૦ વાગે ચાલવાની શરૂઆત કરી.

નાળીયેરી, સોપારીના લીલાંછમ વનો વટાવતા ત્યારે જોઇ મન પ્રફુલ્લ થતું. સૂર્યદેવ પણ હજુ નીકળવાની શરૂઆત કરતા હોય, જાણે બાપુજીનો સાથ પૂરાવવા કેમ એ પણ ૭–૩૦ વાગે જ નીકળતા ન હોય! એમ લાગતું. પણ જેમ દુઃખ પાછળ સુખ, અને સુખ પાછળ દુઃખ, તે પ્રમાણે વળી રસ્તામાં કતલ થયેલાના હાડકાં, તો કોઈની ખોપરી પડી હોય, તો વળી કોઈ દુઃખીયારી હાડપીંજરવાળી અર્ધી નગ્ન બહેન મળે, તો કોઈ માતપિતા વિહોણું બાળક મળે, આ બધાને બાપુજી કેવા દયામણા દુઃખી ચહેરે જોતા તે માટે મને શબ્દો ય મળતા નથી. મારી આંખમાંથી ચોધાર આંસુ વહી જતાં તો બાપુજી મારી ઉપર નારાજ થતા અને કહેતા કે “ તું રડશે તો બીજાઓનું શું થશે ? અને તેથી જ ગુરૂદેવના ભજનો આખા રસ્તે ગવડાવું છું કે એમાંથી શાંતિ મળે છે અને હૃદય હલકું થવામાં મદદ કરે છે. જો એ ભજનોનો સૂર તું તારા મોઢેથી કે ગળામાંથી જ કેવળ નહીં, પણ હૃદયમાંથી કાઢીશ તો તને ઘણું આશ્વાસન મળશે.”

બધું જોતા જોતા અમે બરાબર ૭–૩૦ના નીકળેલ તે ૯–૩૦ વાગે જે ગામમાં ખૂબ નુકશાન થયું હતું તે ગામે પહોંચ્યા. આ ગામનું

## આનંદને ઝોલે



હીંચો આનંદને ઝોલે મનવા, ઝાકમઝોળ.
ધરતીને ખોળે, આભને હિંડોળે,
જગ હર્ષમત્ત ડોલે રંગમાં તરબોળ—
મનવા૦

ઘેલુડી મંજરી હૈયાનો હાસ વેરે;
નવેલી પાંદડી ફૂલડાંની વાસ લે'રે;
રસિલી કોયલી,
માધવી મોરલી,
રેલે વસંતગીત કંઠબોળ—મનવા૦

મૃદંગ મેઘની અભંગ ધમ્મ ધમકે,
વર્ષાની ઝાંઝરી ઝમ્મ ઝમ્મ ઝમકે,
વીજળ બાળી,
દેઈ થેઈ તાળી,
નાચંતા મોરચકોર રંગરોળ—મનવા૦

વન કેરા વાંસડા વેણુ વજાડતા,
સરિતાના સોણલાં તારા જગાડતા,
ચંદ્રીના ઝુમ્મરે
તેજછાંય કુંડળે,
જાગે શરદ ને નોરતાના ઢોલ—મનવા૦

હીંચો આનંદને ઝોલે મનવા, ઝાકમઝોળ,
મનવા, ઝાકમઝોળ.

મોહનભાઇ પટેલ

નામ હતું માસીમપુર.

આ ગામમાં બધા જ ઝુંપડાઓ બળી ગયેલ, તેથી જ પેલું, સતિશબાબુએ બનાવેલું ઝુંપડું ગોઠવવામાં આવ્યું હતું. બાપુજીએ આ ઝુંપડામાં પ્રવેશ કર્યો, અને ઉંચે નીચે ખૂણેખાંચરે એમ બધેય બારીક નિરીક્ષણ કરીને બહાર પાટ ઉપર મારાવાળા પગ ધોવડાવવા બેઠા. હું પગ ધોવા લાગી. થોડીક મિનિટ બાપુજી ચુપ રહ્યા પછી મને કહ્યું: " જોયું ને! સતિશબાબુએ મારા મહેલ માટે કેટલી બધી મહેનત લીધી છે? પાછું એક બાળક પણ ઉપાડી શકે એ રીતે દરેક ભાગો છુટ્ટા કર્યા છે અને હલકાં છતાં મજબુત બનાવ્યા છે. આવો એણે મારી ઉપર પ્રેમ રેડયો છે. પરંતુ આવા અઢળક પ્રેમનો મારાથી અંગીકાર કેમ કરાય? એથી મેં તો નિશ્ચય કર્યો છે કે આ મહેલ હવે બીજા કોઈ પણ ગામમાં લઈ જવામાં નહીં આવે. અને તેનો ઉપયોગ એક નાની ઇસ્પીતાલ બનાવવામાં થશે અથવા એવા જ બીજા કોઈ કામને સારૂ. હું તો જ્યાં ત્યાં જે જગ્યા મળશે ત્યાં આરામથી પડ્યો રહીશ. નહીંતર છેવટ અહીં ઝાડો કેટલાં બધાં છે! તે આપણને ક્યાં ના પાડે તેમ છે? ત્યાં આરામથી પડ્યા રહીશું. જેમ રામજીને નભાવવું હશે તેમ નભાવશે. એની ચિંતા આપણે શા સારૂ કરીએ? જે જે કાર્યકરો ગામડામાં બેઠા છે તેઓને પણ મેં તો કહી જ દીધું છે કે, જે ગામડામાં બેસો ત્યાંના જ બનો, એની સેવા કરતાં જે એ લોકો ખાવા આપે તેનાથી નભાવો, ન આપે તો ભૂખ્યા રહો—પણ એમનામાં તમે અને તમારામાં એ ઓતપ્રોત થાય તેમ કૌટુંબિજન બનો. અમે અહીં આવ્યા છીએ તો કંઈક એવો ભાવ સરખોય ન દેખાવો જોઈએ, અને માંદા પડે તો વૈદ્ય, હકીમ, કે દવાદારૂ ગામડામાંથી જ જેમ મળે તેમ અથવા 'પંચ-મહાભૂત' આપે તેનાથી સંતોષ માનવો. સુશીલાનો પણ કોઈ કાર્યકરોએ દાક્તરની દૃષ્ટિએ ઉપયોગ ન કરવો, ત્યાં સુધી હું તો ગયો છું. (ડૉ. સુશીલાબહેન પણ એક ગામડામાં જ હતા.) એટલે આજ નિયમ મારે સારૂં હોઈ શકે."

બાપુજીએ બીજે દહાડે આ ઝુંપડી આગળ જવા ન દીધી. અને એથી ફાયદો પણ ઘણોજ થયો. જે ગામમાં જતા ત્યાં સામાન્ય રહેણાંકના ઘરમાં (ઝુંપડામાં) બાપુજીનો ઉતારો થતો. પરિણામે વણકર, મોચી, હરિજન, મુસલમાન, હિંદુ, બ્રાહ્મણ, વાણીયા, કુંભાર, ખેડુત, હજામ, લુહાર, અરે ગુંડાઓ જેમણે કતલ ચલાવી હતી ત્યાં પણ બાપુજીનો ઉતારો બનવા પામ્યો. અને બાપુજી પણ જેને ઘેર ઉતરતા ત્યાં એક પિતા સમાન વર્તાવ કરતા. જતાં વેંત કુટુંબમાં કેટલા માણસો છે, શું ધંધો કરે છે, પેટ પુરતું મળે છે કે નહિ, વગેરે બધા ખબર અંતર પુછે અને એ રીતે લોકોના માનસ પણ ફર્યાં. પછી તો બાપુજીના ઉતારા માટે લોકો ઝગડતા. જાણે કે કરેલા પાપનું પ્રાયશ્ચિત આ દૈવી આત્માને આંગણે લાવીને આ ભવમાં જ થવા ન પામતું હોય! અને બાપુને પણ જાણે આ લોકોમાં આ રીતે રહી પ્રેમ સંપાદન કરીને વિજય મળ્યાનો આનંદ ચહેરા ઉપર તરવરતો, ત્યારે ઘડીભર સૌ કોઈ થયેલા હત્યાકાંડને ભૂલી જતા. અને ઘણા તો એમ પણ કહેતા કે 'ભલે અમારા દેશમાં હત્યાકાંડ થયો, એથી અમને આ મહાપુરૂષના દર્શન તો થયાં! અને આ જીવન તો ચરણરજ લઈ પાવન કર્યું.'

# કવિતા અને જીવન



કુ. કમળાબ્હેન રતનચંદ સુતરિયા

*

'કવિતા અને જીવન?' ઘડીભર કોઈને ભ્રમમાં નાખી દે. કવિતા અને જીવનને સંબંધ શો? કવિતા કલ્પના પ્રદેશમાં વિચરનારી; જીવન વ્યવહારુ વસ્તુ; બન્ને વચ્ચે કેટલું અંતર! છતાં બન્નેનો સમન્વય? આવા કેટલાય પ્રશ્નો ઊઠે. પરંતુ હકીકત તરીકે એ સત્ય છે કે કવિતા અને જીવન એકબીજાનાં પૂરક છે, એકબીજા એકબીજાને અનુલક્ષે છે. આ વિધાનનું જરા સ્પષ્ટીકરણ કરીએ.

જીવન એટલે શું? આપણે જીવીએ છીએ તે, એટલો અર્થ બસ નથી. એમ તો પશુપંખીઓ, કીટજગત સૌ કોઈ જીવે છે. એટલે જીવનમાં કોઈ વધુ અર્થ વિવક્ષિત છે. માનવજીવન એટલે વિચાર પૂર્વકનું જીવન; પશુપંખી કરતાં વધુ વિકસેલું જીવન. શ્રદ્ધા અને બુદ્ધિનો જેમાં વિકાસ થયેલ છે તેવું માનવ જીવન.

આજે આપણા જીવન તરફ દૃષ્ટિપાત કરો. તે વિશાળ બન્યું છે, એ જીવન જેમાં જીવીએ છીએ તે જગત્ વિશાળ હોવા છતાં, વિજ્ઞાનની શોધોને લીધે 'કોડીમાં સમાઈ જાય' તેવું નાનકડું બન્યું છે. આ કારણે જીવનમાં ઊંડાણ આવ્યું છે, વૈવિધ્ય આવ્યું છે, અને મનનશીલતા આવી છે.

આ મનનશીલતામાં જેટલી ગંભીરતા, જેટલું ઊંડાણ તેટલું જીવન ઊંચું; તેટલી જીવનના વહેણની વધુ ગતિ. આ મનનશીલતા દરેક વ્યક્તિમાં હોય છે; કોઈમાં સ્થૂળ તો કોઈમાં સૂક્ષ્મ. આ વિચારણાને શબ્દદેહ અપાય તે સાહિત્ય. જે સાહિત્ય આમજનતાની શ્રદ્ધાને મૂર્તિમંત કરે; આમજનતામાં સ્પંદન ઉપજાવે તેને આપણે ઊર્મિપૂર્વક કવિતા કહી શકીએ, એટલે કે કવિતા અને જીવનને એ રીતે બહુ જ નિકટનો સંબંધ છે.

હવે આપણે આગળ વિચારીએ. જીવન સંબંધી જે જે વિચારાય છે તે સાહિત્ય નથી; કવિતા પણ નથી. જીવનને સમગ્ર રીતે જુએ, જીવનના એકેએક પાસાને સમભાવપૂર્વક નિહાળે, જીવનને અનુલક્ષીને જ જેનું સર્જન હોય તેને કવિતા કહીએ તો ખોટું નથી. વાસ્તવિક વસ્તુ એ છે કે, કવિતા અથવા સાહિત્યના સર્જનમાં મોટું કારણ જીવન છે. એટલે જીવન એ તો કવિતા માટે કવિતાનાં સર્જન માટે મોટું સાધન છે. આમ કવિતા અને જીવનને નિકટનો સંબંધ છે.

'कविः क्रान्त दर्शी' એમ એક સ્થળે કહેવાયું છે, આ કથન ઉચિત છે. ઋષિઓને આપણે આર્ષદ્રષ્ટા કહ્યા છે, આની પાછળ પણ કારણ છે. કવિ છે તે જીવનની અનેક બાજુ જોઈ શકે છે; તેની ઊજળી અને બીજી બાજુ તે કલ્પી શકે છે, અને તેના પરનું ચિંતન તે જનતા સમક્ષ રજૂ કરે છે. આ ચિંતનદ્વારા, તેનો આશય જનતાને પોતાના વિચારો તરફ ખેંચવાનો હોય છે; જીવનને વધુ સારી રીતે જીવી શકાય તે બતાવવાનો હોય છે. રામાયણ અને મહાભારતના કર્તાઓની આ વિશિષ્ટ દૃષ્ટિ આપણે જોઈ શકીએ છીએ. શકુંતલ અને ઉત્તરરામ ચરિતનાં સર્જકોની સાથે દૃષ્ટિ તેમની કૃતિઓમાં સ્પષ્ટ જોવાય છે. શેક્સપિયરે પોતાનાં નાટકોમાં જેવું જીવન પોતાની આસપાસ જોયું

## રાસ–રમણી



રાસ રમવાને ઘેલી
કામ કરી વે'લી વે'લી
આવે સોહાગણ ભોળી.
એને નાકે છે નથની, ભાલે છે ટીલડી,
પહેરી શીયળ કેરી સાડી:
આવે સોહાગણ ભોળી.
મોઘેરા ફૂલતણી ગુંથેલ વેણી એ,
પ્રગટયો છે તેજ–પૂંજ ભીને અંબોડલે:
તારાના ઝુમખા તોડી ઉતાવળી:
આવે સોહાગણ ભોળી.
રુમઝુમતા રુમઝુમતા ઝાંઝર કાંઇ ઝણકે,
દેવા રાસને તાલ;
શબ્દે સોહામણી ને કોયલ કોડામણી
ડોલાવે વિશ્વપાતાળઃ
ઉતાવળી આવે સોહાગણ ભોળી.
ઉંચેરા આભમાં થંભેલો ચંદ્રમાં,
જોવા રસભીનીનો રાસ;
પગલે પગલે એને વાદળી સતાવે,
મધરાતે પુરા થયા રાસઃ
પારણીયે પોઢેલા બાળ યાદ આવતાં,
ઉડી પંખીણી સાથ છોડી:
ઉતાવળી આવે સોહાગણ ભોળી.

સૌ. મંજાગૌરી પંડયા

તે આલેખ્યું; વાસ્તવિક ચિત્ર આલેખ્યું; એટલાથી એની પરિપૂર્તિ ન થઈ; એણે આદર્શ કેતરી રીતે જીવન કઈ રીતે ઊંડાણવાળું થઈ શકે; વિકસી શકે તે પણ બતાવ્યું. અને આ કૃતિઓએ માનવ જીવનના વિકાસમાં નાનોસૂનો ફાળો નથી આપ્યો; પણ ચિરંતન ફાળો છે.

કવિતા એ સાહિત્યનો એક વિશિષ્ટ પ્રકાર છે. સાહિત્યમાં પ્રચાર સાહિત્ય હોઈ શકે; પારમાર્થિક પણ હોઈ શકે. કવિતામાં પણ આ બધું હોઈ શકે, પરંતુ સાચી કવિતામાં આ કરતાં વિશેષ તત્ત્વ હોય છે.

કોઈ પણ પ્રકારના સાહિત્યમાં ઉપદેશ એક યા બીજી રીતે હોવાનો. પછી તે બંનોકશોએ લખ્યું હોય; અપ્ટન સિંકલરે સર્જ્યું હોય કે મહાત્મા ગાંધીજીએ આલેખ્યું હોય. પણ તેની વિશિષ્ટતા જુદી રીતે છે. જીવનને અનુલક્ષીને તેમાં કયું વિશિષ્ટ તત્ત્વ છે તે આપણે જોવું જોઇએ. ચિરંકાળ સુધી પહોંચી શકે એવું કયું સત્ત્વ તેમાં છે? માનવઆત્માને—માનવ જીવનને પલટી નાખે એવી કઈ ચીજ એ કૃતિમાં છે? આ જે તત્ત્વ તે કવિતાની છે કસોટી.

જો આ તત્ત્વ ન જડે તો તે કવિતા નથી; પણ ઇતિહાસ–ભૂગોળ છે; ગણિતના ગુણાકાર ભાગાકાર અથવા સરવાળા બાદબાકી છે. ભૂગોળમાં કે ઇતિહાસમાં કોઈ કહેશે કે કવિતા છે; તો તે જડ કવિતા છે એમ હસતાં હસતાં કહી શકાય.

'ચાર છ નવ અગ્યારમાં,
તેના તો દિન ત્રીસ;
અવરે એકત્રીસ છે,
બીજા અઠાવીસ'

ઉપરની લીટીઓ કવિતા છે; તેમાં માત્રા મેળ છે; છંદની દૃષ્ટિએ ભૂલ નથી; પણ તે જડ કવિતા છે. તેમાં ચૈતન્ય નથી. એટલે એમ કહી શકાય કે કવિતાનો મુખ્ય ગુણ ચૈતન્ય છે. સાચો કવિ–પ્રતિભાશીલ કવિ ચર્મચક્ષુથી પર-

જીવન તથા પરજીવનને નથી જોતો; દિવ્યચક્ષુથી જુએ છે. દિવ્યચક્ષુથી તે જીવનને નિહાળે છે, સ્પંદન અનુભવે છે; અને પોતાની દિવ્યદૃષ્ટિથી પોતાનું સંવેદન રજૂ કરે છે. આ સંવેદન અમૃતસ્વરૂપ હોય છે. આગળ વધીને એમ કહી શકાય કે, હૃદય અને બુદ્ધિ બન્નેનો સમન્વય આ સંવેદનમાં હોય છે. આથી વ્યક્તિગત રીતે થયેલું સંવેદન સૌ કોઈના આત્માને જાગૃત કરે છે. ટૂંકમાં કહીએ તો હૃદયનો વેગ, બુદ્ધિની સાધારણ ચમત્કૃતિ, એ ગુણો કવિતામાં આવશ્યક છે.

આ દૃષ્ટિથી માપતાં કવિતા એ ઇતિહાસ -ભૂગોળ નહિ રહે, પ્રચારાત્મક સાહિત્ય નહિ રહે, પણ જીવનસૌંદર્યને કથનાર, અમૃતતત્ત્વને ગાનાર વાગ્દેવી જણાશે. એરીસ્ટોટલે સાચું જ કહ્યું છે કે, " Poetry is something more philosophic and grater import than history." આપણા શાસ્ત્રકારો -આર્ષદ્રષ્ટાઓ-ઋષિઓ તેથીય આગળ વધ્યા છે. ભવભૂતિએ 'ઉત્તરરામચરિત'ની શરૂઆતમાં કહ્યું છે: " विन्देम देवतां वाचममृतामात्मनः कलाम् ! " અર્થાત્ કવિતા અમૃતસ્વરૂપ છે, આત્માની કલા છે. વાગ્દેવીરૂપ છે ' કવિતા આત્માની કલા છે.' એની અંદર કવિએ કેટલું કેટલું કહી નાખ્યું છે !

આ દૃષ્ટિથી જગતકૃતિઓને આપણે માપીએ. 'રામાયણ' અને 'મહાભારત' 'શાકુંતલ' અને 'કાદંબરી;' 'ઇલિયડ', 'હેમ્લેટ' અને 'પેરેડાઈઝ લોસ્ટ'—આ બધી કૃતિઓમાં કવિઓનો માત્ર ઉભરો જ નથી; તેમણે જોયું, તેમની પ્રતિભાએ જીવનની પકડ પકડી, અને સંવેદ્ય ને અમર કૃતિઓ સર્જાઈ. તેમાં અલૌકિક ચૈતન્ય છે; હૃદયનો આવેગ છે; બુદ્ધિની પ્રતિભા છે. સૌન્દર્યદૃષ્ટિ તેમણે જોઈ છે; સૌન્દર્ય શું છે તે જાણ્યું છે-અનુભવ્યું છે; અને પોતાના જીવનની કલ્પનાને

## મૈયા મતવાલી



ગરબે ઘૂમે છે મૈયા મતવાલી !
પાયે ઘૂઘરી બજે ધમકારી !
ગરબે ઘૂમે છે મૈયા મતવાલી.
પૃથ્વિના પાટ ગાજે !
ઉંચે અંબર ગાજે !
ગાજે છે સૃષ્ટિનાં ચોક-ક્યારી !
ગરબે ઘૂમે છે મૈયા મતવાલી.
ચુંદડીની કોર ચમકે !
તેજ તણા ઓઘ ઉડે !
શક્તિ પ્રચંડ જ્યોત વેગધારી !
ગરબે ઘૂમે છે મૈયા મતવાલી.
ભોમ ને બ્રહ્માંડ ઘૂમે !
ચાંદા-સૂરજ જોડ ઘૂમે !
ઘૂમે પ્રકૃતિ-પ્રાણ પુણ્યશાળી !
ગરબે ઘૂમે છે મૈયા મતવાલી.
જનની સ્નેહ ઉરધારી !
જગને જગાડનારી !
અમૃત ચૈતન્ય પ્રાણ પ્રેરનારી !
ગરબે ઘૂમે છે મૈયા મતવાલી.
રાસની રમઝટ જામે
નાદથી દિગંત જાગે
રોમ રોમ રાસ ઉલ્લાસ ભરી
ગરબે ઘૂમે છે મૈયા મતવાલી.

જગુભાઈ રાવળ

# મુરલીનો નાદ



ગોકુળ તે ગામને ગોંદરે રે,
ઓહયો મુરલીનો નાદ.
ઘેરા ઘેરા ઘૂંટાય, હૈયે મારે
મીઠો મીઠો ઓહયો મુરલીનો નાદ.
ફુલ વેલ પાનને ડાળે ડાળે,
પંખી કરે કિલ્લોલ, સાંભળી મીઠો મીઠો
ઓહયો મુરલીનો નાદ.
ગોકુળની નાર થાય ઘેલડી રે,
શીરે ગાગર છલકાય,
સાંભળી મુરલીનો નાદ.

નવરંગી ચુંદડી ભીંજાય,
કાન તારો મીઠો મીઠો
ઓહયો મુરલીનો નાદ.
કાને કુંડળ, મુખે મુરલી
ધરી કરતો મુરલીનો નાદ.
રહોંચી વેઢ બાજુબંધ,
કાન તારો મીઠો મીઠો
ઓહયો મુરલીનો નાદ.
માથે મુકુટ પાયે નુપુર બાજે
ઘુઘરીનો ઘમકાર,
સાથ તારો મુરલીનો નાદ.
સાંભળી ઉર હરખાય
કાન તારો, મીઠો મીઠો
ઓહયો મુરલીનો નાદ.
ગોપી ગોવાળ રમે રાસરે,
સૂર પુરે મુરલીનો નાદ.
બાજે મૃદંગ ઢોલ,
તાલ સાથ મીઠો એ મુરલીનો નાદ.
ડોલે જગતના જીવ
ડોલવતો મીઠો મીઠો
ઓહયો મુરલીનો નાદ.

મુક્તાબહેન હોરા

તેમાં તેમણે ઉન્નત બનાવી છે. 'નરસિંહ', 'મીરાં'ની વાણી આ જ પ્રકારની છે. હિંદી સાહિત્યના સુપ્રસિદ્ધ કવિ મૈથિલીશરણ ગુપ્તની જ કૃતિ 'સાકેત' લઇએ. ગાંધીજી તેને વાંચી ગયા; મહાદેવભાઇને વાંચવા કહ્યું: મહાદેવભાઇએ વાંચી; અને તેમને શું થયું? તેઓ પોતે જ પોતાની ડાયરીમાં લખે છે: "એ કયા ગમે તેટલીવાર વાંચીએ, તોપણ આંખ ભીની થયા વિના કેટલાક પ્રસંગ વાંચી શકાતા જ નથી. તેમણે જો એવું સૌમ્ય મધુ. આખું કાવ્ય ... એ ચિરંજીવ કૃતિ નહિ, પણ પાવક છે; ઉન્નતિપ્રદ છે."

સૌ. મંજરી ગોરી પંડ્ય

'એનું વાચન મનોહર નહિ—પાવક છે, ઉન્નતિપ્રદ છે" એટલા વાક્યની અંદર કવિતાનો આત્મા શું હોઈ શકે તે આવી જાય છે. કવિતાનો આત્મા જીવનના વિવિધ પાસાંઓને કેન્દ્રસ્થ રાખે છે. કેન્દ્રની આસપાસ કવિની આર્ષદૃષ્ટિ ફરે છે; એટલે 'કવિતા અને જીવન'નો સાથે વિચારી કરીએ તો જીવન જેમ વિશાળ તેમ કવિતા વધારે સૌન્દર્યદર્શી; કવિતા જેટલી વધારે સૌન્દર્યદર્શી તેટલું જીવન વધારે ઉન્નત. એ રીતે બન્નેનો નિકટવર્તી સંબંધ છે.

# ગુજરાતી સ્ત્રીઓનું અમોલું ધન



# રાસ અને ગરબા

શ્રીમતી જયમનગૌરી પાઠકજી

*

રાસ, રાસડા, ગરબો ને ગરબી એ ચારમાં ભેદ શું, એ વિષે મતભેદ છે. કાઠિયાવાડના શ્રેષ્ઠ વિવેચક સાક્ષરશ્રી હિંમતલાલ અંજારિયાએ એ ભેદ સરસ રીતે સમજાવ્યો છે.

( ૧ ) કાઠિયાવાડમાં પુરુષો દાંડિયા લઈને રમતા જાય છે ને ગાતા જાય છે તે રાસ. આ પ્રથા ગુજરાતમાં નથી.

( ૨ ) કાઠિયાવાડમાં સ્ત્રીઓ ફરતાં ફરતાં તાળી પાડીને ગાય છે તે રાસડો ને બેઠાં બેઠાં ગાય છે તે ગરબો કહેવાય છે. ગુજરાતમાં બેઉ માટે 'ગરબો' શબ્દ જ વપરાય છે.

( ૩ ) ગુજરાત ને કાઠિયાવાડ બેઉમાં પુરુષો તાળી પાડીને ફરતા ફરતા ગાય છે તે ગરબી કહેવાય છે.

આ ભેદ મને માન્ય છે. વધારામાં એટલુંજ ઉમેરવાનું છે કે ગુજરાતમાં માતાજીની ગરબીઓ પુરુષો ગાય છે તેને છંદ પણ કહે છે. સાહિત્યમાં તો રાસ ને ગરબા, ને તેમાંયે રાસ શબ્દ જ વધુ વપરાયમાં છે.

ગરબાની ઉત્પત્તિ કેમ થઈ, એ વિષે મેં પોતે શોધખોળ ચલાવી નથી, પરંતુ કવિશ્રી નરસિંહરાવની એક કલ્પના છે, તે મને માનવી ગમી ગઈ છે, એટલે તે જ હું આપને પ્રથમ જણાવું. એમનું કહેવું એમ છે કે નવરાત્રિ દરમ્યાન ગુજરાતણો ગરબા-ગરબી વચ્ચે મૂકીને અથવા માથે મૂકીને જે ગીતો ગાતી તે ગીતોને ગરબા એવું નામ આપવામાં આવ્યું. હાંલ્લાંના ગર્ભમાં દીવો હોય છે, તેથી તેને ગર્ભદીપ કહે છે. ને એ સંસ્કૃત શબ્દ પરથી ગુજરાતીમાં 'ગરબો' એ શબ્દ આવ્યો છે. વ્યુત્પત્તિ મારો વિષય નથી, પણ સ્ત્રીઓની દેવીભક્તિમાંથી જ ગરબાની ઉત્પત્તિ થઇ હશે એમ માનવા મારું મન લલચાય છે, કારણ કે બીજા પ્રાંતોમાં ગમે તેમ હોય પણ ગુજરાતમાં તો કુળેકુળની કુળદેવી, ગામેગામના ગ્રામદેવી અને નગરે નગરની નગરદેવીઓ હોય છે. ગુજરાત કાઠિયાવાડનાં હિન્દુ અને જૈન કુટુમ્બોમાં આજે પણ માતાનાં ગીતો ઘણાં પ્રચલિત છે. એ વસ્તુસ્થિતિનો કવિઓએ ઘણો જ સારો ઉપયોગ કર્યો અને પોતે જ ગરબાઓ રચવા માંડયા. સ્ત્રીઓ જોડકણાં જોડતી તેને બદલે સાહિત્યમાં પણ સ્થાન મળી શકે એવી કોટિનાં કાવ્યો ગરબાના સ્વરૂપમાં આમ રચાવા લાગ્યાં. આ બધું કેમ બન્યું તેનો સવિસ્તર ઇતિહાસ કોઇ વિવેચકે લખ્યો હોય, એમ મારા જાણવામાં નથી, પણ આપણે તો મુખ્ય એટલું જ ધ્યાનમાં રાખવાનું છે કે, માતાની સ્તુતિનો 'અસલનો' વિષય છોડી દઇને માનવજીવનમાં અનેક કોમળ ભાવોના ઉદ્‌ગાર કવિવર શ્રી. દયારામે ગરબીઓ રચીને કાઢયા; તેની સાથે ગરબા એ આપણા કાવ્યસાહિત્યનું એક અગત્યનું જ નહીં, પણ મહત્વનું અંગ બની ગયું. ગરબા એ ગુજરાતી સ્ત્રીઓના જીવનનું વિશિષ્ટ અંગ છે. એટલે આમ થાય એ સ્વાભાવિક તેમજ યુક્ત છે.

## ગોરી ગોવાલણી



મહીડાં વલોવતી ડોલે....હો....
ગોકુલની ગોરી ગોવાલણી—(ધ્રુ.)
મહીડાં વલોવતી લટકે ગોવાલણી,
અંગના મરોડ થકી લાગે સોહામણી;
હૈયાના હાવ–ભાવ ખો....લે....હો....
ગોકુલની ગોરી ગોવાલણી.
કુંડલ–કપોલ–લોલ, કાંતિ ચમકાવતી,
વેણી સુંદર શ્યામ, સાડી ફરકાવતી;
ઉછળે ઉમંગ અંગ ડો....લે....હો....
ગોકુલની ગોરી ગોવાલણી.
કંકણ–કિંકણી–નાદ જાતો લહેરાતો,
ગાતી સંગીત સુણે 'રસિયો' છુપાતો;
આવી અચાનક બો....લે....હો....
ગોકુલની ગોરી ગોવાલણી.
તન–મન આનંદમાં તાને ઉભરાતું,
પ્રીતિનું ઘેન નેન એકમાં સમાતું;
ઝૂલે આનંદના ઝો....લે....હો....
ગોકુલની ગોરી ગોવાલણી.

'ભક્તિપ્રિય'

રાસની ઉત્પત્તિ વિશે પણ એક કલ્પના પર જ આધાર રાખીને ચાલવું પડે તેમ છે, કારણ કે જેમ યુરોપ તેમજ મધ્ય એશિયાના લોકોમાં ઇતિહાસ લખવાની પદ્ધતિ ચાલુ થઇ તેવી રીતની પદ્ધતિ આપણી હિન્દુ પ્રજામાં ચાલુ થઇ જ નહોતી. પશ્ચિમની પ્રજાઓના સંસર્ગમાં આવ્યા પછી જ આપણી અનેક સંસ્થાઓ અને સાહિત્યોના ઇતિહાસ ઉકેલવા તરફ આપણા વિદ્વાનોનું ધ્યાન જવા માંડ્યું છે.

જે સ્થાન ગુજરાતમાં ગરબાનું છે તે જ સ્થાન કાઠિયાવાડમાં રાસનું છે. કાઠિયાવાડ એટલે શ્રીકૃષ્ણચંદ્રની રાજ્યભૂમિ. કૃષ્ણભગવાને રાસલીલા તો ગોપીઓ સાથે કયાં ખેલી હશે તે પર મતભેદ છે. ઐતિહાસિક દૃષ્ટિએ ગોકુળ ને વૃન્દાવનમાં રમ્યા હશે એમ માનવું સહેલું છે. આધ્યાત્મિક દૃષ્ટિએ, ગોલોકમાં રાસ–લીલા થઈ હતી, એમ પણ કહેવામાં આવે છે. ગમે તેમ હોય, પણ કાઠિયાવાડમાં રાસ-લીલા થઇ હતી, એવું કશે કહ્યું જણવામાં નથી. તેથી મારી કલ્પના એમ છે, કે કૃષ્ણભગવાન યાદવ હતા ને ગોપાલ પણ હતા, એટલે યાદવો અને ગોવાળિયાઓના જૂથનાં જૂથો એમની સાથે કાઠિયાવાડમાં આવ્યાં હશે, તેમનામાં દાંડિયા લઇને તાલપુરઃસર, ગોળ કુંડાળામાં ફરવાની પદ્ધતિ હતી તે જ તેમના વંશજોમાં ચાલુ રહી ને પછી બીજાં જૂથો—જેવાં કે શકલોક, હુણલોક વગેરે જે અહીં વહી પડ્યાં તેમણે પણ તે ગ્રહણ કરી હશે.

આને જ લીધે કાઠિયાવાડમાં હજી પુરુષો–કેટલીક વાર તો ઉચ્ચ કુટુમ્બના પુરુષો અને ઠાકોરો સુદ્ધાં દાંડિયારાસમાં ભાગ લે છે, તેવું ગુજરાતમાં જોવામાં આવતું નથી. દાંડિયા લઇને કાઠિયાવાડની સ્ત્રીઓ જે સફાઈથી ફરે છે તેમ ગુજરાતણો ફરી શકતી નથી. કારણ કે ગુજરાતમાં માત્ર તાળી જ લેવાની પ્રથા

છે. હવે કેટલીકવાર નિશાળની છોકરીઓ દાંડિયા લઇને કામ કરે છે ખરી, પણ કાઠિયાવાડનો નૈસર્ગિક ઉલ્લાસ ગુજરાતમાં વ્યકત થવાને હજી વાર છે.

આમ ગરબાની અને રાસની ઉત્પત્તિ સૂચવ્યા પછી ગુજરાતી કાવ્યસાહિત્યના આ યુગને કેટલાક 'રાસયુગ' કહે છે, એનું કારણ ટુંકામાં કહું.

એટલું તો નિર્વિવાદ છે કે આપણા હમણાંના કવિઓમાં સહુથી શ્રેષ્ઠપદે તો, કવિશ્રી ન્હાનાલાલ જ વિરાજે છે. એમનામાં જે કલ્પના છે, જે રસ છે ને તે સાથે જે પદ–લાલિત્ય ને ચમત્કૃતિ છે તે ખરેખર અપૂર્વ છે. કવિશ્રી દલપતરામના પુત્ર હોવા છતાં, કોણ જાણે કેમ, એમને છંદ તરફ પક્ષપાત નથી. એમનું અપદ્યાગદ્ય આઇ શકાય એવું નથી ને વૃત્ત ને છંદનાં બંધનો એમને નથી રુચ્યાં એટલે એમની કાવ્યકલા શિથિલબંધવાળો રાસો લખવામાં પૂરેપૂરી ખીલી ઉઠી. સુગાત્માનો પ્રભાવ કવિશ્રી પર પણ પડયો જ હતો, એટલે દયારામનો ભકિતરસમાં, જે સાંપ્રદાયિક તત્વ સ્થળે સ્થળે નજરે પડે છે, તે કવિશ્રી ન્હાનાલાલમાં સાવ અદશ્ય થઇ ગયું ને એમણે "વાકયં રસાત્મકં કાવ્યમ્" એ એમના પ્રિય સૂત્રને અવલંબીને પોતાની જીવનની ફીલસુફીનાં કેટલાંક તત્ત્વો, અતિસુન્દર રીતે રાસોમાં જ ગૂંથી દીધાં. આમ આ સમર્થ સાહિત્યકારની પ્રતિભાનું પરીણામ શું આવ્યું તે જોઇએ. દયારામે ગરબીઓ લખી તે એટલી મનોહર હતી કે ગરબી તે ગુજરાતી કવિતાનું વિશિષ્ટ અંગ બન્યું; પણ એમાં સાંપ્રદાયિક તત્ત્વ વધુ પડતું હોવાને લીધે, એ ગરબીઓ હિન્દની બહારનાં સાહિત્યમાં વિના સંકોચે મૂકી શકાય એવી ન થઇ. પરંતુ કવિશ્રી ન્હાનાલાલે સાંપ્રદાયિક નહીં, પણ આધુનિક દૃષ્ટિએ રાસો લખ્યા છે તેથી રાસ એ તો હવે ગુજરાતી કવિતાનું જ નહીં,

## જળભરેલ વાદળી



વરસ્યા વિણુ કેમ વહી જાય રે,
ઓ જળભરેલ વાદળી;
તૃષાથી કંઠ જ્યાં સુકાય રે,
હો જળભરેલ વાદળી.
ઠંડી સમીર લ્હેર વીંઝાતાં વ્યોમમાં,
થાતું અધીર ઉર આશાના જોમમાં,
ઊઠે ઝંકાર કેવા રોમે આ રોમમાં!
દૂર દૂર કેમ વહી જાય રે?
હો જળભરેલ વાદળી.
વરસ્યા વિના કેમ વહી જાય રે!
ઓ જળભરેલ વાદળી.
ચાતકની આરત ના પ્હોંચે શું કાનમાં?
બનતી મદાંધ કેમ યૌવનના ભાનમાં?
કહેવું તને શું જે સમજે ના સાનમાં?
જોને આ હૈયાં દુભાય રે,
હો જળભરેલ વાદળી;
વરસ્યા વિણુ કેમ વહી જાય રે,
ઓ જળભરેલ વાદળી.
ઝૂરી રહેલ આશુ અંતરની પ્યાસથી,
દાઝી રહેલ ઉષ્ણુ અગ્નિ શા શ્વાસથી,
બનશે પ્રફુલ્લ કુંજ તારા આવાસથી:
બિંદુડાં બેય જો પમાય રે!
હો જળભરેલ વાદળી;
વરસ્યા વિણુ કેમ વહી જાય રે,
ઓ જળભરેલ વાદળી.

રમણલાલ વ્યાસ

## ધૂન



કાન ભાન ભૂલાવે બંસીની ધૂનમાં,
બંસીની ધૂનમાં એલે રસ તાનમાં
—કાન ભાન.

ડોલી રહ્યો છે કાન બંસીની ધૂનમાં,
થંભ્યા કાલિન્દ્રીના નીર રાજ:
—કાન ભાન.

ફરકે અલક લટ બંસીની ધૂનમાં
નયને જાદુના પ્રકાશ રાજ:
—કાન ભાન.

ઘંસ્યાં પંખેરુ કંઈ બંસીની ધૂનમાં,
અબળા આભૂષણ સજી જાય રાજ:
—કાન ભાન.

ઘેલી ગોપાંગના બંસીની ધૂનમાં,
છેડે અજબ કાંઈ સૂર રાજ:
—કાન ભાન.

પ્રેમે દીપક જગે બંસીની ધૂનમાં,
ભવના બંધન છૂટી જાય રાજ:
—કાન ભાન.

પ્રભાવતી હીરાચંદ

જાય છે. આમ થાય ત્યારે આપણે એમ કહીએ છીએ કે રાસ 'જામ્યો'. એ વખતે નિર્ઝરની નવયૌવનાઓનાં નયનોમાં ચેતનના ચમકારા થવા માંડે છે. એ વેળા હાથની હલક ને ગળાની હલકનો એકરૂપ થાય છે ને માત્ર પગમાં જ નહીં, પણ પ્રત્યેક ગાનારીનાં પ્રત્યેક અંગમાં પ્રકૃતિમાતા જ જાણે પ્રકટી ઊઠે છે. આને મુકાબલે કોરસ-રિયર ઊભેલાં માનવીનું કોરસ—સંગીતની દૃષ્ટિએ ગમે એટલું સારું હોય તોયે જીવનની દૃષ્ટિએ, મને તો ઊતરતું લાગે છે.

હવે હું રાસના ઢાળો ને હીંચ વિશે થોડુંએક કહીશ. મારે પ્રથમ કહી દેવું જોઈએ કે સંગીતમાં હું નિપુણ નથી, એટલું જ નહીં, પણ રીતસર સંગીત શીખેલી વિદ્યાર્થિનીઓ જેટલું પણ મારું જ્ઞાન નથી; એટલે એક સંગીત કુશળ મિત્રના અભિપ્રાય પર આધાર રાખીને અમુક મત આપની સમક્ષ રજુ કરું છું. તેમનું કહેવું એમ છે, કે ગરબામાં શાસ્ત્રીય સંગીતના રાગ ઘણીવાર શુદ્ધ સ્વરૂપે વ્યક્ત થતા નથી. તેથી તેવા ગરબા પરત્વે અમુક રાગનો ગરબો એમ કહેવા કરતાં અમુક ઢાળનો ગરબો એમ કહેવું વધારે ઉચિત છે, ઢાળનું સંગીતશાસ્ત્રની દૃષ્ટિએ પણ અમુક મહત્ત્વ છે. હાર્મોનિયમ સાથે હવે ગરબાઓ ગવાવા લાગ્યા છે તેને લઈને આપણા પ્રાચીન ગરબાઓમાં જે અનેરી શ્રુતિઓ ને સ્વરરચના પ્રકટ થયેલી ને પરંપરાથી હજીએ જે થોડીક ટકી રહી છે. તેનો લોપ થઇ જવાનો ભય ઊભો થયો છે, એટલા માટે જે જૂના ગરબા હજી પ્રચારમાં છે તેની શ્રુતિપરંપરા જળવાઇ રાખવા તરફ ખાસ ધ્યાન રાખવું જોઇએ, એટલે કે તે ગરબા ગવાય ત્યારે હાર્મોનિયમ બંધ રાખવું જોઇએ. દરેક સ્થાનમાં મોટી ઉમરની સ્ત્રીઓ આવા ગરબા જાણતી હોય છે તેની અવગણના કરવાને બદલે, યુવતીઓએ તેને ભાવપૂર્વક શીખી લઇ તેના ઢાળમાં ફેરફાર ન થઇ જાય તે પર ખાસ લક્ષ રાખવું જોઇએ.

હિંચના વિષય પર તો બહુજ મતભેદ છે. ગરબામાં રાગને બદલે ઢાળ હોય છે તેમ તાલને બદલે હિંચ હોય છે. હિંચ એટલે શું તે લખીને સમજાવવું બહુ અઘરૂં છે કારણ કે તે શ્રવણનો વિષય છે. ગરબો ચાલુ થાય ત્યારે હિંચ 'એટલે શું તે સમજાવી શકાય. તાલનું તત્ત્વ શાસ્ત્રીય સંગીતમાં જે રીતે ભળે છે તેવી જ રીતે ઢાળ ને હિંચ ભેળાં થાય છે ને ગરબામાં નવું ચેતન રેડે છે. પણ કવિશ્રી ન્હાનાલાલ કહે છે કે 'હિંચ એ જ રાસનો પ્રાણ છે' તેનો અર્થ સમજાતો નથી. ચાલતા રાસને આપણે ચાલતા રથની ઉપમા આપીએ તો એમ કહી શકાય કે, ગરબાનો અક્ષરદેહ તે રથ, ઢાળ તે પૈડાં, હિંચ તે ઘોડા, ગવડાવનાર તે સારથિ અને ઝીલનારાં તે રથમાં બેસનારાં. આ પ્રમાણે ગરબામાં એક નહીં, પણ અનેક પ્રાણતત્વો રહેલાં હોય છે.

હિંચને લીધે ગરબામાં અતિશય ચેતન આવે છે એ ખરું, પણ પ્રથમ ચેતન તો અમુક ભાવોર્મિને અક્ષરદેહ આપનારો સર્જક સાહિત્યકાર જ આપે છે. ગરબો ગવડાવનાર તેમાં સંગીતના સ્વરો ઉમેરીને જુદું જ ચેતન અર્પે છે. ઝીલનારા પોતાના ઊંડા ઘેરા ધ્વનિથી તેમાં સામુદાયિક ચેતન રેડે છે ને હિંચ તો ગરબાને ગતિ આપી છેક છેવટનું ચેતન આપનાર છે. હિંચને રાસનો પ્રાણ કહીશું તો રાસના અક્ષરદેહને શું કહીશું? હિંચ વગરના અક્ષરદેહમાં પણ ચેતનતત્ત્વ તો હોય છે. હિંચ જવાથી કંઈ રાસ નાશ પામતો નથી.

હવે એક બનેલી ઘટનાનો નામ વિના ઉલ્લેખ કરીને હું ઉપસંહાર કરીશ. એક ઉચ્ચ કુટુમ્બની યુવતીની સગાઈ એક સુશિક્ષિત યુવક સાથે થયેલી. તે યુવકે બીજી જ કોઈ કન્યાને પરણવાના હેતુથી તે સગાઈ તોડી નાખી. આની અસર પેલી કુલાંગના પર બહુ જ ઊંડી થઈ. પ્રસંગ તાજો જ હતો. ન્યાતીલા તેમજ સ્વજનો સહુને એ યુવતી પ્રત્યે આદર અને પ્રેમ હતાં. એ આરસામાં એક ઠેકાણે ગરબા થયા. પેલી યુવતીએ "મને ભૂલી ગયો છે મારો છેલો જો." એ ગરબો ઉપડાયો

## ગરબો



(મહીડાનાં દાણ અમે નહિ દઈએ રે લોલ)

વ્હાલાનું મધુર લાગે મુખડું રે લોલ;
મધુરો કાંઈ મોરલીનો નાદ રે,
વ્રજની બાળાઓ બને ઘેલીયું રે લોલ.

રાસ રચ્યો બહુ ઉમંગમાં રે લોલ,
કામણગારો રમે સારી રાત રે....વ્હાલાનું.

એક ગોપી ને એક કાનજી રે લોલ,
નાચ્યો છે કાંઈ ત્રણભુવનનો નાથરે; વ્હાલા.

બ્રહ્મા, બ્રહ્માણી જોવા આવીયા રે લોલ,
આવ્યા છે કાંઈ ઉમાપતિ નાથરે; વ્હાલાનું.

વાજીંત્ર વાગે વિવિધ પ્રકારનાં રે લોલ,
રૂમઝુમ ઝાંઝર ઝણકાર રે....વ્હાલાનું.

ભવથી ભજે જે ભવતારને રે લોલ,
સંસારથી ઉતરે ભવપાર રે....વ્હાલાનું.

ગાય શીખે ને સુણે સાંભળે રે લોલ,
આવે બહુ હૃદયમાં હુલ્લાસ રે....વ્હાલાનું.

મધુરો કાંઈ મોરલીનો નાદ રે,
વ્રજની બાળાઓ બની ઘેલીયું રે લોલ.

મીસીસ ડી. રાણા

## સંધ્યા



ગુલાબી રંગને ઉછાળતી
ઊતરે સંધ્યા લાડીલી !
અંતરમાં ઉમંગ જગાડતી
ઊતરે સંધ્યા, લાડીલી !
જુગ જુગની પ્રીત એને સૂરજની સાથની,
હૈયે એક મનીષાય એના કરપાશની;
પ્રેમળ તવ અંતર પ્રતિબિમ્બતી
ઊતરે સંધ્યા લાડીલી !
હિલ્લોળે ઉર એનું પ્રિતમના દર્શને,
લજ્જાના ભારે શી રતુંબડી એ બને !
ત્હારા ઉર-રંગથી રૂપે મઢી,
ઊતરે સંધ્યા, લાડીલી !
પિયુ આલિંગનથી આ છૂટયા શિરકેશ શા
વિખરાયે આકાશે રંગે સહુ હેમના !
પ્રીતથી એહને સમારતી,
ઊતરે સંધ્યા, લાડીલી !
પશ્ચિમ પગથાર રહેજ ઉભીને સ્મિતથી,
ધરતીનું ઉર ભરતી શાન્તિના ગીતથી,
સુરજની સાથ એ સરી જતી,
ઊતરે સંધ્યા, લાડીલી !

જશભાઈ કા. પટેલ

તેની સાથે જ સઘળી સ્ત્રીઓના મોં પર ઓચિંતા વિષાદની છાયા ફરી વળી. આસપાસ સ્વજનો અને સ્નેહીઓ જ હતા એટલે વાતાવરણ એવું નીરસ થઈ ગયું કે પેલી યુવતી પર પણ તેની એકદમ અસર થઈ. ગરબો આગળ ચાલવા મંડયો; ગરબો ઝીલાય ત્યારે પેલી યુવતીને ગરબાના ભાવને અનુરૂપ પોતાના અનુભવો પર વિચાર કરવાનો વખત મળવા લાગ્યો. તેની આંખ આગળ પોતાના ભૂતકાળનાં અસંખ્ય રમણીય સંસ્મરણો ખડાં થવા લાગ્યાં. ગરબો આથી વધારે જામ્યો. વાતાવરણ પછી તો એવું ગંભીર બન્યું કે ગરબો આપોઆપ ધીરો પડતો ગયો. આખરે બધાં એટલાં એકતાન થઇ ગયાં કે ઝીલનારી સ્ત્રીઓની આંખમાંથી પાણી પડવા લાગ્યાં ને ગરબો પૂરો થાય તે પહેલાં તો પેલી યુવતી ત્યાં ને ત્યાંજ બેભાન થઇને ધરણી પર ઢળી પડી.

આ નાટક નહોતું. નાટકમાં તો જીવનનું માત્ર પ્રતિબિંબ પડે છે. આ તો જીવનનો જ એક પ્રસંગ હતો. એ અમારી આગળ ભજવાયો ન હોતો, પણ ખરેખરો બન્યો જ હતો. નાટકમાં અભિનયની કલા હોય છે, પણ રાસ તો ખરેખર રસરૂપ પ્રભુની લીલાજ છે. ગરબામાં અનેક કરુણ પ્રસંગો બને છે તેમાંના એકનું જ મેં અહીં વર્ણન કર્યું, પણ એવી જ રીતે હાસ્યના, વિનોદના, પ્રેમના તેમજ દ્વેષના ને તિરસ્કારના પણ ઘણા પ્રસંગો બને છે. મૂંગા સ્ત્રીહૃદયના અકથ્ય ભાવો રાસ ચાલે છે ત્યારે અણધાર્યા બહાર આવી જાય છે. એ અણધાર્યા આવે છે એમાં જ રાસની ખૂબી છે. મહાકવિશ્રી રવીન્દ્રનાથ ટાગોર સુરત પધાર્યા હતા ત્યારે 'રાસ જોવા છે, બીજું કંઈ જોવું નથી' એમ બોલ્યા હતા, તેમાં કશી નવાઈ નથી. કારણકે, રાસનો જોરો જમતમાં જડવો મુશ્કેલ છે.

## મીસીસ વડોદરા તરીકે જાણીતાં

# મહારાણી

# સીતાદેવી

મદ્રાસ ઇલાકામાં આવેલા પીથાપુરમ સ્ટેટના મહારાજા શ્રી સૂર્યરાવબહાદુર ગરૂના કુંવરો અને ચાર કુંવરીઓમાંના એક સીતાદેવી ગુજરાતને ખૂબ જ જાણીતાં છે. આજથી બે દશકા ઉપર કોઈ દુઃખદ સંજોગોમાં સીતાદેવીના માતાનું અવસાન થયું હતું. તેઓ ખૂબ જ ધર્મિષ્ઠ અને પવિત્ર બાઈ હતાં. તેમનાં અવસાનથી મહારાજાનું વ્હાલ બાળકો તરફ ઢળ્યું. મહારાજા બ્રહ્મસમાજી છે. તેઓ સ્વમદૃષ્ટા અને સામાજીક સુધારણાના હિમાયતી છે. મહારાણીના અવસાન પછી પોતાનાં સંતાનો સાથે તેઓ દુનીઆની સફરે નીકળ્યા અને ઇંગ્લાંડ, અમેરિકા, યુરોપ અને બીજા ઘણા રાજ્યોમાં ફર્યાં.

સીતાદેવી બચપણથી જ ખૂબ હોશીઆર હતાં. તેમને ખાનગી શિક્ષકોદ્વારા સારી કેળવણી આપવામાં આવી હતી. પાંચ વર્ષની ઉંમરે તેઓ જાણે પોતાની માતૃભાષા બોલતાં હોય તેટલી છૂટથી ને સહેલાઈથી અંગ્રેજી ભાષા ઉપર પ્રભુત્વ જમાવી શક્યા હતાં. મહારાજાએ તેમને પોતાની જાતે 'ભરત નાટ્ય' શીખવ્યું હતું અને પરિણામે બોલરૂમ નૃત્ય તેઓ સહેલાઈથી અપનાવી શકયાં હતાં. અને એટલી નાની ઉંમરમાં તેમનું નૃત્ય જોનારાઓ શીવજીને તપભંગ કરનાર રંભાની ઉપમા આપતા. તેમનો ચહેરો ઘણો સુંદર હતો. પાતળી કાઠી અને સુંદર શરીરસૌષ્ઠવને કારણે વસ્ત્રો તેમને શોભતાં અને શરીર સૌન્દર્યથી તેઓને જોનાર મુગ્ધ બનતા. યૌવનમાં પ્રવેશતાં જ તેમનાં વૌય્યરના એક સ્વરૂપવાન જમીનદાર સાથે લગ્ન થયાં. તેઓ મદ્રાસ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ હતા. આ જોડીને જોઈ લોકો તેમને આદર્શ દંપતીની ઉપમા આપતા. જમીનદાર રમતગમતના શોખીન હતા, અને તેમના રમતીઆળ પત્ની સીતાદેવી સાથે તેઓ ટેનીસ સુંદર રીતે રમતા. બેઝવાડા પાસે આવેલ પોતાની વૌય્યરની જાગીરમાં તેઓ રહેતાં ને પેથાપુરમના મહારાજા તે વખતે મદ્રાસમાં રહેતાં હોવાથી તેમને મળવા વારંવાર મદ્રાસ જતા.

પેથાપુરમના મહારાજા મોટો ભાગ મદ્રાસમાં ગાળતા હોવાથી આ વૌય્યરના જમીનદાર દંપતીને પણ મદ્રાસનું શહેરી જીવન ગમવા લાગ્યું અને ધીમે ધીમે તેઓ સોસાયટી જીવનમાં જાણીતા થવા લાગ્યાં. તેમણે હિંદના લગભગ બધા ભાગોમાં મુસાફરી કરી ને મોટા મોટા શહેરો જોયાં. અને સુધારક વિચારના હોવાથી તેમણે સંપૂર્ણ છૂટથી મુસાફરીનો આનંદ ભોગવ્યો.

હિંદમાં બ્રીટીશ અમલ પછી પાશ્ચાત્ય રિવાજોની દેખાદેખી પછી ખીચડીઆ સોસાયટી જીવનથી લાભને બદલે નુકશાન ઘણું થયું છે. ખાણાં, નૃત્યો, શો અને દારૂની મહેફીલોથી ઉચ્ચ કોટીની સ્ત્રીઓ હોટેલોમાં જવા શીખી અને પરિણામે ઘણી હિંદી સ્ત્રીઓ ઉપર એ વાતાવરણની અસર થઈ. મદ્રાસમાં સીતાદેવી પણ એ વાતાવરણના અસર નીચે આવ્યાં અને દારૂ ને સીગારેટ પીતાં થયાં, વળી નૃત્ય-પાર્ટીઓમાં તેઓ તેમના રૂપ, સૌંદર્ય અને નૃત્યકળાથી ઘણાંની નજરમાં વસ્યાં અને આકર્ષણની વસ્તુ બની રહ્યાં. પરદેશી યુરોપીયનો પણ તેમના સુંદર નૃત્યથી તેમનાં ફાટલે મોઢે વખાણ કરતા ને એમને દારૂની પ્યાલી આપી પોતાને ધન્ય માનતા. એ વખતના ત્યાંની કોનોવર હોટલના કાર્યવાહક મી. બેનરજી વારંવાર દરેક અઠવાડીએ પાર્ટીઓ ગોઠવતા ને સીતાદેવી એમાં આમંત્રણ પામતાં. શરૂઆતમાં જમીનદાર પણ આવી પાર્ટીઓમાં દેખાતા. આ જમીનદાર દંપતીનું લગ્નજીવન બહારની દુનીઆની દૃષ્ટિએ

## નણદલ નેહે ભર્યાં



રૂડી સંસારની કુંજમાં,
 મારી વ્હાલી ઢળકતી ઢેલ રેઃ
 નણદલ નેહે ભર્યાં રે.
એના દૈવી ઉલ્લાસો ઉજળા,
 કે મારાં નેને આજે ભરપુર રેઃ
 નણદલ નેહે ભર્યાં રે.
મારી નાની નાજુકડી વેલડી,
 મને વીંટે બોલી રસબોલ રેઃ
 નણદલ નેહે ભર્યાં રે.
ઉજળી ઝળકતી તારલી,
 મને સ્નેહે બતાવે પંથ રેઃ
 નણદલ નેહે ભર્યાં રે.
તપ્યાં સંસારની વાટમાં,
 મારી શીળી મધુર એક છાંય રેઃ
 નણદલ નેહે ભર્યાં રે.
મારાં અકળાતાં ઉરને ઠરવા,
 મારી ઉગે ઉષા એકાન્ત રેઃ
 નણદલ નેહે ભર્યાં રે.
સાથે બેસી, સાથે ઉડતાં,
 ને અમે લુંટીએ આનંદતરંગ રેઃ
 નણદલ નેહે ભર્યાં રે.
સ્નેહે ગુંથી અમ બેલડી,
 ને શો દીપે રઢીયાળો સાથ રેઃ
 નણદલ નેહે ભર્યાં રે.

ભગવાનદાસ પટેલ

ઉત્તમ દેખાતું. (આ અરસામાં સીતાદેવીએ એક પુત્રને જન્મ પણ આપ્યો હતો. તે અત્યારે લગભગ અઢાર વર્ષનો હશે) પણ પછી ધીમે ધીમે લોકોમાં છાની છાની વાતો થવા લાગી હતી. અને ગપાટા હાંકનાર માણસોએ વાતો વહેતી કરી હતી કે સીતાદેવી ને તેમના પતિ વચ્ચે ખટરાગ શરૂ થયો છે. પછી તો લોકોએ એ વાતમાં રસ લેવા માંડયો ને સીતાદેવી તેમના પતિ વિના એકલાં હોટેલમાં આવવા લાગ્યાં; એટલે લોકોએ એ વાત માની લીધી. અને તેમની વચ્ચેના અબોલાની વાત જાહેર થઈ ગઈ. એટલામાં એક બનાવ બની ગયો. તેઓ કલકત્તા ગયેલાં ત્યારે સીતાદેવીએ તેમના પતિની સાથે નૃત્ય કરવાની માગણી જાહેરમાં ધુતકારી કાઢી. પાસે બેઠેલા લોકો એ જોઇને નવાઈ પામ્યાં.

પછી તો અણબનાવ વધતો ચાલ્યો. વાદળ આકાં બન્યાં ને તેમના જીવનમાં ખટરાગ દેખાવા લાગ્યાં. એવામાં સીતાદેવીના નાના બહેનનાં લગ્ન હાલના કુચબીહારના મહારાજા જગદીપેન્દ્ર નારાયણ ભૂપ બહાદુરના ભાઈ મહારાજકુમાર ઈન્દ્રજીતેન્દ્ર નારાયણ સાથે થયાં. લગ્ન પ્રસંગ ૧૯૪૩માં મદ્રાસમાં બ્રહ્મો સમાજના રીતરિવાજ અનુસાર ઉજવાયો હતો. આ પ્રસંગે સીતાદેવી કુચબિહારના મહારાજા અને રાજકુટુંબના સભ્યોના પરિચયમાં આવ્યાં. તેમના જીવનમાં રોમાંચ આવ્યો. અને થોડા દિવસો તેમની સાથે ખૂબ આનંદમાં ગાળ્યા. કુચબિહારના મહારાજા કુંવારા હતા અને સીતાદેવી તેમની તરફ પ્રસંશાપૂર્ણ નયન ઢાળતાં. પણ મહારાજાના લગ્ન માટેના વિચારો જુદા હતા તેથી સીતાદેવી નાસીપાસ થયાં. એટલે તેમનાં નાની બહેન સંપૂર્ણ યૌવનથી ઉભરાતા કુમાર સાથે લગ્નથી જોડાયાં હોવાથી સીતાદેવીની આકાંક્ષા રાજ્યકુટુંબના બીજા નબીરા સાથે લગ્ન કરવાની થઈ.

કુચબીહારથી લગ્ન પાર્ટી આવી તેમાં એક ઘણા સ્વરૂપવાન યુવાન કુમાર ગૌતમ હતા. તેમણે ઈંગ્લાંડમાં અભ્યાસ કરી એન્જીનીયરની પરીક્ષા પાસ કરી હતી. તેઓ કુચબિહારના હાલના મહારાજાના કાકા કુમાર શ્રી વિક્ટર નારાયણના પુત્ર હતા. એટલે કુ. ગૌતમ ઘણા જ સ્વરૂપવાન હોય એમાં નવાઈ નથી. સીતાદેવીએ તેમના તરફ મીઠી નજર નાખી, પણ કુમાર ગૌતમ તરફથી તેમને કાંઈ પ્રત્યુત્તર મળ્યો નહિ.

આ પછી સીતાદેવી ત્યક્તા જેવું જીવન જીવી રહ્યાં હતાં. કેટલા થોડા વખતથી તેમને તેમના પતિ મળ્યા પણ ન હતા કે વાતચીત પણ થઈ ન હતી. સીતાદેવી મદ્રાસમાં એકલાં રહેતાં ને એકલવાયું જીવન ગુજારતાં. એવામાં વડોદરાના મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ મદ્રાસમાં ઘોડદોડની રમત માટે આવવા લાગ્યા. અને કાનોવર હોટેલમાં જાહેર મેળાવડામાં હાજરી આપવા લાગ્યા. એવા એક પ્રસંગે તેઓ સીતાદેવીના પરિચયમાં આવ્યા.

તે પછી દક્ષીણ હિંદના હવાખાવાના સ્થળ ઉતાકામંડમાં તેઓ મળ્યાં. અહીં ગાયકવાડનો પોતાનો બંગલો હોવાથી મહારાજા ત્યાં રોકાયા હતા. તે પ્રસંગે તેમના માનમાં મદ્રાસના મોટરના મોટા વેપારી મી. મુસ્તફાના ટર્કીશ પત્ની મીસીસ મુસ્તફાએ પાર્ટી આપી, તેમાં યજમાનની બહેનપણી સીતાદેવીને પણ આમંત્રણ હતું. ગાયકવાડ મહારાજા પ્રતાપસિંહ અને સીતાદેવીનો અહીં પરિચય વધ્યો. અને તે પછી સીતાદેવીનો ગાયકવાડના બંગલે અવર જવર વધ્યાની વાતો ચર્ચાવા લાગી અને તેઓ મૈત્રીમાંથી પ્રેમ તરફ ઢળતાં હોવાની અને લગ્નની ચોક્કસ વાતો સંભળાવા લાગી.

તે પછી ૧૯૪૩ ના ડીસેમ્બરની શરૂઆતમાં મદ્રાસના સેન્ટ્રલ સ્ટેશનેથી કલકત્તા મેઈલમાં જતાં દેખાયાં. તેમણે તે વખતે પોશાકમાં ને

## વધામણાં



દૂર-દૂર-દૂર-પેલા સાગરને કાંઠડે,
વાદળ ગરજે, કંઈ વાદળ ગરજેઃ
આજ વર્ષાના કરીએ વધામણાં.

પિયુ પિયુ બોલતા પપૈયા નીર યાચતા,
ઉદધિ ઉમંગે છલકે-ઉમંગે છલકેઃ
આજ વર્ષાના કરીએ વધામણાં.

મોરલાના ટહૂકારા, વિજળીના ચમકારા,
મસ્ત થઈ ડોલે સમીર-ડોલે સમીરે
આજ વર્ષાના કરીએ વધામણાં.

સ્નેહલ ધરતી બાર મહિનાથી વાટ જોતી,
તલસંતું હૈયું અધીર,-એનું હૈયું અધીરઃ
આજ વર્ષાના કરીએ વધામણાં.

પ્રેમભર્યો મેઘરાજ ઉરમાં આનંદ ધરી,
વરસાવે અમૃત ધોધાર-અમૃત ધોધારઃ
આજ વર્ષાના કરીએ વધામણાં.

વિરહભરી ધરતીને મેઘરાજ ભેટતા,
હર્ષે ઉરે છલકયાં અપાર-છલકયાં અપારઃ
આજ વર્ષાના કરીએ વધામણાં.

રતિલાલ ચાંપાનેરી

# દીવાળી



તેરશને દિન મેં લક્ષ્મીજી પૂજિયાં,
ભૂખ્યાં બાહુડાં તો રોતાં રહ્યાં:
રોતાં રહ્યાં.

ચૌદશને દિન નેન કાજળ મેં આંજિયાં,
કાજળ કાળજડાનાં કાળાં રહ્યાં:
કાળાં રહ્યાં.

આવી દીવાળી ને આંગણુ અજવાળીયાં,
અંતરના મહેલ અંધારે ભર્યા:
અંધારે ભર્યા.

સંવતને અંતે તો સરવૈયાં કાઢયાં,
જીવનના ચોપડા તો કોરા રહ્યા:
કોરા રહ્યા.

નૂતન સંવતના નવલા પ્રભાતે,
અંતરના દ્વાર તો બીડયાં રહ્યાં:
બીડયાં રહ્યાં.

દામોદર શાહ

કુડવું પડેલું હતું. તેમના ચ્હેરા ઉપર વિષાદની છાયા હતી. આ મુસાફરીને કારણે તેઓ તેમના અંગત મિત્રોમાં થોડો વખત દેખાયાં ન હતાં. તેઓ છૂટાછેડા માટે સારા વકીલની સલાહ લેવા કલકત્તા ગયા હતાં એ વાત ૧૯૪૨ ના ડીસેમ્બર ૨૪મી તારીખે શુક્રવારની રાતે મિત્રમંડળમાં જાહેર રીતે થવા લાગી.

સને ૧૯૪૩ ના ૨૪ મી ડીસેમ્બરે મદ્રાસની ડીસ્ટ્રીક્ટ સીવીલ કોર્ટમાં જજ ઈમામુદીન રૂબરૂ હાજર થઈ સીતાદેવીએ પોતે રાજીખુશીથી મુસ્લીમ ધર્મ સ્વીકાર્યો હોવાની કબુલત કરી અને એક કાજીએ સાક્ષી આપી. આ વખતે છૂટછેડા માટેના કાયદામાં એક છૂટ હતી કે પતિ પત્ની—એમાંથી એક જણુ ધર્માંતર કરે ને પછી પતિ કે પત્નીને તે ધર્મ સ્વીકારવા કહેવે. જો તેનો ઈન્કાર થાય તો છૂટાછેડા આપી શકાય. એ કાયદાના આધારે ૧૯૪૩ના ડીસેમ્બરની ૨૪મી તારીખે મદ્રાસની ડીસ્ટ્રીક્ટ સીવીલ કોર્ટમાં જજ ઈમામુદીન રૂબરૂ હાજર થઈ સીતાદેવીએ પોતે રાજીખુશીથી પોતાની ઈચ્છા મુજબ મુસ્લીમ ધર્મ સ્વીકાર્યો હોવાની કબુલત કરી ને એક કાજીએ સાક્ષી આપી. સીતાદેવીએ કોર્ટ વચ્ચે કલમો પઢયો. ને પછી તેમના પતિને મુસ્લીમ ધર્મ સ્વીકારવા કોર્ટ તરફથી ખબર આપવામાં આવી, પણ તેમના તરફથી કાંઈ જવાબ ન મળવાથી કોર્ટે સીતાદેવીને છૂટાછેડા કરી આપ્યા.

સીતાદેવીને મુસ્લીમ ધર્મ તરફ પ્રેમ ઉભરાઈ ગયો ન હતો, કેમકે તેને બ્રહ્મોસમાજ કરતાં મુસ્લીમ ધર્મ તરફ વધારે તીરસ્કાર હતો. એટલે સાતમે દિવસે તે મુંબઈ આવ્યાં ને ૧લી જાન્યુઆરીએ આર્યસમાજ દ્વારા હિંદુ ધર્મ ફરી સ્વીકાર્યો, અને તે દિવસે વડોદરાના મહારાજા પ્રતાપસિંહરાવ ગાયકવાડ સાથે તેમનાં લગ્ન થયાની જાહેરાત 'ટાઈમ્સ ઓફ ઈન્ડીયા' ના પાના ઉપર પ્રગટ થઇ.

થોડા મહિના સુધી મહારાજા ને સીતાદેવી મુંબઈમાં રહ્યાં. હવે સીતાદેવીને સંપૂર્ણ સંતોષ હતો કે તેમણે માત્ર એક રાજકુમારને પતિ તરીકે નથી મેળવ્યો, પણ લોહીમાંસથી પુષ્ટ એવા સાચા મહારાજા મેળવ્યા હતા.

સીતાદેવીના ગાયકવાડ સાથેનાં લગ્નથી તેમના અંગત ઓળખીતાઓમાં પણ આશ્ચર્ય ફેલાયું હતું. કેમકે પ્રતાપસિંહરાવનો તેમના પ્રથમ પત્ની મહારાણી શાન્તાદેવી તરફ અનહદ પ્રેમ હતો. મધરાતે બાળક રડતું હોય તો મહારાજા જાતે ઉઠીને બાળકને તેડતા. પણ સીતાદેવીના સંસર્ગથી તેમનામાં પરિવર્તન થયું ને તેમનો પ્રેમ સીતાદેવી તરફ ઢળ્યો.

હવે સીતાદેવીના મહારાજા ગાયકવાડ સાથેના લગ્નથી કાયદાની ગૂંચ ઉભી થઈ વડોદરા રાજ્યમાં દ્વિપત્ની પ્રતિબંધ કાયદો તેમણે પસાર કર્યો હતો ને તે પ્રજા અને રાજા બન્નેને એક સરખો લાગુ પડે. પણ આ લગ્નથી તેમણે જાતે કાયદો તોડ્યો હતો. તેમના પ્રથમ પત્ની મહારાણી શાન્તાદેવી સાથેના લગ્નજીવનથી તેમને સાત તો બાળકો હતાં. તેથી મહારાણી શાન્તાદેવીએ આ લગ્નના સમાચાર સાંભળી ઉંડો નીસાસો મૂક્યો હશે. તેમણે આ લગ્ન અટકાવવા અનેક પ્રયત્નો કર્યા હતા. તેમણે તે વખતના દિવાન સર વી. ટી. કૃષ્ણમાચારી અને સરકારી રેસીડેન્ટની મદદ માગી. એથી તે વખતના વાઈસરૉય લૉર્ડ વેવલે આ લગ્નને મંજુરી આપવાની ઘસીને ના પાડી. વળી દિવાને આ લગ્ન કરતા પહેલાં મહારાજાને ધારાશાસ્ત્રીનો અભિપ્રાય લેવા સલાહ આપી હતી, પણ તે તરછોડાઈ હતી. તેથી તેમણે લૉર્ડ વેવલને લખ્યું કે 'આ નવા લગ્નને કાયદેસરના લગ્ન તરીકે ગણી શકાય નહિ.' ને સત્તર વર્ષની નોકરી પછી આ કારણે દિવાનને પોતાની નોકરીનું રાજીનામું આપવું પડ્યું. છાપાંઓ અને પ્રજાએ પણ આ લગ્નનો વિરોધ કર્યો હતો. સીતાદેવીના પિતાએ પણ આ લગ્ન સામે વિરોધ જાહેર કર્યો હતો.

## સોણલાં



સૂનાં હૈયાંની પાળે,
ઘૂઘવતા ઉર સરવર કિનારે રે !
સોણલાં સ્નેહીનાં સાહેલડી.
વિજોગણ ઝૂરૂં હું આજે,
સૂની જીવન ધૂપની લહરે રે !
સોણલાં સ્નેહીનાં સાહેલડી.
રૂપેરી ચાંદની ભરી રાતે,
મારા વિયોગી પિયુના ભાલે રે !
સોણલાં સ્નેહીનાં સાહેલડી.

**મોહનલાલ સી. પટેલ**

આમ છતાં તેમનું લગ્નજીવન શરૂ થયું અને ૧૯૪૫માં સીતાદેવીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. ૧૯૪૭માં મહારાજાની સાથે સીતાદેવી તેમના પુત્રને લઈને પરદેશની–યુરોપ અને અમેરીકાની મુસાફરીએ ગયાં. અમેરિકામાં સીતાદેવીએ છાપાના પ્રતિનિધિને કહેલું કે 'મારા પુત્રને કોઈ ઉપાડી જાય એવી ભીતી મને હર પળે રહ્યા કરે છે.'

હવે તેમને ચોક્કસ સમજાઈ ગયું છે કે તેઓ મહારાણી શાન્તાદેવીની હરોળમાં બેસી શકે તેમ નથી. અને તેથી વડોદરામાં રહેવાનું પણ તેમને માટે નિર્માણ થયું નથી.

સીતાદેવી હવે પોતાનું મહારાણીપદ સરકાર માન્ય બને એવી આશા રાખતાં નથી. પણ મહારાજા સાથેના પોતાના સુખી સંબંધોને કારણે તેઓ પોતાને સંપૂર્ણ સુખી માને છે. અત્યારે તેઓ ઇંગ્લાંડમાં જઈ વસ્યાં છે.

# રસતાળી

[ રાગ – મીશ્ર. તાલ – ધુમાળી કહેરવા. ]

( ઢાળ—અમાસે રે કાંઈ આપી ગોપી શ્યામળીયો શણુગાર )

સોમે સખી આનંદ ઉરમાં પ્રગટયો અપરંપાર,
મળીને ભેળાં રે લઈએ રસતાળી.
મંગળે રે કાંઈ કહાન કહાવતા યમુના તીરે આજ,
આવજો ગોપી રે લઈશું રસતાળી.
બુધવારે કંઇ ચોળી ચરણા ચુંદડી સુરંગ સુહાય,
મળીને ભેળાં રે લઈએ રસતાળી.
ગુરુએ રે શણુગાર ધાર્યા રુમઝુમ નુપૂર થાય,
આવજો ગોપી રે લઈશું રસતાળી.
શુક્રના તારલા જેવા ચમકયા કુમકુમ ચંદ્ર રસાળ,
મળીને ભેળાં રે લઈએ રસતાળી.
શનિશ્ચરે નભ ચંદ પ્રકાશ્યા મુરલી મધુર સુહાય,
આવજો ગોપી રે લઈશું રસતાળી.
રવિવારે રે રજની રંગ રસીલા નોતમ શોભા સાજ,
મળીને ભેળાં રે લઈએ રસતાળી.
સાતવારે સુંદર શ્યામળીયા રસભર રમતા રાસ,
આવજો ગોપી રે લઈશું રસતાળી.

હસુમતી ધીરજલાલ દેસાઈ

# માતાજીનો ગરબો

લાખ લાખ દીવડાની આરતી ઉતારજો
લાખ લાખ ગરબા લેવાય: આંગણીએ અવસર નવરાતના.
લાખ લાખ ફુલડાની માળા ગુંથાવજો,
અંબા માતને કંઠે સોહાય: આંગણીએ અવસર નવરાતના.
લાખ લાખ ફુલડાની વેણી ગુંથાવજો,
મહાલક્ષ્મી માને અંબોડે સોહાય; આંગણીએ અવસર નવરાતના.
આવે નવરાત્રી ને ઉમંગ ઉભરાય છે,
ગરબાના રાસ ત્યાં લેવાય; આંગણીએ અવસર નવરાતના.
ગાજો ગાજો ગીત ગાજો ગવરાવજો,
લાખેણા લ્હાવા લેવાય: આંગણીએ અવસર નવરાતના.

શાંતાલક્ષ્મી હરિપ્રસાદ મહેતા

# સ્ત્રી-સ્વાતંત્ર્ય મેં ક્યાં જોયું?

શ્રી. વિમુબહેન શાહ

શ્રી. વિમુબહેન શાહ ફિલોસોફીમાં એમ. એ. થઇ, વધુ અભ્યાસ માટે અમેરિકા ગયાં, અને ત્યાં ઔદ્યોગિક માનસશાસ્ત્રમાં એમ. એ. ની ડીગ્રી તેમણે મેળવી છે. ત્યાંના અઢી વર્ષના વસવાટ દરમિયાન તેમણે અમેરિકાની સ્ત્રી-સંસ્થાઓ જોઈ છે; અને એ રીતે અમેરિકાની ઘણી સ્ત્રી-સંસ્થાઓના સંપર્કમાં આવ્યાં છે. આ લેખ તેમણે ન્યુયોર્કથી મોકલ્યો છે; અને અમને આશા છે કે, વારંવાર આ રીતે તેઓ 'સ્ત્રી-જીવન' ને સહકાર આપતાં રહેશે. —સંપાદક.

હમણાં જ હું યુરોપના જુદા જુદા દેશોમાં ફરીને આવી. ઇંગ્લંડ, ફ્રાંસ, ઇટલી, ઝેકોસ્લોવેકીઆ, પોલેન્ડ, બેલ્જીઅમ વગેરે દેશોમાં લાંબી મુસાફરી કરી. અમેરિકામાં તો લાંબો સમય રહી છું. એટલે જુદા જુદા દેશોની પરિસ્થિતિનો અભ્યાસ કરવાની મને સારી તક મળી છે.

અમેરિકામાં સ્ત્રી-સ્વતંત્રતાની મોટી મોટી વાતો થાય છે. એના પડઘા આપણા દેશમાંયે પડે છે. આપણને અમેરિકાની સ્ત્રીને આદર્શ તરીકે જોવાનો મોહ લાગ્યો છે. હોલીવુડના ચિત્રોએ આમાં સારો એવો ભાગ ભજવ્યો છે. આ ફીલ્મો જોઇ આપણી બહેનો કહે છેઃ 'અમેરિકામાં તો સ્ત્રીઓને કેવું સુખ! પુરૂષ જેટલી જ છૂટ: પુરૂષ જેટલા જ હક.' પણ અમેરિકામાં રહીને ત્યાંની સ્ત્રીઓની ખરી સ્થિતિ જોયા પછી શરૂઆતમાં તો મુંઝવણ થતી. હિંદમાં રહ્યા રહ્યા મેં અમેરિકાનું જે ચિત્ર દોર્યું હતું તેનાથી કાંઇક જુદું જ ચિત્ર જોવા મળ્યું. ઘણી અમેરિકન છોકરીઓ મારી બહેનપણી થઇ છે, એમની સાથે ચર્ચા કર્યા પછી સમજાયું કે સ્વતંત્રતાની વાતો એ તો બહારની શોભા છે, પરંતુ અંદર તો એમનું દુઃખ આપણા જેવું જ છે. અહીંની સ્ત્રી-સંસ્થાઓ જોઇ, એમની પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કર્યું. એમના પ્રશ્નો આપણાથી બહુ જુદા નથી.

મને નિરાશા થઈ કે બધે આવું જ હશે? કોઇ ઠેકાણે નવી સ્ત્રી જોવા નહિ મળે?

પણ યુરોપના કેટલાક દેશોમાં મને નવો અનુભવ થયો. ઝેકોસ્લોવેકીઆમાં લડાઇ પછી નવી સરકાર સ્થપાઇ છે. જર્મનીના હાથમાંથી નવી સ્વતંત્રતા પ્રાપ્ત કરી છે. આ સ્વાતંત્ર્ય-યુદ્ધમાં સ્ત્રીઓએ પણ મહત્વનો ભાગ ભજવેલો. દેશુઆરી પછી તો સરકારે નવા પગલાં ભર્યાં. સમાજનો અર્ધો ભાગ ગુલામ તરીકે રહે તો દેશ આગળ કેમ જ વધી શકે? ઝેકોસ્લોવેકીઆની સરકારે સ્ત્રીઓને સામાજીક, આર્થિક અને રાજકિય હક્કો આપવા કાયદા કર્યા. પરંતુ એટલેથી એ વાત અટકી નથી. ઝેકોસ્લોવેકીઆની જેટલી સ્ત્રીઓ સાથે મેં વાત કરી તેમણે સૌએ એક વાત તો સ્પષ્ટ કરી જ, કે કાયદાથી ખરી સ્વતંત્રતા મળતી નથી. પરંતુ એ બધા હક્કો ભોગવવા માટે સરકારે એમને માટે બધી જાતની સગવડો 'કરી' આપી છે.

એક બાજુ અમેરિકા અને બીજી બાજુએ અમેરિકન સરકાર જેને તિરસ્કારે છે તે ઝેકોસ્લોવેકીઆના સામાજિક અને રાજકિય ફેરફારો. મારે રાજકારણની અત્યારે ચર્ચા કરવી નથી, પણ આ સરખામણીમાંથી આપણે ઘણું બધું શીખવાનું છે તે ચોક્કસ. આપણને કાયદેસર મળતા હક્કો ખરેખર ભોગવવા હોય તો સરકારે સ્ત્રીઓને મદદ કરવી જોઇએ તેવું મેં જાણ્યું.

અમેરિકામાં સરકાર આ મુદ્દો ધ્યાનમાં નથી લેતી, એને પરિણામે ત્યાં સ્ત્રીઓ અને પુરૂષો એક સરખી કક્ષા ઉપર નથી આવી શકતાં. આપણે તો જ્યાંથી જે જાણવાનું મળે તે શીખવાનું છે. મારી મુસાફરીમાંથી મને ઉત્સાહ મળ્યો છે. મને ખાત્રી છે કે આ બધું જાણીને આપણે આપણા હક્કો માટે આપણા દેશમાં માગણી કરીએ, સંગઠિત થઈએ, તો સમાન હક્કો મેળવ્યા વિના અને ભોગવ્યા વિના આપણે નહિ રહીએ. એક દાખલો આપું.

આજે ઝેકોસ્લોવેકીઆમાં નવી રાષ્ટ્રીય વિમાની પદ્ધતિ સરકારે દાખલ કરી છે. તેને લીધે પહેલા હતી એની કરતા પાંચ ગણી મદદ સુવાવડ વખતે અપાતી થઈ છે. સરકાર આ મદદ કરે છે એમાં દાક્તરી ખર્ચો, હોસ્પીટલમાં રહેવાનો ખર્ચો, ૧૮ અઠવાડિયાનો પગાર અને બાળક માટેની બધી ચીજો મળે છે. કારખાનામાં કામ કરતી સ્ત્રી-કામદારને બાળકને ધવડાવવાનો ચડતા પગારે ખાસ વખત કાઢી આપવામાં આવે છે. ઝેકોસ્લોવેકીઆની બે મોટી ફેક્ટરીઓ જોઈ: સ્કોડી અને બાટા. ત્યાંના સ્ત્રી કામદારોએ હકિકતનું સમર્થન કર્યું.

મેં આની સાથે અમેરિકાની સ્થિતિ સરખાવી. સુવાવડ આવવાની હોય ત્યારે સ્ત્રી કારખાનામાંથી ઘેર બેસે. સુવાવડ પછી બાળકના ખર્ચથી છોકરાંઓ ત્યાં મોંઘા પડે છે. મને એક કારખાનામાં કામ કરતી અમેરિકન બહેનપણીના શબ્દો સમજાયા: 'છોકરાંઓ અમને પોસાતાં નથી. નાના છોકરાને ઘરે મૂકીને કામ પર કેમ જઈ શકાય?'

આપણા કારખાનાઓમાં પણ આથી સારી સ્થિતિ નથી. મને યાદ છે કે ઘણા કારખાનાઓમાં સુવાવડ વખતે અમુક પગાર આપવો પડે છે, એટલે માલિકો સ્ત્રીઓને કામ પર રાખવા રાજી નથી હોતા.

## મોરલો

(સખી જળ જમુનાને તીરે......એ રાગ)

મારા અંતરના આંબલાની ડાળે કે,
મોરલો મ્હેકતો'તો.
એની કેકાનો સ્નેહભર્યો સુર કે,
રોમરોમ મ્હેકતો'તો.(ટેક)

અહા અંગનો મરોડ!
છટાદાર શો અજોડ!
મારા ચિત્તડાનો ચોર:
કરી ઊંચેરી ડોક, દઈ નમણો શો ઝોક,
વ્યોમ પેખતો'તો—મારા૦

કળા કરતો મલકાય,
મારાં નયણાં છલકાય,
દુઃખો ભવનાં ભુલાય,
અમર આશાના પાલવડે.
ઊર્મિના રંગો આલેખતો'તો—મારા૦

અમળ વરસે ઉલ્લાસ,
દીપે યુગયુગની પ્યાસ,
સ્ફુરે નસનસમાં હાસ,
આજ માણી હ્યો મોજ મધુરપની,
એ કાલને ઉવેખતો'તો—મારા૦

હવે ક્યાં છે એ મોર?
નથી કેકા-કલશોર!
ઉરે અંધારું ઘોર!
કોણ જાણે પાતો'તો પીયુષ કે,
આગમાં શેકતો'તો?

મારા અંતરના આંબલાની ડાળે કે,
મોરલો મ્હેકતો'તો.

વિશ્વરથ

સ્કોડા અને બાટા ફેક્ટરીઓમાં કામ કરતી સ્ત્રીઓ ટ્રેડ યુનિયનની સભ્યો હતી. એક સ્ત્રી કામદારે મને એના આંકડા આપ્યા: '૨૫ લાખ મજૂરસંઘના સભ્યોમાંથી દસ લાખ તો સ્ત્રીઓ જ સભ્ય છે. અમે હવે ઝડપભેર આગળ વધવાના. ટ્રેડ યુનિયનની ઓફીસોમાં ૩૦૦૦૦ સ્ત્રીઓ કામ કરે છે.' આપણા મજૂર-મહાજનમાં કેટલી સ્ત્રીઓ અધિકાર ઉપર છે? યુરોપમાં ટ્રેડયુનિયનનું કામ ઘણું મોટું હોય છે. એમાંયે ઝેકોસ્લોવેકીઆમાં તો એમનું માન ઘણું વધારે છે, કારણ કે ત્યાં તો કારખાનામાં પગારો, કારખાનાની નીતિ વગેરે બધું જ ટ્રેડ યુનિયનની સલાહ લઈને જ સરકાર નક્કી કરે છે. એટલે સ્ત્રીઓને હવે ત્યાં કેટલો લાભ મળી શકે તેનો ખ્યાલ આવશે. ઇંગ્લંડમાં પણ મેં એની તપાસ કરેલી. ત્યાં પણ આટલા હક્કો સ્ત્રીઓને મળેલા નથી. અમેરિકામાં તો સ્ત્રીઓ આટલા બધા અધિકારને લાયક હોય છે, એવું ગણાતું જ નથી. સ્ત્રીઓને હક્કો આપતો એક કાયદો પસાર કરવાનો છે, પણ તેને પસાર થતાં ત્યાં કેટલીયે મુસ્કેલીઓ નડે છે.

મને ત્યારે સમજાયું કે ઝેકોસ્લોવેકીઆમાં સ્ત્રી પુરુષ વચ્ચેનો ભેદ આટલો બધો ઓછો થઇ ગયો છે અને તેથી જ ત્યાં સ્ત્રીઓ ગમે તે નોકરી કરી શકે, તે સ્ત્રી છે તેથી કોઈ તેને નોકરી આપવાની 'ના' ન પાડી શકે, અને પુરુષ જેટલો જ પગાર તેને હકથી મળે છે. ઇંગ્લંડ અને અમેરિકા તો આમાં હજીયે પછાત રહેલા છે, એટલું જ નહિ, પરંતુ સૈકાઓ જુનું પછાતપણું દૂર કરવા સ્ત્રીઓ માટે ખાસ ઉદ્યોગ વર્ગો શરૂ થયા છે. જેથી તે વધુ ને વધુ પોતાની શક્તિને ખીલવી શકે અને પુરુષ સાથે હરોળમાં ઉભી રહી શકે.

આ બધું જાણ્યા પછી બાટા ફેક્ટરીમાં કામ કરતી સેંકડો સ્ત્રીઓનો ઉત્સાહ હું સમજી શકી. વર્ષો સુધી જે અધિકારો માટે તેઓ

## પૂર્ણિમા



પૂર્ણિમાની રાત આજ દીસે સોહામણી,
ચાંદની વરસી રહી,
કુમુદિ પાંન ઝીલે ધીરી.
પ્રાસાદોના ઘુમ્મટો ને પર્વતો મીતરે,
ચાંદનીના અમૃતમાં આજ,
રાતરાણી પૂરતી સુવાસ.
બાગના હોજ ને સરોવર ચમકતાં,
મોતીના-રસ-જલ ઉભરાય,
સૃષ્ટિ સારી મુગ્ધ બની જાય.
આકાશ રૂપ પેલા ઉછળતા સાગરે,
દીવાદાંડી ચાંદલો બને,
દોરતો એ નાવડાં અપાર.
ધોળાં વાદળ પેલાં નાવશાં ધૂમતાં,
તારલીયા માણે પ્રવાસ,
પવનની ભરતી — છોળે.
મૃત્યુ સમા કારમા આ અંધારા ગગને,
ચાંદલીઓ ચમકે જાણે,
માનવીની કીર્તિ રેલ.
સ્વર્ગીય ઊર્મિ પામે કોઈની સોહાગ રાગ,
કોઈની નીરાશા ગીત ગાય,
તેના તાલે ચાંદની ધવાય.

પદ્માબેન વૈદ્ય

## રજની અજવાળી

(માથે ધડુલા લઇને–એ રાગ)

આવો રમવા રાસ, સખીરી !
રજની અજવાળી
અવનીને આવાસ, સખીરી,
રજની અજવાળી (ટેક)

નવરાત્રી નવરંગી આવી,
મંગલ ઉત્સવ સાથે લાવી,
અંતર થાય ઉર્જાસ, સખીરી !
રજની અજવાળી.

ગરબે ઘૂમે ઉર આનંદે,
સહિયરનાં સોહંતા વૃંદે,
પ્રગટે પરમ ઉલ્લાસ, સખીરી !
રજની અજવાળી.

મલપંતી રમણી કર ફેરા,
કંકણના રણકાર અનેરા,
પંચમ સૂર આભાસ, સખીરી !
રજની અજવાળી.

રૂમઝુમ ફરે કુદરડી ફરતી,
તાલે તાલે તાલી પડતી,
છીપે પ્રેમલ પ્યાસ સખીરી !
રજની અજવાળી.

ગરવી ગુજરાતણ સૌ આવો,
ગરબે ગોરી ચોક જગાવો,
અણમૂલ આસો માસ, સખીરી !
રજની અજવાળી.
સખીરી ! રજની અજવાળી.

ભદ્રબાળા શુક્લ

લડતાં હતાં તે હવે મેળવ્યા હતા. વિજયનું સ્મિત તેમના મોં ઉપર હતું. તેથી જ કોઇ વાત કહેવાની રહી ન જાય તેમ યાદ કરી કરીને બધું મને કહેતાં હતાં.

ભૂલી ગઇ હોય અને અફસોસ કરતી હોય તેમ એક જણે મને કહ્યું: 'એક અગત્યની વાત કહેવાની તો રહી ગઇ. ચાર અથવા વધારે છોકરાંની મા હોય તેને ખાસ રજા મળે છે. કાં તો ઉનાળામાં પહાડ ઉપર બે અઠવાડિયા હવાફેર માટે જાય, અથવા તો શિયાળામાં ગ્રામમાં એક અઠવાડિયું રજા ગાળવા જઇ શકે. હોટેલ, થીએટર, કોન્સર્ટ વગેરેનો બધો જ ખર્ચો કારખાના તરફથી મળે. કારખાનાં તો સરકાર ચલાવે જ છે, પણ હવે તો હવા ખાવાની જગ્યાએ હોટેલો પણ સરકારે લઇ લીધી છે. અને તેથી જે જગપ્રખ્યાત 'રપા'ની હોટેલોમાં અત્યાર સુધી ધનિકો અને રાજાઓ રહેતા હતા ત્યાં અમે વગર ખર્ચે રહી શકીએ છીએ, અમારૂં સ્વપ્ન સત્ય થયું છે.'

ન્યુયોર્ક અને પેરીસમાં હોય તેના કરતાંયે સારી આ હોટેલો મને યાદ આવી. ધનિકો તબિયત સુધારવા (જાડા હોય તો વધારે જાડા થવા) ત્યાં જતા. સાધારણ માણસ તો ત્યાં જવા કલ્પના જ ન કરી શકે. કલ્પના કરો. આપણે ત્યાં કેટલા સામાન્ય કુટુંબો સીમલા, ઉતાકામંડ કે મહાબળેશ્વર જઇને રહી શકે છે ! ત્યાંની સરકારે જે કર્યું તે આપણી સરકાર ન કરી શકે ?

પણ એકલા કારખાનામાં આટલી આવક મળે તેનાથી પુરૂં કેમ થતું ગણાય ? કેટલીક સ્ત્રીઓ પરણ્યા પછી કામ ઉપર નથી જઇ શકતી, એટલે એને તો પુરૂષ ઉપર જ આધાર રાખવો પડે ને ?

આનો જવાબ જલદી ન મળ્યો. પણ હું એક એક કુટુંબના આમંત્રણે એમને ત્યાં ગઇ. મેં જે જાણ્યું તે ખરેખર આંખ ઉઘાડે તેવું

હતું. મેં પૂછ્યું: 'આ બધી વાતો ઠીક છે એ તો ઠીક, પણ કુટુંબમાં તો સ્ત્રીની સ્થિતિ એની એજ રહીને?'

એણે કહ્યું: 'અમારે ત્યાં પહેલાં તમે કહો છો તેવું જ હતું. પણ લડાઈ પછીના નવા સામાજિક ફેરફારો પછી તો કૌટુંબિક જીવનમાં પણ સ્ત્રીની પદવી પુરુષ જેટલી જ ગણાય છે. પૈસાની બાબતમાં, મિલ્કત સંબંધમાં અને બાળકોની કેળવણીમાં અમે પુરુષ જેટલા જ હક્કથી હવે બોલી શકીએ છીએ. મિલ્કત સંબંધમાં બીજા ઘણા દેશોમાં કદી ન મળ્યા હોય તેટલા અધિકાર હવે અમને મળ્યા છે. સ્ત્રી પોતે પરણ્યા પછી કાયદેસર પોતાનું જુદું નામ રાખવું હોય તો રાખી શકે છે. પરણતી વખતે ઘર કેમ માંડીશું તેની ચિંતા હોય છે, પણ હવે તો સરકાર તરફથી ઘર માંડવા સરંજામનો ખર્ચો મળે છે. મોંઘીમાં કે ઘડપણમાં સ્ત્રીને પુરુષ ઉપર આધાર ન રાખવો પડે તે માટે એને અનાજ અને પૈસાની મદદ મળે છે. સ્ત્રીને સાંજના વખતે બહાર જવું હોય તો બાળકને લીધે જઈ શકતી નથી, તેથી સરકાર તરફથી ખાસ બાળકોને સાચવનારને કેળવણી આપીને તૈયાર કરે છે. સ્ત્રીને ઘરમાં ગોંધાઈ રહેવાની હવે જરૂર નથી. કપડાં ધોવા માટે ઠેર ઠેર કોઓપરેટીવ 'લોંડ્રીઓ' થઈ છે. ટુંકમાં, પુરુષ કરતાં સ્ત્રીને જે વધારે મુશ્કેલીઓ હતી, જેનાથી પુરુષ એને બંધનમાં રાખી શકતા હતો તે બધી હાડમારીઓ સરકારે અને અમે ભેગા થઈને દૂર કરી છે. અમારી આ ખરી સ્વતંત્રતા—કેવળ કાયદામાં જ નહિ, પણ આર્થિક અને સામાજિક પણ ખરી.'

મને એક અમેરિકાનો પ્રસંગ યાદ આવે છે. મારો એક મિત્ર એક સુંદર છોકરી સાથે પ્રેમમાં પડયો. હું એને ઘણી વાર પૂછતી: 'તું કેમ પરણી જતો નથી?' પૂછ કરવાથી તે જવાબ આપતો: 'પરણીને કર્યા ઝાડ નીચે

## સંધ્યા—ઉષા



સંધ્યા ને ઉષા બે સરખી સાહેલી,
જોઈને જોડ અજોડ રે,
મારૂં મનડું મોહ્યું.
એક નિશા મુખ, એક દિવા–મુખ,
ઉતરે આભની કોર રે,
મારૂં મનડું મોહ્યું.
રંગ પુરી રૂડા ચોનલ રાતા,
ચીતરે આભના ચોક રે,
મારૂં મનડું મોહ્યું.
વિશ્વ સમસ્તના આવી ચીતારા,
ચીતરે મ્હેનત કોક રે,
મારૂં મનડું મોહ્યું.
ચણુગારી એવાં આભનાં આંગણુ,
ઉભી હસે કોઈ ગોખ રે,
મારૂં મનડું મોહ્યું.
રૂપ પરી તણાં રૂપડાં પીતાં,
લોક રસે તરબોળ રે,
મારૂં મનડું મોહ્યું.
સંધ્યા ને ઉષા બે સરખી સાહેલી.
જોઈને જોડ અજોડ રે,
મારૂં મનડું મોહ્યું.

ગંગાશંકર લ. પંડ્યા

## આકુલ વેદના

હું તો હેરી હેરી ને હારી રે,
ક્યાં છૂપાયો ગિરિવર ધારી રે ?
મારો કાન્હુડો કુંજબીહારી રે !
હું તો હેરી હેરી ને હારી રે !
નેણોથી નીરની જમના વહે છે,
ભીંજે ચુંદડલી મારી રે !
સખિ ! ભીંજે છે પચરંગી સાડી રે !
ક્યાં છૂપાયો છેલબીહારી રે ?
મારો કાન્હુડો કૃષ્ણમુરારી રે !
હું તો હેરી હેરી ને હારી રે !
જગમાં અંધારૂં, મારા ઊરમાં અંધારૂ
છાતી ધ્રુજે છે મારી રે !
સખિ ! ઊરે અકળામણ ભારી રે !
ક્યાં છૂપાયો જ્યોતિર્ધારી રે ?
મારો કાન્હુડો કુંજબીહારી રે !
હું તો હેરી હેરીને હારી રે !
શ્યામ સલૂણો ઘડીયે ન વીસરે !
રસના રટે ગિરિધારી રે !
સખિ ! હૈયે લાગી છે કટારી રે !
મારો ક્યાં ગયો પ્રેમપૂજારી રે ?
વ્હાલો કાન્હુડો કુંજબીહારી રે !
હું તો હેરી હેરીને હારી રે !
પ્રેમના ઘેનમાં ઘેલી હું છું,
સુધબુધ સઘળી વીસારી રે !
એને ચરણે હું જાઉં બલિહારી રે !
ક્યાં છૂપાયો આતમચારી રે ?
મારો વ્હાલુડો વિશ્વવિહારી રે !
હું તો હેરી હેરી ને હારી રે !

શકુંતલાકુમારી—રેણુ

રહીએ ? ઘર ક્યાંથી લાવવું ? : ઘર માંડવાના પૈસા ક્યાંથી લાવવા ?. નોકરી ઉપર ઠરી ઠામ થઇએ ત્યારે વર્ષો પછી પરણવાનો વિચાર કરી શકાય.' આ દયાજનક સ્થિતિ ક્યાં નથી !

આ બધો હવે વિચાર કરું છું અને સરખામણી કરું છું ત્યારે મને થાય છે કે, અમેરિકા વિષે આટલા બધા ઉંચા ખ્યાલો કેમ બંધ્યા હશે ? કુટુંબમાં, પણ સ્ત્રીની સ્થિતિ પુરૂષ કરતાં ઘણી નીચી ગણાય. કારખાનામાં ઘોડીઆખાતાં ન હોય, જેથી બાળક જન્મ્યા પછી સ્ત્રીને ભાગ્યે જ કામ ઉપર જવાની સગવડ મળે—સિવાય, ઘરડાં સગાંવ્હાલાંને બાળક સોંપીને જાય. વળી બાળક સાચવનાર મળે, પણ બધાને ખર્ચ પોસાય નહિ, અને પોસાય તો પણ એ સામાજિક જરૂરિયાત છે એમ સમજાય પણ નહિ. મારી સાથે અભ્યાસ કરતી એક મિત્ર આવું કામ કરતી. મેં એને પૂછ્યું: 'તને ગમે તે બાળક પાસે બેસી રહેવાનો કંટાળો ન આવે ?' જવાબ મળ્યો: 'ના રે સાથે વાંચવાની ચોપડીઓ લઈ જઇએ. તે વાંચ્યા કરવાની. બાળક રડે તો ભલે રડે, બહુ ચિંતા નહિ કરવાની.' જ્યાં સુધી આ કામની ઉપયોગિતા ન સમજાય ત્યાં સુધી આવું જ થાયને ! ત્યારે મને આ પદ્ધતિ ઉપર બહુ ચીડ ચડતી. હવે હું એનો ખરો લાભ સમજી શકી. એોસ્લોવેકીઆની જેમ વૈજ્ઞાનિક રીતે આ પદ્ધતિનો ઉપયોગ થાય તો સ્ત્રીઓને કેટલી માનસિક રાહત મળે ?

એકલા શહેરમાં ફેરફારો કરવાથી ખરી ક્રાંતિ નથી આવતી. સ્ત્રીઓનો ઘણો મોટો ભાગ તો ગામડામાં રહે છે. ગામડાનો પ્રશ્ન તો શહેરથીયે ઘણો વધારે ચિંતાભર્યો થઇ જાય છે. અમેરિકામાં તો એનો વિચાર જ નથી થયો, એટલે શું લખું ! પણ એોસ્લોવેકીઆમાં ગામડાના જે ખાસ પ્રશ્નો હતા તેનો

ઉકેલ લાવવાનો પ્રયત્ન થયો છે. ગામડાંમાં કપડાં ધોવા માટે યંત્રો આવ્યાં છે, કલબો સ્થપાઇ છે અને બાળમંદિરો શરૂ થયાં છે. નવી નવી ફેશનો ત્યાં બતાવવામાં આવે છે, જેથી ગામડાના લોકોને પોતે શહેરીઓથી પાછળ છે એવું ન લાગે. તબીબી અને આરોગ્ય ઉપર ભાવણો ગોઠવાય છે. દૂર દૂરના ગામડાઓમાં પણ દાક્તરો અને નર્સો વારંવાર જઇ આવે છે. ગામડાઓમાં ઉરલા પચાસ વર્ષમાં નહિ થયું હોય એટલું બે વર્ષમાં થયું છે. હવે વૃદ્ધ ખેડૂત સ્ત્રીઓને કુટુંબની દયા ઉપર નથી જીવવું પડતું. એમના ઘડપણમાં સરકાર તરફથી ખાસ પેન્શન આપવામાં આવે છે. મફત ઊંચી કેળવણી ગામડાના બાળકો માટે દાખલ કરવામાં આવી છે. ગામડામાં સ્ત્રીઓને આ રીતે જીવનમાં સાચેસાચી—ફક્ત શબ્દોની જ નહિ—સ્વતંત્રતા મળી છે.

સ્ત્રીઓની સ્થિતિ સાચેસાચ કેમ સુધારી શકાય તે મેં નજરે જોયું છે. અમેરિકાની માફક બહારનો ભભકો કરીને નહિ, પરંતુ રોજબરોજના જીવનમાં સ્વતંત્ર જીવવાની તક મેળવીને. અમેરિકામાં સ્વતંત્રતા છે ફક્ત પૈસાદાર સ્ત્રીઓને, આપણા કરતાં છૂટ જરૂર વધારે છે, પરંતુ સાચી આર્થિક અને સામાજિક છૂટ નથી. આપણા દેશમાંયે પણ સ્ત્રીઓને અધિકાર મળવા જોઇએ એમ કહેવાય છે, પણ હજી હિંદુ કાયદામાં સુધારા પસાર થતા નથી. સ્ત્રીઓને પુરૂષો જેટલો પગાર પણ મળતો નથી. કુટુંબમાં હજી ગુલામ જેવી જ સ્થિતિ ગણાય છે. આ બધામાં મોટા ફેરફાર કરવા હોય તો ઝેકોસ્લોવેકીઆની માફક આર્થિક સરસાઇ મેળવવી જોઇએ, અને આપણી સરકાર એટલું આપણને ન કરી આપી શકે તો એવું કામ અધુરું જ રહ્યું ગણાય. એને માટે વર્ષો સુધી રાહ જોવાની જરૂર નથી. ઝેકોસ્લોવેકીઆમાં આ બધા ફેરફાર બે વર્ષમાં જ થયા છે.

## નવરાત્રી



આવી નવરાતરી આવી નવરાતરી;
હાં રે, વિશ્વશાન્તિ કરો મોરી માત !
આવી નવરાતરી.

અવનવા સાજ સજી ગરબામાં ઘૂમતી.
હાં રે, નવલાં ભાંડુ આવે યાદ—
આવી નવરાતરી.

મિષ્ટાનો જ્યારે હું હર્ષેથી ઉડાવતી,
હાં રે, આવે ભૂખ્યાં ભાંડુની યાદ—
આવી નવરાતરી.

આઝાદી આવી એ સહુને મન ભાવી,
હાં રે, ડંખ દે છે હિજરતિયાની યાદ—
આવી નવરાતરી.

ત્યારે લાગે મને શરદ સોહામણો,
હાં રે, ભૂખ્યું દુઃખ્યું ન કોઈ મમ દેશ,
આવી નવરાતરી.
હાં રે, ભૂખ્યું દુઃખ્યું ન કોઇ મમ દેશ
આવી નવરાતરી.

મંગળાગૌરી છગનલાલ મહેતા

### બાળકોની સગવડ માટે

# ઘોડિયા ઘર

**શ્રી હંસાબહેન મહેતા**

*

નવસારીની મફતભાઇ ગગલભાઈની મીલમાં કામ કરતી મજૂર સ્ત્રીઓનાં બાળકો માટે 'પારણાં ખાતાનો' ઉદ્‌ઘાટન સમારંભ શ્રી હંસાબહેન મહેતાના હસ્તે થયો હતો.

શરૂઆતમાં બેન સોનાવાળાએ સ્વાગત ગીત રજુ કર્યું. તે પછી કુ. નીના દેસાઇ, કુ. કલ્યાણી દેસાઈ કુ. ભારતી દેસાઈએ અભિનય ગીતો રજુ કર્યાં ત્યારબાદ મીલના એજન્ટ શ્રી નટવરલાલ શેઠે જણાવ્યું હતું કે બધી યોજનાઓમાં અમે મોટા કરતાં નાના બાળકોનો વિચાર સૌથી પહેલાં અમલમાં મૂક્યો છે. મીલમાં કામ કરતી બહેનોનાં બાળકોની સંભાળ માટે 'ઘોડીયાઘર' એ સૌથી જરૂરી અંગ છે; એમ વિચારી અમે તે કામ સૌથી પહેલું કર્યું છે; અને તે માટે આજનો સમારંભ યોજવામાં આવ્યો છે. બાળકોના હીતના આ કાર્ય માટે આજે એનું ઉદ્‌ઘાટન કરવા એવાં સુપ્રસિદ્ધ સન્નારી મેળવી શક્યાં છીએ કે જેમણે પોતાનું સારૂંયે જીવન સ્ત્રીજગત, આમજનતા અને બાળકોના પ્રશ્નમાં રસ લઇ તેઓની સેવા કરવા સમર્પ્યું છે. શ્રીમતી હંસાબહેન એકલા આપણા પ્રાંતમાં કે દેશમાં જ જાણીતાં નથી, પરંતુ આંતર રાષ્ટ્રીય ક્ષેત્રમાં પણ તેઓ પોતાની સેવાઓથી જાણીતાં થએલાં છે.

ત્યારબાદ શ્રીમતી હંસાબહેને ઘોડિયા ઘરની ઉદ્‌ઘાટન ક્રિયા કરી હતી. આ મકાનમાં ૨૪ ઘોડિયાંની સગવડ રાખવામાં આવી છે, આ સગવડ ફક્ત એક વર્ષ સુધીના બાળકો માટે જ છે. એક વર્ષથી નાનાં બાળકો માટે પણ રમવા અને રમતાં રમતાં સૂઇ જાય એવા સાધનોની સુંદર સગવડ કરવામાં આવી છે. આ મકાનમાં ઉનાળામાં તાપ અને શિયાળામાં ઠંડી ન લાગે તે માટેની ખાસ વ્યવસ્થા રાખવામાં આવી છે. બાળકોને નવડાવવા માટે ગરમ પાણીની વ્યવસ્થા તબીબી વ્યવસ્થા, સારવાર માટે એક નર્સ અને એક આયા વગેરે આધુનિક ઢબની તમામ યોજનાઓથી સજ્જ એવું એ ઘોડિયાઘર છે.

આ કામ અતિશય ઉપયોગી અને ઘણું જરૂરનું છે, અને મારા હાથે એનું ઉદ્‌ઘાટન થાય એ માટે હું મારી જાતને ભાગ્ય શાળી માનું છું.

અમે સ્ત્રી કામદારો માટે પણ માનવહક્ક પરિષદમાં વિચારણા કરી હતી. સ્ત્રીઓ બાળકોને ઘેર મૂકીને કામ કરવા શી રીતે આવી શકે? કેટલીક સ્ત્રીઓ બાળકોને બાળાગોળી, અફીણ આપી, એને ઘેનમાં નાખી, કામ કરવા આવે એ ખરેખર ઘણું જ અનિષ્ટ કહેવાય. દેશનાં સ્ત્રીપુરુષો એ તો દેશનું ધન છે. એનો ઉપયોગ આપણે હજી સમજ્યા નથી. એ વસ્તુ જો સમજમાં આવી જશે તો ઘણી વાત સમજાઈ જશે.

બાળકોની સંભાળ લેવાવી જ જોઇએ. ઘોડિયામાં સુતા બાળકોની જ નહિ, પણ તે ૩થી ૪ વર્ષનાં થાય, તેઓ નિશાળે જતાં થાય, ત્યાં સુધી એની ખાસ સંભાળની વ્યવસ્થા થવી જોઇએ. ઉપરાંત બહેનોને માટે તેઓ સગર્ભા હોય ત્યારે આરામ લેવા માટે જગ્યા હોતી નથી, એમને માટે પણ સગવડ હોવી જોઇએ. અખિલ હિંદ મહિલા પરિષદે જે માગણીઓ રજૂ કરી છે એમાં આ પણ છે. આ ઉપરાંત ઘણી ફેક્ટરીઓમાં સેનેટરી માટે કંઈ પણ સગવડ હોતી નથી. આવી ઘણી જરૂરિયાતો છે કે જેના પર આજે ખાસ ભાર મૂકાય છે.

આપનું લવાજમ પુરૂં થયું છે? તો આજેજ મનીઓર્ડરથી મોકલી આપો.

## રાધેશ્યામ

રાધા ગરબે ઘૂમે ને શ્યામ સાંભરે રે લોલ,
રોજ રમતો'તો ગોકુલમાં રાસ રે—ગરબે ઘૂમે....
વ્હાલો ગોકુળીયું છોડી ગયો દ્વારકા રે લોલ,
ત્યાં તો આઠ આઠ રાણીઓનાં ઝુંડ રે—ગરબે ઘૂમે....
યાદ કયાંથી આવે ગોકુળ, ગોપીઓ રે લોલ,
છતાં રાધા જપે છે શ્યામ નામ રે—ગરબે ઘૂમે....
વ્હાલા એક વાર આવ ગોકુળ ગામમાં રે લોલ,
આવી બ્રહ્મ કેરી બાંસુરી બજાવ રે—ગરબે ઘૂમે....
ઘેરાં જમુનાનાં નીર શે ભૂલી ગયો રે લોલ,
ત્યાં તો ખારા સાગરના ઘુઘવાટ રે—ગરબે ઘૂમે....
તને શાનું ગમે આ ગોકુળ ગામડું રે લોલ,
તારે સોના મોતીની દ્વારકાંય રે—ગરબે ઘૂમે....
ભલે છોડે તરછોડે રસપ્રીતડી રે લોલ,
છતાં રાધિકાજી જુએ તારી વાટ રે—ગરબે ઘૂમે....
ત્યાં તો રાધાના શ્યામ દોડી આવીયા રે લોલ,
દ્વૈતમાંથી અદ્વૈત રાધેશ્યામ રે—ગરબે ઘૂમે....

સૌ. કપિલાગૌરી વિમળકાન્ત ત્રિવેદી

## વાદળ

વિખરાતાં વાદળની પાર, પેલી ચંદા રમે,
મલકાતી મદભરી પાંપણે, આભલે ઘૂમતી ફરે.
પાલવડે તારલા સોહાય, વ્યોમને ઝળકાવતા જાય,
ઝીણી ઝીણી વાદળીને લેટવા, રૂપેરી ઓઢણી લ્હેરાય,
ધરતીએ તેજ છવાય—વિખરાતાં.
આવીને આજ મારે આંગણે, અંતર આનંદ ભરી જાય,
છલકાવી ઉર ભરી મસ્તીએ, મનમોરલો નચાવી જાય,
હૈયામાં ગીત ગૂંજાય—વિખરાતાં.
એકલ આવાસની હૈયાની કુંજમાં, છૂપી છૂપી વાતડીઓ થાય,
ઘેરાતી આંખો અંજવાળવા, તું આશાના મોતી વેરી જાય,
કલ્પનાની માળ ગૂંથાય—વિખરાતાં.
તારે ખોળે ભર નિંદરે, સૂતી ત્યાં સોણલાં સજાય,
જીવન મધુરું એક સ્વપ્ન બની, પ્રેમની પાંખે ઉડી જાય,
ગગન વિહાર રચાય—વિખરાતાં.

કુ. પદ્મા કુડિયા

## શ્રવણનો ગરબો

( રાગ–સીતાહરણનો )

અયોધ્યા નગરીનો રાજવી હો મિસરી, દશરથ ભૂપ સુજાણ,
યુવરાજ પદ ભોગવતો હો મિસરી, મૃગિયા તે રમવા જાય.

અંધ માતા અને પિતા હો મિસરી, લાડકી શ્રવણ કુમાર,
માતપિતાએ મન વિચાર્યું હો મિસરી, જાત્રા કેઈ પેરે થાય.

માતપિતાનું મન જાણીને હો મિસરી, કાવડ કરાવી તૈયાર,
ખભે કાવડ શ્રવણે ભેરવી હો મિસરી, જાત્રા કરવા લઇ જાય.

જાત્રા કરીને પાછા આવતાં હો મિસરી, આવ્યા અયોધ્યા મોઝાર,
યુવરાજ તે મૃગિયાએ નિસર્યા હો મિસરી, આવ્યા નદીને તીર.

ત્યાં તો ગૂડ ગૂડ અવાજ થયો હો મિસરી, દશરથે માંડયા કાન,
શબ્દવેધી બાણ છોડીયું હો મિસરી, વાગ્યું શ્રવણને જાણ.

'અરર' એ શબ્દ કાને પડયો હો મિસરી, દશરથ દોડયા ત્યાંય,
કદળી સમ એ યુવાન હો મિસરી, ધરણી ઢળી પડયો ત્યાંય.

પોતાના બાણે યુવાનના હો મિસરી, હરી લીધા તે પ્રાણ,
ધાઈ તે તેની પાસે ગયા હો મિસરી, અંકે સુવાડયો જાણ.

'ભાઇ મારે જરૂર નથી હો મિસરી, તરસ્યાં માત પિતા,
બોલ્યા વિના જળ આપજો હો મિસરી, માત પિતાને આવાર.'

ઘડો લઈને કુંવર નિસર્યો હો મિસરી, આપ્યું પાણી જઈ ત્યાંય,
'બોલ્યા વિના પાણી ન ખપે હો મિસરી, કેમ શ્રવણ તું આમ.'

તમારો ને હું અપરાધી હો મિસરી, પાણી પીઓને આવાર,
મારા તે શ્રવણના વિના હો મિસરી, પાણી પીધાં કેમ જાય.

ક્ષમા ચાહું હું વૃદ્ધની હો મિસરી, દયા કરો આવાર,
શ્રવણ તો આપી ના શકું હો મિસરી, પુત્ર થઇ રહું આજ.

ક્ષમા અમારાથી નહિ મળે હો મિસરી, પુત્ર વિયોગે તું જાય,
અંધ યુગલે શ્રાપ આપીયો હો મિસરી, રાજે માન્યું વરદાન.

યુગલ મૃત્યુને ભેટીયું હો મિસરી, પુત્રની સમીપે જાય,
ત્રણે તે શબને રાજવીએ હો મિસરી, અગ્નિ સંસ્કાર કર્યા ત્યાંય.

શાન્તાબેન ગર્જર

ગુર્જર નારીની



# ગીત-સમૃદ્ધિ

શ્રી. સવાઈલાલ ઈ. પંડ્યા

*

**આજ** પરિવર્તનશીલ સંસારની ઉદ્વેગકર વિષમતાઓને ગૂઢપણે આવરીને રહેલું સ્થાયી શાંતિપ્રદ સમતામય તત્ત્વ કવિઓએ આદિ કાળથી અનુભવ્યું છે અને અવિરતપણે ગાયું છે એના સર્વતો વ્યાપી આનંદ મહિમાનું ગાન એનું નામ કાવ્ય. સંસારનો છોડ સંપૂર્ણ પણે આલ્હાદક નયે લાગે. એનાં બધાં પત્રો એક સરખી નયન હારનારી લીલાશ વાળાં ન પણ હોય. પીળાં ચીમળાએલાં પાંદડાઓનો સમૂહ એને એક ગમ વળગેલો નજરે પડે. વળી એનાં પુષ્પો રંગથી કે સુગંધથી સૌને સરખો પ્રમોદ આપનારાં ન થઇ પડે. એનામાં ગુપ્તપણે રહેલા કાંટાઓ લાલચુ હાથોને કયારેક ઉઝરડા પણ કરી લે. છતાં છોડનું મૂળ દઢપણે સારી રીતે સિંચાએલી કયારીમાં ઉંડું ઉંડું રસ ખેંચી રહ્યું છે. એ રસના પ્રતાપે સમગ્ર પણે જોતાં એ રોપો મજાનો લાગે છે.

સંસારની રમણીયતાનું પારખુ તો મૂળમાં સૌ માનવીનું હૃદય છે, પરંતુ કવિનું હૈયું એ વાતની દઢતર પ્રતીતિ પામ્યા કરે છે અને પોતાના આનંદાનુભવને કાવ્ય સ્વરૂપે વહાવ્યા કરે છે. એવાં જંગમ તીર્થોમાંથી સતત વહતા રસમય પ્રવાહમાં નાહીને ઇતરજનો પણ આંતરિક શીતળતા પામીને ઇષ્ટાભિમુખ થવાનો લાભ પામે છે. સારાં કાવ્યોના ચિરકાળના પરિચયને પ્રભાવે મનુષ્યનું ચિત્ત ઉર્ધ્વભાવને પામતું પામતું જીવન સંબંધી સાચું દર્શન પામે છે. જે અવર્ણનીય તત્વની આનંદની માત્રાએ કરીને સારી સૃષ્ટિ સભર જણાય છે તેનો સંસ્પર્શ પામીને કૃતાર્થતા અનુભવે છે. ઇષ્ટોપાસના કરવામાં પરમ ઉપકારક સાધન તરીકે કાવ્યોપાસનાને ગુજરાતના અનેક કવિઓ સ્વીકારી ગયા છે. પ્રધાનપણે વ્યવસાય એમણે ગોવિંદના, શિવના કે જગન્માતાના ગુણ ગાવાનો રાખેલો છે. દુન્યવી દૃષ્ટિએ નિષ્કંચન હોવા છતાં આંતરિક સમૃદ્ધિને લીધે સમ્રાટ પાસે પણ ઝાંખી ન પડે એવી મંમળકર ખુમારી અનુભવી શક્યા છે. દઢ થએલા ઇષ્ટાનુરાગને કારણે સદૈવ નિજાનંદમાં મસ્ત રહેનારાંઓના મંડળમાં દેવીના ભકતો શિરમોર જેવા નજરે પડે છે. સચરાચર સૃષ્ટિમાં વ્યાપી રહેલી જગન્માતાની પીયૂષ દૃષ્ટિથી પરિતૃપ્ત રહેનાર આરાધકના નિરપેક્ષ આનંદનો ભંગ કરનારૂં કયું કારણ સંભવે? એને માટે તો મંદિરની મર્યાદિત ભૂમિમાં જ નહિ, પણ સમગ્ર ત્રિભુવનમાં, કેવળ નવરાત્રમાં જ નહિ, પણ બારે માસમાં, ઉન્માર્ગ ગામીઓને દમનારો અને નિયમમાં વર્તનારાઓને કલ્પવૃક્ષ જેવો નિસ્સીમ મહિમા વિસ્તર્યો છે.

આસો માસ એટલે તો પ્રકૃતિમાં ખેલાઈ રહેલી સનાતન રાસલીલાને પૃથ્વી ઉપર મૂર્ત કરવાનો સમુલ્લાસનો મહિનો. કુદરત દીધા સારા વરસાદ સાથે સદુદ્યોગનો સહયોગ સાધીને ધાન્યની સમૃદ્ધિ નિપજાવ્યા પછી, એ સમયમ માનવી-બાળે ઉચિત રીતે જ ખેલવાના દિવસો નિયત કરી દીધા છે. ચૌટે ચૌટે માંડવીઓ મૂકાય છે અને ગાનના રસમાં લીન થતું માનવવૃંદ આનંદ મગ્ન બનીને વરસભરનો થાક ઉતારે છે.

એક ગુર્જર કવિએ ગાયેલા દેવીના મહિમા આ વખતે આપણે જોઈએ.

## મહિના

ગુરુ ગણપતિને દંડવત કીજે જો,
માની વિનતિ આરાધીને લીજે જો.
જેના પરચા તે પૂરણ કહીએ જો,
ચરણ ચિંતવીને શરણે જઈએ જો.
દુર્ગા દેવીને કરું પ્રણામ જો,
માજી પૂરો હૈયાની મારી હામ જો.

કારતક માસે તું કમળા દેવી જો,
રિદ્ધિ સિદ્ધિ ને રૂપે દયાળી જો.
શ્યામા સલુણી તું માગશર માસે જો,
શરણે આવે એનાં દુઃખડાં નાસે જો.
પોષી પુનમ તે પ્રેમરસ પ્યારી જો,
મોટા દૈત્યોને નાખ્યા મારી જો.
માઘ માસે વસંત રત કહું છું જો,
માની વિનતિ આરાધીને લઉં છું જો.

ફાગણ માસે ફૂલી વનસ્પતિ જો,
ફૂલી બાર અઢાર જાત કોળી જો.
મોટા દૈત્યોને નાખ્યા રોળી જો,
ચૈતર માસે ચતુરભુજ થઈને જો.
કામ કીધાં જગતમાં રહીને જો,
વૈશાક માસે વાલ્યમ ચૈને વ્યાપ્યા જો.
મોટા દેવ મુનિવરે ગાયાં જો,
જેઠ માસે જગત જોગમાયા જો,
મોટા દેવ મુનિવરે થાપ્યાં જો.

આવ્યો અષાડ મેઘડમર ગાજે જો,
એવાં વિજળીનાં તેજ તમારા જો.
શ્રાવણ માસે સૌને માત સરખાં જો;
મોટા દેવ મુનિવરે નિરખ્યાં જો.
ભાદરવે ભક્તોને મન ભાવી જો,
કામ કીધાં જગતમાં આવી જો.
આવ્યો આસોમાસ રાત અજવાળી જો
નવ નોરતે રમે છે માત કાળી જો.
બાર માસ બાળાના જે ગાશે જો,
તેને શિવરામ અમીરસ પાશે જો.

પ્રથમ વંદનના અધિકારી ગુરુ અને ગણપતિને નમીને કવિ ચરણ ચિંતવીને માને શરણે જાય છે અને પોતાના હૈયાની હામ પૂરવાની તેમને પ્રાર્થના કરે છે. જગતને પાક આપનાર કાર્તિક માસે દેવી લક્ષ્મી સ્વરૂપિણી દેખાય છે. માગશરે નજરે પડતી સલુણી શ્યામા આશ્રિતોને શરણ દેનારી છે. પોષમાં પ્રૌઢ પ્રેમ રસે ભરેલી તે મોટા દૈત્યોને રોળી નાખવાના સામર્થ્યવાળી છે. માઘ માસ તો વસંત ઋતુ શરૂ થવાનો મહિનો. એમાં સ્વાભાવિક રીતે જ માની આરાધના કરવાનું મન થાય. શોભા ભર્યો ફાગણ મહિનામાં અઢાર ભાર વનસ્પતિ ખીલે ત્યારે મોટા દૈત્યોને રમત માત્રમાં રોળી નાખનારી માની શક્તિ ભક્ત જનને પત્રે પત્રે નજરે પડે. ચૈતર માસે ચતુરભુજ સ્વરૂપે જગતમાં રહીને મહાન કામો કરતાં મા નજરે પડે છે: એ કોઈ અગોચર દૂરસ્થ તત્વ નથી. વૈશાખ અને જેઠમાં ભૂતમાત્રના પ્રીતિ-ભાજન તરીકે જગતનાં જોગમાયા તરીકે મોટા દેવો અને મુનીવરોએ માને સ્થાપ્યાં અને ગાયાં છે, મેઘનાં ડમરૂ બજાવતો અષાડ મહિનો આવે ત્યારે વિજળી ચમકે, એવાં છે દેવીનાં તેજ. શ્રાવણ માસમાં સૌની તરફ સમાન ભાવે વરસી રહેલાં મુનિઓને દેવી નજરે પડે છે. નિજજનો માટે જગતમાં આવી કામ કરનારાં મા ભાદરવામાં ભક્તોને મન ભાવી રહે છે અને આસો માસની અજવાળી રાતોમાં મહાકાળી સ્વરૂપે આવીને વિશ્વમાં રમતાં માતા નજરે પડે છે. બાળા સ્વરૂપિણીના બાર માસ જે ગાશે તે શિવરામનો દીધેલો અમૃતરસ પામશે.

મુલાયમ વસ્ત્રો કે રુચિર અલંકારો વિનાયે માત્ર આરોગ્ય અંગો સૌંદર્યે શોભતી ગ્રામ-રમણી જેવું સ્વભાવ મધુર આ ગીત નિરાડંબરતાથી જગદંબાનો મહીમા પ્રગટાવતું હોવાથી આદરપાત્ર બન્યું છે.

# આયુર્વેદમાં આસો માસના પર્વો



# રાસ અને ગરબા

લેખક :
વૈદ્ય. પ્રાગજી મોહનજી રાઠોડ

ભાદરવો માસ પુરો થાય છે અને એની સાથે જ આવેલાં—ગરમી, ધીમ ધીખનાર તડકો, અને ભેજવાળી આબોહવામાં પણ હવે ફેરફાર થવા માંડયો છે. પ્રજાએ ભાદરવાના શ્રાદ્ધ પર્વો ઉજવીને પોતાના આરોગ્ય માટે સારી એવી ચીવટ અને સંભાળ રાખ્યાં છે. પણ છતાંય શરદઋતુ હજુ પુરી થઇ નથી. ભાદરવા પછી આસો મહિનો એ શરદનો ઉત્તર કાળ છે. ભાદરવામાં પિત્ત ઉશ્કેરાય છે અને આસો માસમાં એની શાંતિ થાય છે.

આપણે જોઇએ છીએ કે શરદઋતુ પુરી થાય છે છતાંય એમણે આણેલી માંદગી પુરી થતી નથી. અને કેટલાય કેસોમાં તો એ માંદગી દિવાળી પુરી થાય છતાંય લંબાયા કરે છે અને અંતે જીર્ણ સ્વરૂપ પકડી ભયજનક ચિહ્નો પેદા કરે છે.

થોડા વખત પહેલાં ૩૦ વર્ષના એક ગામડાના બહેનને જોવા ગયો હતો. એમની ફરીયાદ હતી કે છેલ્લા નવ મહિનાથી તાવ આવે છે. કયારેક ઉતરે છે અને કયારેક અણુ-ઉતાર જ રહે છે. નબળાઈ વધતી જાય છે અને શરીર સૂકાતું જાય છે, ભૂખ લાગે છે પણ થોડોક ખોરાક લેતાં જ બેચેની વધે છે અને તાવ ભરાય છે. શરીર આખું પીળું કાળું થઇ ગયું છે. એક ધારી નવ નવ માસની માંદગીએ કુટુંબી જનોમાં પણ ક્ષયના દરદની શંકા પેદા કરી છે.

હું એમની સાથે વાતો કરતો હતો દરદ કેવી રીતે શરૂ થયું? તમે એ વખતે શું ખાતા પીતા, અને શું શું દવાદારૂ લીધા તેની વિગતો જાણતો હતો.

'ભાદરવામાં ટાઢ વાઇને તાવ આવ્યો હતો. થોડો વખત દરરોજ, પછી એકાંતરીયો અને પછી જેમ જેમ દરદનું ઝેર સપ્તધાતુ (રસ રક્ત માંસ મેદ અસ્થિ મજ્જા અને શુક્ર)માં પેસતું ગયું તેમતેમ દરદની તાકાત વધતી ગઈ અને શરીર ઉપર એના ઘસારાની અસર થવા માંડી. દવાદારૂ ગામડામાં ખાસ કર્યાં નહિ. ખાવાનું તો શકિત ટકાવી રાખવા માટે ચાલુ જ રાખ્યું પણ શક્તિ તો આવી જ નહિ. દરદ પણ મટયું નહિ. એટલે હવે તમારી પાસે આવ્યાં છીએ. ગમે તેમ થાય પણ મારું દરદ મટાડો. મારા નાનાં છોકરાં ટળવળે છે મને હવે ખાટલો ગમતો નથી.'

સાદા એવા તાવનું ધીમે ધીમે બેકાળજીથી પોષણ થયું અને અંતે આ સ્થિતિ આવી.

કહે છે કે મેલેરીયા (વિષમ જ્વર) ધીમે ધીમે છૂંપું ઝેર શરીરમાં રેડીને દરદીને કરુણ રીતે મારી નાખે છે. મેલેરીયા એ ભયંકર વિનાશકારી દરદ તરીકે આજે તો ઠીક ઠીક પ્રચાર પામતો જાય છે.

આ વાત હકીકતની દષ્ટિએ સાચી છે. પણ એક પ્રશ્ન થાય છે કે શું પૂર્વે આ રોગ આટલો સર્વવ્યાપી અને જલદ હતો? દરદ નહોતું આવતું એમ નહિ કહેવાય, પણ એ દરદ જલદી કાબુમાં આવતું હતું. થોડી એક વનસ્પતિઓનો ઉકાળો, ઉપવાસ, અને પથ્યાપથ્યથી મુક્ત

## વર્ષાનો રાસ



વેર્યા એ છાંટણાં આભ ચંદરવે,
ને ગાજ્યા દુંદુભિના નાદ,
હૈયામાં હોંસ ભરી મલક્યાં સૌ માનવી,
ને મોરૂલાએ પાડયા કંઈ ઊંચેરા સાદ.
રાસલડા રમવાને રૂડી નીસરી ધરતલડી,
હૈયે ભરીને કંઇ મીઠેરો સ્વાદ.
લીલેરી ઓઢણીના લીલેરા સ્વાંગમાં,
માંડયા ખેતરડે વર્ષાએ રાસ.
નદીયુંની લહેરમાં ગાજ્યાં ગીતલડાં,
ફોરંતા માનવીનાં હૈયામાં વાસ.
આવરે મેહુલીયા, આવીને આજ તું,
રેલવ ધરતીને હૈયે ઉલ્લાસ.

જયંત પંડયા

ખવાતું હતું. આજે આ સ્થિતિ નથી. અને પરિણામે એની ભયંકરતા વધી છે.

આજે આપણા આહાર વિહારમાં જે અકુદરતી તત્વો ભળેલાં છે તેના પરિણામે પ્રજાની જીવન શક્તિ ઘટી ગઇ છે. રોગ સામે પ્રતિકારની જે તાકાત હતી તે ચાલી ગઇ છે, માટે જ નાનું એવું દરદ મોટું સ્વરૂપ લઈ લે છે.

આજના આપણા દરદોની આ સ્થિતિ છે નહિંતર ભાદરવાના પિત્તનો ઉશ્કેરાટ પુરો થાય ત્યાંય ટાઢીયો તાવ કેમ જતો નથી ! કારણ શરદઋતુના ખાનપાન—એનાં આહાર વિહારને ... નસરતં નથી.

આપણો ઋતુજન્ય આહાર વિહાર એ જ સીધી રીતે રોગ સામે રક્ષણ આપે છે, રોગ આવે તો એની સામે પ્રતિકારની શક્તિ પેદા કરે છે.

ભાદરવાના ખાનપાન પછી આસો માસમાં જે પ્રકારના પર્વો આપણા ધર્મશાસ્ત્રોએ રજુ કર્યાં છે તે આ પ્રકારના આરોગ્ય પર્વો છે.

શ્રાદ્ધ પક્ષ પુરું થાય છે અને નવરાત્રી બેસે છે. નવરાત્રીનો મહિમા બીજી કોઇ રીતે ઘટાવવો તેના કરતાં એ દિવસોમાં ઠેઠ શરદ પૂનમ સુધી ચાંદની રાતમાં હરવું ફરવું, આનંદ પ્રમોદ કરવો એ જ એનું મહત્વ છે અને એટલા જ માટે આપણા સમાજમાં ગરબી, ગરબા, રાસ અને ચાંદની ભ્રમણ કરવામાં આવે છે. આ દિવસોમાં સમાજના આબાલવૃદ્ધ સૌ શક્તિની આરાધના કરી પોતાના ઐહિક સુખને ઝંખે છે. ઉપવાસ અને અનુષ્ઠાન દ્વારા શક્તિની ઉપાસનાથી બીજું કોઇ સુખ તો મળવાનું હશે તો મળશે જ, પણ એક આરોગ્યનું સુખ તો નિર્વિવાદ મળે જ છે. કારણકે ભાદરવાનું ઉશ્કેરાયેલું પિત્ત ઉપવાસ અનુષ્ઠાન અને ચાંદની ભ્રમણથી શાંત થાય છે. અને ચંદ્ર શરીરની દેહ ધાતુઓને પોષણ આપી આરોગ્ય આપે છે.

આસો માસના પર્વોમાં સુદ અષ્ટમીના હોમ અને હવનો કરવામાં આવે છે. આ હોમ હવનોનો ધાર્મિક દૃષ્ટિએ વિચાર કરીએ તેના કરતાં આરોગ્યની દૃષ્ટિએ વિચાર કરીએ તો એની આવશ્યકતા અનેક ગણી વધી જાય છે, કારણકે આ પ્રકારના હોમ હવનોથી વાતાવરણમાં રહેલા ભેજનો અને ભેજના પરિણામે પેદા થયેલા રોગોત્પાદક જંતુઓ નાશ થાય છે.

આ હોમ હવનોમાં વપરાતા શમીધ, કાથ ખીજડી આકડો ખેર અને જવ, તલ, ઘી વગેરે સંયોગીકરણ વાતાવરણને શુદ્ધ બનાવે છે.

સામાન્ય રીતે યજ્ઞોમાં એવી જ વસ્તુઓનો ઉપયોગ કરવામાં આવે છે કે જેનો ઉપયોગ

ઔષધીય રીતે મહામૂલો હોય. ખીજડો એક સમીધ છે. આ સમીધ એટલે શું ? એની વ્યાખ્યા આપણા શાસ્ત્રકારો કહે છે કે સમયતિ રોગાન ઇતિ શમી આમ રોગોને શાંત કરવાની જે વનસ્પતિમાં શક્તિ હોય છે તેવી જ વનસ્પતિઓનો આ સમીધ તરીકે ઉપયોગ કરવામાં આવે છે. આ માસને નજર સામે રાખીને આશો માસમાં આરોગ્ય જાળવવા માટે યજ્ઞોની ઉપયોગીતા રહેલી છે.

આ હોમ હવન અને ઉપવાસ, અનુષ્ઠાન કરીને જે દેહશુદ્ધિ થાય છે તે પછી તુરતજ વિજયા દશમી આવે છે. કહે છે કે તે દિવસે વિજય માટેના પ્રસ્થાનનું એ મંગળ શુકન છે સાચી વાત છે. વિજય તો અનેક દિશામાં પ્રજાએ કરવાના છે. પરંતુ આરોગ્ય ઉપરનો વિજય એ મહામૂલો વિજય છે. શરદની યમદાઢમાંથી માનવી બચ્યો એ જ ખરેખર વિજય કર્યો છે. આ વિજયની ખુશાલી અને આવતી ઋતુઓમાં આરોગ્યદાયક પ્રસ્થાન એનો એ મંગળ ઉત્સવ છે. આ દિવસે માનવી માત્ર મિષ્ટાન ખાય છે. અને ખાસ કરીને જલેબી ખાવાનો રિવાજ મહત્વનો છે.

દરેક પર્વને પોતપોતાનો ચોક્કસ ખોરાક છે. જેમ શ્રાદ્ધમાં ખીર—સંક્રાંતિમાં તલના લાડુ અને તેવી પદાર્થો, હોળીમાં ધાણી દાળીયા અને રૂક્ષ અન્ન, એ જ રીતે વિજયા દશમીના દિવસે માનવીના દેહને પોષણ આપે અને હવે પછી આવનારી હેમંત ઋતુની ઠંડીમાં એ ઠંડી સહન થઇ શકે તેટલી ગરમી પેદા કરે તેવો જ ખોરાક મહત્વનો બને છે. અને એ રીતે સ્નેહન અને પોષણનો સુમેળ સંધાય છે.

વિજયા દશમીના દિવસે ખીજડીની પુજા કરવાનો પણ એક વિધી છે. કારણકે એ સમીધ કાષ્ઠને ચકમકની જેમ ઘસવામાં આવે તો એક દિવસ એમાંથી અગ્નિ પ્રજ્વળતો હતો. એવી એનામાં દૈવી શક્તિ હતી, એવા કથનનો પૂજ્ય કાકા સાહેબે—જીવતા તહેવારોમાં નિર્દેશ કર્યો છે.

વિજયા દશમી પછી પાંચ જ દિવસે શરદ પૂનમ આવે છે. શરદ ઋતુનો આ છેલ્લો દિવસ છે. માનવી માત્ર તે દિવસે ચાંદનીમાં નહાવા નીકળે છે. ચાંદની નીચે દૂધ પૌંઆ મૂકીને ચંદ્રના સીધાં કિરણો એમાં ઝીલી એનું અમૃતિકરણ કરીને ખાય છે. શરદનાં દૂધ પૌંઆ અને એનો ચાંદની વિહાર દેહના રક્ષા સાથ

## ફૂલડાં



ભભકે છે મારી ક્યારીઓ
ને માંહી ઉગ્યાં છે ફૂલડાં અમૂલ રે;
ફૂલડાં મનગમતાં રે.
આવી દૂરેથી ફૂલ વેચવા
કોઇ હયોને એ મારાં ફૂલ રે;
ફૂલડાં મનગમતાં રે.
લેતાં તો ઠરશે દીલડું
એની ફોરમ દેવને દ્વાર રે;
ફૂલડાં મનગમતાં રે.
દેવોને અર્પવા ફૂલડાં
હું તો આવી છું સ્વર્ગને દ્વાર રે;
ફૂલડાં મનગમતાં રે.
મૃત્યુલોકની હું માલણી
આપો જીંદગીને તારવાનાં મૂલ રે;
ફૂલડાં મનગમતાં રે.

સૌ. ઇન્દુબેન વ્યાસ

ઔષધીય રીતે મહામૂલો હોય. ખીજડો એક સમીધ છે. આ સમીધ એટલે શું ? એની વ્યાખ્યા આપણા શાસ્ત્રકારો કહે છે કે સમયતિ રોગાન ઇતિ શમી આમ રોગોને શાંત કરવાની જે વનસ્પતિમાં શક્તિ હોય છે તેવી જ વનસ્પતિઓનો આ સમીધ તરીકે ઉપયોગ કરવામાં આવે છે. આ માસને નજર સામે રાખીને આશો માસમાં આરોગ્ય જાળવવા માટે યજ્ઞોની ઉપયોગીતા રહેલી છે.

આ હોમ હવન અને ઉપવાસ, અનુષ્ઠાન કરીને જે દેહશુદ્ધિ થાય છે તે પછી તુરતજ વિજ્યા દશમી આવે છે. કહે છે કે તે દિવસે વિજય માટેના પ્રસ્થાનનું એ મંગળ શુકન છે સાચી વાત છે. વિજય તો અનેક દિશામાં પ્રજાએ કરવાના છે. પરંતુ આરોગ્ય ઉપરનો વિજય એ મહામૂલો વિજય છે. શરદની યમદાઢમાંથી માનવી બચ્યો એ જ ખરેખર વિજય કર્યો છે. આ વિજયની ખુશાલી અને આવતી ઋતુઓમાં આરોગ્યદાયક પ્રસ્થાન એનો એ મંગળ ઉત્સવ છે. આ દિવસે માનવી માત્ર મિષ્ઠાન ખાય છે. અને ખાસ કરીને જલેબી ખાવાનો રિવાજ મહત્વનો છે.

દરેક પર્વને પોતપોતાનો ચોક્કસ ખોરાક છે. જેમ શ્રાદ્ધમાં ખીર-સંક્રાંતિમાં તલના લાડુ અને તેલી પદાર્થો, હોળીમાં ધાણી દાળીયા અને રૂક્ષ અન્ન, એ જ રીતે વિજ્યા દશમીના દિવસે માનવીના દેહને પોષણ આપે અને હવે પછી આવનારી હેમંત ઋતુની ઠંડીમાં એ ઠંડી સહન થઇ શકે તેટલી ગરમી પેદા કરે તેવોજ ખોરાક મહત્વનો બને છે. અને એ રીતે સ્નેહન અને પોષણનો સુમેળ સંધાય છે.

વિજયા દશમીના દિવસે ખીજડીની પુજા કરવાનો પણ એક વિધી છે. કારણકે બે સમીધ કાષ્ટને ચકમકની જેમ ઘસવામાં આવે તો એક દિવસ એમાંથી અગ્નિ પ્રજ્વળતો હતો. એવી એનામાં દૈવી શક્તિ હતી, એવા કથનનો પૂજ્ય કાકા સાહેબે–જીવતા તહેવારોમાં નિર્દેશ કર્યો છે.

વિજ્યા દશમી પછી પાંચ જ દિવસે શરદ પૂનમ આવે છે. શરદ ઋતુનો આ છેલ્લો દિવસ છે. માનવી માત્ર તે દિવસે ચાંદનીમાં નહાવા નીકળે છે. ચાંદની નીચે દૂધ પૌંઆ મૂકીને ચંદ્રના સીધાં કિરણો એમાં ઝીલી એનું અમૃતિકરણ કરીને ખાય છે. શરદનાં દૂધ પૌંઆ અને એનો ચાંદની વિહાર દેહના રક્ષા સભા

## ફૂલડાં



ભભકે છે મારી ક્યારીઓ
ને માંહી ઉગ્યાં છે ફૂલડાં અમૂલ રે;
ફૂલડાં મનગમતાં રે.

આવી હૃદેથી ફૂલ વેચવા
કોઇ લ્યોને એ મારાં ફૂલ રે;
ફૂલડાં મનગમતાં રે.

લેતાં તો ઠરશે દીલડું
એની ફોરમ દેવને દ્વાર રે;
ફૂલડાં મનગમતાં રે.

દેવોને અર્પવા ફૂલડાં
હું તો આવી છું સ્વર્ગને દ્વાર રે;
ફૂલડાં મનગમતાં રે.

મૃત્યુલોકની હું માલણી
આપો જીંદગીને તારવાનાં મૂલ રે;
ફૂલડાં મનગમતાં રે.

સૌ. ઇન્દુબેન વ્યાસ

## યાચના



આવો....આવો દેવી શારદા, (૨)
મન મંદિરયુ ખોલો આવો દેવી શારદા.
દ્વાર ખડી ખડી વાટડી જોઉં, (૨)
પ્રેમની–જ્યોત મનથી હું નીરખું;
દોડી દોડી આવો દેવી શારદા.
તિમીર ભરેલું હૈયું મ્હારૂં (૨)
જ્ઞાન–દિપક મુજ પ્રકટાવો,
દોડી દોડી આવો દેવી શારદા.
વિનવી વિનવી થાકે મનડું, (૨)
જીવન મુજ, તુજ ચરણે અર્પ્યું,
ના, જરી, ના તલસાવો,
દોડી દોડી આવો દેવી શારદા.
મન મંદિરીયું ખોલો, આવો દેવી શારદા.

કુ. કેતકી

દોષોને શમાવી દે છે અને આરોગ્ય આપે છે. શરદનું આ મહિમાવંતુ પર્વ છે.

પછી તો દિવાળીના દિવસો નજીક આવતા જાય છે. દિવસે અને દિવસે વાતાવરણમાં આનંદ અને ચેતન પ્રગટે છે. ઘરઘરના આંગણાં સાફસુફ થાય છે.

દિવાળીના દિવસો એ બલી રાજાના તહેવારો છે. પોતાની પ્રજાના સાર્વત્રિક સુખ માટે–પ્રજાના આરોગ્ય રક્ષણ માટે પોતાની તમામ મિલ્કત દાનમાં વાપરીને જેણે ધર્મ ગાથાઓમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે એવા બલીરાજાના ત્રણ દિવસના આ પર્વો છે—ધનતેરસ, કાળી ચૌદશ અને દિવાળી. એ ત્રણ દિવસને પુરાણોએ સ્વતંત્ર મહત્વ આપ્યું છે,

ધનતેરસના દિવસે હેમ રાજાના યુવાન પુત્રને સર્પદંશ થાય છે, યમદૂતો એના જીવને લેવા જાય છે. ચાર દિવસ પહેલાં જ હજુ તો પરણેલા એવા નવ લોહીયા યુવાનને લઈ જતા યમદૂતો કકળી ઉઠે છે. અને યમરાજ પાસે વરદાન માગે છે, કે પ્રભુ. આ દિવસે જે પ્રજા ધૂપ દીપ અને સાફસુફીનો ઉત્સવ ઉજવે તેને મોત ન આવવું જોઈએ. યમરાજ, આ આરોગ્ય ઉત્સવના પર્વને મહત્વ આપી જે પ્રજા એનું અનુસરણ કરે તેના ઉપર આવો કારમો ઘા નહિ કરવાનું વરદાન આપે છે. આ રીતે ધૂપ દીપ અને સાફસુફીની પુરાણે પ્રતિષ્ઠા કરી છે.

કાળી ચૌદશની પણ એવી કથા આલેખવામાં આવી છે. કાળીચૌદશનું પૌરાણીક નામ નરક–ચતુર્દશી છે. નરકાસુર નામનો રાક્ષસ પ્રજામાં ત્રાસ ફેલાવતો હતો, અને કુમળી કન્યાઓને હેરાન કરતો હતો. આ અસહ્ય ત્રાસમાંથી પ્રજાને છોડાવવા માટે ભગવાન શ્રીકૃષ્ણે એનો નાશ કર્યો.

આ નરકાસુર એ કોણ? વરસાદના દિવસો પછી–ગંદકી–કાદવ, કીચડ અને ભરાયેલા પાણીનો સડો થાય છે. ભાદરવાનો તડકો આ ગંદકી ઉપર પડીને હવામાનમાં દુર્ગંધ ફેલાવે છે અને આ ઋતુમાં લોકો માંદગીના ભોગ બને છે. પ્રત્યક્ષ એવું નરકાગાર જ આ ઋતુમાં બની જાય છે. આ નરકાગારને દૂર કરવા માટે આ ચતુર્દશીની રચના કરવામાં આવી છે. પ્રજા ઘેર ઘેરથી અને શેરીએ શેરીએથી ગંદકી દૂર કરે, સદેરને સાફસફ બનાવે, અને એ રીતે

# આવી આજ ફરી

રાસ તણે મંદિર પધારો રાસ તણે મંદિર;
ગુણઘેલું મંદિર, ગુર્જર રાસ તણું મંદિર.
સૈકા જૂના લોકજીવનથી ગરબે ઉજળું દ્વાર:
નરનારીના ઉત્સવ જીવને ગરબો ઉજળો પ્યાર:
પધારો રાસ તણે મન્દિર !
ઝરમર ઝરમર મેહુલો વરસે ઉર તણે આકાશ:
પ્રેમને ફરફર ઉર ભીંજાતાં શરદ્‌તણે અવકાશ:
પધારો રાસ તણે મન્દિર !
ભાવભીનાં સ્વાગત કોઈ દે છે ઉર વીણા ઝંકાર:
હૈયાના હિંડોળે હિંચે ગરબી—ગરબા તાર !
પધારો રાસ તણે મન્દિર !
સાગરને મળવાને કાજે દોડે સરિતાનીર !
શરદ્‌પૂર્ણિમા દેખી દેખી ઘેલું ગુર્જર નીર:
પધારો રાસ તણે મંદિર:
ને સુખ દુઃખના ભાવ અખંડિત ગૂંથ્યાં જેને ચીર,
ગૂર્જર જેવું રાષ્ટ્ર ઘડીને કીધાં જનગણ વીર,
પધારો રાસ તણે મંદિર !
જગને અમીનાં જળવર્ષણથી પાયાં શુદ્ધ સલિલ,
લોકજીવનની અમૃત ઉષા વહેતી અંગ અનિલ,
પધારો રાસ તણે મંદિર !
રૂપે, રંગે, અંગે, જંગે ગુણસુન્દર નરનાર,
ગુજરાતણની નવરાત્રિએ સદા વહો નવ પ્યાર,
પધારો રાસ તણે મંદિર !

પ્રિયમ

મોંઘીની હવાને દૂર કરી આરોગ્ય જાળવે. રોજીંદા વ્યવહારમાં જે ત્રાસ ફેલાવે છે એવા મોંઘીના કારણો પેદા કરનારા નરકાસુરોનો નાશ એ જ આપણી આ પુરાણકથાઓની ભાવના છે.

એટલા જ માટે બીજી કોઈ પણ ઋતુમાં આ પ્રકારની સામુદાયીક સફાઈ કરવાને બદલે આ જ ઋતુમાં જ એનું મહત્વ સ્વીકારવામાં આવ્યું છે.

દિવાળી ઉપર દારૂખાનું ફોડવાનો એક રિવાજ છે. જો કે આ રિવાજ હવે ઘસાતો જાય છે, એટલે રહેજે શંકા થાય કે એ ઇષ્ટ હશે કે અનિષ્ટ ? પરંતુ આપણે જરા ઉંડેથી વિચારીએ તો, આવા રિવાજો એ જુનકાળમાં આરોગ્યદાયક રિવાજો બન્યા હતા.

## ચાંદલિયો



ઊગ્યો ચાંદલિયો, ઊગ્યો ના ઊગ્યો,
નયન મંદિર મારે, પૂગ્યો ના પૂગ્યો.
પરમ પ્રકાશ કર કિરણો પ્રસારી,
અંતમને આભલે ઝગ્યો ના ઝગ્યો.
પૂર્ણનું પોપચું ઊઘડયું ના ઊઘડયું,
અમૃતની આંખ સમે આથમ્યો મીઠો.
ઊતરી અંતરીક્ષથી છાયા ઘનરાજની,
એ રે અંતરપટે કીધો અદીઠો.

રતનબા ચાવડા

આરોગ્યની જાળવણી માટે કોઈ પણ રાજ્ય કે સરકાર સ્વતંત્ર પણે સામુદાયીક પગલાં લઈ શકે જ નહિં; પ્રજાનો સાથ એમાં અનિવાર્ય બને છે. ઋતુએ આવેલી હવામાનની અશુદ્ધી માટે હવામાં ઉભરતા અનેક રોગોત્પાદક જંતુઓનો નાશ કરવા માટે સામુદાયીક દારૂખાનુ ફોડવાનો રિવાજ ઉપકારક છે. ઘર આંગણાની સાફસૂફીથી સ્પર્શાસ્પર્શથી લાગતી અસ્વચ્છતા દૂર થાય છે તે જ રીતે ધૂપ દીપ અને દારૂખાનુ ફોડવાથી હવામાનથી શુદ્ધિ થાય છે અને જંતુનાશક આબોહવા માનવીના આરોગ્યને જાળવે છે.

શરદ ઋતુમાં ગજાકમુકનો નિર્દેશ છે, કારણ કે આ ઋતુમાં પાણી ચડેલા શાક ભાજીથી ખોરાકમાં જળતત્વનું પ્રમાણ વધી જાય છે. અને પરિણામે જળતત્વના વધારાથી પિત્ત રસ પાચન માટે નબળો બની પાચનકાર્ય મંદ અને છે. આ સત્યને સ્વીકારીને આજે ય આપણા કેટલાય ધર્મ ભાવિ વૈષ્ણવો જૈનો વગેરે લીલોતરી નથી ખાતા, કારણ કે ઋતુના આરોગ્ય માટે એ મહત્વની વસ્તુ છે.

દિવાળીના દિવસો એ શરદ અને હેમંતનો સંધીકાળ છે. ઋતુનો સંધીકાળ હંમેશાં આરોગ્ય માટે ભયજનક હોય છે, એટલે એમાં વિશેષ સાવચેતી રાખવાની રહે છે. દિવાળીના દિવસોમાં જે પ્રકારના ખાદ્ય પદાર્થો તૈયાર કરવામાં આવે છે તેનો ઉપયોગ વિવેક પૂર્વક કરવામાં આવે તો હિતકર બનશે.

આસો માસમાં આરોગ્ય જાળવવા માટે આટલું કરો.

૧ ઉપવાસ કે લઘુ ભોજન દ્વારા હોજરીને આરામ આપો. આપણને અજીર્ણ થાય તેવો ભારે ખોરાક ન ખાવો.
૨ દોષની શાંતિ માટે ખુલ્લા મેદાનોમાં ચાંદની નીચે વિહાર કરો. ગરબા ગરબી રાસ અને એવી જ બીજી રમતો દ્વારા આરોગ્ય જાળવો.
૩ આસો માસમાં કાકડી ન જ ખાઓ. કાકડી પિત્તકર હોવાથી આરોગ્યને નુકશાન કરે છે અને મેલેરીયા લાવે છે.
૪ આસો માસમાં દૂધની ખીર અને સુરણનો વિશેષ ઉપયોગ કરો. સુરણ હલકું દીપન પાચન કરનારૂં અને પોષણ આપનારૂં છે. હરસના દરદીઓ માટે તો આ માસમાં સુરણના પ્રયોગો કરવામાં આવે છે.
૫ હોમ હવન અને ઉપવાસ અનુષ્ઠાન કરો.
૬ ઘરઘરની સાફસૂફી કરો. ચુનાથી ઘરની દિવાલો ધોળો, દિવાળીના દિવસોમાં દારૂખાનું ફોડો, દીપમાળાઓ પ્રગટાવો. આથી હવામાન જંતુરહીત બનશે અને આરોગ્ય જળવાશે. શાસ્ત્રોએ આ દિવસોમાં દીપદાન કરવાનો એટલા જ માટે આદેશ આપ્યો છે.

આયુર્વેદની આટલી ઋતુચર્યાને શ્રદ્ધા પૂર્વક આચરવામાં આવશે તો રોગની શાંતી થશે, જીવન શક્તિ મળશે, આરોગ્ય જળવાશે અને શત્ શરદ જીવાશે.

# શરદોત્સવ

એક ગીત નાટિકા

લેખક : શ્રી. કનૈયાલાલ જોષી

( અનંત રંગભૂમિ પરથી સંધ્યાનો પંચરંગી પડદો અદશ્ય થાય છે, અને શુક્ર-તારકા અભિનય સાથે ગીતનો પ્રારંભ કરે છે. ગીત સાથે સિતાર અને-તરંગનું સંગીત વહે છે.)

શુક્રતારિકા:

આવો આવો ગગનવાસી લોક રે;
કે લલિત શરદોત્સવ આજ! —આવો.
કીધો વ્યોમ—ચોક વિમળ વાદળીએ આજ!
દીસે દિગંત દ્વારે શશી સજી શ્વેત સાજ!
ઝણકારે સ્નેહ—ખંજરી ઘેરી!
કે વાગે વેણુ વાયુ કેરી!
કે લલિત શરદોત્સવ આજ! —આવો.

( શુક્રતારિકા પોતાનું ગીત પૂર્ણ કરે કે તુરત જ રંગભૂમિની બન્ને બાજુથી વ્યવસ્થિત રીતે સર્વ તારલિઓ દાંડિયા ખેલતી પ્રવેશે છે. )

તારલિઓ:

ખેલો ખેલો રસિલો રાસ આજ રે;
કે લલિત શરદોત્સવ આજ! —ખેલો.
નવલ ધવલ તેજ વસ્રો સજી આજ!
ઠમક ઠમકે પાય ઝણઝણે ઘુઘરમાળ!
ગળે રેલાવી મધુર ગીત!
કે લલિત શરદોત્સવ આજ! —ખેલો.

( સર્વ તારલીઓ અર્ધ વર્તુલાકારમાં ગોઠવાઇને સુંદર લાગે તેમ દાંડિયા રાખી ઉભી રહે છે. એક બાજુથી જ્યોત્સના પ્રવેશે છે. બીજી બાજુથી હાથમાં પીચકારી રાખી ચંદ્ર પ્રવેશ કરે છે.)

જ્યોત્સના:

કેવો કેવો પ્રફુલ્લિત મહરાજ રે;
કે લલિત શરદોત્સવ આજ!
ભીંજવે પટકુળ છાંટી પ્રભા—પીચકારી!
કેવી સોહે સુખપટે સ્મિત—રેખાવલી!

ચંદ્ર:

રેલાવું તેજ વસુધા—ઉરે!
કે ઉલ્લાસ કેવા પૂરે!
કે લલિત શરદોત્સવ આજ!

જ્યોત્સના:

કેવો કેવો પ્રફુલ્લિત ગ્રહરાજ રે;
કે લલિત શરદોત્સવ આજ! —કેવો.

(જ્યોત્સના અને ચંદ્રને વર્તુલમાં રાખી તારલીઓ દાંડીઆ સાથે રાસ રમે છે. આ દરમ્યાન ચંદ્ર જ્યોત્સનાને પ્રભાને-પીચકારી છાંટવાનો અભિનય કરે છે.)

તારલીઓ:

લૂંટો લૂંટો અમૂલો ઉલ્લાસ આજ રે;
કે લલિત શરદોત્સવ આજ! —લૂંટો.

મ્હેકે જીવન—છાબે અનુપમ સ્નેહ સુમન!
ઘોળ્યાં ઉર—કંકાવટીમાં કિલ્લોલ—કેસર!
પૂજો શરદને નમી નમી!
કે અર્પી અંતર અંજલી!
કે લલિત શરદોત્સવ આજ! —લૂંટો.

## રાસે ખેલો ખેલો રે

કાનો દિસે રળિયામણો, સૌ સંગે રમો આ વાર રે;
રાસે ખેલો ખેલો રે.
ભાલે તે નાજુક ટીલડી, એના વાંકડીયા દીસે વાળ રે;
રાસે ખેલો ખેલો રે.
કાંડે તે કંકણ શોભતાં, એના શોભે ગુલાબી ગાલ રે;
રાસે ખેલો ખેલો રે.
કંધે છે કાળી કામળી, રૂડી હાથે દીસે એની શાલ રે;
રાસે ખેલો ખેલો રે.
પીળું પિતાંબર, જરકસી જામા, અધીં દીસે એની ખાલ રે;
રાસે ખેલો ખેલો રે.
માથે તે મુગટ શોભતો, એના કંઠે છે મોતીની માળ રે;
રાસે ખેલો ખેલો રે.
વૃંદા તે વનની ગોપીઓ સંગ, ખેલે રાધાનો ભરથાર રે;
રાસે ખેલો ખેલો રે.
'સેવક'નો સારથી કાનજી, વા'લો માતા જશોદાનો બાળ રે;
રાસે ખેલો ખેલો રે.

અમૃતકુમાર એમ. શાહ

# પુછપરછ

મારી એક બહેનપણી કોલેજમાં ભણે છે, તેને એક કોલેજીયન સાથે દોસ્તી છે. તેણે એક વખત મારી બહેનપણીને ગાલ પર ચુંબન કર્યું, તેથી તે છોકરીને વહેમ પડયો છે કે, કદાચ ચુંબનથી ગર્ભ રહી જાય તો? મેં કહ્યું કે ચુંબનથી ગર્ભ રહે નહિ, તો પણ તેણી ઘણી જ પસ્તાય છે. તો શું ચુંબનથી ગર્ભ રહે ખરો? પેલા કોલેજીયને મારી બહેનપણીની ઈચ્છા વિરૂદ્ધ પરાણે ફક્ત ચુંબન જ કર્યું હતું. તે સિવાય કાંઈ ખરાબ કર્યું નથી. તે બીચારી ઘણી જ પસ્તાય છે, તો શું ઉપાય કરવો તેનો ખુલાસો જરૂર ઓકટોબરના અંકમાં પ્રગટ કરશો. કારણ કે તેણીને માસિક થયાને દોઢેક માસ થયો છે. તો તેનો શું ઉપાય કરવો તે લખશો. હું ધારૂં છું કે સ્ત્રી-પુરૂષના શરીર સંબંધ વગર ગર્ભ રહે નહિ. કદાચ માસિક ચડી પણ જાય, તો યોગ્ય ઉપાય લખી જણાવશો. —શારદા

તમારા બહેનપણીને કહેજો કે ચુંબનથી ગર્ભ રહેતો નથી, માટે ગભરાવાની જરર નથી. વળી કેટલીક વખત માસિક અટકાવની મુદત લંબાય તો આપણે ત્યાં તેને 'વાયે ગયું' કહેવાય છે. એટલે તેવું પણ બને. પરંતુ જો ખરેખર એ બહેનથી ભુલ થઈ ગઇ હોય અને પેલા મિત્રને પોતાનું શરીર સોંપ્યું હોય ને તે વાત છુપાવતાં હોય અને તેને પરિણામે જો માસિક લંબાયું હોય તો થોડા દિવસ રાહ જોઇ સગર્ભાવસ્થા છે કે નહિ તેની તપાસ કરવી જોઇએ ને જો તેમ હોય તો તે યુવકને વહેલી તકે તેની સાથે લગ્ન કરવાની ફરજ પાડવી જોઇએ.

*

ચાલુ માસે મારૂં માસિકધર્મ બંધ થઈ ગયું છે. મારી તબીયત સંપૂર્ણ સારી જ છે. છતાં એક દિવસ જ મને તાવ આવી ગયો ને બીજે દિવસે મારા પેશાબમાં અનિયમીતતા આવી ગયેલ. નીચે પેશાબ કરવા બેસતી તો થતો નહિ અને ગમે ત્યારે મને ખબર પડયા છતાં તે રોકી નહિ શકાતાં થઈ જતો. વળી નીચે બેસી પેશાબ કરતાં બહુ થોડો થતો. પેશાબ ગરમ અને પીળો બળતરાથી જ થતો. આમ થવાના કારણો આપશો.

મારા અટકાવને આવ્યે મહિના ઉપર અઠવાડીયું થઈ ગયું છે, તેમજ મારી તબીયત માત્ર ઉપર જણાવ્યા પછી બગડી નથી. પેશાબની ઉપર મુજબની ફરીયાદ માટે મેં બે પ્રયોગ કરવાથી ચાલુ તો થયો છે. ગર્ભ રહ્યાની બાબત કઈ રીતે સમજાય તે જણાવશો.

દૂધ અને સોડાવોટર મેળવી મેં પીધી હતી તથા જવને રાત્રે પલાળી રાખી સવારે ઉકાળી તેનું જ પાણી દિવસમાં ત્રણ વખત પીધું હતું તેથી પેશાબની ફરીયાદ નાબુદ થઇ હતી.

ગર્ભ રહ્યાની સમજ પડતાં, તબીયત છેક પ્રસવ થાય ત્યાં સુધી સારી રાખવા શું શું કરવું જોઇએ? તેને માટે જાહેર ખબરમાં આવતી દવાઓ—જેવી કે, જોમેસ્રી, સુંદરી સંજીવની લેવી કે નહિ, તેમજ હાલના ખોરાકમાં સત્વો ઓછાં મળવાથી 'પરટરા વાઇટ પર્લ' જેવી અમેરિકન બનાવટની વિટામીન એ. બી. સી. ડી. અને જી વાળા સત્વો જણાવતી ગોળીઓ લેવી કે નહિ? તેમજ એવી શક્તિવર્ધક ટોનીક જેવી કે 'બ્રાન્ડ ચીકન એસેન્સ' લેવાય કે નહિ? તે જણાવશો.

—સવિતા

આ પ્રશ્ન ઘણો જ વિશાળ છે. આપનું માસિક બંધ થઈ ગયું છે અને એ પછી જે ફરીયાદો ઉભી થઈ છે એ બતાવે છે કે આપને ગર્ભ રહ્યો છે.

સામાન્ય રીતે એવું બને છે કે, પ્રથમ

જ્યોત્સના:

ડેલો, ડેલો પ્રફુલ્લિત ગ્રહરાજ રે;

કે લલિત શરદોત્સવ આજ! —ડેલો.

( જ્યોત્સના અને ચંદ્રને વર્તુલમાં રાખી તારલીઓ દાંડીઆ સાથે રાસ રમે દરમ્યાન ચંદ્ર જ્યોત્સનાને પ્રભાતે-પીચકારી છાંટવાનો અભિનય કરે છે.)

તારલીઓ:

લૂંટો લૂંટો અમૂલો ઉલ્લાસ આજ રે;

કે લલિત શરદોત્સવ આજ! —લૂંટો.

મ્હેકે જીવન—છાબે અનુપમ સ્નેહ સુમન!

ઘોળ્યાં ઉર—કંકાવટીમાં કિલ્લોલ—કેસર!

પૂજો શરદને નમી નમી!

કે અપી' અંતર અંજલી!

કે લલિત શરદોત્સવ આજ! —લૂંટો.

## રાસે ખેલો ખેલો રે

કાનો દિસે રળિયામણો, સૌ સંગે રમો આ વાર રે;

રાસે ખેલો ખેલો રે.

ભાલે તે નાજુક ટીલડી, એના વાંકડીયા દીસે વાળ રે;

રાસે ખેલો ખેલો રે.

કાંડે તે કંકણુ શોભતાં, એના શોભે ગુલાબી ગાલ રે;

રાસે ખેલો ખેલો રે.

કંધે છે કાળી કામળી, રૂડી હાથે દીસે એની લાલ રે;

રાસે ખેલો ખેલો રે.

પીળું પિતાંબર, જરકસી જામા, અધીં' દીસે એની ખાલ રે;

રાસે ખેલો ખેલો રે.

માથે તે મુગટ શોભતો, એના કંઠે છે મોતીની માળ રે;

રાસે ખેલો ખેલો રે.

વૃંદા તે વનની ગોપીઓ સંગ, ખેલે રાધાનો ભરથાર રે;

રાસે ખેલો ખેલો રે.

'સેવક'નો સારથી કાનજી, વા'લો માતા જશોદાનો બાળ રે;

રાસે ખેલો ખેલો રે.

અમૃતકુમાર એમ. શાહ

ગર્ભાધાન થાય છે ત્યારે ગર્ભાધાન પછી બીજા દિવસે તાવ આવી જાય છે, અને એ તાવની ગરમીના કારણે પેશાબ ઉપર પણ એની અસર થાય છે, અને તમે જણાવો છો તેવી તકલીફો પણ ઉભી થાય છે. કેટલાક દરદીઓને ઉનવા જેવી અસર લાંબો વખત સુધી પણ રહે છે.

ગર્ભ રહ્યાના સ્પષ્ટ ચિહ્નો આ પ્રમાણે હોય છે.સામાન્ય રીતે ગર્ભાધાન ન થયું હોય તો સંભોગાવસ્થા પુરી થયા પછી પુરૂષ અને સ્ત્રીના રજ અને વીર્ય બહાર આવી જાય છે. પણ જો ગર્ભાધાન થયુ હોય તો બહાર આવતાં નથી

હવે પોષણકારણ ખોરાક તરીકે આજના જમાનાના વિટામિનોને મહત્વ આપવામાં આવ્યું છે.

આયુર્વેદ શાસ્ત્રો પણ પોતાની સમધાતુના (રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જાઅને શુક્ર) પોષણ દ્વારા એ જ વસ્તુને વણી લીધી છે અને આપણા ખોરાકદ્વારા આ વિટામીનોના તત્વો મળી જ રહે છે.

દાખલા તરીકે શરીરના પોષણ માટે વિટામીન એ. અને ડી. જરૂરનાં છે. આ તત્વો મેળવવા માટે કુત્રિમ વસ્તુઓ તરફ જવું તેના કરતાં સાત્વિક આહાર-દૂધી, ઘી, માખણ, છાશ, જુદા જુદા અનાજ અને કઠોળ દ્વારા એ તત્વો મેળવી શકાય છે.

જ્યારે વિટામીન બી. અને સી. તાજાં શાકભાજી, ફોતરાં શુલાંવાળા અનાજો, અને આથેલાં ઢોકળાં જેવી વાનીઓ, (જેમાં બોળો આવીને યીસ્ટ. પેદા થાય છે) અને તાજાં ખાટાં મધુરાં ફળો દ્વારા એ જરૂરીઆત પુરી કરી શકાય છે.

આજના આપણાં ગૂજરાતી ખોરાકમાં તળેલાં તીખાં અને મરી મસાલાવાળા પદાર્થો હોય છે તેના બદલે સાદા સાત્વિક ખોરાકનો ઉપયોગ ગુણપ્રદ બને છે.

સગર્ભા સ્ત્રીએ શેરથી દોઢશેર દૂધ પોતાની

## એકલી



હાંરે સુણો માતા ને તાત રે,
સાસરિયા વાટ રે,
મારે જાવું કેમ એકલા ?
હાંરે સગાંસંબંધી સાથ રે,
કહું એક વાત રે,
મારે જાવું કેમ એકલાં !—હાંરે સુણો.
બહેની બંધુના સ્નેહ મારે છોડવા,
સરખી સાહેલી તણા સ્નેહ હવે તોડવા,
દિયર-નણદીના મન રે,
મેળવવાં તન રે,
મારે જાવું કેમ એકલાં !—હાંરે સુણો.
પાળી પોષી મોટી કીધી,
પરણાવીને પરઘર દીધી,
હાંરે દીકરીને ગાય રે,
દોરે ત્યાં જાય રે,
મારે જાવું કેમ એકલાં !—હાંરે સુણો
માત પિતાની માયા માણી,
સાસર-વાટ જણાય અજાણી,
શ્વસુર—સાસુ આધીન રે,
રહેવું પરાધીન રે,
મારે જાવું કેમ એકલાં !—હાંરે સુણો.

પ્રેમીબેન વિઠ્ઠલ ચૌહાણ

અને ભાવી સંતાનની ચુનાની ખોટ પુરવા માટે અવશ્ય લેવું જોઈએ. આયનું દૂધ વિશેષ ફાયદાકારક બને છે.

લીલાં શાકભાજી છૂટથી ખાવાં જોઈએ. એથી વિટામીન 'બી' 'સી' તો મળે છે જ, પણ તે ઉપરાંત ખનીજ ક્ષારો લોહીને શુદ્ધ રાખે છે અને રોગ સામે સામનાની તાકાત પેદા કરે છે. આ શાકોમાં લોહ, ફોસ્ફરસ, ચુનો, મીઠું, ગંધક જેવા ઉપયોગી તત્વો પણ સ્વાભાવીક રીતે મળી જાય છે કે જેના અભાવે કબજીયાત થાય છે. અને સગર્ભા અવસ્થામાં કબજીયાત ઘણું જ તાત્કાલીક અને દૂરગામી નુકસાન કરી બેસે છે, લોહી બગડે છે, ખોટી ગરમી પેદા થાય છે, દાંત બગડે છે, અને આ બધાની સીધી અસર ખરેખર પાચનની અને પોષણની જરૂર હોય છે ત્યારે એના ઉપર થાય છે. આ રીતે લીલાં શાકભાજી વિશેષ મહત્વનાં બને છે.

પેશાબની બળતરા અને એની બીજી તકલીફો દૂર કરવા માટે જવનું પાણી સારૂં છે. પણ સોડા અને દૂધ કાયમી લેવાં યોગ્ય નથી. કારણ કે અતિ ક્ષારથી પોષણનો ક્ષય થાય છે, અને પરીણામે રસધાતુઓ નબળી બની આરોગ્ય ઉપર અસર થાય છે.

સગર્ભા અવસ્થાની સંપૂર્ણ વિગતવાર ચર્ચા 'જનેતાનાં દર્દો' અને 'બાળકોનાં દર્દો' નામના પુસ્તકમાં કરવામાં આવી છે. અનુકૂળતાએ એ જોઈ જશો તો વિશેષ સ્પષ્ટતા અને માર્ગદર્શન મળશે. —પ્રાગજીભાઈ

*

મારી મોટી બહેન પરણેલી છે ને તેનો ધણી વેપારી છે. મારી બહેન થોડું ભણેલી છે છતાં છાતીકાઢી અને રૂમની આખી છે. કોઈનું ય સાંખે નહિ ને વાતવાતમાં લડે. તેના વરને એવી ખરાબ ટેવ છે કે વાતવાતમાં બેનને ઢીબવા માંડે છે. ને એવી ઢીબે કે આખા શરીરે ઢીમણાં થઈ રહે. અમને ખબર પડે એટલે બા જઈને બહેનને પરાણે તેડી લાવી દવાદારૂ કરે છે. તેના સાસુ સસરા બીચારાં કચવાય છે, પણ બનેવી કોઈનું માનતા નથી. આટલો આટલો માર ખાવા છતાં રાત પડે એટલે બહેન સાસરે ચાલી જાય છે. બાનું કહેવુંય માનતી નથી. આટલો માર મને કે બીજા કોઈને ય પડે તો એનું મોઢું સુદ્ધાં જોવાનું મન ન થાય. પણ બહેન મારથી અધમૂઈ થઈ જાય છે છતાં સાસરે કેમ ચાલી છે તે મને સમજાતું નથી. પ્રેમ જેવું એમની વચ્ચે કાંઈ નથી લાગતું. બહેનની જગ્યાએ હું હોઉં તો તરત છૂટાછેડા લઈ બીજે પરણી જાઉં. લોકો ભલે બે દિવસ વાતો કરે, પણ આવો માર શે ખવાય? અને જ્યારે લગ્નની વાત ઘરમાં થાય છે ત્યારે બહેન ને બનેવીનું ચિત્ર નજરે ચડે છે એટલે હું ગભરાઈ જાઉં છું. બેનને બનેવી આટઆટલું ઢીબે છે છતાં તેઓ એકના એક થઈને રહે છે એનું શું કારણ હશે?

—ચંદ્રભાગાબહેન

તમારાં બહેન કોઈનું સાંખતા નથી. તે તો સ્વભાવનો એક પ્રકાર થયો. તેના પતિએ તેની વાત સાંભળી શાંતિથી વસ્તુનો નિકાલ લાવવો જોઈએ, પણ પત્નીને માર મારે એ ઘણું જંગલી કહેવાય. કદાચ તેનાં પતિ અભણ હશે, તેથી તેનામાં સામાન્ય શિષ્ટાચાર કે વિવેકબુદ્ધિ નથી. બધા ભણેલાઓ પણ વિવેકબુદ્ધિવાળા નથી હોતા, પણ સામાન્ય રીતે ભણેલાઓમાં આ જાતનું જંગલીપણું ઓછું હોય. તેમના પતિમાં દલિલ કરી પોતાની વાત પત્નીને સમજાવવા જેટલી શક્તિ નહિ હોય, તેથી તે આવો વર્તાવ કરે છે. આપણા સમાજમાં અત્યારે તો પુરૂષોનું રાજ છે. પતિઓ ફાવે તેમ વર્તી શકે છે. સ્ત્રીઓને માટે દરેક ક્ષેત્રમાં સીમા હોય છે. કિન્તુ પતિ-પત્નીઓ વચ્ચે સમાનતાની ભાવના આવતા સમય લાગશે.

તમારા બહેને એવા કરોડીના પ્રસંગે મૌન

લેવી શુશ્રૂષાને સમયે તેના પતિને ખરી વસ્તુ સમજાવવી જોઈએ અને થોડો સમય તેમના પતિથી જુદા રહી, ઉપર પ્રમાણે જંગલી વર્તાવ નહિ કરવાની શરતે ફરી સાસરે જવું જોઈએ.

તમારાં બહેન સાસરે જાય તેમાં તમારે નવાઈ પામવા જેવું કંઈ નથી. તમે લખ્યું તેમ તમારા બહેન થોડું ભણેલાં છે. પતિના મારથી ભલે તેટલો ત્રાસ થાય, છતાં પણ તે પોતાના પગભર થઈ કમાઈ શકે તેવી સ્થિતિમાં નથી. ઉપરાંત તે માતાપિતાને આખી જીંદગી ભારરૂપ પણ થવા નથી માગતાં, તેથી તેમને સાસરે ગયા વગર ચાલે તેમ નથી, એમ માની સાસરે જતાં હશે. તમે એમ માનો છો કે જેટલી બહેનો સાસરે જીંદગી ગાળતી હશે તે બધી તેના પતિઓનો ખરો પ્રેમ પામી હશે કે સુખી હશે? આપણા હિન્દુ સમાજમાં તો અમૂક ટકા જ બહેનો ખરેખર સુખી હોય છે. બાકી તો સહુએ સામાજીક અનેક કારણોને લીધે ચલાવી લેવું રહે છે, કારણ કે અત્યાર સુધી સમાજના કાયદા, રૂઢીઓ બધું પુરુષોને હસ્તક હતું. તેમાં સ્ત્રીએ કચડાવાનું હતું, પરંતુ હવે તો આપણા અનુભવી કાર્યકરો નવા કાયદાઓ ઘડે છે અને સ્ત્રીઓ પણ જાગૃત થઈ ગઈ, છે તેથી પતિઓનું કુશાસન અત્યારે થોડા પ્રમાણમાં અને ભવિષ્યની પ્રજા માટે તો જરૂર ઘણું ઘટી જશે.

બાકી બધા પતિ તમારા બનેવી જેટલું જંગલી વર્તન નથી રાખતા, તેથી તમારે લગ્નથી બહુ ડરવાની કે ગભરાવાની જરૂર નથી. પણ જો તમને લગ્ન બહુ જરૂરી ન લાગતાં હોય તો પરણવું જ નહિ. તમે કોઈ પણ જાતનું સમાજને ઉપયોગી કામ શીખી, સમાજસેવા કરો. બધાએ પરણવું જરૂરી નથી. —વૈદ્ય પદ્માવતી

*

મને ડાયાબીટીસ થયો છે; સાકર પણ પેશાબમાં જાય છે. મને આ દર્દ એકાદ વર્ષથી થયું હશે પરંતુ, તેની ખબર તો મને હમણાં જ પડી છે. તો તે માટે શું ઉપાય લેવા તે જણાવશો. —એક પુરુષ દર્દી

ડાયાબીટીસ–મધુપ્રમેહના વ્યાધી માટે આયુર્વેદની સચોટ ઔષધી એ મધુનાશીની નામની વનસ્પતિ છે. દરરોજ અર્ધો તોલો પાન લઈ તેમાં પાણી શેર પા નાખી ઉકાળવું અને બે તોલા પાણી બાકી રહે ત્યારે ગાળીને પી જવું. આ ઉકાળા સાથે ચંદ્રપ્રભા નંબર એક દરરોજ સવાર સાંજ બે–બે લેવાથી શરીરની કળતર ઓછી થશે અને શક્તિ જળવાઈ રહેશે.

મધુપ્રમેહ ઉપર નીચેનો ઉકાળો મારો અનુભવેલો છે. એક દરદીને બે ટકા સાકર જાતી હતી, તેને કેવળ ૨૮ દિવસમાં સાકર જતી બંધ થઈ હતી.

ગળો લીંબડાની તોલા ૪, જેઠીમધ તોલા ૩, લીંબડાના પાન તોલા ૫, સાટોડી તોલા ૩ ધમાસો તોલા ૬, એરંડમૂળ તોલા ૩, સુંઠ તોલા ૩, વાવડીંગ તોલા ૪, કડુ તોલા ૬, કરીયાતું તોલા ૬, બહેડાં તોલા ૪, મજીઠ તોલા ૬, દારૂહળદર તોલા ૩, હળદર તોલા ૪ હીમજ તોલા ૩, પટોળ તોલા ૪, ભોરીંગણીના મૂળ તોલા ૩, બીલાંનો મગજ તો. ૪ આમળા તોલા ૪, મરડાશીંગી તોલા ૬, મધુનાશીની તોલા ૨૦.

બધાં ઔષધોને એક સાથે આખા ભાગી ખાંડી લેવાં, એમાંથી દરરોજ રાત્રે બે તોલા અરધો શેર પાણીમાં પલાળી, સવારે ઉકાળવું અને બે તોલા બાકી રહે ત્યારે ગાળીને પી જવું. પાછળના કુચાને ફરીથી રાત્રે ઉકાળીને પીવું. બીજા દિવસ માટે નવો ભૂકો લેવો.

મધુપ્રમેહમાં શાસ્ત્રીય રીતે બનાવેલો વસંત કુસુમાકર રસ પણ ઉપયોગી બને છે. સારા વૈદની સલાહ પ્રમાણે લઈ શકાય.

પણ એક વાત આ દરદમાં સમજી લેવા જેવી એ છે કે, આ દરદ સાકરને પચાવનાર અગ્નય અગ્ન્યાશય (પેંક્રીયાસ)માંથી જ્યારે

તેનો પાચક રસ સાવ ખાલી થઇ ગયો હોય કે આવતો અટકી જાય ત્યારે જ થાય છે. એટલે સાચી વાત તો એ છે કે, એ પાચક રસને ઉત્પન્ન કરનારાં ઔષધો લેવાં જોઇએ. અને સારવાર દરમ્યાન ઉત્પન્ન થતા રસો વેડફાઇ ન જાય તે માટે નવો–જેમાં સાકર હોય તેવો–ખોરાક સાવ જ બંધ કરી દેવો જોઇએ. આથી એ અવયવ નબળું પડતું અટકશે અને પોતાની મૂળ સ્થિતિમાં પાછું જલદી આવશે.

—વૈદરાજ રાઠોડ

*

મારો બાબો આજે આઠેક માસનો થયો છે. શરૂઆતથી જ જ્યારે તેને કબજીઆત થાય ત્યારે અઠવાડીએ એક બે વખત દીવેલ ચટાડતાં હતાં. હાલ બે ચાર દિવસે કબજીઆત થાય છે ત્યારે 'બાર ગોળી' નામે વપરાતી દવા ઘસીને પાવામાં આવે છે, અને દસ્ત કરાવવામાં આવે છે. મારૂં માનવું છે કે આમ વારંવાર રેચ આપીને દસ્ત કરાવવાથી આંતરડાં ટેવાઇ જશે તો રેચ વિના દસ્ત થવો મુશ્કેલ બનશે. તો આંતરડાં સાફ કરી નીયમીત દસ્ત થાય તેવી દવા તથા તેવા ઉપાય જણાવશો. પહેલેથીજ બાબાનું શરીર તો સુકલકડી સાધારણ બાંધાનું જ છે. —હિ.

આઠ માસના બાળકને નિયમીત એરંડીયું તેલ આપીને દસ્ત લાવવો પડે છે, એ સ્થિતિ બતાવે છે કે એના આંતરડામાં પુષ્કળ ગરમી છે, જે મળને સૂકવી નાખે છે. એટલે સાચી વાત તો એ છે કે જે કારણે એ ગરમી પેદા થતી હોય તે કારણ દૂર કરવું જોઇએ, અને માતાનું ધાવણ દોષવાળું હોય તો સુધારવું જોઇએ. દસ્ત લાવવા માટે નિયમીત બારગોળી આપવી યોગ્ય નથી. કારણ કે એમાં કોઇપણ તીવ્ર રેચક ઔષધી ભલે થોડા પ્રમાણમાં પણ ભળેલી હોય તો એનો કાયમી ઉપયોગ નુકશાન કરે.

સામાન્ય રીતે બાળકનો દસ્ત નિયમીત કરવા માટે અને આંતરડાની ગરમી દૂર કરવા માટે હરડેનો ઘસારો નિયમીત આપશો તો દસ્ત સાફ આવશે અને બાળકને પોષણ પણ આપશે. આયુર્વેદ તો કહે છે કે यस्य गृहे नास्ति माता तस्य माता हरितकी. આમ હરડે બાળકને પોષણ આપવા માટે માતા જેવું કામ કરે છે.

બાબાનું શરીર સુકલકડી જેવું છે એના માટે નીચેનો પ્રયોગ સારો છે. એથી નવું લોહી ભરાશે, હાડકાંને પોષણ મળશે, અને હૃષ્ટપુષ્ટતા મળશે.

અતિવિષની કળીનું ચુર્ણ રતી ૧
ગોદંતી ભસ્મ રતી ૧
વાંસકપુર રતી ૧

ઉપરનાં ઔષધોનાં બે પડીકાં બનાવી–દરરોજ મધ સાથે બે વખત આપવાં. આંબળાના જીવન સાથે આપવાથી પણ સારો ફાયદો થશે. આમળાનું વિટામીન 'સી' તત્ત્વ બાળકને ખોરાક જેવું પોષણ આપશે.

*

મારી એક બહેનપણીને વાયુ–સૂપવાયુ આવે છે. તેની પરિસ્થિતિ નીચે મુજબ છે.

લગ્ન થયે છએક માસ થયા છે. શરીરનો બાંધો તો સારો છે. ઘરમાં કંકાસ હોય અને મન પર અસર થવાથી એમ બને, પરંતુ તેઓ પતિ–પત્ની બન્ને એકલાં રહે છે. એટલે કંકાસ થવાની શક્યતા નથી. પરંતુ મન સહેજ લાગણીવશ લાગે છે, એટલે કદાચ કોઇ સહેજ કહે તો મનને લાગે ત્યારે આવું થાય છે એમ મારૂં માનવું છે. તેમને પિયર તો તેમણે ખેડુતની સ્ત્રી જે જાતનું કામ કરે તે જાતનું કરેલું છે. અહીં ઘરનું કામ–દળવાથી માંડી રસોઇ કરવાનું તે જ કરે છે. કદાચ પિયર કરતાં ઓછું કામ તો ખરૂં જ. આ કારણ તો ન હોય ?

એક માસ પર અચાનક રસ્તે જતાં પડી

ગયાં અને ઘેર ઉંચકી લાવવામાં આવ્યાં. હમણાં ફરીથી બાપાની ગેરહાજરીમાં અચાનક વાયુ આવ્યું. હાથપગ ખેંચાય છે ને થોડાક કલાક સુધી મૂર્છાવત સ્થીતિમાં રહે છે, અને ચાર દિવસ અશક્ત સ્થિતિમાં હોય છે.

સાધારણ રીતે વાયુની દવા હોતી નથી, પરંતુ વૈદક પર મને આસ્થા છે તેથી પૂછાવું છું. તો તેના ઉપાયો, કારણો દર્શાવશો અને તે માટે પથ્ય અને અપથ્ય ખોરાક વિષે પણ નિર્દેષ કરશો. — હિ.

સામાન્ય રીતે સુખવાયુ કે હિસ્ટીરીયા એ જ્ઞાનતંતુ સાથે સંબંધ ધરાવનારાં દરદો છે. આયુર્વેદ શાસ્ત્રમાં એની વાતરોગોમાં ગણના કરવામાં આવી છે. પરંતુ આ દરદનાં કારણો અનેક હોય છે. કબજીયાતથી વાયુ ઉત્પન્ન થઈ મગજના જ્ઞાનતંતુ ઉપર અસર થાય છે. કૃમિની લાંબા વખત સુધી અસર હોય તો પણ કરોડરજ્જુ દ્વારા એની અસર થઇ મગજ ઉપર એની અસર થાય છે. લાગણીપ્રધાન સ્વભાવના કારણે કોઇનો ઠપકો મળે ત્યારે પણ આવી સુખવાયુની સ્થિતિમાં પટકાઈ જવાય છે. આ એક પ્રકારના કારણો.

પરંતુ આજે યુવાન સ્ત્રીઓને જે સુખવાયુ કે હિસ્ટીરીયા જેવા દરદો થાય છે તેના મહત્વના કારણ તરીકે જાતીય સુખની અતૃપ્ત અસંતોષ કે ઉશ્કેરાટ મુખ્ય હોય છે. તેમજ ગર્ભાશયના કોઈ પણ સ્પષ્ટ કે અસ્પષ્ટ કારણોને લીધે પણ એની જ્ઞાનતંતુઓ ઉપર નબળી અસર થાય છે અને સુખવાયુ જેવા દરદના ભોગ બનવું પડે છે. છેલ્લું વિજ્ઞાન શાસ્ત્ર એટલે સુધી માને છે કે દરદીને સ્પષ્ટપણે ખ્યાલ ન આવે એવી રીતે એનું અજ્ઞાત મન કામ કરતું હોય છે અને દરદીએ અનુભવેલા અસંતોષને પોષણ આપી રહ્યું હોય છે.

માસિક ધર્મની અનિયમિતતા અને તેના ઓછા કે અતિ વધારે પ્રવાહના કારણે પણ ગર્ભાશયના દોષથી આ દરદ આવી પડે છે. એટલે દરદીના ચોક્કસ કારણોની તપાસ કરીને પછી જ ચિકિત્સા કરવી એ સલાહભરેલું છે.

છતાં ય આયુર્વેદશાસ્ત્રે આ પ્રકારના દરદો માટે જે જાતના ઔષધો નિર્માણ કર્યાં છે તેમાં—

વજનું ચૂર્ણ અને જટામાશી દરેક એકેક વાલ; સર્પગંધા, પીપરીમૂળનું ચૂર્ણ, હિંગાષ્ટક અને ખુરાસાની અજમો દરેક અર્ધો વાલ, તથા શુદ્ધ ઝેરકોચલું એક રતી લઈ ઉપરની દવાના દરરોજ બે પડીકાં બનાવી સવારસાંજ મધમાં લેવાં.

માસીકનો કે ગર્ભાશયનો કોઇ દોષ હોય તો નીચેનો ઉકાળો આ દવા સાથે આપવાથી બહુ જ ઝડપી રાહત મળશે.

ઉલટકંબલ તોલા ૦।। વાડિમ તોલા ૦।।, જેઠીમધ તોલો ૦।। — આ ત્રણે ઔષધોને અડધા શેર પાણીમાં રાત્રે પલાળી સવારના ઉકાળવું અને બે તોલા પાણી બાકી રહે ત્યારે ગાળીને પી જવું. સાંજે ફરીથી એ જ કુચો ઉકાળીને પીવો. બીજા દિવસ માટે તાજો લેવો.

દરદી મેદપ્રધાન હોય તો એને ગુગળ રસાયન કે લઘુ યોગરાજ ગુગળની બે બે ગોળી સવાર સાંજ આપવી.

આ દરદ ઉપર ઔષધો તો અનેક છે. પણ એકેય રામબાણ નથી. દરદીની પ્રકૃતિને જે પ્રકારના ઔષધો માફક આવે એ એનો ઉપાય. એટલે સર્વ—સામાન્ય ઔષધથી ભાગ્યે જ આરામ થાય છે. એટલે સાચી વાત એ છે કે દરદનું કારણ શોધીને એની ચિકિત્સા કરવી જોઇએ.

આ દરદના પથ્યાપથ્યમાં ખાસ મહત્વની વસ્તુ એક જ છે કે, કોઇ પણ સંજોગોમાં દરદીને કબજીયાત થવા દેવી ન જોઇએ. કબજીયાત જેવું લાગે કે તુરત જ હરડે–હીમજ કે સુંઠ અને શેકેલું ટંકણ બે બે વાલ સાથે મેળવીને લઇ લેવું. આથી મળ દૂર થશે અને વાયુનો સંગ્રહ ઓછો થશે.

તેનો પાચક રસ સાવ ખાલી થઇ ગયો હોય કે આવતો અટકી જાય ત્યારે જ થાય છે. એટલે સાચી વાત તો એ છે કે, એ પાચક રસને ઉત્પન્ન કરનારાં ઔષધો લેવાં જોઇએ. અને સારવાર દરમ્યાન ઉત્પન્ન થતા રસો વેડફાઇ ન જાય તે માટે નવો—જેમાં સાકર હોય તેવો—ખોરાક સાવ જ બંધ કરી દેવો જોઇએ. આથી એ અવયવ નબળું પડતું અટકશે અને પોતાની મૂળ સ્થિતિમાં પાછું જલદી આવશે.

—વૈદરાજ શડોક

*

મારો બાબો આજે આઠેક માસનો થયો છે. શરૂઆતથી જ જ્યારે તેને કબજીઆત થાય ત્યારે આંગળીએ એક બે વખત દીવેલ ચટાડતાં હતાં. હાલ બે ચાર દિવસે કબજીઆત થાય છે ત્યારે 'બાર ગોળી' નામે વપરાતી દવા ઘસીને પાવામાં આવે છે, અને દસ્ત કરાવવામાં આવે છે. મારૂં માનવું છે કે આમ વારંવાર રેચ આપીને દસ્ત કરાવવાથી આંતરડાં ટેવાઇ જશે તો રેચ વિના દસ્ત થવો મુશ્કેલ બનશે. તો આંતરડાં સાફ કરી નીયમીત દસ્ત થાય તેવી દવા તથા તેવા ઉપાય જણાવશો. પહેલેથીજ બાબાનું શરીર તો સુકલકડી સાધારણ બાંધાનું જ છે.

—હિ.

આ માસના બાળકને નિયમીત એરંડીયું તેલ આપીને દસ્ત લાવવો પડે છે, એ સ્થિતિ બતાવે છે કે એના આંતરડામાં પુષ્કળ ગરમી છે, જે મળને સુકવી નાખે છે. એટલે સાચી વાત તો એ છે કે જે કારણે એ ગરમી પેદા થતી હોય તે કારણ દૂર કરવું જોઇએ, અને માતાનું ધાવણ દોષવાળું હોય તો સુધારવું જોઇએ. દસ્ત લાવવા માટે નિયમીત બારગોળી આપવી યોગ્ય નથી. કારણ કે એમાં કોઇપણ તીવ્ર રેચક ઔષધી ભલે થોડા પ્રમાણમાં પણ ભળેલી હોય તો એનો કાયમી ઉપયોગ નુકશાન કરે.

સામાન્ય રીતે બાળકનો દસ્ત નિયમીત કરવા માટે અને આંતરડાની ગરમી દૂર કરવા માટે હરડેનો ઘસારો નિયમીત આપશો તો દસ્ત સાફ આવશે અને બાળકને પોષણ પણ આપશે. આયુર્વેદ તો કહે છે કે यस्य गृहे नास्ति माता तस्य माता हरितकी. આમ હરડે બાળકને પોષણ આપવા માટે માતા જેવું કામ કરે છે.

બાબાનું શરીર સુકલકડી જેવું છે એના માટે નીચેનો પ્રયોગ સારો છે. એથી નવું લોહી ભરાશે, હાડકાંને પોષણ મળશે, અને હૃષ્ટપુષ્ટતા મળશે.

અતિવિષની કળીનું ચુર્ણ રતી ૧
ગોદંતી ભસ્મ રતી ૧
વાંસકપુર રતી ૧

ઉપરનાં ઔષધોનાં બે પડીકાં બનાવી—દરરોજ મધ સાથે બે વખત આપવાં. આંબળાના જીવન સાથે આપવાથી પણ સારો ફાયદો થશે. આમળાનું વિટામીન 'સી' તત્વ બાળકને ખોરાક જેવું પોષણ આપશે.

*

મારી એક બહેનપણીને વાયુ–સૂખવાયુ આવે છે. તેની પરિસ્થિતિ નીચે મુજબ છે.

લગ્ન થયે છએક માસ થયા છે. શરીરનો બાંધો તો સારો છે. ઘરમાં કંકાસ હોય અને મન પર અસર થવાથી એમ બને, પરંતુ તેઓ પતિ–પત્ની બન્ને એકલાં રહે છે. એટલે કંકાસ થવાની શકયતા નથી. પરંતુ મન સહેજ લાગણીવશ લાગે છે, એટલે કદાચ કોઇ સહેજ કહે તો મનને લાગે ત્યારે આવું થાય છે એમ મારૂં માનવું છે. તેમને પિયર તો તેમણે ખેડૂતની સ્ત્રી જે જાતનું કામ કરે તે જાતનું કરેલું છે. અહીં ઘરનું કામ–દળવાથી માંડી રસોઇ કરવાનું તે જ કરે છે. કદાચ પિયર કરતાં ઓછું કામ તો ખરૂં જ. આ કારણ તો ન હોય ?

એક માસ પર અચાનક રસ્તે જતાં પડી

લોટની કંઇક વધારે બંધાઇ જતાં બહે-રામપુરા મ્યુનિ.ની નવી ચાલમાં રહેતા લક્ષ્મણ ધરમાની ઓરત બાઇ જમનાને કહેવાય છે કે તેની સાસુએ ઠપકો આપતાં તેમ જ ઘણા વખતથી સાસુ ત્રાસ આપતી હોવાથી અને ધણીને ફરિયાદ કરતાં તે 'ઘરડી ડોશી છે જવા દે ને' એવું જણાવી વાત ઉડાવી દેતો હોવાથી પોતાને પતિ સાથે સારો રાગ હોવા છતાં જમનાએ જીંદગીથી કંટાળી જઇ પોતાના અંગ પર ઘાસતેલ છાંટી દીવાસળી ચાંપી બળી મરવાનો પ્રયાસ કરતાં પાછળથી તેની નણંદ આવી જતાં તેને બચાવવાનો પ્રયાસ નિષ્ફળ ગયો હતો અને જમના સખ્ત દાઝી ગઇ હતી. અને હોસ્પીટલમાં ખસેડતાં તેનું અવસાન નીપજ્યું હતું.

*

મુંબઇના મોહનલાલ હરજીવન મહેતા નામના ૩૨ વર્ષની વયના એક વિધુરે તા. ૨૬ મી ઓગસ્ટે આર્ય સમાજ હોલમાં કમળા નામની એક વિધવા સાથે પુનર્લગ્ન કર્યું. આ પછી સાતમે દિવસે જ ચર્નીરોડ આગળ લોકલ ટ્રેનમાં મુસાફરી કરતા હતા ત્યારે અકસ્માત થતા તેમનું મરણ થયું હતું અને કમળા ફરી વિધવા બની.

*

હૈદ્રાબાદ રાજ્યના રાયચુરા જીલ્લાના ચિન્તુર ગામના એક ઘર પર રઝાકારી અત્યાચારી-ઓએ તાજેતરમાં હુમલો કર્યો ત્યારે તે ઘરની એક વૃદ્ધ નારી શ્રી. પારવતીદેવીએ તેમનો પિસ્તોલથી વીરત્વભર્યો સામનો કરીને ચાર રઝાકારોને ગોળાથી વીંધી નાખ્યા હતા. આ વૃદ્ધાની વીરતા હૈદ્રાબાદ રાજ્ય કોંગ્રેસના ઉસ્મા-નાબાદ વિભાગના કાર્યાલયની પત્રિકા દ્વારા પ્રકાશમાં આવી છે. પત્રિકામાં વધુમાં જણા-વવામાં આવ્યું હતું કે રઝાકારોએ ત્યાર પછી આ વૃદ્ધ નારીને ઘેરી વળીને તેને ઘાયલ કરીને છત પરથી ફેંકી દીધી હતી. આ પછી તેમણે ઘરને આગ ચાંપીને તેને સળગતી આગમાં હોમી દીધી હતી.

*

દક્ષિણ આફ્રિકામાં જાતી ભેદભાવ રખાયો છે સામે વિરોધ બતાવવા સાડીઓમાં સજ્જ થયેલી હિંદી સ્ત્રીઓએ લંડનમાં દક્ષિણ આફ્રિકા ગૃહ પાસે દેખાવો કર્યા હતા.

*

જૈનપુરમાં અખિલ હિંદ સ્વદેશી પ્રદર્શન ભરાયું છે તેમાં એક વૃદ્ધ સ્ત્રીને લાવવામાં આવી છે. આ સ્ત્રીને હાથ નથી એટલે બધું કામકાજ તે પગ વડે જ કરે છે. હાથ ને કાંડાના સ્થાને તેને માત્ર ખભાના બે અંગ જ છે, પોતાના પગના અંગુઠાથી તે કાપડ કાતરી શકે છે તેમ જ વેતરી શકે છે. સોયમાં દોરો પરોવી શકે છે અને કાપડ સીવી શકે છે. સંચો સગાંવી શકે છે અને ભાખરી પણ બનાવી શકે છે.

*

દુધેશ્વર રોડ પર અમથાજીની ચાલીમાં રહેતા કાળાજી કુલાજીએ પોતાની ઓરત બાઇ શકરી કે જે છેલ્લા બાર માસથી પોતાના પિયરમાં જ રહે છે તેના પર છૂરી વતી હુમલો કરી તેણીના ડાબા પગના સાથળના પાછળના ભાગ પર તથા બરડામાં ઘા કરી તેને લોહી લુહાણ કર્યાની ફરિયાદ કરી છે.

*

સુરતની રામપુરા દિનાનાથ હોસ્પીટલમાં સુરત રૂસ્તમપુરાની મદીનાબીબી ગુલામમહમદ એક મુસ્લિમ મહિલાએ એક સાથે ત્રણ છોક-રાઓને જન્મ આપ્યો હતો. પહેલો પુત્ર ૪-૩૦ વાગે બીજો ૪-૪૦ અને ત્રીજો ૫-૫ વાગે જન્મ્યા હતા. દરેકની તંદુરસ્તી સારી છે. દરેકનું વજન ૮૦ તોલા છે.

*

કેટલાક

# કિસ્સાઓ

*

ખેડામાં વડવાળી શેરીના ખાંચામાંના સૈયદવાડાને અડીને આવેલ કોટની રાંગેથી તરત જન્મેલી જીવતી બાળકી પોલીસને મળી હતી. તપાસ કરતાં સૈયદવાડામાં રહેતી પાંત્રીસેક વર્ષની વિધવા બાઈ લાલબીબીની એ પુત્રી હતી અને પોતાની શોકના પચીસેક વર્ષના પરણેલા યુવાન પુત્ર સાથેના પ્રેમનું એ પરિણામ હોવાનું તેમણે કોર્ટમાં કબુલ કર્યાનું અને બાળકી ઉછેરવા માટે તેની માતા લાલબીબીને સોંપ્યાનું કહેવાય છે.

*

કોલકીમાં પાર્વતી નામની બાઈનું અકસ્માત અવસાન થતાં ગામના આગેવાનોને આપઘાત કર્યાનું સમજાવી કેસ દબાવી દીધો, પણ મહિલા મંડળના પ્રમુખ મણીબહેન પટેલે ઘેર ઘેર ફરી પાડોશીઓમાંથી માહિતી મેળવતાં તે બાઈનું ખૂન થયાનું જણાયાથી તેમણે આખા ગામની સ્ત્રીઓનું એક સરઘસ કાઢી ન્યાય માટે હાકલ પાડી. પરિણામે બાઈ પાર્વતીનું ખૂન કર્યાના ગુન્હા માટે સરકારે બાઈના પતિ અને સાસુને પકડી લીધા છે.

*

કાઠિયાવાડમાં અમૃતવેલ સ્ટેશને રેલ્વેમાંથી એક બાઈ પોતાના નાના છોકરા સાથે ઉતરી. બાઈને કુંડલા જવું હતું રાતવરતની લુંટારાની બીકને લઈને બાઈ એ સ્ટેશન માસ્તરને વિનંતિ કરવાથી તેને રૂમ ઉઘાડી આપી.

કોઈક જાણભેદુને આ વાતની અગાઉથી જાણ હશે. બાઈ સુતા પછી તેમણે બારણાં ખખડાવ્યાં. બાઈએ ઉઘાડવા ના પાડી. 'ગાડી આવી છે, ઝંડી લેવી છે.' એમ કહીને બાઈને છેતરીને બાઈની પાસે બારણાં ઉઘડાવ્યાં. તેમને જોતાં જ બાઈ ચેતી ગઈ ને બહાર આવતી રહી અને બારણું બહારથી બંધ કરી દીધું. લુટારા ગભરાયા. સાંકળી ઉઘાડવા બાઈને ધમકાવી, અંદર સુતેલા બાઈના દીકરાના હાથનાં પંજા કાપીને ફેંક્યા, પરંતુ બાઈનો નિરધાર લોખંડી હતો. તેણે બુમરાણ કરી મૂકી. રોકકળ કરી મૂકી. માણસો ભેગા થઈ ગયાં અને લુંટારાને પકડયા. પરંતુ લુંટારાઓએ એ દરમ્યાન છોકરાનું તો ખૂન કરી નાંખ્યું હતું. આ લોકોને પોલીસ પકડીને કુંડલા લાવી છે.

*

અમદાવાદમાં ગોમતીપુરની એક ચાલીમાં રહેતી નવ વર્ષની સગીર મદ્રાસી બાળાને તેની તેની પાડોશમાં રહેતો રામચરણ મુનશીલાલ નામનો ભૈયો મોટરમાં બેસાડી ફરવા લઈ ગયેલો. છોકરી પાછી ન આવવાથી ફરિયાદ થઈ. પોલીસ તપાસ કરતી હતી તે દરમ્યાન નીકોલ ગામની સીમમાં એક સગીર બાળાની લાશ ખેતરમાં પડેલી હોવાના સમાચાર મળતાં પોલીસોએ તે લાશનો કબજો લીધો. તપાસમાં એ લાશ પેલી ગૂમ થયેલી મદ્રાસી બાળાની હતી તેનું ગળું દબાવી ખૂન કરવામાં આવ્યું હોય એમ જણાયું. ઇન્કવેસ્ટ ભરતાં બાળા ઉપર બળાત્કાર ગુજાર્યો હોય એમ લાગવાથી પોલીસે પેલા ભૈયાની ધરપકડ કરી છે.

---

ખોરાકમાં વાયુ કરે તેવા તળેલા પદાર્થો, કઠોળ કે વાસી અન્ન ન લેવાં. કૃમિની ફરીયાદ હોય તો ગળપણ ન લેવું. હલકો સાદો અને પાચન થાય તેવો પૌષ્ટિક ખોરાક હંમેશાં દરદીને અનુકૂળ આવે છે.

વિહારની સાવચેતીમાં લાગણીને ઉશ્કેરે તેવાં દૃશ્યો કે પ્રસંગોથી દૂર રહેવું, મન ઉપર જેની તુરત જ અસર થાય તેવા કરુણ આઘાત આપનારાં કે ઉશ્કેરનારાં પુસ્તકો ન વાંચવાં.

આટલી સાવચેતી પૂર્વક કરવામાં આવશે તો અને દરદના કારણની સારવાર થશે તો દરદ અવશ્ય દૂર થશે. —પ્રા. મો. રા.

લોટની કણક વધારે બંધાઇ જતાં બહેરામપુરા મ્યુનિ.ની નવી ચાલમાં રહેતા લક્ષ્મણ ધરમાની ઓરત બાઇ જમનાને કહેવાય છે કે તેની સાસુએ ઠપકો આપતાં તેમ જ ઘણા વખતથી સાસુ ત્રાસ આપતી હોવાથી અને ધણીને ફરિયાદ કરતાં તે 'ઘરડી ડોશી છે જવા દે ને' એવું જણાવી વાત ઉડાવી દેતો હોવાથી પોતાને પતિ સાથે સારો રાગ હોવા છતાં જમનાએ જીંદગીથી કંટાળી જઇ પોતાના અંગ પર ઘાસતેલ છાંટી દીવાસળી ચાંપી બળી મરવાનો પ્રયાસ કરતાં પાછળથી તેની નણંદ આવી જતાં તેને બચાવવાનો પ્રયાસ નિષ્ફળ ગયો હતો અને જમના સખ્ત દાઝી ગઇ હતી. અને હોસ્પીટલમાં ખસેડતાં તેનું અવસાન નીપજ્યું હતું.

*

મુંબઇના મોહનલાલ હરજીવન મહેતા નામના ૩૨ વર્ષની વયના એક વિધુરે તા. ૨૬ મી ઓગસ્ટે આર્ય સમાજ હોલમાં કમળા નામની એક વિધવા સાથે પુનર્લગ્ન કર્યું. આ પછી સાતમે દિવસે જ ચર્નીરોડ આગળ લોકલ ટ્રેનમાં મુસાફરી કરતા હતા ત્યારે અકસ્માત થતા તેમનું મરણ થયું હતું અને કમળા ફરી વિધવા બની.

*

હૈદ્રાબાદ રાજ્યના રાયચુરા જીલ્લાના ચિન્તુર નામના એક ઘર પર રઝાકારી અત્યાચારીઓએ તાજેતરમાં હુમલો કર્યો ત્યારે તે ઘરની એક વૃદ્ધ નારી શ્રી. પારવતીદેવીએ તેમનો પિસ્તોલથી વીરત્વભર્યો સામનો કરીને ચાર રઝાકારોને ગોળીથી વીંધી નાખ્યા હતા. આ વૃદ્ધાની વીરતા હૈદ્રાબાદ રાજ્ય કોંગ્રેસના ઉસ્માનાબાદ વિભાગના કાર્યાલયની પત્રિકા દ્વારા પ્રકાશમાં આવી છે. પત્રિકામાં વધુમાં જણાવવામાં આવ્યું હતું કે રઝાકારોએ ત્યાર પછી આ વૃદ્ધ નારીને ઘેરી વળીને તેને ઘાયલ કરીને છત પરથી ફેંકી દીધી હતી. આ પછી તેમણે ઘરને આગ ચાંપીને તેને સળગતી આગમાં હોમી દીધી હતી.

*

દક્ષિણ આફ્રિકામાં જાતી ભેદભાવ રખાયો છે સામે વિરોધ બતાવવા સાડીઓમાં સજ્જ થયેલી હિંદી સ્ત્રીઓએ લંડનમાં દક્ષિણ આફ્રિકા ગૃહ પાસે દેખાવો કર્યા હતા.

*

જૈનપુરમાં અખિલ હિંદ સ્વદેશી પ્રદર્શન ભરાયું છે તેમાં એક વૃદ્ધ સ્ત્રીને લાવવામાં આવી છે. આ સ્ત્રીને હાથ નથી એટલે બધું કામકાજ તે પગ વડે જ કરે છે. હાથ ને કાંડાના સ્થાને તેને માત્ર ખભાના બે અંગ જ છે. પોતાના પગના અંગુઠાથી તે કાપડ કાતરી શકે છે તેમ જ વેતરી શકે છે. સોયમાં દોરો પરોવી શકે છે અને કાપડ સીવી શકે છે. સંચો સળગાવી શકે છે અને ભાખરી પણ બનાવી શકે છે.

*

દુધેશ્વર રોડ પર અમથાજીની ચાલીમાં રહેતા કાળાજી ફુલાજીએ પોતાની ઓરત બાઇ શકરી કે જે છેલ્લા બાર માસથી પોતાના પિયરમાં જ રહે છે તેના પર છુરી વતી હુમલો કરી તેણીના ડાબા પગના સાથળના પાછળના ભાગ પર તથા બરડામાં ઘા કરી તેને લોહી લુહાણ કર્યાની ફરિયાદ કરી છે.

*

સુરતની રામપુરા દિનાનાથ હોસ્પીટલમાં સુરત રૂસ્તમપુરાની મદીનાબીબી ગુલામમહમદ એક મુસ્લિમ મહિલાએ એક સાથે ત્રણ છોકરાઓને જન્મ આપ્યો હતો. પહેલો પુત્ર ૪-૩૦ વાગે બીજો ૪-૪૦ અને ત્રીજો ૫-૫ વાગ્યે જન્મ્યા હતા. દરેકની તંદુરસ્તી સારી છે. દરેકનું વજન ૮૦ તોલા છે.

*

## આપણા સમાજમાં ચાલતો



# લોહીનો વેપાર

*

બારડોલીના વેપારી શાહ ઠાકોરભાઈ બીખાભાઈ ખીજી વખત લગ્ન કરવાની ઇચ્છા રાખતા હતા, તેથી નવસારીના ગોરધનભાઈ અને ચંચળબેને રૂ. ૨૨૫૧) લઈ ઉજ્જન તરફની લીલાબહેન નામની જૈન કન્યા સાથે તેનું લગ્ન કરાવી આપ્યું. ચાર પાંચ દિવસ પછી તે બાઈ વહેલી પરોઢે નાસી જતાં, પોલીસની મદદથી ટીંબરવા સ્ટેશને તેને પકડી પાડી. તપાસ કરતાં તે જૈનને બદલે ઘાંચણ હોવાનું માલમ પડ્યું. એથી છેતરપીંડીના આરોપસર લાગતાવળગતાઓની ધરપકડ થઈ છે.

*

અમદાવાદ દરિયાપુર વિસ્તારમાં એક કેસર નામની બાઈ અનીતિનો અખાડો ચલાવે છે તેવી બાતમી કારંજ પોલીસને મળતાં તેમણે બાઈ કેસરને ત્યાં બનાવટી ઘરાકને નિશાનવાળા સીક્કા સાથે બપોરે ત્રણ વાગે મોકલી તરત જ દરોડો પાડ્યો હતો.

આ અનીતિના ધામમાંથી ધનાઢ્ય હરસનજીની પત્ની કેસર ઉપરાંત બાબરલાલ દિંમનલાલની પત્ની વિદ્યાગૌરી પણ કંગી હાલતમાં મળી આવી હતી. પોલીસે બાઈ કેસર પર અનીતિનું ધામ ચલાવવા માટે કેસ કર્યો છે.

સંતરામપુરના એક ભાવસાર કુટુંબના સોનીએ નવ માસ પહેલા લોહીનો વેપાર કરતી એક ટોળી પાસેથી રૂ. ૧૨૦૦) જેટલી રકમ આપીને એક સ્ત્રીને પોતાની પત્ની તરીકે લાવ્યો હતો. આ સ્ત્રીએ હાલમાં અત્રેની કોર્ટમાં જાહેર કર્યું છે કે હું જાતની ચમારણ છું અને પરણીત સ્ત્રી છું. માટે મારા પર થતો બળાત્કાર અટકાવી મને છુટી કરાવવી જોઈએ. આથી એ કુટુંબના બે ભાઈઓને તથા વેચાણ આપનાર ટોળીના બે શખ્સોને પકડ્યા છે.

*

અમદાવાદમાં દુધેશ્વર રોડ પર ન્યુપીટર મીલ પાસે રહેતા કેશવલાલ સાંકળચંદ શાહ નામના ૪૨ વર્ષના શખ્સને પરણવાની ઇચ્છા થતાં તેણે ઉપરોક્ત મીલમાં નોકરી કરતા સોમાજી છગનજી સાથે સોદો કરતાં સોમાજી કેશવલાલને શાંતિનગર સોસાયટીમાં શાન્તા નામની એક કહેવાતી શેઠાણીને ત્યાં લઈ ગયો. ત્યાં રેવા નામની બાઈને વાણિયણ તરીકે બતાવવામાં આવી. બાદ શાન્તાએ રૂ.૪૦૦ની માગણી કરતાં કેશવલાલે કોર્ટમાં કરારનામું કરી રૂ. ૪૦૦ આપ્યા અને રેવાને ઘેર લાવ્યો. પાછળથી રેવા બીજા દાગીના સાથે પલાયન થઇ જતાં કેશવલાલે તેની ઓરત બનેલી બીજી નાતની બાઈ રેવા વગેરે સામે ફરિયાદ કરી છે.

*

જામનગર સ્ટેશન પાસે ડૉ. જંબકલાલના દવાખાનામાં કામ કરતી એક સગીર વયની છોકરીને એક ડોશી અને વાલજીભાઈ નામની એક બાઇ ફોસલાવી અમદાવાદ બતાવવા માટે લાવી હતી ને દુધેશ્વર રોડ ઉપર વાલજીભાઈના ભાઈને ઘેર રાખી તેને એક મુસ્લીમ સાથે પરણાવી દેવાની તજવીજ કરવા માંડી; પણ છોકરીએ સખત વિરોધ કરતાં બન્ને બાઇઓ તેને અહીં મૂકીને જામનગર નાસી ગઈ છે.

*

# સ્ત્રી-જગત



# સમાચાર

જોધપુરના મહારાજાએ ખાનગીમાં કુમારી રૂપટી એલેક-ઝાન્ડ્રા મેકબ્રાઇટ સાથે નાગપુરમાં વેદીક વિધિ પ્રમાણે લગ્ન કર્યાં છે. તેનું હિંદુ નામ શાન્તાદેવી રાખવામાં આવ્યું છે. આ યુવતી એંગ્લોઇન્ડીયન છે અને મૂળ પેશાવરમાં રહેતી હતી. તેની અવારનવાર જોધપુરની મુલાકાતના પરિણામે આ લગ્ન થયાં છે. મહારાજાને તેમના હયાત મહારાણીથી કેટલાક સંતાનો પણ છે.

*

મુંબઇમાં સી. પી. ટેંક પાસે ૬૦ વર્ષના ગુજરાતી ગૃહસ્થ મણીલાલ હીરાચંદ અને તેમનાં ૫૦ વર્ષના પત્ની જવલબાઇ નાણાંની તંગીને કારણે આપઘાત કરી અવસાન પામ્યાં છે.

*

હાલોલની બાઇ કાન્તાને તેના પતિ શ્રી. કાન્તીલાલ દેસાઈ બોલાવતા નહતા તેથી બાઇ કાન્તાએ શ્રી ચીનુ સસુર સાથે લગ્ન કર્યાં, એથી શ્રી. કાન્તીલાલ દેસાઇએ કેસ કરેલો. તેમાં બાઈ કાન્તા અને ચીનુભાઇને કોર્ટે નિર્દોષ છોડી મૂકયાં.

*

દરભંગામાં અત્યંત દરિદ્રતાને કારણે ભૂખમરો વેઠી રહેલી એક બાઇએ પોતાનું એક માસનું બાળક માત્ર રૂા. ૧૦માં એક ચીસાઇવાળાને વેચી દીધું હતું.

*

કરાંચીમાં ૫૦૦ વિદ્યાર્થીનીઓની સગવડવાળી એક મહિલા કોલેજ આ વર્ષે ખુલશે અને તે કોલેજ સિંધ યુનિવર્સિટી સાથે જોડાયેલી રહેશે.

*

ભરૂચ જીલ્લાના કાવીના બે પોલીસોને એક અઢાર વર્ષની યુવતીને રીમાન્ડ હોમમાં મૂકી આવવા કોર્ટે સોંપેલી. તે યુવતી ઉપર એ બે પોલીસોએ બળાત્કાર કરવાથી બન્ને પોલીસોને પકડી જેલમાં પૂર્યા છે.

*

મુંદ્રાના ૫૯ વર્ષના સોની હાથીરામ નરશી પોતાની બીજી વારની પત્ની હયાત છતાં ચોથી વખત ૧૩ વર્ષની ગમરૂ બાળાને પરણવા તૈયાર થયેલા, તેમને ભૂજ નગરસભાના સભ્ય અને નવયુવાન સંઘના પ્રયત્નોથી નગર ન્યાયાધીસે મનાઇ હુકમ આપ્યો.

*

લીંબડીમાં એક વૃદ્ધ કોળીએ પોતાની દશ વર્ષની ઉંઘતી પુત્રી ઉપર પાશવી અત્યાચાર કર્યો. છોકરીને સારવાર માટે હોસ્પીટાલમાં દાખલ કરી છે.

*

મુંબઇના એક વૃદ્ધ ગૃહસ્થ શેર માટીની ખોટે હયાત પત્ની છતાં બાળકન્યા સાથે પરણવા મુંઢા આવેલા પણ યુવકોના વિરોધથી લગ્ન અટકી પડયા.

*

અમેરિકાના એક વર્તમાનપત્રની માલીક બાઇ શ્રીમતી એલીઆનોર પેટર્સન અવસાન પામી. તેણે પોતાની વીસ લાખ પૌંડની મીલ્કત 'વોશીંગ્ટન ટાઇમ્સ'ના સ્ટાફના સાત માણસો વચ્ચે વહેંચી દીધી છે.

*

નરગીસના પ્રમુખપદે મુંબઇમાં થી સૌંદર્ય હરીફાઇમાં એક વિમાની પરિચારિકા ઇનામ જીતી ગઇ.

*

અમદાવાદની મહીપતરામ આશ્રમની બે યુવતીઓ પુંજી અને શાન્તા, આશ્રમની દીવાલ કુદી નાસી ગયાની ફરીઆદ થઇ.

*

રમતા રમતાં પડી ગયેલ બોલ લેવા માટે ગેરેજમાં ગયેલ એક આઠ નવ વર્ષની છોકરી ઉપર બળાત્કાર કરવા માટે મુંબઈમાં ગુલાબનબી હયાત નામના બુઢ્ઢા માણસને પાંચ વર્ષની સજા થઇ.

*

કાયદે આઝમ મી. ઝીણાના અવસાન પછી તેમનાં બહેન કુ. ફાતમા ઝીણા તથા પુત્રી મીસીસ વાડીઆ ગવર્નર જનરલનો મહેલ ખાલી કરી કરાંચીના મી. ઝીણાના ખાનગી બંગલે રહેવા ગયાં.

*

સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાની પેરિસ પરિષદમાં હાજરી આપવા શ્રી. વિજયાલક્ષ્મી પંડિત અને શ્રીમતી લક્ષ્મી એમ. મેનન, કુ. લીલામણી નાયડુ વગેરે પારીસ ગયાં છે.

*

કુકરવાડા (તા. વીજાપુર) પાસે સોલ્સીયા ગામની એક અંબાજી કોમની બાઇના હાથ-પગમાંથી કંકુ ખરે છે તે જાણી લોકો ટોળાબંધ દર્શન કરવા ઉમટ્યાં છે.

*

જામનગરમાં દીગ્વિજય મીલના કામદારો અને સ્ટાફ તરફથી મીલ માલિકના પત્ની સૌ. ચંદ્રકાન્તા પટેલને માન-પત્ર અપાયું.

*

મલાડમાં આગ થતાં ઝવેરી કુટુંબની લલીતાબાઇ તથા ત્રણ પુત્રીઓ બળી મૂઆં.

*

પોરબંદરમાં એક નાગર ગૃહસ્થની ૧૯ વર્ષની પુત્રીએ એક નાગર બ્રાહ્મણ સાથે આંતરજ્ઞાતીય લગ્ન કર્યું. પુત્રીના પિતાએ નસાડી ગયાની ફરીઆદ કરેલી, પણ કોર્ટે તે અરજી ફાઇલ કરી દીધી.

*

સુરત જીલ્લામાં સરભોણ કન્યાશાળાનું નામ કસ્તુરબા કન્યાશાળા રાખવામાં આવ્યું છે.

*

કરાંચીમાં સ્ત્રીઓને નોકરી તેમના ઘર બંધાવવા માટે જાણીતા થયેલા દાદા લેખરાજ હાલ મુંબઈ આવ્યા છે.

*

પોતાના મનગમતા યુવાન સાથે લગ્ન કરવાની તેના મા બાપે ના પાડવાથી જીજાબાઈ કાશીનાથ ચીખલુનકર નામની એક કુમારિકાએ વરલી કોલીવાડાના કુવામાં પડી જીવનનો અંત આણ્યો.

*

વઢવાણમાંથી બે વર્ષ ઉપર ગૂમ થયેલી ૯–૧૦ વર્ષની એક છોકરીનો પત્તો લાગ્યો છે ને તેને ઉપાડી જનારને પણ પકડી કેસ કર્યો છે. છોકરી તેનાં બાપને હવાલે કરવામાં આવી છે.

*

મુંબઈમાં ધીરજરામ સુખનંદાસ નામના સીંધી વરરાજા એક તેર વર્ષની કન્યા સાથે લગ્ન કરવા નારાયણરાવ સ્ટ્રીટમાં ગયેલા ત્યારે એક દશ વર્ષના છોકરાએ પોલીસને ખબર આપવાથી માંડવામાં દરોડો પાડી એ બાળ કન્યાનો કબજો પોલીસે લીધો હતો.

*

મુંબઇની સેન્ટ ઝેવીઅર કોલેજની વિદ્યાર્થીનીઓ અને એલ્ફીન્સ્ટન કોલેજના વિદ્યાર્થીઓ વચ્ચે ક્રીકેટ મેચ રમાઇ હતી.

*

વીરસદમાં એક રાવળ બાઇએ બે પુત્રો ને એક પુત્રી મળી ત્રણ બાળકોને એકી સાથે જન્મ આપ્યાં. માતા અને બાળકો બધાં તંદુરસ્ત છે.

*

'મારા બાપુ' ઉપર મહાત્મા ગાંધીજીના બહેન શ્રી. ગોકીબહેન તા. ૨જી ઓક્ટોબરે ગાંધી જયંતિના દિવસે રણજીત ગાંધીના ડેલામાંથી રેડીઓ ઉપર વાર્તાલાપ કરશે તે મુંબઈ રેડીઓ ઉપરથી આખા હિંદમાં સંભળાશે.

*

શ્રીમતી હંસા મહેતા સ્ત્રીઓમાં જાગૃતિ લાવવા ગુજરાતનો પ્રવાસ કરવાનાં છે.

*

ઇંગ્લાંડની ચોવીસ વર્ષની માતા-મીસીસ આરમેરીટઇટ પૃથ્વીની પ્રદક્ષિણા ૨૦૦ કલાકમાં પુરી કરવા પોતાના રોક્ટર લાઈટ એરક્રાફ્ટમાં નીકળ્યાં હતાં તે ૩જી તારીખે કરાંચી આવ્યાં હતાં.

*

અમદાવાદમાં એલીસબ્રીજ વિભાગમાં પરિમલ સોસાયટીના ૪૧ નંબરના બંગલા પાસે તરતનું જન્મેલું બાળક ન્યુસપેપરમાં પોટલા પેઠે વીંટાળીને કોઈ મૂકી ગયેલું મળી આવ્યું છે.

*

અમદાવાદ કેમ્પની સદર બજારની બાઈ મોતી ઉપર ધૂળી નામની બાઇએ તકરાર થવાથી ગરમ પાણી રેડયું એથી ફરીઆદ થતાં બાઇ ધૂળીને રૂ. ૫૦ દંડ અથવા એક માસની સજા થઈ.

*

અમદાવાદમાં ન્યુપીટર મીલ પાસે ભગુભાઇની ચાલીમાં રહેતા બીજલ વાઘરીની જીવી નામની ૨૦ વર્ષની યુવાન પુત્રી એક બ્રાહ્મણ યુવાન સાથે પ્રેમમાં પડી હતી પણ તેની સાથે લગ્ન કરવાની તેના બાપે ના પાડવાથી જીવી કુવામાં પડી હતી. લોકોએ તેને બચાવીને બહાર કાઢી, પણ આપઘાતની તેના ઉપર ફરીઆદ થઈ.

*

અમદાવાદમાં જમાલપુર દરવાજા પાસે રહેતા પ્રીતમસીંગ નામના શીખે કમળા નામની ખ્રીસ્તી યુવતી સાથે લગ્ન કર્યાં હતાં, પણ પ્રીતમસીંગના મામા મેંઆરામને તે લગ્ન ગમતું ન હતું તેથી કમળાનું નાક કાપી તે નાસી ગયો.

*

નીઝામના રાજ્યમાં સારદા નામની એક સ્ત્રીએ હૈદ્રાબાદમાં રઝાકારો સામે સાત સાત વખત લડાઈ કરી હતી ને દશ રઝાકારોને મારી નાખ્યા હતા. તેના પિતા અને પતિના મૃત્યુ પછી ને ગોરીલા ટુકડીમાં જોડાઈ હતી ને બે વખત દુશ્મનને હાથે પકડાયા પછી પણ ત્યાંથી નાસી છુટી હતી. બે દિવસ સુધી બીદાન જીલ્લામાં રાન્ડોઆરીમાં નીઝામની પોલીસ અને ગોરીલા વચ્ચે ચાલેલી એકધારી લડતમાં લડતાં તે દુશ્મનોને હાથ પકડાઇ હતી ને તેને બીરદની સેન્ટ્રલ જેલમાં પૂરવામાં આવી હતી.

*

અમદાવાદમાં ભદ્રકાળી ટાવર પાસે સરકારી ઓરડીમાં રહેતા એક હિંદુ શખ્સની ૧૫ વર્ષની સગીરબાળાનું અપહરણ કરી જવાના આરોપસર પડોશમાં રહેતા તમીઅમીયાં હસુમીયાં નામનાએક મુસ્લીમ સામે કારંજ પોલીસ મથકમાં ફરિયાદ નોંધાવા પામી છે.

*

મદ્રાસ શહેરમાં ફરતી સરકારી મોટર બસમાં સ્ત્રી કંડકટરોની નીમણૂંક થનાર છે. તેમના પગાર અને નોકરીની શરતોનો નિર્ણય શહેરની સ્ત્રી સંસ્થાઓના પ્રતિનિધિઓ સાથે મંત્રણા કરીને નક્કી કરવામાં આવશે.

*

અમદાવાદના મહીપતરામ અનાથાશ્રમના બાળકોને સાથે લઈ લિડી વિદ્યાબહેને નગર ન્યાયાધીસની કોર્ટમાં કનડગતની ફરીઆદ કરી હતી ને વ્યવસ્થાપક શ્રી. સરોજબહેન સામે પણ આક્ષેપ કર્યો હતા.

*

આણંદ તાલુકાના પણસોરામાં જસભાઈના નાથાભાઇ રાતે સુતા હતા ત્યારે તેમની પત્ની બાઇ જડી અને તેમની વીધવા ભાભી (જે એમની સાળી પણ થાય છે) એ સાડીને આંબળો દઇ ઉંઘના જસભાઇને મળે ફાંસો દેવા પ્રયત્ન કર્યો હતો, પણ તે જાગી જવાથી ને બૂમો પાડવાથી લોકો ભેગા થઇ ગયા. બંને બાઇઓની ધરપકડ થઇ છે.

*

પેટલાદ તાલુકાના ફણજ ગામનો સોમા રાણા આજથી ચાર વર્ષ ઉપર તેની પત્ની બાઈ દીવાળીનું ખૂન કરી નાસી ગયેલો તેને પોલીસે કાણીસર ગામે ઉંઘતો હતો ત્યારે છાપો મારી પકડી પાડયો છે.

*

પ્રકાશક : મનુભાઈ લલ્લુભાઈ જોધાણી : સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ : પાનકુવા, અમદાવાદ.
મુદ્રક : મણિલાલ કલ્યાણદાસ પટેલ, સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પાંચકુવા દરવાજા બહાર, અમદાવાદ.

છૂટક નકલ બાર આના